# ઉછાળા



વાર્ષિક ૯-૧૨-૦

છૂટક ૦-૧૦-૦

૩૭

## બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

# ઝંડુ
# ચ્યવનપ્રાશ

આયુર્વેદનું

અનુપમ ઔષધ

વૃદ્ધ-યુવાન
બાળક
સૌ કોઈ
આજથી જ અજમાવો

જીવનમાં:—
અતિ આવશ્યક
સ્વાદિષ્ટ
પૌષ્ટિક—ખોરાક
એ જ

## જી
## વ
## ન

લીલાં આંબળાં સાથે બીજાં
પાચક અને લોહી વધારનાર
ઓષધિ ભેળવી બનાવેલ

સાધારણ નબળાઈમાં અને મગજની
નબળાઈમાં સંગીન કામ આપનાર
સાત્વિક ઉપાય

: મળવાનું ઠેકાણું :

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી મુંબઈ — ૨

# અશ્વિન



આદર્શ
અને
આરોગ્યપ્રદ
રસોઈ માટે—

# રસદા



પૌષ્ટિક તત્ત્વોથી ભરપુર
(વનસ્પતિ)

અશ્વિનની
અન્ય બનાવટો:

* રીફાઈન્ડ ઓઈલ્સ
* સાબુ
* રેક્ટીફાઈડ સ્પીરીટ
* ડીસ્ટીલરી પ્રોડક્ટસ

દેશના પ્રાન્તપ્રાન્તમાંના
અમારા ઓથોરાઈઝ્ડ
એજન્ટો પાસેથી
મળી શકશે.

## અશ્વિન ઇન્ડસ્ટ્રીઝ લી.

વડોદરા
સમલાયા

: મુંબઈ :
જૈન ટ્રેડીંગ કું.
૧૬, બીજો ભોઇવાડો,
મુંબઈ: ૨

: ગુજરાત :
મેસર્સ રસદા એજન્સી.
૪, રંગવાલા માર્કેટ, રેલ્વેપુરા,
અમદાવાદ

વર્ષ — ૪
અંક — ૧

# કહાની

જાન્યુઆરી
૧૯૪૮



પાંચમી વાર્તાનું ચિત્રબીબું 'ભાવનગર સમાચાર'ના સૌજન્યથી

**કહાની કાર્યાલય**

૪૦૫, ભીમરાજ બીલ્ડીંગ
બીજે માળે,
કાલબાદેવી રસ્તો : મુંબઈ—૨

સંપાદન અને વ્યવસ્થા અંગે —
કહાની કાર્યાલય
દાણાપીઠ : ભાવનગર

## વાર્તા મોકલનારને

'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે. અસ્વીકૃત વાર્તા પરત કરવામાં આવતી નથી. તેને રદ કરવામાં આવે છે. સ્વીકૃત વાર્તાના ખબર લેખકને પખવાડિયામાં અપાશે. — સંપાદક

વાર્ષિક દેશમાં ૬–૧૨–૦
,, પરદેશમાં ૯–૦–૦

# કહાની

છૂટક દેશમાં ૦–૧૦–૦
,, પરદેશમાં ૧–૦–૦

— ની —

### છૂટક પ્રતો નીચેનાં લોકપ્રિય અખબારગૃહો પરથી મળી શકશે

મેસર્સ એ. એચ. વ્હીલર રેલ્વે બુકસ્ટોલ

નેશનલ ન્યુઝ પેપર એજન્સી
કાલબાદેવી રસ્તો : મુંબઈ — ૨

ગુજરાત બુકસ્ટોલ
લક્ષ્મી ટોકીઝ સામે : સુરત

—આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
પો. બો. ૬૨૦, મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો. બો. ૮૯૩, મોમ્બાસા

—લવાજમ ભરવાનાં સ્થળો—

ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઈ–૨
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ
ગાડી પોળ સામે, રાવપુરા : : વડોદરા

એલ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

કહાની કાર્યાલય
મુંબઈ અને ભાવનગર

ઉલ્લાસ અને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

વર્ષ : ૪ – અંક : ૧ જાન્યુઆરી : ૧૯૪૮

કહાની

काव्येषु रम्या कथा

લે. રવીન્દ્રનાથ ઠાકુર

# પવિત્રતા

અનુ. સુશીલ

રામાનંદ ગુરુનું પદ પામ્યા. તપ-જપાદિમાં એમનો આખો દિવસ વીતી જાય છે. સાંઝે ભગવાન પાસે નૈવેદ્ય ધરે છે. પછી જ્યારે અંતરમાં પ્રભુનો પ્રસાદ પહોંચે છે ત્યારે એમનો ઉપવાસ ભાંગે છે.

તે દિવસે મંદિરમાં ઓચ્છવ હતો. રાજા આવ્યા, રાણીજી પણ આવ્યાં. દૂર દૂરથી ઘણા પંડિતો આવ્યા અને જુદા જુદા વસ્ત્ર-વેષ અને ચિહ્નવાળા વિવિધ સંપ્રદાયના ભક્તો પણ આવ્યા. રામાનંદે પ્રભુ પાસે નૈવેદ્ય ધર્યું પણ એનો પ્રસાદ અંતરમાં ન પહોંચ્યો. તે દિવસે રામાનંદથી જમાયું નહિ.

બે સાંઝ એ રીતે ચાલી ગઈ. હૃદય શુષ્ક જ રહ્યું. ધરતી ઉપર માથું નમાવી ગુરુજી કહી રહ્યા: 'ભગવન્‌! એવો તો મારો શો અપરાધ થયો છે?'

પ્રભુએ કહ્યું: 'હું માત્ર વૈકુંઠમાં જ વસું છું? તે દિવસે જેમને મંદિરની બહાર ઊભા રહેવું પડ્યું-મંદિરમાં જેમને પ્રવેશ ન મળ્યો તેમના આખા દેહને સ્પર્શીને હું જ રહ્યો હતો. મારું ચરણામૃત જ એમની પ્રાણવાહિની નસોમાં દોડતું હતું. એમની અવગણના કરવામાં આવી તેથી મને લાગી આવ્યું છે... આજે તમારા હાથનું નૈવેદ્ય મને અભડાયેલું લાગ્યું છે.'

'પણ પ્રભુ! લોકસ્થિતિની રક્ષા તો કરવી જોઈએ ને?' એટલું કહીને ગુરુજી પ્રભુ સામે નીરખી રહ્યા. ભગવાનની આંખો લાલચોળ થઈ. બોલ્યા: 'આ લોકસૃષ્ટિ પણ મારી જ છે-એના આંગણામાં સઘળા જ માનવને આવવાનું નિમંત્રણ છે. લોકસ્થિતિની વાડાબંધી ઊભી કરી મારા અધિકાર આડે સીમા આંકનાર તું કોણ?'

રામાનંદે કહ્યું: 'સવાર થતાં જ એ સીમા તોડીને ચાલ્યો જઈશ-આપના વિશ્વલોકમાં મારા અહંકારનો ભાંગીને ભુક્કો કરી નાખીશ.'

એ વખતે રાત્રીનો ત્રીજો પહોર ચાલતો હતો. આકાશના તારાઓ ધ્યાનમગ્ન હતા. અચાનક ગુરુની ઊંઘ ઊડી ગઈ. એમને સંભળાયું: 'વખત થઈ ગયો છે ઊઠ! પ્રતિજ્ઞા પાળી બતાવ!'

રામાનંદે બે હાથ જોડીને કહેવા માંડ્યું: 'હજી ઘેરી રાત છે-રસ્તામાં અંધારું છવાયું છે. પંખીઓ પણ હજી બોલતા નથી. સવારની જ રાહ જોઈ રહ્યો છું.'

પ્રભુ બોલ્યા: 'રાત્રી વિદાય લે એટલે જ શું પ્રભાત ઊગે? ચિત્ત જ્યારે જાગે-અંદરથી વાણી સંભળાય, ત્યારે જ પ્રભાત ઊગ્યું ગણાય. જાઓ, વ્રતનું પાલન કરો!'

રામાનંદ એકલા, રસ્તા ઉપર થઈને ચાલી નીકળ્યા. માથે એક ધ્રુવતારો જાગે છે. ગામ અને નગરની સીમ છોડીને તેઓ દૂર દૂર નીકળી ગયા. નદીના કાંઠે જ્યાં સ્મશાન હતું ત્યાં ચંડાળ બેઠો બેઠો શબને અગ્નિદાહ દેતો હતો. રામાનંદ એની પાસે જઈને એને ભેટી પડ્યા. ચંડાલ બી ગયો. બોલ્યો: 'પ્રભુ! હું જાતનો ચંડાલ છું-મારું નામ નાભો-મારો ધંધો પણ હલકો છે. મને દોષમાં ન નાખશો.'

ગુરુએ કહ્યું: 'અંતરમાં હું પોતે જ મરેલો હતો-જડ જેવો હતો, તેથી તો હું તને આજ લગી જોઈ શક્યો નહિ. એટલા માટે જ મને તારી જરૂર હતી. તું ન હોત તો આ મૃતના છેલ્લા અગ્નિ-સંસ્કાર કોણ કરત?'

ગુરુ આગળ ચાલ્યા. સવારના પંખીઓ કલરવ કરતાં હતાં. અરુણના પ્રકાશમાં શુક્રનો તારો છુપાઈ ગયો હતો. કબીર પોતાના આંગણામાં બેસીને વસ્ત્ર વણે છે અને મનમાં ગણગણ કરતા ગાય છે.

રામાનંદ ત્યાં જઈને કબીરની પાસે બેઠા અને ગળા ફરતા હાથ વિંટાળી તેમને ભેટી પડ્યા. કબીરે ઉતાવળે ઉતાવળે કહેવા માંડ્યું. 'પ્રભુ! હું જાતનો મુસલમાન છું-વણકરનો હલકો ધંધો કરું છું.'

રામાનંદે કહ્યું: 'આજ સુધી હું તમને ન ઓળખી શક્યો, ભાઈ! એટલે જ હું અંતરમાં નગ્ન રહી ગયો-મારું ચિત્ત ધૂળથી રગદોળાયું. આજે હવે તમારા હાથે પવિત્ર વસ્ત્ર પહેરીશ-એ રીતે મારી લાજ ઢાંકીશ.'

શિષ્યો ગોતતા ગોતતાં અહીં આવી ચડ્યા. એમણે ધિક્કાર વરસાવતાં કહેવા માંડ્યું: 'પ્રભુ! તમને આ શું સૂઝ્યું?' રામાનંદે જવાબ આપ્યો: 'મારા પ્રભુ આજ લગી જ્યાં ખોવાઈ ગયા હતા ત્યાંથી આજે મને ફરી મળી ગયા છે.'

સૂર્ય સહેજ ઊંચે ચડ્યો. એ સૂર્યના પ્રકાશમાં ગુરુજીનું આનંદપ્રફુલ્લ મોં ઝળકી ઊઠ્યું.

# બે અનુભવકથાઓ

રામનારાયણ ના. પાઠક

થોડા દિવસ પહેલાં અમે ચાર મિત્રો તારંગાના પ્રવાસે ગયા હતા. રાતે વાળુપાણી કર્યા બાદ સૌએ એવો ઠરાવ કર્યો કે દરેક એક વાર્તા કહેવી. વાર્તા કલ્પિત નહીં પણ બનેલી હોવી જોઈએ. પછી તે સાંભળેલી હોય કે સ્વાનુભવની.

અમારામાં એક બહુશ્રુત મિત્ર હતા. તેમણે પોતાના સ્વાનુભવની વાતો કહી. એ વાતો એટલી રસિક અને બોધપ્રદ થઈ પડી કે બીજા કોઈનો પછી વારો જ ન આવ્યો. તેમણે કહેલી વાતોમાં બે કથાઓ ખાસ યાદ રહી ગઈ છે તે અહીં ઉતારું છું.

તેમણે પોતાની ખાસ ઢબે, સાદી અને સરળ એવી ગામડી ભાષામાં વાર્તા શરૂ કરીઃ

એકવાર હું મહાદેવેથી પૂજા કરીને આવતો હતો. માત્ર ધોતિયું પહેરેલું, હાથમાં પૂજાપાનું કમંડલુ, ખંભે ખેસ, કપાળમાં ત્રિપુંડ અને દરવાજેથી શહેરમાં પેઠું છું ત્યાં લોકોનું નાનકડું ટોળું જમા થયેલું મારી નજરે પડ્યું.

મારી ઉમર એ વખતે વીસબાવીસ વર્ષની હતી. સહજ કુતૂહલવૃત્તિથી મેં તપાસ કરી જોયું તો એક યુવતી ગભરાયા જેવી, હાથમાં પોસ્ટનું કવર લઈ ઊભી છે અને ફરતા લહેરીલાલા જેવા ગામના લફંગા જુવાનો મૂછમાં હસી રહ્યા છે. બાઈ જરા રૂપાળી પણ હતી. એટલે મશ્કરી પણ શરૂ થઈ. મેં પૂછપરછ કરી તો જણાયું કે બાઈને કાગળ ટપાલમાં નાખવો હતો અને પોસ્ટ-ઑફિસ ક્યાં આવી એની એને ખબર ન હતી. આંખમાં આંસુ હતાં તેથી એ કંઈક દુઃખમાં છે એમ પણ લાગ્યું. તેથી મેં પાસે જઈને બાઈને પૂછ્યુંઃ બહેન, તમારે ક્યાં જવું છે?'

'ટપાલ-ઑફિસે.'

'ચાલો મારી સાથે.' આમ કહી મેં તેની આગળ ચાલવા માંડ્યું. નજીકમાં જ પોસ્ટ-ઑફિસ હતી ત્યાં ટપાલ નાખી દીધી. પછી મેં પૂછ્યુંઃ 'તમે રડો છો કેમ? હરકત ન હોય તો મને વાત કરો.'

બાઈને મારા પર વિશ્વાસ બેઠો હતો એટલે તે બોલીઃ 'આ જે કાગળ મેં ટપાલમાં નાખ્યો તે મારા ધણીનો લખેલો હતો. આ કાગળ મને સવારમાં પથારી ઉપાડતાં ઓશીકા નીચેથી મળ્યો. તેની સાથે એક ચિઠ્ઠી હતી, જેમાં લખેલું કે આ પત્ર તું ટપાલમાં નાખી દેજે. હું ક્યાં જાઉં છું તેની મને પણ ખબર નથી. આ મિત્ર આવીને તારી સંભાળ લેશે.' આ ચિઠ્ઠી વાંચીને મારા તો હોશકોશ ઊડી ગયા.'

'પણ આમ એકાએક ચાલ્યા જવાનું કારણ શું?' મેં વચ્ચે પૂછ્યું.

બાઈએ જવાબ આપ્યોઃ 'કરાંચીમાં અમારી દુકાન હતી. એ આગમાં સળગી ગઈ એવા ખબર આવવાથી એમને આઘાત લાગેલો. બીજું કંઈ કારણ નથી.'

'તો તમે હવે ક્યાં જશો?'

'મારે ઘેર કોઈ નથી. અને મને ઘરમાં ગોઠશે પણ નહીં. હું તો કૂવો-અવેડો કરીશ.' આવો જવાબ સાંભળીને ઘડીભર હું વિચારમાં પડી ગયો. પણ તરત હિંમત કરીને કહ્યુંઃ 'તો પછી મારી સાથે ચાલો મારે ઘેર. હું ને મારી બા બે જણ છીએ; તમને હરકત નહીં આવે.'

બાઈ મારી સાથે ચાલી.

રસ્તે જતાં મને વિચાર થયો કે આમ સાવ અજાણી જુવાન બાઈને ઘેર રાખવી તે ઠીક નહીં. તેથી મેં મારા પાડોશી બેચાર વૃદ્ધને ભેગા કરી બધી વાત કહી બતાવી.

એ જમાનાના ખાખિસ ઘરડેરા પહેલાં તો ખૂબ વહેમાયા. મને કહેઃ 'આવી પારકી પળોજણ શા માટે લઈ આવ્યો! નાહક ઊંડે પાણ્ણા પગ ઉપર કોણ કરે?'

'પણ એની વાત સાચી છે કે નહીં તેની ખાતરી કરીએ પછી શું?'

'કેવી રીતે?'

'પહેલાં તમે એને માટે અલાયદી મેડી કાઢી આપો.' મારા ઘરની સામે જ મેડી હતી ત્યાં એને મૂકી. પછી હું પોસ્ટ-ઑફિસે ગયો. ત્યાં જઈને પોસ્ટમાસ્તરને બધી વાત કરી અને ચોકસાઈ કરવા સારુ પેલું કવર ખોલી જોવા માગણી કરી. પોસ્ટમાસ્તરે કવર કાઢ્યું અને મારી હાજરીમાં ફોડ્યું. અમે બન્નેએ વાંચ્યું. તો હકીકત સાચી ઠરી. હું ઘેર આવ્યો. મારી બા અને કાકાઓ સૌને ધારણ વળી. બાઈને જમવા કરવાની ગોઠવણ થઈ ગઈ.

હવે પેલા મિત્રનો કશો જવાબ આવ્યો નહીં એટલે મને ફિકર પેઠી. કયાંક આ બધું તરકટ તો નહીં હોય! એમ પણ ઘડીભર થયું. એવામાં મારા એક અદાવતિયાએ જઈને પોલીસમાં મારી વિરુદ્ધ ફરિયાદ કરી. પોલીસે પૂરી તપાસ કર્યા વિના મને થાણામાં બોલાવ્યો. ફોજદારે કશું પૂછયાગાછયા વિના મને તમાચો ચોડી કાઢયો!

હું તો સમસમી રહ્યો. એ વખતે મારું શરીર અત્યારે છે તેથી બમણું અને મિજાજ ઘણો. મને નિર્દોષને તમાચો મારવાનો એને હક્ક શો છે એવો વિચાર આવતાં મેં સામો એક તમાચો ખેંચી કઢયો. ફોજદારને માટે તો આ અણધાર્યો ઘા હતો. એણે સીટી મારી એટલે પોલીસો દોડયા આવ્યા અને મને માર પડવા લાગ્યો. મને માર વધારે પડત પણ પોલીસ-ચોકીની બરાબર સામે જ પોસ્ટ-ઑફિસનું મકાન હતું. આ ધમાલ થતી પોસ્ટ માસ્તરે જોઈ. તેમણે મને પોલીસ સાથે જતાં જોયેલો એટલે આ ધાંધલથી તેઓ ચોંકયા અને દોડતા આવી પહોંચ્યા. ફોજદારને તેમણે બનેલી હકીકત કહી મને છોડાવ્યો.

હું ઘેર ગયો. તે પહેલાં મારી બા અને કાકા વગેરે ગભરાઈ ગયેલા. એમણે તો બધી રીસ પેલી બાઈ ઉપર ઉતારી. એને ગાળો દઈ કાઢી મૂકેલી. મને છૂટેલો જોઈ એમને આનંદ થયો છતાં પહેલાં તો મને ખૂબ ઠપકો આપ્યો.

મેં તો બાઈની તપાસ શરૂ કરી. મને ઊડતા સમાચાર મળ્યા કે એ વીરમગામ તરફ ગઈ છે. ત્યાંનું ઠેકાણું મેળવવાનો હું પ્રયાસ કરતો હતો એટલામાં એ બાઈનો ધણી મારે ઘેર આવી પહોંચ્યો. એણે થોડી બનાવટ કરી. કારણ મને ખબર નથી પણ એણે આવીને બાઈ વિષે પૂછપરછ કરી અને મેં ઓળખાણ માગ્યું એટલે કહે, 'હું બાઈના ધણીનો મિત્ર છું. મારી ઉપર તેનો પત્ર આવ્યો તેથી બાઈને મળવા આવ્યો છું.' હું તો મિત્રને કે ધણીને કોઈને ઓળખતો ન હતો. એટલે મેં તો એના કહેવા ઉપર ભરોસો રાખ્યો. એને બનેલી હકીકત કહી સંભળાવી. વીરમગામમાં એના કોઈ સગાવહાલા હશે તે તરત એ ત્યાં ગયો અને વળતે જ દિવસે બાઈને તેડી લાવ્યો. બાઈના કહેવાથી મને તેડવા આવ્યો. હું તેને ઘેર ગયો ત્યારે બાઈને મોઢેથી જાણ્યું કે આ મિત્ર નહીં પણ પોતાનો પતિ છે. બાઈના પતિએ ખુલાસો કર્યો કે તમને ખરી હકીકત કહું અને તમે મને ઠપકો આપો તેથી મેં બનાવટ કરી. કરાંચીમાં દુકાનો બળી ગઈ છે છતાં કંઈક માલ બચ્યો છે એવા ખબર મળવાથી હું પાછો આવ્યો છું. તમે મારે માટે જે કંઈ કર્યું તે બદલ આભારી છું.

આમ પતિપત્ની બંનેએ મારો આભાર માન્યો. હું ઘેર આવ્યો ત્યારે મને વિચાર થયો કે માણસ થોડી ધીરજ નથી રાખતો તેનું પરિણામ કેવું વિપરીત આવે છે? સંકટ તો સૌની ઉપર આવે. પણ સંકટ વખતે ધીરજ રાખે તો સંકટ શબ્દ કેટલો હળવો બની જાય?

'પણ ખરે વખતે ધીરજ રાખવી એ સંસ્કાર અને કેળવણી ઉપર આધાર રાખે છે' અમે કહ્યું.

'એ વાત તમારી ખરી.'

'હવે બીજો કિસ્સો કહી સંભળાવો.' અમે આગ્રહ કર્યો એટલે જરા ય આનાકાની કર્યા વગર એમણે સામાજિક અન્યાયનો એક અતિ કરુણ કિસ્સો કહી સંભળાવ્યો.

[ ૨ ]

એકવાર હું પુષ્કરરાજ યાત્રાએ જતો હતો. મહેસાણા છોડી ગાડી આગળ ચાલી એટલે ભીડ વધવા લાગી. સિદ્ધપુર અને પાલણપુરમાં ભીડ ખૂબ વધી. એમાં એક નાનું બાળક તેડેલી બાઈ ચડી. એ ભીંસમાં કચડાઇ રહી હતી અને બાળક રડતું હતું. એને જોઇને હું ઊભો થયો અને મારી જગ્યાએ બાઇને બેસાડી. [illegible]ણુ આવતાં અંબાજીના યાત્રાળુ ઊતરી ગયા [illegible]લે ભીડ હળવી પડી. મને બેસવાની જગ્યા મળી. મારી સામેને પાટિયે એક બહેન બેઠાં હતાં. એ ઝીણી નજરે મારી સામે જોઇ રહેલાં. મેં ઊભા થઈને પેલી બહેનને જગ્યા આપી ત્યારે એને વધારે ભાવ થયો. એ બહેને કિંમતી કપડાં પહેર્યાં હતાં. હાથેપગે ને ડોકમાં દાગીના પણ કિંમતી હતા. બહેન રૂપાળાં હતાં, વારંવાર પાન ચાવતાં તેથી દાંત ખરાબ થઇ ગયા હતા. આવી સંસ્કારી દેખાતી બાઈ પાન ચાવીને દાંત અને મોં શા માટે ખરાબ કરતી હશે એવો વિચાર મારા મનમાં આવ્યો પણ હું કશું બોલ્યો નહીં.

આબુથી ગાડી ઊપડે તે પહેલાં જ એ બહેને મારી સાથે વાતો શરૂ કરી, ગામઠામ પૂછ્યું. નોકરી અને છોકરાંછૈયાંની વાત પૂછી. એક અજાણ્યાં બહેનને મારા અંગત જીવનમાં આટલો બધો રસ લેતાં જોઇ મને નવાઇ તો લાગી પણ મેં સાવ સ્વાભાવિક રીતે દરેક સવાલના સીધા જવાબ આપ્યા. પછી તો મને પણ જિજ્ઞાસા થઈ એટલે મેં કેટલાક પ્રશ્નો પૂછ્યા. જવાબમાં એ બ્હેને કહ્યું: 'મારી જીવનકથની સાંભળવી હોય તો આજે અજમેર ઊતરી જાઓ. મારે ઘેર ચાલો. કાલે પુષ્કરજી જજો.'

એમણે એટલા ભાવથી કહ્યું કે મારાથી ના ન પડાઇ. વળી એ બ્હેન માણ ગામનાં જ રહીશ અને મારી જ જ્ઞાતિનાં નીકળ્યાં. એમણે વર્ષોથી ગામ મૂકી દીધેલું તેથી હું તેમને ઓળખતો ન હતો. અજમેરમાં તેમનું સાસરું હશે એમ મે અનુમાન કર્યું. તેમના પતિ કાંઈક નોકરી કરતા હશે એમ મેં ધાર્યું.

અજમેર ગતે નવ વાગે ગાડી પહોંચી. ખૂબ આગ્રહ કરીને એ મને પોતાને ઘેર લઇ ગયાં. મકાન આલેશાન હતું. ફર્નીચર કોઈ લક્ષાધિપતિના જેટલું હતું. મને એક સોફા ઉપર દીવાનખાનામાં બેસાડી એ અંદર ગયાં. ફોટાઓ વગેરે હું જોવા લાગ્યો. ચિત્રો મોટે ભાગે કુદરતી દેખાવોનાં હતાં, ગાયનનાં સાજ પડેલાં જોઈ મને વિચાર થયો કે આ બહેન સંગીતનાં શોખીન લાગે છે.

પીવા માટે પાણી આપીને નોકર બાઈ ચાલી ગઈ. હું તો વધારે ઊંડા વિચારમાં પડ્યો. થોડી વાર પછી નોકર બાઈએ આવી પૂછ્યું: 'નાહવા માટે ગરમ પાણી જોઈશે કે ઠંડું?'

'અત્યારે સ્નાન કરવાની જરૂર નથી અને મને ભૂખ પણ નથી.' આમ કહી હું વધારે પૂછવા જતો હતો ત્યાં એ બહેન પોતે અંદરથી આવ્યાં: 'કેમ નથી જમવું? મારે ઘેર આજ તમે આવ્યા ને ભૂખ્યા રહેવાય કાંઈ?' એણે બાઈને ભોજન લાવવા હુકમ કર્યો.

'ઘરમાં કોઈ પુરુષવર્ગ નથી?' આખરે મેં પ્રશ્ન પૂછવાની હિંમત કરી.

'તમે એક પાંચ મિનિટ ધીરજ રાખો; બધી વાત સંભળાવું છું' આમ કહી એ ફરીથી ઓરડામાં ગઈ અને જમવાનું તૈયાર

કરવાનું કહી પાછી આવી. એણે નાહીને કપડાં બદલ્યાં હતાં. અત્યારે એનો ચહેરો સ્નાન કરવાથી વધારે સ્વચ્છ અને તંદુરસ્ત લાગતો હતો. હું તો એની વાત સાંભળવા અધીરો બન્યો હતો. કોઈ અજાણ્યા પ્રદેશમાં જઈ ચડ્યો હોઉં એવી મૂંઝવણ અનુભવી રહ્યો હતો.

મારી સામે એક મોટી ખુરશી પર બેસીને એણે વાત શરૂ કરી: 'મારી વાત સાંભળીને તમે ભડકશો નહીં. મારા તરફ તિરસ્કાર દર્શાવશો નહીં પ્રથમ આખી વાત સાંભળી જજો.'

'ભલે.'

'મારાં માબાપ સાધારણ સ્થિતિનાં હતાં. મારી મા પૈસાની લોભી હતી. બાપા પ્રમાણમાં ઓછા લોભી હતા. અમારી જ્ઞાતિના એક યુવક સાથે મારાં લગ્ન નક્કી કર્યાં. મારાં સાસરિયાં ખૂબ પૈસાદાર હતાં. મારાં માબાપને સારી એવી રકમ તેમણે આપી. આપણી બ્રાહ્મણની જ્ઞાતિમાં દસહજારની રકમ ભાગ્યે જ કોઈ આપે, પણ આ માણસોએ આપી. એનું કારણ એ હતું કે જે યુવક સાથે મારાં લગ્ન થવાનાં હતાં તે પુરુષાતનમાં ન હતો. મારી માને એ વાતની ખબર હતી. મને લગ્ન પછીની પહેલી જ રાતે જાણ થઈ. મારો પતિ પ્રેમાળ હતો. માણસમાં ન હતો એથી મારી પ્રત્યે વધારે ભાવ રાખતો. મેં પણ એની સાથે રહી પ્રભુભજનમાં જીવન પૂરું કરવાનો નિર્ણય કર્યો.

'એમાં બનવાકાળ તે મારા પતિનો એક મિત્ર અમારે ઘેર આવતો-જતો થયો. મને મારાં દેરાણીજેઠાણીનાં બાળકો જોઈ માતૃત્વની ઝંખના જાગી તેથી મારા પતિ પાસે એકાન્તે મને વાત કરી કે આપણા ધનનો વારસદાર તો જોઈએ જ. તમે રજા આપો તો તમારા મિત્ર દ્વારા સંતાન મેળવું. મારા ઉદાર પતિએ રજા આપી.

આટલી વાત કરતાં બાઈનું હૈયું ભરાઈ આવ્યું પણ ગળું ખંખારી આગળ બોલીઃ

'મને મહિના રહ્યા. ચોથે મહિને લોકોને જાણ થઈ. મારા સાસુ-સસરા વગેરેને જાણ થઈ. પતિ પણ ગભરાયા અને કશો વિચાર કર્યા વિના મને ઘરમાંથી કાઢી મૂકી. પેલા મિત્ર પાસે ગઈ તો એણે પણ સ્વીકારવાની ના પાડી. પિયરમાં જઈને માબાપને છાપરે ચડાવતાં મારો જીવ ન ચાલ્યો. હું તો ગામેગામ ફરવા લાગી. મહિના પૂરા થતાં એક ગામથી બીજે ગામ જતાં રસ્તામાં જ દીકરી અવતરી. કોઈ પરગજુએ મારી સારવાર કરી. પણ વધારે દિવસ ન સંઘરી.

'એક શહેરમાં રસ્તે ચાલતી ભિખારણ બનીને મેં દીકરીને ઉછેરવાનું નક્કી કર્યું. પણ મારી પાછળ લફંગા લોકોની નજર પડી અને મને ત્રાસ થવા લાગ્યો. એવામાં મારી દીકરી ગુજરી ગઈ. મારો એકનો એક આધાર ગયો તેથી મને સખત આઘાત લાગ્યો. હું બીમાર પડી. એ સ્થિતિમાં એક આધેડ વેશ્યાએ મને મદદ કરી અને તે મને અહીં લઈ આવી. મને સાજી કરી. મારી જુવાની ફૂટતી આવતી હતી. સમાજમાં ક્યાંઈ મારું સ્થાન ન હતું. પ્રતિષ્ઠિત ગણાતા લોકો પણ અહીં આવતા હતા. આખરે મન મારીને મેં આ જીવન સ્વીકાર્યું.'

એ બહેન શ્વાસ ખાવા અટક્યાં એટલે વચ્ચે મેં પૂછ્યું: 'તો શું તમે વેશ્યાનો ધંધો કરો છો?'

એ મારી સામે તાકી રહ્યાં. મારો પ્રશ્ન એમને દુઃખદાયક લાગ્યો. મને પણ થયું કે જે વસ્તુ હું સમજી ગયો હતો તેને પ્રશ્ન રૂપે પૂછવાની જરૂર ન હતી. મેં બીજો પ્રશ્ન પૂછ્યો: 'તમે કેટલાં વર્ષથી અહીં છો?'

'દસેક વર્ષ થવા આવ્યાં. સત્તર વર્ષની ઉંમરે આવેલી. મને સત્તાવીશ થયાં.'

સત્તાવીશ વર્ષે એ બહેન આધેડ જેવી લાગતી હતી. મારું હૃદય કરુણાથી ભરાઈ આવ્યું. મેં વળી પ્રશ્ન પૂછ્યો: 'તમને આ જીવન ગમે છે?'

'આવું કૃતરાથી એક જીવન કોને ગમે?'

જવાબ સાંભળી હું રાજી થયો. હિંમત કરીને મેં પૂછ્યું: 'તો પછી મારી સાથે મારે ઘેર ચાલો. ત્યાં કાંઈક કામધંધો કરજો.'

'એમ એકદમ તો આ બધું છોડવું ન ગમે. પણ તમે પુષ્કરજી જઈને પાછા જતાં અહીં ઊતરજો. તમારી સાથે હજી વધારે નિરાંતે વાતો કરવી છે.'

દરમિયાન જમવાનું તૈયાર થતાં અમે એક ટેબલ પર જમવા બેઠા. જમતાં જમતાં પણ એ જ વાતો ચાલ્યા કરી.

બીજે દિવસે હું પુષ્કરજી ગયો. ત્યાં અકસ્માત મારો એક જૂનો સ્નેહી મળ્યો. એ જયપુરમાં વેપાર કરતો હતો. ઘણા દિવસે મળ્યા તેથી અમને બન્નેને આનંદ થયો. મેં ખબરઅંતર પૂછ્યાં તો એણે દુખિત હૈયે વાત કરી: 'તમારી ભાભી ગુજરી ગયાં બે માસ થયા. નાનાં બે બાળકો—એક બે વર્ષનું ને બીજું પાંચ વર્ષનું છે.'

મિત્રના દુઃખથી મને પણ આઘાત થયો. થોડી વાર એને અંગે જ વાતો ચાલી. પણ મારા મનમાં તો પેલી બહેન રમતાં હતાં એટલે જ્યારે એ મિત્રના પુનર્લગ્નની વાત નીકળી ત્યારે મેં સ્વાભાવિક રીતે કહ્યું: 'જો ચાર છ મહિને અગર વરસે તારો વિચાર થાય, થોડું દુઃખ હળવું થયા પછી બાળકોની ખાતર પણ તારે પુનર્લગ્ન કરવું હોય તો એક સ્થળ મારા ધ્યાનમાં છે. બે બાળકોના કલ્યાણ સાથે એક સ્ત્રીનો પણ ઉદ્ધાર થશે.'

એ વખતે તો વધારે વાત ન થઈ. અને મેં પણ વિશેષ આગ્રહ ન કર્યો પણ મને એ આગ્રહ કરીને જયપુર તેડી ગયો. ત્યાં પોતાની ઇચ્છા દર્શાવી. મેં પેલાં બહેનની હકીકત સંભળાવી. ઘડીભર તો, એ સ્તબ્ધ બની ગયો પણ મારી સમજાવટથી આખરે કબૂલ થયો અમે બન્ને સાથે અજમેર ગયા. પેલાં બહેનને પણ એજ રીતે સમજાવટથી વાત કરી અને તેઓ પણ સંમત થયાં. બન્નેનાં લગ્ન થયાં. અજમેરનું ઘર કાઢી નાખી જયપુર જઈ રહ્યાં. આજે પાંચ વર્ષ એ વાતને વીતી ગયાં. અત્યારે એમને બે બાળકો છે. મારી સાથે પત્રવહેવાર રાખે છે. હું કોઈ વાર જાઉં પણ છું.'

'તમે તમારા જીવનમાં બીજું કશું ન કર્યું હોત અને આ એક બહેનને જ સહાય કરી હોત તોપણ તમારું જીવન સાર્થક ગણાત.' અમારા મુખમાંથી ઉદ્ગાર નીકળી પડ્યા.

મોડી રાત સુધી એ બહેનના જીવન વિષે વાતો ચાલ્યા કરી. આપણા સામાજિક જીવનને ન્યાયી બનાવવા માટે કેવા ભગીરથ પ્રયત્ન કરવાની જરૂર છે એના વિચારોથી અમારી ઊંઘ ઊડી ગઈ.

મહાકવિ સોમદેવ ભટ્ટ રચિત

# કથાસરિત્સાગર

મયૂર

[અતિ પ્રાચીન કાળથી મનુષ્યની કેળવણીમાં શાસ્ત્રીય જ્ઞાન સાથે વ્યવહારુ-પ્રત્યક્ષ જ્ઞાનની આવશ્યકતા સ્વીકારાયેલી છે. એટલે જ વેદરૂપી, આર્યોના શાસ્ત્રીય જ્ઞાનને તે વેળાના ઋષિમુનિઓએ અઢાર પુરાણરૂપી વ્યવહારુ-દૃષ્ટાંત દ્વારા આપ્યું. જતે દિવસે દૃષ્ટાંતકથાઓનું મહત્ત્વ ત્યાં સુધી વધ્યું કે રાજકારણ, સમાજશાસ્ત્ર અને વ્યક્તિવિકાસ, પ્રત્યેકમા એની કારગત ઉપયોગિતા સ્વીકારાઈ. શાલિવાહન રાજાના સમયમાં ગુણાઢ્ય કવિ રચિત 'બૃહત્કથાસાર' મળ્યુ. કાળચક્રમાં એ સાતલાખ શ્લોકી બૃહત્કથાસારનું વાર્તાસાહિત્ય માત્ર એકલાખ શ્લોકી, શ્રી સોમદેવ રચિત કથાસરિત્સાગર રૂપે જ અવશ્ય થયું છે. એના ગુજરાતી અનુવાદ બેએક થયા છે. તે મુખ્યત્વે શબ્દશ: ભાષાંતર હોઈ પ્રાચીન વાર્તાશૈલીની અતિ લાંબી વર્ણનપદ્ધતિવાળાં અને આજના આગળ વધેલા સમયમાં ન ગોઠે તેવી રજૂઆતવાળા છે.

સમર્થ રસાળ વાર્તાકાર શ્રી મયૂર દ્વારા, મહત્ત્વનાં ટૂંકાં સભર વર્ણનોવાળી એમની ચિત્તાકર્ષક કથનશૈલીમાં એ વાર્તાનો દરિયો 'કહાની'માં વહેવડાવવા અમે સફળ થયા છીએ. —સંપાદક]

[કથાપીઠ]

મંગળાચરણ

શંકર અને પારવતી છે.

એક દિવસ પારવતીએ શંકરને કહ્યું છે: 'ભગવાન! સારી મજાની વાત કહો ને.'

પારવતીજીનાં હેતાળ વચનોથી શિવજીનું હૈયું વલોવાયું છે. ને મંદરાચળ વડે સમુદ્રનું મંથન કરતાં જેમ અમૃત નીકળ્યું તેમ શિવજીના મુખમાંથી વાર્તાઓ રૂપી આ અમૃત નીકળ્યું છે.

જે કોઈ તે શીખે છે ને સાંભળે છે, તેનાં સર્વ વિઘ્નો દૂર થાય છે અને શિવજીના પ્રતાપે કરીને તે બુદ્ધિવાળો થાય છે.

## ૧] શંકર પારવતીની વાત

હિમાચલ નામનો એક પર્વત. એ તો પર્વતોનો પણ રાજા. કિન્નરો, ગંધર્વો યક્ષો, વિદ્યાધરો પણ હંમેશા એની સેવા કરે. એને ઘરે તો ત્રણે જગતના માતા જેવાં પારવતીજીએ પણ અવતાર લીધેલો. એવું હિમાચલનું મહાતમ.

એના ઉત્તર શિખરનું નામ કૈલાસ. ઊંચો ઊંચો જાણે માથા ઉપર આકાશ રાખીને રહ્યો છે. ધોળો ધોળો જાણે સાવ રૂપાનો છે. એવા કૈલાસ ઉપર શિવજી રહે.

એક દિવસ શંકર અને પારવતી એકાંતમાં બેઠાં છે. બેઠાં બેઠાં અલકમલકની વાતો કરે છે. ને મીઠી મીઠી વાતો કરીને પારવતીએ શંકરને પ્રસન્ન કર્યા છે.

ત્યારે શિવજી બોલ્યા છે કે, 'હે પ્રિયે! તારું શું પ્રિય કરું?'

ત્યારે પારવતીએ કહ્યુ છે કે, 'એક સારીમજાની વાત કહો.'

ત્યારે શિવજીએ કહ્યું છે કે, 'હે સતી! તમારાથી શું અજાણ્યું છે તે હું વાત કહું?'

ત્યારે સતીએ કહ્યું છે કે, 'શિવજી! મારાથી તો ઘણું યે અજાણ્યુ છે. એકાદ અણસાંભળી વાત કહો.'

ત્યારે શિવજીએ વાત કહેવા માંડી છે:

એક વખત બ્રહ્મા અને વિષ્ણુ મારા દર્શને આવવા નીકળ્યા. ચાલતાં ચાલતાં બંને હિમાલયની તળેટીમાં આવી ચડયા. તળેટીમાં મોટું બધું શંકરનું બાણુ. એનો એક છેડો આકાશમાં ને એક છેડો પાતાળ-માં એ બાણુનો પાર પામવા બ્રહ્મા આકાશે ચડ્યા અને વિષ્ણુ પાતાળમાં ગયા. તો ય એનો પાર પામ્યા નહિ. એટલે તો બંનેએ તપ કરવા માંડ્યું.

'એમના તપથી હું પ્રસન્ન થયો અને બંનેને કહ્યુ: 'માગો ! માગો !'

ત્યારે બ્રહ્માજીએ કહ્યું: 'તમે મારે ઘેર પુત્રરૂપે અવતરો.'

બ્રહ્માએ આવી અઘટિત માગણી કરી, એટલે તો લોકોએ એની નિંદા કરી. ને તે દિવસથી કોઈ બ્રહ્માની પૂજા કરતું નથી.

પછી વિષ્ણુએ વરદાન માગ્યું: 'હું તમારી હમેશ સેવા કર્યા કરું, એવું વરદાન ધો.'

ત્યારે મેં કહ્યું· 'તથાસ્તુ.'

એ વરદાને કરીને તમે વિષ્ણુના અંશમાથી ઉત્પન્ન થયાં, સતી ! અને રોજ મારી સેવા કરો છો.

ત્યારે પારવતીજીએ કહ્યું છે: 'આમાં તે શી નવી વાત કરી, ભગવાન ?'

ત્યારે શિવજીએ કહ્યું છે: 'પૂર્વજન્મે પણ તમે મારી સ્ત્રી હતાં, સતી !'

ત્યારે પારવતીએ કહ્યું છે: 'એ કેવી રીતે ?'

ત્યારે શિવજીએ કહ્યું છે: 'દક્ષ નામના એક પ્રજાપતિ હતા. તમે દક્ષના ઘેર પુત્રી રૂપે અવતર્યાં. પછી આપણુ બને પરણ્યાં.

એક વખત દક્ષે મોટો યજ્ઞ કરવા માંડ્યો. યજ્ઞમાં બધા ય દેવોને બોલાવ્યા. ફક્ત મને ન બોલાવ્યો. એટલે તો તમને ખોટું લાગ્યું. રોષે ભર્યાં તમે પિતાને ઘેર ગયાં. ને પિતા સાથે વઢવાડ માંડી: 'શું કામે શિવજીને યજ્ઞમાં ન બોલાવ્યા ?'

ત્યારે દક્ષે કહ્યું કે, 'એ તો રૂંઢમાળ પહેરે છે ને શરીરે મસાણુની રાખ ચોળે છે એ તો અપવિત્ર ગણાય. યજ્ઞમાં એને ન બોલાવાય.'

સાંભળીને તમને તો રીસ ચડી છે. ને યજ્ઞકુંડમાં પડી તમે પ્રાણુ ત્યાગ્યા.

તમારા મરણુના સમાચાર સાંભળી મને ય રોષ થયો ને મેં દક્ષના યજ્ઞનો ભંગ કર્યો.

પછી તો તમે હિમાલયને ઘેર પુત્રી થઈને અવતર્યાં. હું હિમાદ્રીમાં તપ કરતો-'તો. તમે મારી સેવા કરી. હું તમારા ઉપર પ્રસન્ન થયો અને આપણે બંને પરણ્યાં.

ને તે દિવસથી સતી ! તમે મારી સેવા કરી રહ્યાં છો.

શિવજીએ એટલું કહ્યું છે ને પાર-વતીજી રીસે બળ્યાં બોલી ઊઠયાં છે: 'તમે તો પાખંડી છો. વાત કહેવાની દાનત જ નથી. મને ખબર જ છે કે હું તો તમારી અણુમાનીતી છું. તમારે તો ગંગા અને ચંદ્રિકા માનીતી.'

ત્યારે શિવજીએ કહ્યું છે: 'એવી વાત કરો મા; સતી ! લ્યો તમને-સારી સારી વાત કહું.'

ને શિવજીએ સારી સારી વાત માંડી છે:

વાર્તા કહેતા પહેલાં શિવજીએ નંદીને

બોલાવ્યો છે. નંદીને કહી રાખ્યું છે: 'ખબરદાર! કોઈ અંદર ન આવે.'

નંદી બારણે પહેરો ભરતો બેઠો છે ને શિવજી વાત કહે છે:

દેવો તો સદાયના સુખિયા ને માનવી સદાયનાં દુખિયાં. એવા સુખિયાદુખિયાની વાત તે શી કરવી? હું તમને વિદ્યાધરોની જ વાત કહીશ.

શિવજીએ એટલું કહ્યું છે ત્યાં તો પુષ્પદંત આવ્યો છે. પુષ્પદંત શિવજીનો મોટો ગણ. એને બધી બાબતની છૂટ. શિવપારવતી એકાંતમાં હોય, ત્યાં પણ તે જઈ શકે પણ આજે તો નંદીએ એને રોકયો છે.

તો ય એ તો યોગવિદ્યાને બળે કરીને છાનોમાનો અંદર પેસી ગયો છે ને સંતાઈને શિવજીની વાત સાંભળવા લાગ્યો છે.

શિવજીએ તો રૂડી સાત વિદ્યાધરોની વાત કહી છે. પુષ્પદંતે બધી વાત સાંભળી છે. વાત સાંભળી કરીને પુષ્પદંત હરખભર્યો ઘેર ગયો છે. ઘેર જઈને એણે એની સ્ત્રી જયાને બધી વાત કહી સંભળાવી છે. એ તો કહ્યું જ છે ને કે છાની વાત પોતાની સ્ત્રીને કહ્યા વિના રહી શકે એવા તો વિરલા જ હોય છે.

ને એ ય કહ્યું છે ને કે સ્ત્રીના પેટમાં તે વળી વાત ટકતી હશે? જયા તો દોડી દોડી પારવતીજી પાસે ગઈ છે ને પારવતીજીને વિદ્યાધરોની વાર્તા કહી છે. વાત સાંભળીને પારવતીજી રીસે બળ્યાં છે. એ તો કહે: 'શિવજીએ તો મને છેતરી. કહેતા હતા કે આ વાત તો કોઈ જાણતું નથી. ને આ જયાને ય આ વાત આવડે છે.'

એમણે તો શંભુજી સાથે વઢવાડ માંડી છે.

શંભુ તો ઘટઘટની જાણે. એમણે તો બધા ખબર જાણ્યા છે ને સતીને કહ્યું છે: 'જયાને બોલાવો, સતી!'

જયાને બોલાવી છે ત્યારે તેણે કહ્યું છે: 'મને તો પુષ્પદંતે વાત કરી હતી.'

ને પુષ્પદંતે ય કહ્યું છે: 'મેં તો છાના રહીને શિવજીની વાત સાંભળી'તી.'

ત્યારે શિવજીએ કહ્યું છે: 'પુષ્પદંત બધી વાત છાનોમાનો સાંભળી ગયો. એણે જઈને જયાને વાત કહી જયાએ તમને વાત કહી. એમાં ઠાલા રીસે શું કામ બળો છો, સતી?'

ત્યારે પારવતીએ પુષ્પદંતને શાપ આપ્યો છે: 'જા, જઈને મૃત્યુલોકમાં અવતાર લે.'

ત્યારે શિવજીનો બીજો ગણ માલ્યવાન વચ્ચે પડયો છે: 'સતી! એનો એટલો ગુનો માફ કરો.'

ત્યારે સતીએ એને ય શરાપ્યો છે: 'જા, તું યે મૃત્યુલોકમાં અવતાર લે.'

ત્યારે બંને પારવતીજીના પગે પડયા છે: 'સતી! આટલો રોષ કરો મા. તમે તો જગજ્જનની છો. અમારા ઉપર મહેર કરો, શાપનું નિવારણ કરો.'

ત્યારે પારવતીએ કહ્યું છે: 'સુપ્રતીક નામનો કુબેરનો યક્ષ છે. કુબેરના શાપે કરી પિશાચ યોનિમાં જઈ પડયો છે. વિંધ્યાચળની તળેટીમાં કાણભૂતિ નામ ધારણ કરીને રહે છે. એ કાણભૂતિને પુષ્પદંત શિવજીના આ સાત વિદ્યાધરોની કથા કહેશે, એટલે પુષ્પદંતનો છુટકારો

થશે: કાણુભૂતિ પાસેથી માલ્યવાન એ કથા સાંભળશે, ત્યારે માલ્યવાનનો છુટકારો થશે ને ભેળો કાણુભૂતિ યે શાપમુક્ત થશે.'

'આટલું કહીને પારવતીજી પોતાને થાનકે ગયાં છે.

*

કેટલેક દહાડે પારવતીએ શિવજીને પૂછ્યું છે: 'ભગવાન! પેલા માલ્યવાન અને પુષ્પદંત પૃથ્વી ઉપર કયે ઠામે જન્મ્યા છે એ કહો ને.'

ત્યારે શિવજીએ કહ્યું: 'કૌશાંબી નામની નગરી છે. એ નગરીમાં પુષ્પદંત એક બ્રાહ્મણને ઘેર અવતર્યો છે ને ત્યાં એનું નામ વરરુચિ રાખ્યું છે. સુપ્રતિષ્ઠિતા નામની બીજી નગરી છે. ત્યાં માલ્યવાન જન્મ્યો છે. એનું નામ રાખ્યું છે ગુણાઢ્ય.'

એટલું કહીને શિવ પારવતી અંતર્ધાન થયાં છે.

## ૨ ] વરરુચિની વાત

કૌશાંબી નામનું એક શહેર ને એ શહેરમાં એક બ્રાહ્મણ રહે. એનું નામ સોમદત્ત. એની સ્રીનું નામ વસુદત્તા. થોડા વખતે સોમદત્તને ઘેર એક પુત્રનો જન્મ થયો. પુત્ર તો રૂડો રૂડો રૂપ જેવો ને નાનપણથી જ ઘણો ચાલાક. એનું નામ વરરુચિ અથવા કાત્યાયન. વરરુચિ પાંચ વર્ષનો થયો, એટલામાં તો તેનો પિતા અવસાન પામ્યો. બિચારી વસુદત્તા ઉપર પુત્રના લાલનપાલનનો ભાર આવી પડ્યો. સ્થિતિ બહુ જ ગરીબ એટલે ગામનાં દળણાં પાણી કરીને માતા પુત્રને ઉછેરે ને એમ કરતાં કરતાં વરરુચિ આઠ વર્ષનો થયો.

હવે વેતસ નામનું એક શહેર ને એ શહેરમાં બે બ્રાહ્મણ ભાઈઓ રહે. એકનું નામ દેવસ્વામી અને બીજાનું નામ કરંભક. દેવસ્વામીને એક દીકરો, એનું નામ ઈંદ્રદત્ત અને કરંભકને એક દીકરો, એનું નામ વ્યાડી. કાળે કરીને દેવસ્વામી અને કરંભક ગુજરી ગયા અને તેમની પત્નીઓ પણ મરણ પામી. ઈંદ્રદત્ત અને વ્યાડી એકલા પડ્યા. પૈસાનો પાર ન હતો, એટલે આજીવિકાની તો ચિંતા ન હતી. પરંતુ બ્રાહ્મણધર્મ પ્રમાણે વેદવિદ્યા ભણવી જોઈએ. એ માટે કોઈ ગુરુને શોધી કાઢવો જોઈએ. વેતસ નગરમાં તો એવો કોઈ વિદ્વાન બ્રાહ્મણ ન મળે. એટલે બંને કોઈ વિદ્વાન ગુરુની શોધમાં ચાલી નીકળ્યા.

ચાલતાં ચાલતાં મારગમાં કોઈકે કહ્યું: 'નંદ રાજાનું પાટલીક નગર છે ને એ નગરમાં વર્ષ નામનો એક વિદ્વાન બ્રાહ્મણ રહે છે. એની પાસે જાઓ. એ બધી વિદ્યા ભણાવશે.'

પછી તો બંને સીધા પાટલીકપુર પહોંચ્યા. અને વર્ષની તપાસ કરવા લાગ્યા.

કોઈકે કહ્યું: 'અહીં વર્ષ નામનો એક બ્રાહ્મણ રહે છે ખરો, પણ એ તો મૂરખ છે. તમે કહો છો તેવો વિદ્વાન એ નથી.'

તો ય બંને વર્ષને ઘેર ગયા. વર્ષના ઘરની સ્થિતિ જોવા જેવી હતી. દીવાલોમાં મોટી મોટી ચિરાડો પડેલી. ઉપર નળિયાનું નામનિશાન નહિ. ચારે તરફ ઉંદરે દર કરેલાં. અંદર વર્ષ એક ખૂણામાં બેઠો બેઠો ધ્યાન ધરે.

વર્ષની સ્ત્રી પણ સાવ સુકલકડી. અંગ ઉપર એકયે સારું વસ્ત્ર નહિ તો ઘરેણાં કયાંથી જ હોય? ઘરમાં પણ એક ટંકનું ખાવાનું ન હતું.

ઈંદ્રદત્ત અને વ્યાડી વર્ષની સ્ત્રી પાસે પહોંચ્યા. હાથ જોડી ઊભા રહ્યા: 'અમારે વર્ષ ગુરુ પાસે અભ્યાસ કરવાની ઇચ્છા છે.'

વર્ષની સ્ત્રીએ બંનેનો થઈ શકે એવો સત્કાર કર્યો અને કહ્યું: 'મારા પતિ તો સાવ મૂરખ છે. એ તમને શું શીખવશે?'

ઈંદ્રદત્ત કહે: 'અરે એમના જેવો તો વિદ્વાન કોઈ સાંભળ્યો નથી. એમનું નામ સાંભળીને તો અમે છેક વેતસ નગરથી અહીં સુધી આવ્યા છીએ.'

સ્ત્રીએ પૂછયું: 'તમે એકશ્રુતધર* છો?'

વ્યાડી કહે: 'ના, એકશ્રુતધર તો નથી.'

સ્ત્રી કહે: 'ત્યારે તમને એ નહિ ભણાવે. એમને તો કાર્તિકસ્વામીએ આજ્ઞા કરી છે કે જે કોઈ એકશ્રુતધર હોય તેને જ તારી વિદ્યા આપજે; બીજા કોઈને નહિ.'

વ્યાડી કહે: 'ત્યારે તો એકશ્રુતધરને શોધી કાઢવો રહ્યો.'

બંને ભાઈઓ વર્ષની પત્નીને પ્રણામ કરી તેના હાથમાં એકસો સોનામહોરો આપી ત્યાંથી વિદાય થયા અને ચારે તરફ એકશ્રુતધરની તપાસ કરવા લાગ્યા.

ચાલતાં ચાલતાં તેઓ કૌશાંબી નગરીમાં આવ્યા અને વરરુચિને ત્યાં રાતવાસો રહ્યા.

રાતે વાળુપાણી કરીને બધાં વાતો કરતાં બેઠાં હતાં. તેવામાં દૂરથી પખવાજનો અવાજ આવ્યો.

વરરુચિ કહે: 'મા! આ શેનો અવાજ છે?'

મા કહે: 'એ તો તારા પિતાનો મિત્ર નંદ નટ નૃત્ય કરે છે ને પખવાજ વાગે છે.'

પુત્ર કહે: 'મા! હું નંદ નટનો નાચ જોવા જાઉં? આવીને તને બધી વાત કહીશ'

આ સાંભળીને ઈંદ્રદત્ત અને વ્યાડીને નવાઈ લાગી. વ્યાડી કહે: 'આ છોકરો તે શી વાત કરે છે? બધી વાત તે કાંઈ યાદ રહેતી હશે?'

મા કહે: 'એમાં નવાઈ જેવું કશું જ નથી. મારો દીકરો તો એકશ્રુતધર છે. એક વખત એક વાત સાંભળી કે એ ભૂલે જ નહિ.'

વ્યાડી કહે: 'સાચી વાત કહો છો?'

મા કહે: 'ખોટું શું કામ બોલું?'

વ્યાડી કહે: 'એની ખાતરી શી?'

મા કહે: 'પરીક્ષા કરી જુઓ.'

ઇંદ્રદત્તે વ્યાકરણનો એક અઘરો પાઠ કહી બતાવ્યો. વરરુચિ તરત જ કડકડાટ અક્ષરેઅક્ષર બોલી ગયો.

સાંભળીને પેલા બંને તો ખુશી ખુશી થઈ ગયા.

તોય બંનેના મનમાં થોડીઘણી શંકા રહી ગઈ.

---

* એક વખત સાંભળ્યા બાદ યાદ રાખી લે તે.

બધા નંદ નટનો નાચ જોવા ગયા. પાછા આવીને વરરુચિએ માને રજેરજ વાત કહી બતાવી. એટલે તો ઇન્દ્રદત્ત અને વ્યાડીની રહીસહી શંકા નાશ પામી.

વ્યાડી કહેઃ 'મા ! તમારો દીકરો અમને આપો; ભણાવીગણાવીને પાછો સોંપીશું.'

એમણે તો વર્ષ ગુરુવાળી બધી વાત માને કહી.

મા કહેઃ 'મારો દીકરો તમને ખપ લાગતો હોય તો ખુશીથી લઈ જાઓ.'

બીજે દિવસે સવારે ઇંદ્રદત્ત અને વ્યાડી વરરુચિને સાથે લઈને કૌશાંબી-નગરીથી ચાલી નીકળ્યા.

ચાલતાં ચાલતાં થોડા દિવસે બધા પાટલીકપુર પહોંચ્યા અને ગુરુ વર્ષને ઘેર ઉતારો કર્યો. વરરુચિને ખરો એકશ્રુતધર જાણીને વર્ષ ગુરુએ તરત જ ભણાવવાનું શરૂ કરી દીધું. વરરુચિએ ગુરુને મોઢેથી એક વખત સાંભળીને બધું યાદ રાખી લીધું. વ્યાડીએ બે વખત સાંભળીને અને ઇંદ્રદત્તે ત્રણ વખત સાંભળીને બધી વિદ્યા કંઠે કરી લીધી.

તૂટીફૂટી ઝૂંપડીમાં ગુરુ વર્ષ વસતા હતા અને આળસુ અને મૂરખની કોટીમાં ખપતા હતા જે ઝૂંપડીને માથેથી કોઈ કાગડા યે ન ઉડાડતું, ત્યાંથી વેદની ધૂનો પ્રગટ થતી જોઈને આખા ગામમાં આશ્ચર્ય આશ્ચર્ય થઈ રહ્યું. ચોગરદમથી લોકો વર્ષની ઝૂંપડી તરફ આવવા લાગ્યા. ગુરુ વર્ષનો જયજયકાર બોલી રહ્યો. નંદ રાજાને દરબાર પણ ગુરુની વાત થવા લાગી અને થોડા દિવસમાં તો વર્ષને આંગણે ધનના ઢગલા થવા લાગ્યા.

## ૩ ] પાટલીકપુરની વાત

હવે એક દિવસ ખાઈપીને વર્ષ ગુરુ નિરાંતે બેઠા હતા. એમના શિષ્યો સામે બેઠા બેઠા ગપ્પાં મારી રહ્યા હતા. એવામાં વરરુચિએ પૂછ્યું: 'ગુરુજી ! આ નગર લક્ષ્મી અને સરસ્વતીનું ધામ કેવી રીતે બન્યું ?'

ત્યારે ગુરુએ પાટલીકપુરની ઉત્પત્તિ-કથા કહેવા માંડીઃ

ગંગા નદીના મુખ આગળ એક કનખલ તીર્થ અને તીર્થમાં એક બ્રાહ્મણ અને બ્રાહ્મણી તપ તપે. બ્રાહ્મણને ત્રણ દીકરા. થોડે વખતે બ્રાહ્મણ બ્રાહ્મણી મરણ પામ્યાં ને ત્રણે પુત્રો ત્યાંથી કોઈ બીજે સ્થાનકે જવા ચાલી નીકળ્યા.

ચાલતાં ચાલતાં રાજગૃહ નામનું એક શહેર આવ્યું. ત્યાં રહીને ત્રણેએ અભ્યાસ કર્યો અને પછી આગળની વાટે ચાલ્યા.

આગળની વાટે એક ચિંચિની નામનું નગર આવ્યું. એ નગરમાં એક ભોજીક નામના બ્રાહ્મણને ઘેર ત્રણે ભાઈઓ વાસો વસ્યા. ત્રણેને સુપાત્ર જાણી ભોજીકે પોતાની દીકરીઓ વરાવી. ધનદોલત ઘરબાર બધું તેમને ભળાવ્યું અને ભોજીક તો તપ કરવા તીરથને કાંઠે ચાલ્યો ગયો.

ત્રણે ભાઈઓ તો સસરાને ઘેર રહે છે, ખાય છે, પીએ છે ને લહેર કરે છે. એવામાં એકાએક દેશમાં કારમો દુકાળ પડ્યો. ચારે તરફ અન્નપાણીના સાંસા. ઘરમાં હતું તે ખલાસ થઈ ગયું અને ત્રણે ભાઈઓ મૂંઝાણા. આજ સુધી તો બેઠાં બેઠાં ખાધું છે. ભૂંજ્યો પાપડ

માંગ્યો નથી ને હવે કયા ઓડવેથી ધન લાવીને આ અસતરોઓને ખવડાવશું ?

એમને તો કાંઇ સૂઝે પડી નહિ ને એક રાતે ત્રણે જણા પત્નીઓને સૂતી મેલીને પોબારા ભણી ગયા.

સ્ત્રીઓને તો ઊંચે આભ ને નીચે ધરતી. ક્યાંયે કરતાં ક્યાંય આશરો રહ્યો નહિ. પણ ભગવાન છે ને ! એમના પિતાનો એક મિત્ર હતો. એણે એ ત્રણે ગભરુડીઓને પોતાને ઘેર આશરો આપ્યો ને બચાડી પારકે આશરે જેમ તેમ દિવસ વિતાવવા લાગી.

ત્રણ સ્ત્રીઓમાં પચેટ સગર્ભા હતી. પૂરા માસે તેણે દીકરો જાયો. દીકરો તો રૂડો રૂડો રાજાના કુંવર જેવો. ત્રણે બહેનો દીકરાની સામું જોઇને બેસી રહે ને મનમાં ને મનમાં ચિંતવે કે 'ક્યારે મોટો થાય ને ક્યારે આપણું ગઢપણ પાળે ?'

એક દિવસ શંકર ને પારવતી આકાશમારગે થઈને નીકળ્યાં છે.

ત્રણે બહેનો દીકરાને વીંટીને બેઠી છે. ઉંસાસા-નિસાસા નાખે છે ને બોર બોર આંસુડે રૂએ છે. કહ્યું છે ને કે પરાધીનપણા જેવું બીજું મોટું દુઃખ એકયે નથી.

બહેનોની આ દશા જોઈ પારવતીજીને દયા આવી છે. એમણે તો શંકરને કહ્યું છે: 'ભગવાન ! આ દુખિયારાંનાં દુઃખ ટાળો.'

ત્યારે શંકરે કહ્યું છે: 'તમને તો સતી કાંઈ ધંધો જ નથી. જ્યારે ત્યારે પારકી પંચાત કર્યા કરો છો.'

ત્યારે પારવતીએ કહ્યું છે: 'ભગવાન ! તમ જેવા ભગવાન ભીડ નહિ ભાંગે, તો પછી બીજું કોણ ભાંગશે ?'

ત્યારે શંકર તો હસી પડ્યા છે: 'સતી ! તમે તો દયાના અવતાર છો. તમારી દયામાયાને લીધે તો દુનિયા લીલીપીળી છે. આ બાળુનો પુત્ર તો મહાપરાક્રમી થશે. એણે તો ઓલા ભવમાં મારી આરાધના કરી છે. એ પુણ્યને પ્રતાપે કરીને એ તો મોટો રાજા થશે ને રૂડી રાજાની કુંવરી પરણશે.'

ત્યારે પારવતીએ પૂછયું છે: 'ભગવાન ! એની ખાતરી શું ?'

ત્યારે શંકરે કહ્યું છે: 'રોજ એને ઓશીકેથી એકલાખ સોનામહોરોનો ઢગલો થશે.'

એટલું કહીને ભગવાને તો બહેનોને સ્વપ્નામાં દર્શન દીધાં છે ને પછી અંતર્ધાન થયા છે.

શંકરનું વરદાન ફળ્યું છે ને શિવજીના વરદાને કરીને બ્રાહ્મણનું ઘર તો અભરે ભરાણું છે. જાતે દહાડે પુત્રક તો મોટા રાજનો રાજા થયો છે.

પુત્રક રાજા થયો છે. ને એક દિવસ માતાએ તેને કહ્યું છે: 'બેટા ! દુઃખની અવસ્થામાં તારા પિતા અને કાકા આપણને છોડી ક્યાંક ચાલ્યા ગયા છે. હવે જ્યારે સુખના દહાડા આવ્યા છે, ત્યારે તેમને શોધી કાઢવા એ તારી ફરજ છે.'

ત્યારે પુત્રકે કહ્યું છે: 'વાત તો સાચી છે. પરંતુ આવી મોટી દુનિયામાં એમને શી રીતે શોધી કાઢીશું ?'

ત્યારે માતાએ કહ્યું છે: 'બેટા ! અન્નવસ્ત્રનું સદાવ્રત બંધાવ. દુઃખી દુઃખિયારાં ચારે પાસથી આવશે. અન્નવસ્ત્ર પામી

આશિષ આપશે ને એ પુણ્યને પ્રતાપે કરીને સંબંધીઓનો કદાચ મેળાપ થાય.'

ત્યારે પુત્રકે પૂછ્યું: 'એમ થશે ખરું?'

ત્યારે માતાએ કહ્યું છે: 'બેટા! પુણ્યે પાપ ઠેલાય છે એ ઉપર એક દૃષ્ટાંત કહું. કાશીમાં બ્રહ્મદત્ત કરીને એક રાજા હતો. તે રાજાએ એક દિવસ હંસનું જોડલું આકાશે ઊડતું દીઠું. ચકચકિત સોનાની કાંતિવાળું, શરદનાં ધોળાં વાદળાંએ જાણે કે વીજળીની રેખાને ઢાંકી દીધી ન હોય એવું મજાનું હંસનું જોડલું. હંસલા જોઈને રાજાના મનમાં થયું કે આવા રઢિયાળા હંસ આપણે આંગણે રહે તો કેવું રૂડું લાગે? રાજાએ તો તાબડતોબ એક મોટું તળાવ ખોદાવ્યું. રાજ્યમાં બધે હુકમ ફેરવી દીધો કે ખબરદાર કોઈએ કદી જીવજંતુનો શિકાર કરવો નહિ.

ને રાજા તો હંસરાણાની વાટ જોતો બેઠો.

ને એક દિવસ હંસલા સરોવરને કાંઠે ઊતરી આવ્યા. રાજા તો આનંદમાં આવી ગયો એ તો હમેશ સરોવરને કાંઠે જાય, હંસલાને રમાડે ને આનંદ કરે.

એક દિવસ રાજા કહે: 'હે હંસલા! તમારાં સોનાનાં શરીર શેણે?'

ત્યારે હંસલાએ કહ્યું છે: 'આગલા ભવે તો અમે કાગડા હતા. શિવાલયમાં કોઈએ નૈવેદ્ય ધરાવેલું અને નૈવેદ્ય માટે અમે વઢી પડ્યા વઢતા વઢતા અમે શિવાલયના હોજમાં પડ્યા અને મરી ગયા. શિવને ચરણે કાયા ધરી દીધી ને એ પુણ્યે કરીને અમે આ ભવે હંસલા સરજાણા.'

'ને એમ બેટા! પુણ્યે પાપ ઠેલાશે ને કોક દિવસ વહાલી વસત્ પાછી મળશે.'

રાજાએ તો અન્નવસ્ત્રનું સદાવ્રત બાંધ્યું છે. જે કોઈ ભૂખ્યો આવે તેને અન્ન મળે જે કોઈ નાગો હોય તેને વસ્ત્ર મળે. રાજાનું તો પુણ્ય વધવા માંડ્યું છે ને એ પુણ્યને પ્રતાપે કરીને એક દિવસ તેને વહાલાંસગાં આવી મળ્યાં છે.

રાજાના હરખનો તો પાર નથી. પરંતુ સગાંને અંતરે તો કપટ ને કૂડ ભર્યાં છે. એ તો મન વિચારે છે કે અરેરે! આપણે તો રાન રાન ને પાન પાન થયાં ને આ આજકાલનો છોકરો રાજા થઈને બેઠો છે. બેઠો બેઠો હુકમ કરે છે ને સાત સાયબી ભોગવે છે. આપણા નસીબમાં તે આવાં રાજસુખ માંડ્યાં જ નહિ હોય?

ને વિચાર આવતાં તો એમને માઠાં ઓસાણ આવ્યાં છે. કે' દી દીકરો મરે ને આપણે રાજા થઈએ. પણ એમ દીકરો મરે નહિ ને એ કાંઈ રાજા થાય નહિ. એમણે તો નક્કી કર્યું છે કે દીકરાને કોઈ પણ હિસાબે મારી નાખવો.

એમણે તો મારા શોધી કાઢ્યાં છે. મારાને તો ખૂબખૂબ ધન આપવાનું કહ્યું છે. ને મારા દેવીના મંદિરમાં રાજાના આવવાની વાટ જોતા સંતાઈ બેઠા છે.

રાજા તો બિચારો ભોળો ભટાક. એને કાંઈ આ કાવતરાની ખબર નહિ. એ તો ભોળે ભાવે દેવીના દર્શને આવ્યો છે ને આવતાંવેંત જ મારાએ તેને પકડ્યો છે કાળાં કાળાં મોઢાં છે. હાથમાં ઉઘાડી તલવાર છે ને લાલ લાલ આંખો છે.

રાજા કરગરે છે: 'શીયે વાંકે ભાઈ! મને મારો છો?'

મારા કહેઃ 'વાંકગુનો કાંઈ નથી.'

રાજા કહેઃ 'ત્યારે અમસ્થા અમસ્થા જીવહત્યા કરશો?'

મારા કહેઃ 'અમસ્થા અમસ્થા? અરે તને મારીને તો અમે ખૂબ ખૂબ ધન મેળવશું.'

ત્યારે રાજાએ કહ્યું છેઃ 'ધનનો જ લોભ હોય તો ભાઈ, મારા અંગ ઉપર તો લાખોનાં ઘરેણાં છે. ઘરેણાં ઉતારી લ્યો ને. ધન પણ મળશે ને જીવહત્યાનું પાપ નહિ બેસે.'

ત્યારે મારાએ કહ્યું છેઃ 'અમારે તો ધનનું જ કામ છે.'

રાજાએ ઘરેણાં ઉતારી દીધાં છે.. મારા ત્યાંથી રવાના થયા છે ને રાજાને પણ થયું છે કે જે રાજમાં માણસને મારવા સુધીની વાતો થાય, ત્યાં રહેવામાં હવે માલ નથી. એ તો જંગલની વાટે ચાલી નીકળ્યો છે

પેલા મારાએ જઈને રાજાના બાપને કહ્યુંઃ 'અમે રાજાને મારી નાખ્યો.'

સંબંધીઓ ખબર સાંભળી ખુશ થતાં કચેરીમાં પહોંચ્યા. પ્રધાન–કારભારી ભેગા કર્યા. કહેઃ 'રાજાને તો જંગલમાં વાઘે ફાડી ખાધો.'

પણ કારભારી તો કાબેલ હતા. એણે બધી બાબતની તપાસ કરાવી. આ સંબંધીઓએ જ રાજાનો ઘાત કરાવ્યો છે એવા એમને ખબર પડ્યા. એટલે તો સંબંધીઓને ફાંસીને માંચડે લટકાવી દીધા.

કોકનું ભૂંડું ઇચ્છે પછી પોતાના પણ એવા જ હાલ થાય ને?

પુત્રક રાજા તો જંગલની વાટે ચાલ્યો જાય છે. ચાલતાં ચાલતાં એક ઠેકાણે બે છોકરા અંદર અંદર લડતા દીઠા. પુત્રક કહેઃ 'એલા ભાઈ! શું કામ લડો છો?'

પેલા કહેઃ 'અમે મયાસુર દાનવના પુત્રો છીએ. અમારો બાપ મરી ગયો છે. એની માયામૂડીની વહેંચણી કરતાં વઢવાડ થઈ.'

ત્યારે પુત્રકે પૂછ્યું છેઃ 'એવી તે શી હમિયાણી છે, ભાઈ?'

ત્યારે પેલાએ કહ્યું છેઃ 'હમિયાણીમાં તો ત્રણ વસ્તુ છેઃ એક તપેલી, એક લાકડી ને એક ચાખડીની જોડ.'

ત્યારે રાજાએ પૂછ્યું છેઃ 'આમાં તે શું મોટી મતા છે તે લડી મરો છો?'

ત્યારે પેલાએ કહ્યું છેઃ 'અરે આમાં તો સાત સ્વર્ગનું રાજ છે. આ તપેલી છે તે અક્ષય પાત્ર છે જે જોઈએ તે હાજર કરે. આ લાકડી તો વિશ્વકર્મા જેવી છે. જે કાંઈ એના વતી આળેખો, તે આબેહૂબ ખડું થઈ જાય. આ ચાખડી તો ઊડણ પાવડી છે. સાત સમુદ્રને પાર લઈ જાય.'

પુત્રકને વિચાર થયો કે આ વસ્તુઓ આપણને મળી જાય તો કેવી મજા પડે? પરંતુ એ મળે કેમ? બંને અંદર અંદર લડે છે ખરા, પણ એ તો વહેંચણમાં વાંધો પડ્યો છે એટલે. કોઈ ત્રીજો ઉપાડી જાય એ ન સાંખી શકે. એ તો મયાસુર દાનવના પુત્રો છે, એમને બનાવીને એ વસ્તુ પડાવી લેવી જોઇએ. પુત્રક વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં એને એક

યુક્તિ સૂઝી આવી એ કહે: 'તમે લડો મા. હું તમને આ વસ્તુઓ વહેંચી આપું.'

ત્યારે પેલાએ કહ્યું છે: 'તો તો ખૂબ જ સરસ.'

ત્યારે પુત્રકે કહ્યું: 'તમે બે જણા છો ને વસ્તુ ત્રણ છે. એની કાંઈ સીધી રીતે વહેંચણી તો ન થઈ શકે. તમે એક શરત બકો. જે શરતમાં જીતે એને આ વસ્તુઓ મળે હારે એને કાંઈ ન મળે.'

ત્યારે પેલાએ કહ્યું છે: 'કબૂલ.'

ત્યારે પુત્રકે શરત રજૂ કરી છે: 'સામે પેલું ઝાડ દેખાય છે. એ ઝાડને આંબીને જે પહેલો અહીં આવી પહોંચે એને આ વસ્તુઓ મળે.'

ત્યારે બંનેએ કહ્યું છે: 'કબૂલ.'

ને એક, બે ને ત્રણ કહેતામાં તો બંને મૂઠીઓ વાળીને દોડ્યા છે.

તેઓ દોડવા લાગ્યા કે પુત્રકે ત્રણે વસ્તુઓ ઉપાડી લીધી. ચાખડી પગમાં પહેરીને આકાશમાર્ગે ઊડી ગયો.

પેલા આવીને જુએ તો વસ્તુઓ છૂમંતર થઈ ગઈ છે. ને વહેંચણી કરનારો પણ ઊંચે ઊડ્યો જાય છે. શું થાય ? બંને હાથ ઘસતા બેસી રહ્યા. એ તો કહ્યું જ છે ને કે બેની લડાઈમાં ત્રીજો ફાવી જાય.

હવે ઊડતો ઊડતો પુત્રક આકર્વિકા નામની નગરીમાં આવી ચડ્યો. અને નગરીમાં ઉતારાની શોધ કરવા લાગ્યો. એને થયું કે વેશ્યાઓ તો ઠગારી હોય છે, બ્રાહ્મણો બધા એના બાપની જેવા જ હોય તો ! વાણિયા તો લોભી હોય છે. એટલે એવા તો કોઈને ત્યાં રહેવું જ નહિ. નગરને પાદર એક તૂટીફૂટી ઝૂંપડી ને ઝૂંપડીમાં એક ડોશી રહે. એ તો ડોશીને ત્યાં જઈને રહ્યો.

પાસે અક્ષય પાત્ર હતું. જાદુઈ લાકડી હતી. એટલે એને કશી વાતની ચિંતા ન હતી. એ તો ડોશીને ત્યાં રહે છે, ખાય છે, પીએ છે ને મોજ કરે છે. ડોશીના ય સુખનો પાર નથી. આવો રૂડો દીકરો મળ્યો છે ને વળી અભરે ભરાય એટલી ચીજવસ્તુ મળી છે. એને તો જાણે ભગવાન ફળ્યા છે.

એક દિવસ ડોશીએ કહ્યું છે: 'આવો મજાનો દીકરો છે ને મારો દીકરો કુંવારો રહે એ કાંઈ સારું લાગે ? અમારા રાજાને રૂડીરૂપાળી પાટલીકુમારી છે. મારા દીકરાને તો પાટલીકુમારી સાથે પરણાવીશ.'

ત્યારે પુત્રકે કહ્યું છે: 'પાટલીકુમારીને જોઈ આવું, પછી હા–નાનો ઉત્તર વાળું.'

ને રાત પડી છે એટલે પુત્રક ઊડણ પાવડીએ ચડીને રાજકન્યાને મહેલે પહોંચ્યો છે. અગાશીમાં ચાંદની ઢળી છે ને ચાંદની જેવી રૂપાળી રૂપાળી પાટલીકુમારી છત્રીપલંગ ઉપર પોઢી છે. એ તો જાણે સાક્ષાત રતિનો જ અવતાર ન હોય એવી રૂડી રૂડી લાગે છે.

પુત્રકકુમાર તો જોતાં જ મોહી પડ્યો છે. એ તો પાટલીનાં રૂપ જોતો ઊભો છે.

ત્યાં તો રાજકન્યા જાગી ઊઠી છે. સામે જુએ ત્યાં સાક્ષાત ચંદ્રમા જાણે આકાશેથી ઊતરી ન આવ્યો હોય એવો રૂડો રૂપાળો કુમાર ઊભો છે.

જોતાં જ બંને એકબીજાને મોહી પડ્યાં છે ને ઘડિયાં લગન લઈ ગાંધર્વ-વિધિથી પરણ્યાં છે.

પછી તો પુત્રકકુમાર રોજ રાતે પાટલીકુમારીને મહેલ જાય, રાત બધી રંગરોળ કરે ને સવારે ડોશીની ઝૂંપડીએ પાછો આવે.

ને એમ કરતાં દિવસો વીત્યા છે ને દિવસો થઈને માસ વીત્યા છે. પાટલી-કુમારીને ઓધાન રહ્યાં છે. રાજકુમારીના રૂપને નવી રોનક ચડી છે. નવા રૂપરંગ નિહાળી ચોકીદારો ભરમાણા છે. જઈને રાજા પાસે વાત કરી છે.

રાજા તો રાતોપીળો થઈ ગયો છે. તો ય એ તો રાજા. સો ગળણે ગળીને પાણી પીએ. ઉતાવળે એકયે ડગલું ન માંડે. એણે તો દાસીને કહ્યું છેઃ 'દીકરી સાચોસાચ ધરમ ચૂકી છે? ખાતરી કરવી જોશે.'

ને દાસીએ કુંવરી ઉપર છાનો પહેરો માંડ્યો છે લખ્યા ભાખ્યા સાચા પડ્યા છે. પુત્રકકુમાર અને પાટલીકુમારી હસે રમે ને કિલોળ કરે છે. રંગમાં ને રંગમાં બંને પોઢી ગયાં છે ને બાનડી કુમારના કપડા પર અળતો છાંટી ત્યાંથી ચાલી ગઈ છે.

સવારે રાજાને બાનડીએ વાત કરી છેઃ 'જેનાં કપડાં પર અળતાનો રંગ હોય એ તમારો ચોર છે, રાજા'

ને રાજાએ હુકમ કર્યો છેઃ 'હં, જેનાં કપડાં પર અળતાનો રંગ જુઓ એને કચેરીમાં પકડી લાવો.'

ફિરસ્તા વછૂટયા છે ને શેરીએ શેરીએ અળતાનો રંગ જોતા ફરે છે.

પુત્રકકુમારને તો કાંઈ ખબર નથી. એ તો ડોશીની ઝૂંપડીએ બેઠો બેઠો દાતણ કરે છે. ત્યાં તો બારીગરો આવી પહોંચ્યા છે. અળતાને છાંટણે ચોરને ઓળખ્યો છે. લઈને કુંવરને કચેરીમાં ખડો કર્યો છે.

ને કુંવરે બધી વાત જાણી છે. જાણીને એ તો ખડખડ ખડખડ હસ્યો છે. 'અરે હે રાજા! હવે તો લખ્યા ભાખ્યા મિથ્યા નહિ થાય. હું મર્યે તો તારી દીકરીને રંડાપો છે.'

તો ય રાજાની રીસ ઊતરી નથી ને એણે તો હુકમ કર્યો છેઃ 'જઈને કુંવરને શૂળીએ ચડાવો.'

કુંવર ચોકીદારોને વળી વળી વીનવે છેઃ 'એકવાર મારી માડીને મળી લઉં.'

ને કુંવર માડીની ઝૂંપડીએ આવ્યો છે.

માડીને પગે પડી આશિષ માગી છે ને વળતી ચાખડી માગી છે. ચાખડી-એ ચડીને કુંવરે આદેશ દીધો છેઃ 'ઊડયે રે પવનપાવડી જ્યાં પાટલી-કુમારીના મહેલ.'

ને ખરરરર કરતો કુંવર આકાશે ચડ્યો છે. બારીગરો મોં વકાસી જોઈ રહ્યા છે.

પાટલીને મહેલ પહોંચી એને બધી વાત કરી છે. એટલે તો પાટલી પણ સાથે જવા તૈયાર થઈ ગઈ છે. બંને પવન-પાવડીએ ચડીને ઊડ્યાં. ઊડતાં ઊડતાં ગંગાકિનારે આવ્યાં. ગંગાને કાંઠે લાક-ડીએ કરીને એક સરસ મજાનું શહેર આળેખ્યું. એ શહેરનું નામ પાટલીપુત્ર.

પુત્રક રાજા ત્યાં રહીને રાજ કરવા લાગ્યો.

ને માયાએ કરીને આ નગરની રચના થઈ છે, એટલે તો એ લક્ષ્મી અને સરસ્વતીનું ધામ છે.

ગુરુ વર્ષે વાત પૂરી કરી.

## ૪ ] ઉપકોશાની વાત

વર્ષ ગુરુને એક ભાઈ. તેનું નામ ઉપવર્ષ. ઉપવર્ષ પાસે તો પુષ્કળ ધન. મોટી મોટી મહેલાતોમાં રહે. આંગણે હાથીઘોડા ને નોકરચાકર. સોનાને પાંજરે મેંના પોપટ બોલે. ને સાયબીનો કાંઈ પાર નહિ.

ઉપવર્ષને એક પુત્રી. એનું નામ ઉપકોશા. ઉપકોશા તો ભગવાને નવરા દિવસે ઘડેલી. પૂનમના ચંદ્ર સરખું વદન, શ્યામ કમળ સરખી આંખો, કમળના ડાંડલા સરખા હાથ, શંખ સરખી ડોક અને પરવાળાં સરખા હોઠ. કામદેવરાજાના ઘરની બીજી લક્ષ્મી જ ન હોય એવી રૂપાળી.

એક દિવસ ઇંદ્રનો ઉત્સવ હતો. વરરુચિ ઉત્સવ જોવા ગયો. ત્યાં તેણે ઉપકોશાને જોઈ. જોતાં તો ચિત્ત ચગડોળે ચડ્યું. ભાનસાન ભૂલી કરીને ઘેર પાછો આવ્યો. આખી રાત ઊંઘ ન આવી. ઉપકોશાનાં જ સ્વપ્નાં આવ્યા કર્યાં. આંખ આગળ ઉપકોશાની મૂર્તિ તરવરે છે. જીભ ઉપર ઉપકોશાનું નામ છે. એ તો ઉપકોશા પાછળ દીવાનો બન્યો છે.

ઉપવર્ષના મહાલય સામે એક આંબાનું ઝાડ વરરુચિ રોજ આંબાના ઝાડ નીચે જઈને બેસે. આખો દિવસ મહાલય સામું ફાટી આંખે જોઈ રહે ને રાતનાં અંધારાં ઢોળાય એટલે પાછો ઘેર આવી પડ્યો રહે. ખાય નહિ, પીએ નહિ, ધર્મકર્મમાં ધ્યાન નહિ. એ તો ગૂઠની જેમ ફર્યા કરે ને દિવસે દિવસે સુકાતો જાય

આ તરફ વરરુચિની આવી સ્થિતિ છે તો-ઉપકોશાના હાલ પણ-તેથી જુદા નથી. એણે પણ ઇંદ્રના ઉત્સવમાં મસ્તપણે મહાલતા વરરુચિને જોયો હતો. કંદર્પ સરખી કાયા જોઈ એ પણ વરરુચિ પાછળ ઘેલી બની હતી અને ઘેલાં કાઢતી મહાલયમાં ઝૂરી રહી હતી. બહાર આંબાની ડાળે બેઠો બેઠો પોપટ વિરહનાં ગીત ગાય છે. અંદર પાંજરે પુરાયલી મેના વેદનાના સૂર કાઢે છે.

ને એક દિવસ તો ઉપકોશાની સખી વરરુચિ પાસે આવી ચડી: 'અમારી સખી તમારી પાછળ દીવાની બની છે. તમને પરણવા ઇચ્છે છે.'

વરરુચિ દીવાનો બન્યો હતો, પરંતુ ધર્મ વીસર્યો ન હતો. એ કહે: 'લગ્ન માટે તો માબાપની સંમતિ જોઈએ. સંમતિ વિના મારાથી ન પરણાય.'

પરંતુ માબાપની સંમતિ મેળતાં વાર લાગી નહિ. અને બંને પરણ્યાં. પછી તો વરરુચિએ પાટલીપુત્રમાં જ ઘર માંડ્યું.

હવે એક દિવસ એવું બન્યું કે પાણિનિ નામનો એક વિદ્વાન ફરતો ફરતો પાટલીપુત્રમાં આવી ચડ્યો. વિદ્વાનોની સભા મળી. સાત દિવસ સુધી વાદવિવાદ ચાલ્યો. આઠમે દિવસે વરરુચિની હાર થઈ ને પાણિનિ અજિત ગણાયો.

વરરુચિને પોતાની હારથી ખૂબ જ લાગી આવ્યું. એ તો કહે: 'પાણિનિથી સવાયો થાઉં, ત્યારે જ હું વરરુચિ ખરો.'

એ તો ઘરબાર, ધનદોલત, પત્ની બધું જ પોતાના મિત્ર હિરણ્યગુપ્તને ભળાવી વિદ્યાદેવીની ઉપાસના કરવા ચાલી નીકળ્યો.

હવે એક દિવસ ઉપકોશા નદીએ નાહવા જતી હતી, ત્યાં રસ્તામાં કુમાર સાહેબનો કારભારી સામો મળ્યો. ઉપકોશા તો ગુલાબના ફૂલ જેવી ગોરી ગોરી હતી એનું તો રૂપ જ એવું કે જોતાં જ માણસ પતંગિયાની જેમ ઘૂમરી ખાઈને પડે. કારભારીએ ઉપકોશાને જોઈ અને એનું ચિત્ત ઠેકાણે રહ્યું નહિ. એ તો ઉપકોશાનો મારગ રોકીને ઊભો: 'બસ મારી ઇચ્છા પૂરી કરે તો જ જવા દઉં, નહિતર ન જવા દઉં.'

ઉપકોશા ઘડીક તો મૂંઝાણી. પણ એ તો મહાચતુર. સમય વરતી ગઈ. એને થયું કે અહીં રસ્તામાં ખેંચાતાણી કરવામાં કાંઈ માલ નથી. નકામા માણસો ભેગા થઈ જશે ને ફજેતો થશે. એ તો કહે: 'તમે તે કારભારી, કેવા માણસ છો? ધોળો દિવસ છે, માણસોનો આવરોજાવરો છે. રસ્તામાં તે કાંઈ આવી માગણી થતી હશે? આબરૂનો તો કાંઈ વિચાર જ કરતા નથી. આમાં મારી અને તમારી બંનેની આબરૂ ધૂળધાણી થશે. એના કરતાં એમ કરો રાતને પહેલે પહોર મારે ઘેર પધારો. આખી રાત રંગરળિયાત કરશું.'

કારભારીને તો કામનું કામ હતું. એ તો ખુશી ખુશી થઈ ગયો અને રસ્તે પડ્યો.

આગળ ચાલતાં વળી રાજગોર મળ્યો. એ પણ રસ્તો રોકીને ઊભો રહ્યો. એને બીજા પહોરનો વાયદો આપી ઉપકોશા આગળ ચાલી

ત્યાં વળી કોટવાળ મળ્યો. એને માટે ત્રીજો પહોર નક્કી થયો.

ઉપકોશા તો ઘેર આવી, મૂંઝાઈને એક કોર બેસી ગઈ. ત્રણ ત્રણ આફતો વાંસે પડ્યા છે ત્રણેને વાયદો આપ્યો છે. એ કાંઈ આવ્યા વિના રહેવાના નથી. હવે એનો ઉપાય શું કરવો? પણ મૂંઝાઈને બેસી રહે તો એનું નામ ઉપકોશા નહિ. એણે તો મનમાં ઘાટ ઘડી રાખ્યો અને પોતાના પતિના મિત્ર હિરણ્યગુપ્ત શેઠ પાસેથી પૈસા લઈ આવવા દાસીને દોડી દોડી મોકલી.

શેઠ પણ ખરો ઇશ્કી ટટ્ટુ હતો. ઉપકોશાનું રૂપ નજરે જોયેલું ત્યારથી જ ઊંચોનીચો થતો હતો. આજે બરાબર લાગ મળી ગયો એ દોડ્યો દોડ્યો દાસી સાથે ઉપકોશા પાસે આવ્યો. કહે: 'પૈસાબૈસા એમ મળે તેમ નથી. પહેલાં મારી વાત કબૂલ કરી લે. પછી તો પૈસાનાં ખળાંઢળાં સમજી લે.'

ઉપકોશા કહે: 'પણ શેઠ! હું તો મારા પતિ તમારે ત્યાં થાપણ મૂકી ગયા છે એમાંથી માગું છું.'

શેઠ કહે: 'થાપણ કેવી ને વાત કેવી? એનો કોઈ સાક્ષી ખરો?'

સાક્ષી તો કોઈ ન હતો. એક એનો પતિ, બીજો શેઠ અને ત્રીજી પોતે એટલાં જણ એ વાત જાણતાં. પણ રાજાના દરબારમાં કાંઈ એ વાત સાબિત થઈ શકે ખરી? ત્યાં તો સાચાખોટા સાક્ષીઓ જોઈએ.

ઉપકોશા કહે: 'તો શેઠ! તમારે પણ મારું રૂપ જોઇએ છે ને!'

શેઠ કહે: 'હં, હવે સમજી ખરી.'

ઉપકોશા કહે: 'તો રાતને ચોથે પહોર આવજો ને કોણ ના કહે છે?'

વાણિયો તો રાજી રાજી થઈ ગયો. સોનૈયાની કોથળી ઠાલવીને મલકાતો મલકાતો ઘેર ગયો.

રાતને ચાર પહોર ચાર પ્રીતમને આમંત્રણ દીધાં છે. ઉપકોશા ચારે પ્રીતમના સત્કારની તૈયારી કરવા માંડી.

સત્કાર માટે તો બીજી કશી તૈયારી કરવાની ન હતી. એક મોટો બધો પટારો કરાવ્યો, ચાર જણા આસાનીથી સમાઈ શકે ને તો ય અંદર જગ્યા રહે એવો. તેલની ત્રાંબાકુંડી ભરાવી. અંદર ખૂબ પસ રગદોળીને આ ને સરસ મજાનું કાળું રેંડ બનાવ્યું. ને ઉપર જાતાં અંદર કસ્તુરી નાખી એટલે કોઈને એમ જ લાગે કે કસ્તુરીનું અત્તર જ બનાવ્યું છે. આટલાં વાનાં તૈયાર કરાવી એક અંધારે ઓરડે રાખી મૂકયાં. ને આગળના ભાગમાં ગાદીતકિયા ને ગાલમશૂરિયાં બિછાવી જળાંજળાં રોશની પ્રગટાવી, ઉપકોશા રાજાની રાણી જેવો ઠઠારો કરી માનવંતા મહેમાનોની રાહ જોતી બેઠી.

રાત્રિનો પહેલો પહોર શરૂ થયો, એટલે કુમાર સાહેબનો કારભારી બણીઠણીને આવી પહોંચ્યો ખાસું મજાનું હીરની કિનારનું ધોતિયું પહેર્યું હતું. ગુલખારનો સાફો બાંધેલો ને બગલાની પાંખ જેવું અંગરખું પહેરેલું. મોઢામાં પાન અને કાનમાં અત્તરનાં પૂમડાં, ઠાઠમાઠ કરવામાં કાંઈ મણા નહિ રાખેલી.

'પધારો પધારો' મલકતે મુખડે કારભારી મહાશયનો ઉપકોશાએ સત્કાર કર્યો. ગાદી ઉપર બેસાડયા અને પોતે સામી બેઠી.

કારભારી ઉપકોશાનો શણગાર જોઈને પરવશ બની ગયો. 'કેમ બધી તૈયારી છે ને?'

'બધી જ તૈયારી છે. આપ સ્નાન કરી લ્યો એટલી વાર.' ઉપકોશાએ કહ્યું.

કારભારી કહે: 'અત્યારે સ્નાન વળી કેવું?'

ઉપકોશા કહે: 'સ્નાન તો કરવું જ જોઈએ. ગમે તેમ તો ય મારો પ્રાણજીનો અવતાર. નાહ્યા વિના તો તમને નહિ અડકું. કસ્તુરીથી મઘમઘતું તેલ તૈયાર છે. જરા શરીરે ચોળાવો. આપને કયાં તકલીફ લેવાની છે? મારી દાસીઓ જ તેલ ચોળી આપશે. પછી ગરમ પાણી પણ તૈયાર છે.'

કારભારી કહે: 'ચાલો ત્યારે ખંખોળિયું ખાઈ લઉં. એમાં કયાં વાર લાગવાની હતી?'

કારભારી મહાશયે કપડાં ઉતાર્યાં, ઘરેણાં ઉતાર્યાં. અંદરને અંધારે ઓરડે નાહવા માટે પધાર્યા. પાટલો ઢાળી કારભારીને બેસાડ્યા અને બે દાસીઓ તેમને પેલા રેંડથી માલિશ કરવા લાગી ગઈ.

કસ્તુરી ભભકતી હતી, બાકી તો કશું દેખાતું ન હતું. અને દાસીઓ પણ માલિશ કરવામાં ખૂબ હોશિયાર હતી. એટલે કારભારી સાહેબને તો ખૂબ મજા પડી. એમને તો થયું કે સરસારામાં તો ઉપકોશા આડો આંક છે!

ને એમ ને એમ-માલિશમાં જ એક પહોર વીતી ગયો તોય કારભારીની હોંશ પૂરી થઈ નહિ. એ તો દાસીઓને કહે: 'તમારો હાથ તો બહુ સરસ છે. આવી માલશ તો કોઈ દિવસ અનુભવી જ નથી.'

ને દાસીઓ કહે છે: 'ને કોઈ દિવસ અનુભવશો પણ નહિ.'

એમ મીઠી મશ્કરી ચાલે છે. ત્યાં બહારને ઓરડે કોઈકની ચાખડીઓ ચટકી ને 'પધારો' શબ્દથી ઘર ભરાઈ ગયું.

કારભારીના કાન ચમકયા: 'અત્યારે વળી કોણ આવ્યું?'

દાસી કહે: 'એ તો રાજગોર હશે.'

કારભારી કહે: 'રાજગોર?'

દાસી કહે: 'અમારા શેઠના ખાસ મિત્ર છે. ઘણી વખત શેઠાણીના ખબર કાઢવા આવે છે.'

કારભારી તો કહે: 'માર્યા ઠાર.'

એ તો થરથર થરથર ધ્રૂજવા લાગી ગયો. 'માવડી! મને કયાંઈક સંતાડ. કયાંક રાજગોર જોઈ જશે તો ફજેતીનો ફાળકો થશે.'

દાસી કહે: 'કયાં સંતાડું? સંતાવાની તો ઘરમાં જગ્યા નથી.'

કારભારી કહે: 'બાઈ! તારે પગે પડું. મારી લાજ તારે હાથ છે. મને બચાવ. સવારે બે સોનામહોર આપીશ.'

દાસી કહે: 'આ એક પટારો પડયો છે. એમાં ફાવશે? છે તો મોટો બધો.'

કારભારી કહે: 'પટારો તો પટારો. રાજગોરની નજરે ન પડું એટલું બસ છે.'

દાસીએ પટારો ઉઘાડી આપ્યો. રંગે શ્યામ વાનર જેવા કારભારીજી એક કાછડીભર પટારામાં પ્રવેશ્યા. દાસીએ બહારથી નકૂચો વાસી દીધો.

ને ચટકમટક કરતી ચાખડીએ ચડી રાજગોર પધાર્યા. પીળું પિતાંબર પહેરેલું ને માથે પેંઠની પાઘડી મૂકેલી. ડોકમાં રુદ્રાક્ષ અને મોતીની માળા. બરાસ કસ્તુરીવાળું પાન ચાવે છે ને મુછે હાથ ફેરવે છે.

સત્કારવિધિ પૂરી થઈ એટલે રાજગોર પણ સ્નાનગૃહમાં પધાર્યા. એમણે તો વળી વરરાજા હોંસે હોંસે પીઠી ચોળાવવા ન બેઠા હોય એમ કાજળનું મર્દન કરાવ્યું. આફ્રિકામાંથી તાજો ઊતરી આવેલો હબસી જ જોઈ લ્યો.

ને મર્દનનું કામ પૂરું નહોતું થયું ત્યાં ત્રીજે પહોરે કોટવાળ મહાશય આવી પહોંચ્યા.

રાજગોર કહે: 'આ કોટવાળ વળી કયાંથી ફૂટી નીકળ્યો?'

દાસી કહે: 'એની તો શી ખબર પડે? કદાચ તમને અહીં પેસતા જોયા હોય ને કોઈ ચોર અંદર પેસી ગયો છે એમ માની તપાસ અર્થે આવ્યા હોય! અમારાં બાઈના પતિ તો પરદેશ ગયા છે ને ઘરમાં પુરુષ તો કોઈ છે નહિ. એટલે જ તો એમને કાંઈક વહેમ ગયો હશે. આખા શહેરના રક્ષણનો ભાર એમને માથે ખરો ને!'

રાજગોર કહે: 'ત્યારે તો બાઈ! એ તો ખૂણેખાંચરે તપાસ કરશે. મારું તો આવી જ બન્યું.'

દાસી કહે: 'અરે એમાં ગભરાઓ

છો શા માટે ? તપાસ કરશે તો ભલે કરે. ચોરચોર કોઈ નથી, પણ એ તો આપણા રાજગોર છે, એમ જાણશે એટલે ચાલ્યા જશે. તમને તો એ બરાબર ઓળખે.'

રાજગોર કહે: 'બરાબર ઓળખે ને બરાબરની ફજેતી કરે. બાઈ! તારે પગે પડું, મને ક્યાંક સંતાડ.'

દાસી કહે: 'એવડી બીક લાગતી હોય તો પછી આવી જાઓ આ પટારામાં.'

ને રાજગોરે પણ પટારામાં પ્રવેશ કર્યો.

પટારામાં બીજું કોઇ હતું એની રાજગોરને સ્પર્શ થઈ જવાથી ખબર પડી અને અંદરના ગૃહસ્થને પણ બીજાના પ્રવેશની ખબર પડી. પરંતુ કોણ બોલે ? એ તો તેરી ભી ચુપ ઓર મેરી ભી ચુપ.

ને કોટવાળ મહાશય કાંઈ થોડા લેરખડા હતા ? હાથમાં ગુલછડી ને ડોકે ડોલરની માળા. વાંકડી મૂછો ને લેરખડા વાળ. આંખે સોયરું આંજેલું ને કાનમાં અત્તરનાં પૂમડાં.

પણ એમને ય સ્નાન તો કરવું જ જુએ ને ? ઉપકોશાનો તો બ્રાહ્મણીનો અવતાર. નાહ્યા વગરનાને અડકે પણ નહિ. કોટવાળ મહાશય પણ કાજળની કોટડીમાં આવી પહોંચ્યા.

કોટવાળ મહાશયનો વાનપાટલો થઇ રહ્યો છે. અડદને બાળે તેલ દઇ મોયા છે. પરંતુ તેઓ તો એમ જ માનતા હતા કે આવી મજાની કસ્તુરી મહેકે છે. સુકોમળ સુંદરીના હાથ શરીરે ફરે છે. આવું તો સુખ સ્વર્ગમાં પણ નહિ હોય!

પણ એમનું સ્વર્ગનું સ્વપ્ન અધૂરું રહ્યું ને હિરણ્યગુપ્ત શેઠ મોટી ફાંદ ઉછાળતા બેઠકખાનામાં આવી ચડ્યા.

કોટવાળે વાણિયાનો ખોંખારો સાંભળ્યો ને થયું કે મૂઆ પડયા. આ વાણિયો દુકાળમાં અધિકમાસની જેમ અત્યારે ક્યાંથી ફૂટી નીકળ્યો. દાસીને કહે: 'એ ફાંદાળાને ઝટ અહીંથી રવાના કરી દે.'

દાસી કહે: 'એ તો અમારા શેઠ છે. વરરુચિ એમને અમારી બાઈની ભલામણ કરતા ગયા છે. એ તો હવે અહીં રહેશે. હિસાબ-કિતાબ કરશે. ચીજ-વસ્તુની યાદી કરશે ને સવારે જશે. મોટા શેઠ મોટી પેઢી ચલવે ખરા ને! એટલે એમને દિવસે તો જરા યે ફુરસદ ન મળે. કામકાજ હોય ત્યારે પાછલે પહોરે જ આવે.'

કોટવાળ કહે: 'તો મને ક્યાંક સંતાવા જેટલી તો જગ્યા દે.'

દાસી કહે: 'આવી જાઓ આ પટારામાં.'

કોટવાળ મહાશય પણ પટારામાં કેદ થયા. ત્રણ જણા ત્રણ ખૂણા દબાવીને બેઠા છે. કોઈ બોલે કે ચાલે.

શેઠનો તો ઉપકોશાએ ખૂબ જ સત્કાર કર્યો: 'તમારી રાહ જોઈ જોઈને તો હું અડધી થઈ ગઈ, શેઠ!'

શેઠ કહે: 'એમ છે ત્યારે! અમે તો વહેવારિયા! અમે ન હોઈએ ત્યાં વેપારવણજ બંધ. એમ છે ત્યારે!'

ઉપકોશા કહે: 'મારે આપનું ખાનગી કામ છે.'

શેઠ કહે: 'એમ છે ત્યારે? ખાનગી! તદ્દન ખાનગી! આપણી વાત બીજાને

કોને ન પડે. એમ છે ત્યારે! શું સમજ્યાં?'

ઉપકોશા કહે: 'આપ જરા અંદર પધારો. બે વાત પૂછી લઉં.'

શેઠ કહે: 'એમ છે ત્યારે! પણ વાત પૂછવાનું પછી જ રાખ ને. પહેલાં ખાનગી.'

ઉપકોશા કહે: 'જીવ હેઠો બેસે ને.'

ઉપકોશા શેઠને અંદર લઇ ગઈ. અંદર પેલી પેટી જ પડી હતી. પેટીમાં ત્રણ મહાપુરુષો છે એની શેઠને થોડી જ ખબર હતી? એ તો કહે: 'બોલ શું કહેવું છે?'

ઉપકોશા કહે: 'મારા પતિના પૈસા ક્યારે આપો છો?'

શેઠ કહે: 'એમ છે ત્યારે? પૈસાની જ વાત. પૈસા કાંઈ ભાગી જવાના છે? ભારે અધીરી તો. આનાપાઇ સહિત આપીશ. કહીશ તો વ્યાજ પણ ગણી દઇશ.'

ઉપકોશા કહે: 'કેટલા પૈસા છે?'

શેઠ કહે: 'પૂરી પાંચ હજાર સોના-મહોર, અમારે તો મોઢે હિસાબ. એમ છે ત્યારે.'

ઉપકોશા કહે: 'હે પેટીના દેવતા! આ શેઠની વાત સાંભળી લેજો ને સાક્ષી રહેજો.'

શેઠ કહે: 'તમારાં તો બાણાવેશાં જ મટે નહિ. જ્યાં હોય ત્યાં દેવ ને જ્યાં હોય ત્યાં દેવલા.'

ઉપકોશા કહે: 'શું કરીએ. દેવદેવલા વિના અમારું સાક્ષી કોણ રહે?'

શેઠ કહે: 'હવે સાક્ષી ને બાક્ષી. આમ ને આમ સવાર પડી જશે.'

સાક્ષીબાક્ષીની વાતમાં તો શેઠને નિરાંત હતી. કોઈ દેવે ન હતો ને કોઈ દેવલો યે ન હતો. વાણિયાને ફેરવી તોળતાં કયાં વાર હતી. 'લે હવે ઝટ કર્ય.'

ઉપકોશા કહે: 'હા હા, બાઈઓ, સવાર પડી જશે. શેઠને નવડાવી ધોવડાવીને બેઠકમાં લઈ આવો. હું પાનનાં બીડાં બનાવી રાખું.'

શેઠ કહે: 'અંદર બરાસ નાખજે ને થોડી કસ્તુરી યે નાખજે.'

હસતી હસતી ઉપકોશા ચાલી ગઈ ને શેઠ સ્નાન કરવા બેઠા.

બીજાને તો બે જ બાઈઓએ પીઠી ચોળી હતી. શેઠને માટે તો આઠ આઠ દાસીઓ હાજર હતી. કેમ ન હોય? શેઠ-ની ફાંદનો વિસ્તાર કાંઈ ઓછો હતો?

બીજાને તો મર્દનનો જ લાભ મળેલો. શેઠની ઉપર તો ત્રાંબાકુંડીમાં વધ્યો એટલો બધો રંગ દાસીઓએ ઢોળી દીધો. કેમ ન ઢોળે? શેઠ તો ઘરના માણસ હતા.

ને પછી દાસીઓએ કહ્યું: 'લ્યો શેઠ, હવે પધારો.'

શેઠ કહે: 'પણ આમ નીતરતે શરીરે?'

દાસી કહે: 'ઘેર પહોંચશો એટલી વારમાં તો સુકાઇ જશે.'

શેઠ કહે: 'ઘેર?'

દાસી કહે: 'હાસ્તો. સવાર પડવા આવ્યું.'

શેઠ કહે: 'એં...એં...એં...'

દાસીઓ ચારે તરફથી સાવરણી

લઈને શેઠ ઉપર તૂટી પડી. 'હવે જા ને, બોકડાની જેમ બરાડે છે તે?'

મારીઝૂડીને શેઠને બહાર કાઢયો ને પાછળ બારણાં બંધ કરી દીધાં.

શેઠની દશા જોયા જેવી થઈ. કાણું મશ શરીર. કિલેથી રગેડા હાલ્યા જાય. રસ્તામાં કૂતરા વાસે થયા. મૂઠીઓ વાળીને શેઠ તો જાય દોડયા, જાય દોડયા. સારું થયું કે રસ્તામાં કોઈ સામું ન મળ્યું. માંડ માંડ પાછલે બારણેથી ઘરમાં ઘૂસી ગયા નોકરોએ ઘસી ઘસીને કાયા ધોઈ તો ય વાન ઊઘડયો નહિ.

સવાર પડયું ને ઉપકોશા નંદરાજાના દરબારમાં ફરિયાદ કરવા પહોંચી 'મારા પતિએ પેલા હિરણ્યગુપ્ત શેઠને ત્યાં પાંચ-હજાર સોનામહોર થાપણે મૂકી છે. ને શેઠ હવે તે કાઢતો નથી.'

રાજાનો હુકમ વછૂટયો: 'શેઠને હાજર કરો.'

શેઠ હાજર થયા. મોઢા ઉપર હજુ મશ ચળકે છે પણ સારૂ છે કે ભેળી કસ્તુરીની બહેક પણ આવે છે.

રાજા કહે: 'ઓહો શેઠ! શી હકીકત છે?'

શેઠ કહે: 'સાવ ખોટી વાત. થાપણ કેવી ને વાત કેવી? હું તો એને ઓળખતો પણ નથી.'

ઉપકોશા કહે: 'રાજા! એ વાતના સાક્ષી છે. મારા ઘરના દેવતાની સાન્નિધ્યે એણે કબૂલ કર્યું છે'

રાજા કહે: 'બોલાવો એ દેવતાને.'

ઉપકોશા કહે: 'દેવતા એમ નહિ આવે. એને તો મેં પેટીમાં પૂર્યા છે'

રાજા કહે: 'તો પેટી હાજર કરો.'

નોકરો ઊપડયા અને મહામહેનતે પેટી ઉપાડી લાવ્યા.

ઉપકોશાએ પેટી તરફ હાથ જોડી કહ્યું: 'હે દેવતાઓ! સાચેસાચી હકીકત કહેજો. તમારી રૂબરૂ જ હિરણ્યગુપ્ત શેઠે પાંચહજાર સોનામહોરની થાપણ કબૂલ રાખી છે કે નહિ?'

પેટીના દેવતા તો બોલે કે ચાલે.

શેઠ કહે: 'રાજા સાહેબ! આ બાઈ તો ગાંડી છે. દેવતા કેવા ને વાત કેવી?'

રાજા કહે: 'તારા દેવતા તો મૂંગા લાગે છે, બાઈ!'

ઉપકોશાએ ફરીથી પેટી માંયલા દેવતાને કહ્યું: 'હે દેવતા! તમને મેં બહુ કાળથી પૂરી રાખ્યા છે. પરંતુ હવે વધારે વખત નહિ પૂરી રાખું. મારી આટલી સાક્ષી પુરાવો ને પછી તમને છુટ્ટી છે. પણ સાચેસાચી વાત કહેજો હો જે કાને સાંભળ્યું હોય તે કહેજો. જૂઠું બોલશો તો ભરી સભામાં હું તમને રાજાને સ્વાધીન કરીશ'

પેટીના દેવ શું કરે? ભરી સભામાં પેટી ઊઘડે એટલે પછી ફજેતી થવામાં શું બાકી રહે? પેટીમાંથી અવાજ આવ્યો: 'સાચી વાત છે રાજા અમારી રૂબરૂમાં વાણિયાએ થાપણની વાત કબૂલ કરી છે.'

એટલે તો શેઠને રસ્તો ન રહ્યો. સોનામહોર ત્યાં ને ત્યાં ગણી દેવી પડી અને ઉપર જાતાં રાજાએ દંડ કર્યો તે હાસલમાં.

પણ આ પેટીના દેવની વળી શી વાત છે? રાજાને નવાઇ થઇ. રાજાએ તો

તરત જ હુકમ કર્યો: 'બાઇ ! એ પેટીના દેવને પણ છૂટા કરી દે.'

ઉપકોશા કહે: 'ઘેર જઇને છોડી મૂકીશ.'

રાજા કહે: 'અહીં ને અહીં જ છોડી દે. અમારી રૂબરૂ એમને છોડી મૂકવાનું તેં કબૂલ કર્યું છે. માટે અમારા રૂબરૂ જ એને છોડ.'

પેટી ઉઘાડી તો અંદરથી કાજળના પિંડા જેવા ત્રણ પુરુષો નીકળ્યા. શરીર ઉપર ફક્ત પોતડી જ પહેરેલી.

રાજા તો જોઇ જ રહ્યો, જોઈ જ રહ્યો. 'આવાં રૂપ તે વળી કયા બ્રહ્માએ ઘડ્યાં હશે ?'

ત્યાં તો કચેરીમાંથી કોઈક બોલી ઊઠ્યું: 'અરે આ તો કુમાર સાહેબના કારભારી.'

ત્યાં બીજો કહે: 'ને આ તો રાજગોર.'

ને ત્રીજો કહે: 'આ તો કોટવાળ.'

રાજા કહે: 'આ શું ગોટાળો છે ?'

ને ઉપકોશાએ તરત જ બધી વાત રાજાજીને કહી બતાવી. વાત સાંભળી રાજા તો ત્રણે ઉપર એવો ગુસ્સે થયો કે ન પૂછો વાત. ત્રણેનાં ઘરબાર લૂંટી લઇ તરત ને તરત દેશનિકાલ કર્યા. અને ઉપકોશાની હુશિયારીથી ખુશ થઈ મોટું ઇનામ આપી માનપાન સાથે ઘેર રવાના કરી.

થોડા દિવસે વરરુચિ ભણીગણીને પાછો આવ્યો. અને પત્નીની બહાદુરીની વાત સાંભળી તે ઘણો પ્રસન્ન થયો.

એક ગાંડાને, તે તદ્દન સુધરી ગયો છે, એમ માનીને ડૉક્ટરે હૉસ્પીટલમાંથી રજા આપી. તેણે ઘરે આવીને બીજે દિવસે દરેક ગાંડા કરે છે તેમ સ્વસ્થ દેખાવા માટે હજામત કરવાનું નક્કી કર્યું. ભીંત પર ખીલી મારીને અરીસો લટકાવ્યો અને પછી અસ્ત્રાને ચામડા પર ઘસી જરા ધારદાર બનાવી જેવો અરીસા સામે આવી ઊભો કે તરત જ પોચી હોવાથી ખીલી નીકળી ગઈ અને અરીસો જમીન પર પડ્યો. ગાંડો થોડીક ક્ષણ સુધી ભીંત સામું તાકી રહ્યો ને પછી નિસાસો નાખી બોલ્યો, 'ગઈકાલે તો હજી દવાખાનેથી છૂટ્યો અને આજે તો રોફ ખવાઈ ગયું !'

'હાસીપુર'ના સૌજન્યથી ]

— બા. બા.

# સુખનાં ખાણ

મણિલાલ અલગારી

અમરેન્દ્ર સારું લખી શકતો. ટૂંકી વાર્તા લખવામાં તે સિદ્ધ હતો. પ્રીવિયસ-માંથી તે ટૂંકી વાર્તાઓ લખતો આવતો હતો અને અત્યારે નોકરી કરતો હોવા છતાં તેની લેખિનીની અખંડ ધારા અટકી નહોતી. 'વીજળી' માસિકમાં તેની વાર્તાઓ બહાર પડતી. ચાલુ મહિનાનું ઉત્સ્યું અઠવાડિયું પૂરું થાય ન થાય ત્યાં તો તંત્રી તરફથી વાર્તા માટે તગાદાનો કાગળ અમરેન્દ્ર ઉપર આવ્યો જ હોય. 'વીજળી' માસિકના એક અંક માટે એક બીજા માસિક એવી સમાલોચના બહાર પાડી હતી કે આ મહિનાના 'વીજળી'ના અંકમાં વાર્તા, નિબંધ, નાટિકા, કવિતા વગેરે જે કંઇ પ્રગટ થયું છે તે માલ વિનાનાં છે પરંતુ સદ્ભાગ્યે શ્રીમાન અમરેન્દ્રનાથની 'અશ્રુજળ' નામની ટૂંકી વાર્તાથી 'વીજળી'ની સાર્થકતા જળવાઈ રહી છે. સંપાદકે માસિકનું નામ 'વીજળી' યથાર્થ પાડયું છે. કારણકે ઘન અંધકારમાં વાચકો જ્યારે દિશાશૂન્ય થઈ જાય છે ત્યારે પાનારૂપ આકાશમાં ક્ષણ માટે ચમકેલી 'અશ્રુજળ' વાર્તારૂપી વિદ્યુત્‌પ્રભાથી તેમની આંખો પ્રકાશ પામે છે. અવશ્ય સાર પછી પાછો ઘનઘોર અંધકાર છવાઈ જાય છે.

અમરેન્દ્ર સમાલોચના વાંચી બહેનને કહેતો, 'તેં આ વાર્તા વાંચી?'

બહેન હસીને કહેતી, 'ખરેખર મોટાભાઈ, તમે ખૂબ સરસ લખો છો. તમારી તે વાર્તા વાંચી ત્યારે હું મારું અશ્રુજળ ખાળી શકી નહોતી.'

'અશ્રુજળ' પછી અમરેન્દ્રની લેખિની-માંથી 'વિષાદરાત્રિ' અને તે લખાઈ રહી એટલે 'મૃત્યુને પેલે પાર' એમ એક પછી એક વાર્તાઓ નીકળવા લાગી. 'વીજળી'ના તંત્રી વાર્તા માટે અમરેન્દ્રને ઉત્સાહપ્રેરક કાગળો લખતા અને વાર્તા બદલ યોગ્ય મહેનતાણું પણ આપતા. કયારેક કયારેક કોમળ હૃદયની વાચિકાઓ તરફથી અભિનંદનના પત્રો આવતા, 'આપની દુઃખપૂર્ણ વાર્તાઓ વાંચીને અમને લાગે છે કે આપના હૃદયમાં ઊંડે ઊંડે કરુણ રસનો મોટો ભંડાર ભર્યો છે અને તે તમારા લખાણની પ્રત્યેક લીટીમાં વ્યક્ત થાય છે. આશા છે કે આ અજાણી નારીનાં અભિનંદન અનુગ્રહપૂર્વક ગ્રહણ કરશો.'

અમરેન્દ્ર જવાબ આપતો, 'આપની મારા પ્રત્યેની સહૃદયતાથી હું ધન્ય છું. મેં મારાં જીવનમાં વારંવાર અનુભવ્યું છે કે દુઃખ જ એક ચિરસ્થાયી છે. સુખ, હાસ્ય, આનંદ, વગેરે તો માત્ર બે દિનનાં જ છે. તેથી હું આ દુઃખના મર્મને સમજવા અને તેને મારી ભાંગીતૂટી ભાષામાં ઉતારવાનો પ્રયત્ન કરું છું. વગેરે.' પૃથ્વીની દુઃખશોકની બધી વાર્તાઓ બીજાને સંભળાવવાનો ભાર માથે લઈને અમરેન્દ્ર ભારે આત્મપ્રસાદ અનુભવતો હતો.

એકવાર અમરેન્દ્રને તાવ આવ્યો. વાર્તા વખતસર મોકલી શકાઈ નહીં. તંત્રીના ઉપરા-ઉપર ઉઘરાણીના પત્રો આવવા લાગ્યા. બહેન પથારી પાસે બેસી ભાઈને બધા કાગળો વાંચી સંભળાવતી. બા કહેતાં, 'સુની, આટલા બધા કોના કાગળો આવે છે? અમુને તાવને લીધે સો પણ રહી નથી અને તું એને એ બધા કાગળો શીદ વંચાવે છે!'

બહેન બાને સમજાવતી, 'બા, જો ભાઈનું લખાણ ન જાય તો 'વીજળી' માસિક બંધ પડી જાય. દેશની આવી સ્થિતિમાં માસિક ચલાવવું એ કાંઈ સહેલું નથી. તું નથી જાણતી પણ 'વાણી' કાલે જ બંધ પડ્યું. અઠવાડિયા પહેલાં 'સેવા' બંધ થયું અને બીજું એક

માસિક બંધ પડવાની તૈયારીમાં છે. 'વીજળી' ટકી રહ્યું હોય તો મોટાભાઈના લખાણને લીધે જ ટકી રહ્યું છે. એટલે એમને કાગળો વંચાવ્યા વિના કેમ ચાલે?'

બા આ બધું કંઈ સમજતાં નહીં. ગુસ્સે થઈને કહેતાં, 'બેટા, રહેવા દે ને, આ વીજળી-ફીજળી. માથું તો તાવથી ફાટી જાય છે એમાં વળી આખો દિવસ લખ લખ અને વાંચ વાંચ કરે પછી તાવ તે શેનો શેનો ઊતરે!'

પથારીમાં સૂતાં સૂતાં અમરેન્દ્ર સુનીતિને બોલાવીને કહેતો, 'સુની, બારણાં બંધ કરી, ખુરશી લાવી મારી પાસે બેસ જોઈએ. હું બોલું તે પ્રમાણે લખી લે. જો બાને કહેતી નહીં. નહીં તો બાઝી વઢશે. તું તો જાણે છે કે 'વીજળી'નો બધો ભાર મારા ઉપર છે. મારાથી શાંત કેમ કરી બેસાય? બા એ કંઈ સમજે છે?'

'દુઃખમાં સાંત્વના' નામની વાર્તા શરૂ થઈ. વાર્તાનો અંતભાગ લખતાં લખતાં સુનીતિની પાંપણો ભીની થઈ ગઈ. આંસુ લૂછી તે બોલી, 'તમને દુઃખભરી વાર્તાઓ બહુ ગમે છે મોટાભાઈ, એકાદ વાર્તાનો અંત તો સુખમાં આણો.'

અમરેન્દ્રે મુગ્ધભાવે કહ્યું, 'તું જાણતી નથી? Sweetest songs are those that tell sadest thoughts.'

કેટલાક દિવસે તાવ ઊતર્યો. પરંતુ તાવ દરમિયાન વાર્તાલેખન અખંડ ચાલ્યા કર્યું હતું. હંમેશ વાર્તા લખી ભાઈ બહેનને સંભળાવતો. સાંભળીને બહેન આંસુ લૂછી હસીને કહેતી, 'અહા! કેવી સુંદર વાર્તા છે!' પછી મોટાભાઈ હરખભેર કવર કરી વાર્તા 'વીજળી'ના તંત્રીને મોકલાવી દેતા. યોગ્ય સમયે છપાયેલા અક્ષરે વાર્તા બહાર પડતી. જુદે જુદે ઠેકાણેથી જાત જાતના અભિનંદનના કાગળો આવતા. એમ કોઈ પણ મુશ્કેલી વિના વાર્તાનું વહેણ અખંડ વહ્યા કરતું હતું. પરંતુ વહુ આવી ને ગરબડ શરૂ થઈ.

અમરેન્દ્રનાં લગ્ન ઘણા વખતથી થઈ ગયાં હતાં. પણ અત્યાર સુધી વિરહયુગ ચાલતો હતો. દુઃખભરી વાર્તાઓ બધી એ જ અરસામાં લખાઈ હતી.

વહુ નાની હતી એટલે અમરેન્દ્રના પિતાએ વહુ તેનાં માબાપને ત્યાં રહે તે મુનાસબ માન્યું હતું. પણ હમણાં થોડાક દિવસોથી તે સાસરે આવી હતી. જોકે હજુ ય છે તો નાની. નામ લીલા. સાસરે આવી ક્યારેક ક્યારેક તે રડે છે. રડવાનું કારણ પૂછતાં તે કહેતી, 'મને મારી બા સાંભરે છે.'

વહુ પિયર સાંભરવાથી રડી પડે છે એમ સાંભળી જો કે અમરેન્દ્ર ખુશી થતો નહીં તોપણ તે ભાવુક છે એટલે પોતાના મનને સમજાવીને કહેતો કે ભલે રડે. તે રડે એ કંઈ ખોટું નથી. જે છોકરી આજન્મનું ઘર, પોતાનાં વહાલાં માબાપ, ભાઈબહેન વગેરેને છોડી આવી તેમને સહેલાઈથી ભૂલી જઈ શકે અને નવા ઘરને પોતાનું કરતાં જેને બે દિવસ પણ લાગે નહીં તેના મનમાં ઊંડો પ્રેમ હોઈ ન શકે. બે દિવસમાં જ જે પિયરનાં સ્વજનોનો સ્નેહ ભૂલી જઈ શકે તે તેના સાસરાના ઘરની માયા પણ બે દિવસમાં જ કેમ ન ભૂલી જાય? એના કરતાં તો આ જ ઉત્તમ છે. લીલાને હૃદય છે, હૃદયમાં કોમળતા છે અને કોમળતામાં ઊંડાણ છે. હળવું મન અમરેન્દ્રને પસંદ નથી.

એકવાર સુનીતિને 'વીજળી'ના જૂના અંકો આપી કહ્યું, 'સુની, આ તારી ભાભીને વાંચવા આપજે. તેનું મન ખૂબ ભાવાળુ છે. મારી વાર્તાઓ એને જરૂર ગમશે.'

સાંજે ઓફિસમાંથી આવી નાસ્તો કરી આગામી અંક માટે તાજેતરમાં જ લખેલી વાર્તા ઉપર અમરેન્દ્ર ફરી નજર ફેરવતો હતો ત્યાં સુનીતિએ આવીને કહ્યું, 'મોટાભાઈ, તમારી 'અશ્રુજળ' અને 'મૃત્યુને પેલે પાર' વાર્તાઓ વાંચી મારાં ભાભી એવાં તો મોટેથી રડવા

લીલા પાછી રડતાં રડતાં બોલી, 'ક્યારની કહું છું તો ખરી કે વાર્તામાં ફેરફાર કરો તો જ એઉ સુખી થાય. બીજાને દુઃખી કરી કમાયેલી કીર્તિને શું કરવી છે? કીર્તિ મોટી કે માણસાઈ?'

માંડ માંડ શાંત થયેલું રુદન પાછું શરૂ થવાની બીકે હતાશ થઈ અમરેન્દ્રે કહ્યું: 'ઠીક લે, હવે હું દુઃખભરી વાર્તાઓ નહીં લખું. બધી વાર્તાઓને અંતે લખીશ કે તેઓ પરણ્યાં ને સુખચેનથી જીવન ગુજારવા લાગ્યાં.'

ત્યાર પછી અમરેન્દ્રે વાર્તાનું વહેણ બદલ્યું ને અજાણી સહૃદય પાઠિકાઓ તરફથી પત્રો આવવા લાગ્યા કે આપના હૃદયના અંતસ્તરપટે દુઃખના અંધકારમાં ક્ષણે ક્ષણે વીજળીની ચમક જેવી આનંદની આભા આજકાલ જોવા મળે છે તે ઉપરથી લાગે છે કે આટલા વખત પછી આપે આ પૃથ્વી ઉપર સુખની ખાણ શોધી કાઢી છે.

બાપાના ઠપકાને લીધે અને લીલાના રુદનને લીધે કેટલા દુઃખે રડીને આ સુખની ખાણ શોધી કાઢી હતી તે તો અમરેન્દ્ર જ જાણે.

[ 'પ્રવાસી'માંની શ્રીમતી પારુલદેવીની નવલિકા પરથી

## આપણી આજની વાર્તા

સ્વતંત્ર હિન્દની પહેલી ક્રિકેટ ટીમ ઑસ્ટ્રેલિયાની ધરતી પર મેચ રમી રહી હતી. ૧૯૪૮ની પહેલી તારીખે અગિયાર હિન્દીઓ ઑસ્ટ્રેલીઅનોને હાર દેવા મેલબોર્નની ભૂમિ પર જિગરથી રમી રહ્યા હતા. તેમાં સાત હિન્દુઓ હતા, સફેદ પાઘડીમાં શોભતો એક શીખ હતો, બે મુસ્લિમ હતા અને એક દેશી ખ્રિસ્તી હતો તેમનો કેપ્ટન હતો એક હિન્દુ. દરેકના દિલમાં એક જ તમન્ના હતી સ્વતંત્ર હિન્દને ટેસ્ટ મેચના વિજયની પહેલી ભેટ ધરવી પણ કુદરતે યારી ન આપી

હિન્દુ અમરનાથના બોલમાં મુસ્લિમ ગુલમહમદે કેચ છોડ્યો. મુસ્લિમ ગુલમહમદના બોલમાં હિન્દુ નાયડુએ કેચ છોડ્યો. હિન્દુ માંકડના બોલમાં ક્રિશ્ચન હઝારેએ કેચ છોડ્યો અને છતાં એ ચારેય જણા હસતા હતા. નહોતો એમના દિલમાં એકબીજા પ્રત્યે કિન્નો લેવાનો ઈરાદો કે નહોતી ત્યાં પરવા વ્યક્તિગત વખાણની, નહીંતો હઝારેના બોલમાં આમળા ફાટી જાય તોપણ વિકેટકિપર સેન ક્રિકેટના ઇતિહાસમાં ન થયો હોય એવો બ્રાડમૅનનો કેચ પકડે ખરો! તદ્દન આરાવાળી પીચ પર બોલ ગમે તેમ ઉછળતા હોય તોપણ ગુલમહમદ છાતી પર લીન્ડવૉલના, તોપના ગોળા જેવા બોલ ઝીલતો, કિંમતી અઠ્ઠાવીસ રન કરે ખરો?

તેમના દિલમાં તો એક જ ધગશ હતી નહોતા ત્યાં કોમી ભેદભાવ કે નહોતું ત્યાં હિન્દુસ્તાન રહીશ [illegible] ઓને પણ 'આફરીન' કહેવરાવે તેવું એક અને અજોડ હિન્દ

—બા. દયા.

# સિંહણનું ભૂત

ગજાનન ઉ. ભટ્ટ

એક વખત રાજ્યના કોઈ સંયુક્ત કામ માટે પોલીસ કમિશ્નરનો તથા મારો મુકામ ભાવનગરની સરહદ ઉપર આવેલ મીતીઆળાના ડાકબંગલામાં હતો. પોલીસ કમિશ્નરની સાથે તેમના સ્નેહી મોહનસિંહ હતા. જેઓ જૂનાગઢ રાજ્યમાં ફોરેસ્ટ-ઓફિસર તરીકે લાંબી નોકરી કરી નિવૃત્ત થયેલ હતા.

આ બંગલો મીતીઆળાના ડુંગરોની ગાળીમાં આવેલ છે. વળી આ ડુંગરાઓ અનેક ગિરિમાળાથી ગિરના જંગલની સાથે સંલગ્ન છે અને તેને ગિરના એક ભાગ તરીકે ગણવામાં આવે છે. ચોમાસામાં આ સ્થળ ઘણું સુંદર લાગે છે. એક ઉપર એક ડોકિયાં કરતી ધારો, તેના ઉપર પથરાએલ અનેક પ્રકારની લીલી વનસ્પતિ, સ્થળે સ્થળે વહેતાં અને મીઠો ધ્વનિ કરતાં પાણીનાં ઝરણાં, અને ગાળીઓની વચ્ચે આવેલ નાનામોટાં તળાવો આ સ્થળને અત્યંત રમણીય બનાવે છે. ચોમાસાની આખરે સપ્ટેમ્બર માસમાં ગિરની ઘીચ ઝાડીમાં બહુ જ માખીઓ અને જીવાત થાય છે, ત્યારે ત્રાસ પામી સિંહો પરિવાર સહિત મીતીઆળાના ધારોડ ઊંચાણવાળા પ્રદેશમાં નીકળી આવે છે ને તે વખતે આ બાજુ તેમનો શિકાર મળે છે.

અમારો મુકામ સપ્ટેમ્બર માસમાં જ હતો. બપોરના વરસાદનું એક ઝાપટું આવી ગયું હતું. અને પછી તો આકાશ તદ્દન ચોખ્ખું થઈ ગયું હતું.

રાત્રે ભોજનથી પરવારી બંગલાના આગળના ભાગમાં અમે ત્રણ જણ બેઠા હતા અને જાત જાતની વાતો કરતા હતા. બંગલાનો વૃદ્ધ રખેવાળ પણ ઓશરીને છેડે બેઠો હતો, રાત્રિ અંધારી હતી. તારાઓ જાણે તાજા જ સ્નાન કરીને બહાર નીકળ્યા હોય, તેમ નીતર્યા તેજે પ્રકાશી રહ્યા હતા. આજુબાજુથી જાત જાતના અવાજો રાત્રિની શાંતિમાં વધારે સ્પષ્ટ રીતે સંભળાતા હતા. તમરાનો અવાજ, દેડકાનો નાદ, વહેતા ઝરાનો ખળખળાટ અને સૌને ઢાંકી દે તેવી દૂરથી આવતી મેઘગર્જના સમી સિંહની ડણક જંગલની રાત્રિને વધારે ભયાનક બનાવતી હતી.

આજે સિંહની ડણક વારંવાર સંભળાતી હતી અને તે બહુ જ નજીક હોય તેમ જણાતું હતું. તે ઉપરથી બંગલાના રખેવાળને મેં પૂછ્યું કે શું સિંહ આટલા નજીકમાં આવ્યા છે?

રખેવાળે કહ્યું: 'ગઇ સાલ એક સિંહ અને સિંહણ આ બાજુ આવ્યાં હતાં. સિંહ તો પાછો ગિરમાં ચાલ્યો ગયો, પણ સિંહણ બચ્ચાં સાથે રોકાઈ ગઈ છે અને આટલામાં જ ફરે છે. ગઈ સાલ જ્યારે તેના બચ્ચાં આવ્યાં ત્યારે તો આ બાજુ ફરવું પણ જોખમ ભરેલું હતું. બચ્ચાં નાનાં હોય ત્યારે આ જાનવર ઘણું ક્રૂર બને છે, અને ગમે તેના ઉપર, ગમે ત્યાં હુમલો કરે છે. બાકી તો સિંહ જરૂર પૂરતો જ શિકાર કરે છે અને મોટે ભાગે માણસ ઉપર જતો નથી.'

આ પ્રમાણે વાત ચાલતી હતી ત્યારે મોહનસિંહ બોલ્યા: 'વાત બરાબર છે. તાજી વિયાયેલ સિંહણ કે ઘાયલ થયેલા સિંહથી બહુ સાવચેત રહેવું જોઈએ. તેઓ બહુ ઝનૂની હોય છે અને ગમે તેના ઉપર હુમલો કરે છે. તેનાં બચ્ચાં કોઇ લઈ જશે તેમ માનીને સિંહણ બહુ અધીરી બની હોય છે અને જીવને સાટે તેનું રક્ષણ કરે છે. મારા ગિરના જંગલના અનુભવમાં મેં એક અજબ બનાવ જાતે જોયો છે તે કહું. આપને એમાં રસ પડશે.

અમે સૌ વાત સાંભળવા ઉત્તેજાર થયા. મોહનસિંહ બોલ્યા:

ઘણાં વરસો પહેલાંની વાત છે. ગિરમાં મારી નોકરીની શરૂઆત હતી. તમે જાણો છો તેમ ગિરમાં તો સિંહના ટોળાં ફરતાં હોય છે. અને દેશના મોટા મોટા માણસો, રાજામહારાજાઓ અને સાહેબ લોકો સિંહના શિકાર માટે ગિરમાં આવે છે. શિકાર રાજ્યના આમંત્રણ અને પરવાનગી વગર થઇ શકતો નથી.

એક વખત એક લશ્કરી સાહેબ આ પ્રમાણે શિકાર માટે આવ્યા. સાથે રાજ્યના એક લશ્કરી અમલદાર હતા. અને મને શિકારમાં સાથે જવાનો હુકમ હતો. શિકાર માટેની બધી તૈયારીઓ થઈ ગઈ, જગ્યા પસંદ કરવામાં આવી અને ત્યાં પાડો બાંધવામાં આવ્યો. તેનાથી થોડે દૂર ઝાડની ઘટામાં ઊંચે મચાણ બાંધવામાં આવ્યો. સ્થાનિક શિકારીઓને સિંહની દેખરેખ રાખવાની સૂચના આપવામાં આવી.

બીજે જ દિવસે ખબર આવ્યા કે સાયંકાળે સિંહે મારણ કર્યું છે અને પાડાનો ભાગ ખાઈ ચાલ્યો ગયો છે. એટલે હવે બીજે દિવસે લગભગ તે જ વખતે સિંહ, મરેલ પાડો ખાવા આવશે તેમ માની સાંજ પહેલાં અમે ત્રણ જણ મચાણ ઉપર ગોઠવાઇ ગયા. માણસો અને મોટરો થોડે દૂર રાખ્યાં અને સંકેત એવો કર્યો કે હું અથવા લશ્કરી અમલદાર સિંહને જો જોઈએ તો સાહેબને ખભે આંગળી અડાડવી. મચાણમાં સાહેબ સૌથી આગળ અને અમે બંને તેની પાછળ બેઠા હતા.

શિકારનો શિષ્ટાચાર એવો છે કે મહેમાનને હાથે જ શિકાર થવો જોઈએ. બંદૂક પણ તેમની જ પહેલી ફૂટવી જોઈએ. અને જો કોઈ અકસ્માત થાય અથવા જિંદગી જોખમમાં આવે તેમ હોય તો જ ધરધણી ગોળી છોડે.

પાંચ વાગ્યા, છ વાગ્યા, જંગલમાં અંધારાના ઓળા ઊતરવા લાગ્યા. સાત થવા આવ્યા. સાયંકાળનું અંધારું પર્વતની ગાળીમાં વધેલું ઘેરાવા લાગ્યું. જે સ્થળે મરેલ પાડો પડ્યો હતો, ત્યાં પણ આવું અંધારું પથરાણું એટલામાં તો ઊંચા ઘાસને મેં હલતું જોયું, સાથે ડાંખળાં ભાંગવાનો ઝાંખો એવો અવાજ મારે કાને પડ્યો અને જોતજોતામાં મરેલ પાડા ઉપર મેં સિંહને જોયો. તુરત જ મેં સાહેબને ખભે પાછળથી આંગળી અડકાડી પણ તેમણે બંદૂક ફોડી જ નહિ. તેવામાં દૂર કોઇ ઝાડની ડાળી તૂટી પડવાનો અવાજ થયો અને સિંહ એકદમ ઝાડીમાં અદૃશ્ય થઇ ગયો. હું બહુ જ આશ્ચર્યચકિત થયો અને સાહેબને પૂછ્યું કે આપે શા માટે બાર જ ન કર્યો! ત્યારે તેઓ બોલ્યા કે તેમણે સિંહને બિલકુલ જોયો ન હતો. અમારાં લશ્કરી અમલદારે પણ સિંહને જતો જોયો હતો. અમે બહુ જ નિરાશ થયા. પણ એક તક વધારે લેવા માટે થોડા વખત વધારે પરાહ જોવા નક્કી કર્યું. કદાચ સિંહ પાછો આવે. જો કે આવું તો જવલ્લે જ બને છે.

અમારા આનંદ વચ્ચે અરધા કલાક પછી સિંહ ફરીને આવ્યો અને પાડાને ખાવા લાગ્યો. આ વખતે તો સાહેબે પણ તેને જોયો અને તેના પર ઉપરાઉપરી બે બાર કર્યા, પણ ગોળી સિંહને મર્મસ્થળમાં વાગી નહિ અને તે ઘાયલ થયેલો જંગલમાં અદૃશ્ય થઇ ગયો.

હવે તો રાત્રિ પડી હતી. પૂનમનો ચંદ્ર ક્ષિતિજરેખા ઉપર દેખાવા લાગ્યો હતો. ઘાય થયેલા સિંહની પાછળ જવું તો બહુ જોખમકારક, એટલે બીજે દિવસે તેની તપા કરવાનું નક્કી કરી અમે મોટરોને મચાણ પા લાવવા સીટી મારી નિશાની કરી.

મોટરો આવી એટલે પહેલી મોટર સાહેબ બેઠા અને આગળની બેઠકમાં ડ્રાઈવ પાસે તેમનો એ. ડી. સી. બેઠો. બીજી મોટ માં હું તથા અમારા લશ્કરી અમલદાર બેઠા

હવે મોટરો કયે રસ્તે ચલાવવી તે પ્ર થઇ પડ્યો. કેમ કે જે રસ્તેથી અમે આવ્ હતા તે બાજુએ ઘાયલ થયેલ સિંહ ગયો હ તેથી રસ્તો સહીસલામત ન હતો. બીજે રસ્તે

સામી બાજુ ચાલી સહેજ લંબાણથી અમારે મુકામે જતો હતો. પણ તે રસ્તે અમારે ન જવું તેમ ત્યાંના સ્થાનિક શિકારીઓએ સલાહ આપી. જ્યારે કારણ પૂછ્યું ત્યારે તેઓ કાંઇ કહી શકયા નહિ પણ એટલું કહ્યું કે તે રસ્તો વહેમવાળો છે. અમે આવી વાત હસી કાઢી તે રસ્તે-મોટરો હંકારી.

સાહેબની મોટર અમારી આગળ હતી -અને અમે જરા વધારેપડતા પાછળ રહી ગયા કારણ કે ચાલતી વખતે ઘાયલ સિંહનો સગડ ક્યારે હાથ કરવો અને શું કરવું તેની સૂચના શિકારીઓને આપતાં અમે મોડા થયા.

થોડો સમય ચાલ્યા પછી અમે ઉઘાડા પ્રદેશમાં પહોંચ્યા. અમારી આગળ દૂર સાહેબની મોટરની બત્તી દેખાતી હતી. તેમજ ચંદ્રના આછા પ્રકાશમાં મોટરનું કાળું ધાબું દેખાતું હતું. તેવામાં અમે આગલી મોટરમાંથી બંદૂક ફૂટી હોય તેવો અવાજ સાંભળ્યો. સાહેબને કોઇ શિકાર મળ્યો હશે તેમ અમે માન્યું અને અમારી મોટરને જલદી ચલાવવા ડ્રાઇવરને હુકમ કર્યો. થોડી વારે બંદૂકનો બીજો અવાજ તથા તેની સાથે માણસની ચીસ સંભળાણી અને સાહેબની મોટરને ઊભી રહેલ જોઈ કાંઇ



અકસ્માત થયો હશે તેમ માની અમે મોટર મારી મૂકી.

જ્યારે અમે ત્યાં પહોંચ્યા ત્યારે મોટરમાં સાહેબને બેભાન પડેલા જોયા. તેમના હાથમાં બંદૂક હતી. ડ્રાઇવર કે તેમનો એ. ડી. સી. કાંઇ ખુલાસો આપી શકયા નહિ. તેમણે તો કહ્યું કે સાહેબે પહેલાં કાંઇ જનાવર દેખાતાં મોટર ઊભી રખાવી બંદૂક ફોડી હતી પણ કાંઈ ગોળી વાગી હોય તેમ જણાયું નહિ. પછી તો ચાલતી મોટરે અમે બંદૂકનો અવાજ સાંભળ્યો અને પાછા ફરીને જોયું તો સાહેબને બેભાન થઈ પડી ગયેલ જોયા. પ્રથમ તો

અમને એમ થયું કે બંદૂક અકસ્માત ફૂટવાથી સાહેબને ઇજા થઇ હશે. તેથી તેમને ઉપાડી સરખી રીતે સુવડાવ્યા, પણ કોઈ સ્થળે વાગ્યું હોય તેમ માલૂમ પડ્યું નહિ.

અમારી પાસેથી પાણી લઇ તેમને છાંટયું. ખૂબ પવન નાંખ્યો અને ઢંઢોળ્યા ત્યારે તે શુદ્ધિમાં આવ્યા. તે સ્થળે વિશેષ વાતચીત કરવી યોગ્ય નહિ લાગતાં અમે મોટરો હાંકી મૂકી અને મુકામ ઉપર આવી પહોંચ્યા. દરમિયાન રસ્તાની ખુલ્લી હવાથી સાહેબ વધારે સ્વસ્થ થયા હતા.

રાત્રે વાળુ પછી સાહેબે વાત કરી કે મારો આખો દિવસ કમનસીબીનો જ હતો. સિંહનો મને ચાર વાર મેળાપ થયો પણ હું તેને મારી શક્યો નહિ અને વિશેષ શરમ જેવું તો એ બન્યુ કે હું બેભાન થઈ ગયો. તમારાથી જુદા પડ્યા પછી જ્યારે મારી મોટર ખુલ્લી જમીન ઉપર આવી ત્યારે મોટરથી થોડે દૂર ચંદ્રના પ્રકાશમાં મેં સિંહણને ધીમે ધીમે ચાલી જતી જોઈ. મેં મોટર ઊભી રખાવી તેના ઉપર ગોળી છોડી. પણ તે ક્યાં અદશ્ય થઇ ગઈ તેની ખબર જ પડી નહિ. નિરાશ થઈ મેં મોટર ચલાવવા હુકમ આપ્યો. થોડી વાર પછી મેં તે જ સિંહણને મોટરની બાજુમાં દોડતી જોઇ. તે બહુ જ નજીકમાં હતી. રસ્તો ખરાબ હતો એટલે મોટર ઉતાવળી ચાલી શકતી ન હતી; વારંવાર બહુ જ ધીમી પાડવી પડતી..મને ધાસ્તી લાગી કે સિંહણ મોટર ઉપર હુમલો કરશે. એટલે મેં બંદૂક ઉપાડી ચાલતી મોટરે ગોળીબાર કર્યો. ગોળી ખાલી ગઈ અને જોતજોતામાં સિંહણ મોટરમાં કૂદી પડી. પછી શું થયું તેનું મને ભાન નથી. પણ તમે સૌ આવી પહોંચ્યા અને હું બચ્યો તે માટે તમારો ઉપકાર માનું છું. હું આટલે નજીકથી નિશાન કેમ ચૂક્યો તે વાત મને હજી સમજાતી નથી.

અમારી સાથેના શિકારીઓ જ્યારે મુકામ ઉપર આવ્યા ત્યારે તેઓને સાહેબને સિંહણનો ભેટો કેવી રીતે થયો અને સિંહણ મોટર ઉપર કેવી રીતે કૂદી પડી તે સર્વ વાતની ખબર પડી, ત્યારે જે શિકારીએ તે રસ્તે જવા જેવું નથી, રસ્તો વહેમવાળો છે એમ કહ્યું હતું તેણે કહ્યું કે આવો અનુભવ ઘણાને થયો છે. અને ખાસ કરીને પૂનમની રાત્રિએ આ સિંહણ દેખાય છે. અને ભયથી માણસ મરી પણ જાય છે. આ કોઇ સાચી સિંહણ નથી પણ તેનું ભૂત છે. થોડાં વરસો ઉપર એક સાહેબ અહીં શિકારે આવ્યા હતા. તેમને સિંહનાં બચ્ચાં જોઇતાં હતાં. તેમને બાતમી મળી કે સિંહણ તાજી વિયાયેલ છે અને બચ્ચાં મળી શકે તેમ છે. અમે સૌએ તો સિંહણનો શિકાર કરવાની ઘણીયે ના પાડી પણ મોટા માણસ અમારું કાંઇ થોડું કે માને છે ! તેમણે સિંહણને મારી અને બચ્ચાં ઉપાડી લીધાં. સિંહણે મરતાં પહેલાં બહુ કરુણ બૂમો પાડી હતી. આ બનાવ બન્યા પછી તેનું ભૂત આ બાજુ ફરે છે અને જતાઆવતા માણસોને દેખાય છે.

સાહેબની ગોળી ખાલી ગઈ, સિંહણ મોટરમાં કૂદી પડી છતાં સાહેબને શરીરે ઉઝરડો પણ થયો નહિ, તેમજ આટલું મોટું જનાવર મોટરમાં પડે છતાં ડ્રાઈવરને કે એ. ડી. સી.ને ખબર પડે નહિ તે વાત પહેલાં સમજાતી ન હતી. પણ શિકારીની વાતથી આ આખા બનાવનું રહસ્ય સમજાયું.

બીજે દિવસે તો ઘાયલ થયેલ સિંહ મરેલો માલૂમ પડ્યો. તેની પાસે ઊભા રહી સાહેબે તથા અમે ફોટોગ્રાફ પડાવ્યો અને સાહેબે તેમનો જાન બચાવવા માટે અમારો ફરીને ઉપકાર માન્યો અને શિકારની સચિત્ર હકીકત પેપરોમાં જાહેર થવા મોકલી આપી.

[ લેખકના તાજેતરમાં જ પ્રગટ થનાર સંગ્રહ 'નરાધમ'માંથી ]

# શિલ્પી

મગનલાલ પડિયા

ઉત્તરમાં મુસલમાન સલ્તનતની હયાતી છતાં દક્ષિણમાં હિન્દુ સામ્રાજ્ય સ્થાપવાનું સ્વપ્નું શિવાજી મહારાજના પહેલાં પણ એક વખત સાચું પડ્યું હતું—અને તે વંગુલથી નાસી આવેલ બે સરદાર ભાઈઓએ વિજયનગરમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. દોઢસો વરસમાં તો એ ઉત્તુંગ વટવૃક્ષ જેવું થઈ ગયું હતું. વડની શાખાઓ પાછી જમીનમાં મૂળ નાંખે એ રીતે એના પ્રાંતોમાં હિન્દુ ધર્મનું સંરક્ષણ થતું. દૂર દેશાવરમાં એનાં વહાણો ફરતાં.

પણ આપણી કથા તો એ મહાન સામ્રાજ્યનું હજુ બીજારોપણ થયું હતું એ કાળની છે.

પોતાના મોટાભાઈના મૃત્યુ પછી ભીમદેવરાય સિંહાસનારૂઢ થયો. હથિયારો અને તોપો, લશ્કર અને લડાઈ દેશના રક્ષણ માટે જરૂરી છતાં એ જ કંઈ દેશની ખરી સમૃદ્ધિ નથી એમ તે માનતો. તેનું સ્વપ્ન હતું—વિજયનગરને એક મહાનગર બનાવવાનું: ઉત્તરના કાશી, આગ્રા અને દિલ્હીને પણ ભુલાવે તેવી નગરી બનાવવાનું. કાળી ભમ્મર શિલાઓથી ઘેરાયેલો તુંગભદ્રા નદીનો તટ, આરસની પ્રતિમા સમા વિજયનગરનું પ્રતિબિંબ ઝીલી ઝળકી રહે એવી એની ઇચ્છા હતી. નવાં મહાલયો, નવાં મંદિરો, નવી કલા, નવી કારીગીરીને તેની ઉચ્ચતમ કક્ષાએ પ્રદર્શિત થવાનો મોકો આપવો હતો. તેણે ઘોષણા કરી: દક્ષિણ ભારતમાંથી સર્વશ્રેષ્ઠ શિલ્પીઓને બોલાવવામાં આવે, ચિત્રકારોને પણ આમંત્રવામાં આવે. વિજયનગર એ દક્ષિણ ભારતનું સર્વશ્રેષ્ઠ, સર્વાંગ સુંદર, સર્વ શિલ્પકલાવિભૂષિત નગર થવું જોઈએ—કલાત્મક, કલાદૈહિક, કલાથી જ જીવંત.

દેશ દેશના શિલ્પીઓ આવ્યા; ચિત્રકારો આવ્યા, સલાટો આવ્યા; સુથારો આવ્યા. વાસ્તુકલાના જાણકારો પરસ્પરની ઈર્ષા છોડી દઈ એક બનીને નિર્માણ કરવા લાગ્યા. નિર્માણ-નિરીક્ષકો નિરીક્ષણ કરવા લાગ્યા. દરેક ચોકમાં એક વિશાલકાય દેવમૂર્તિ સ્થાપન કરવાની હતી. મોટા મોટા પ્રાસાદો, હર્મ્યો અને હવેલીઓ રચવાનાં હતાં. તેના દરવાજાઓ પર સુથારોને બારીકમાં બારીક નકશીકામ કરવાનું હતું; દીવાલો પર ચિત્રકારોએ અદ્‌ભુત રંગમિલાવટભર્યાં ચિત્રો ચીતરવાનાં હતાં; અને શિલ્પીનું ટાંકણું તો ઠેર ઠેર પથ્થરને કલાત્મક આકારો ધારણ કરાવતું વાપરવાનું જ હતું. બધા કારીગરો પોતપોતાની કલાનો ઉત્તમ નમૂનો રજૂ કરી રહ્યા હતા. દ્રવ્યની તો કંઈ ચિંતા જ ન હતી. ગોવળકોંડાના હીરા, નિલગિરિનું સુવર્ણ, મન્નારનાં મોતી, શિમોગાના હાથીદાંત; મહાન સામ્રાજ્યના આ મહારાજા પાસે માગે તેટલાં હાજર હતાં.

મહિનાઓ વીત્યા અને નિર્માણકામ પૂરું થયું. ભવ્ય મહાલયો, તેના ગુમ્મરજડિત ઝરૂખાઓ, ગગનચુંબી દેવમંદિરો એ બધાના રત્નપ્રકાશથી તુંગભદ્રાનો તટ ઝળહળી રહેવા લાગ્યો.

સૌથી શ્રેષ્ઠ તો મહારાજાનો દરબાર હતો. સો થાંભલાઓ પર ટેકવેલી છત ઉપર મહારાજાનું સુવર્ણખચિત સિંહાસન મૂકવામાં આવ્યું હતું. નીચે રાજાધિકારીઓ અને પ્રજાજનોને બેસવા માટે વિસ્તીર્ણ સ્થાન હતું. તેમાં અધિકાર પ્રમાણે ચડતી-ઊતરતી બેઠકો હતી, અને દરેક વર્ગને આવવા-જવાની જુદી જુદી વીથિકાઓ હતી. ઉચ્ચાસનના સો સ્થંભો પર કારીગરોએ પોતાનું બધું કૌશલ રજૂ કર્યું હતું. એ વિશાળ, વિશાળતમ ખંડમાં છત ઉપર, હવાપ્રકાશ માટે મૂકેલ વાતાયનો પર,

અમને એમ થયું કે બંદૂક અકસ્માત ફૂટવાથી સાહેબને ઈજા થઈ હશે. તેથી તેમને ઉપાડી સરખી રીતે સુવરાવ્યા, પણ કોઈ સ્થળે વાગ્યું હોય તેમ માલૂમ પડ્યું નહિ.

અમારી પાસેથી પાણી લઈ તેમને છાંટ્યું. ખૂબ પવન નાખ્યો અને ઢંઢોળ્યા ત્યારે તે શુદ્ધિમાં આવ્યા. તે સ્થળે વિશેષ વાતચીત કરવી યોગ્ય નહિ લાગતાં અમે મોટરો હાંકી મૂકી અને મુકામ ઉપર આવી પહોંચ્યા. દરમિયાન રસ્તાની ખુલ્લી હવાથી સાહેબ વધારે સ્વસ્થ થયા હતા

રાત્રે વાળુ પછી સાહેબે વાત કરી કે મારો આખો દિવસ કમનસીબીનો જ હતો. સિંહનો મને આગ વાર મેળાપ થયો પણ હું તેને મારી શક્યો નહિ અને વિશેષ શરમ જેવું તો એ બન્યું કે હું બેભાન થઈ ગયો. તમારાથી જુદા પડ્યા પછી જ્યારે મારી મોટર ખુલ્લી જમીન ઉપર આવી ત્યારે મોટરથી થોડે દૂર ચંદ્રના પ્રકાશમાં મેં સિંહણને ધીમે ધીમે ચાલી જતી જોઈ. મેં મોટર ઊભી રખાવી તેના ઉપર ગોળી છોડી. પણ તે ક્યાં અદૃશ્ય થઈ ગઈ તેની ખબર જ પડી નહિ. નિરાશ થઈ મેં મોટર ચલાવવા હુકમ આપ્યો. થોડી વાર પછી મેં તે જ સિંહણને મોટરની બાજુમાં દોડતી જોઈ. તે બહુ જ નજીકમાં હતી. રસ્તો ખરાબ હતો એટલે મોટર ઉતાવળી ચાલી શકતી ન હતી, વારવાર બહુ જ ધીમી પાડવી પડતી. મને ધાસ્તી લાગી કે સિંહણ મોટર ઉપર હુમલો કરશે. એટલે મેં બંદૂક ઉપાડી ચાલતી મોટરે ગોળીબાર કર્યો. ગોળી ખાલી ગઈ અને જોતજોતામાં સિંહણ મોટરમાં કૂદી પડી. પછી શું થયું તેનું મને ભાન નથી પણ તમે સૌ આવી પહોંચ્યા અને હું બચ્યો તે માટે તમારો ઉપકાર માનું છું. હું આટલે નજીકથી નિશાન કેમ ચૂક્યો તે વાત મને હજી સમજાતી નથી.

અમારી સાથેના શિકારીઓ જ્યારે મુકામ ઉપર આવ્યા ત્યારે તેઓને સાહેબને સિંહણનો ભેટો કેવી રીતે થયો અને સિંહણ મોટર ઉપર કેવી રીતે કૂદી પડી તે સર્વ વાતની ખબર પડી, ત્યારે જે શિકારીએ તે રસ્તે જવા જેવું નથી, રસ્તો વહેમવાળો છે એમ કહ્યું હતું તેણે કહ્યું કે આવો અનુભવ ઘણાને થયો છે અને ખાસ કરીને પૂનમની રાત્રિએ આ સિંહણ દેખાય છે. અને ભયથી માણસ મરી પણ જાય છે. આ કોઈ સાચી સિંહણ નથી પણ તેનું ભૂત છે. થોડાં વરસો ઉપર એક સાહેબ અહીં શિકારે આવ્યા હતા તેમને સિંહનાં બચ્ચાં જોઈતાં હતાં તેમને બાતમી મળી કે સિંહણ તાજી વિયાયેલ છે અને બચ્ચાં મળી શકે તેમ છે. અમે સૌએ તો સિંહણનો શિકાર કરવાની ઘણીયે ના પાડી પણ મોટા માણસ અમારું કાંઈ થોડું માને છે! તેમણે સિંહણને મારી અને બચ્ચાં ઉપાડી લીધાં. સિંહણે મરતાં પહેલાં બહુ કરુણ બૂમો પાડી હતી. આ બનાવ બન્યા પછી તેનું ભૂત આ બાજુ ફરે છે અને જતાઆવતા માણસોને દેખાય છે.

સાહેબની ગોળી ખાલી ગઈ, સિંહણ મોટરમાં કૂદી પડી છતાં સાહેબને શરીરે ઉઝરડો પણ થયો નહિ, તેમજ આવડું મોટું જનાવર મોટરમાં પડે છતાં ડ્રાઈવરને કે એ. ડી. સી.ને ખબર પડે નહિ તે વાત પહેલાં સમજાતી ન હતી. પણ શિકારીની વાતથી આ આખા બનાવનું રહસ્ય સમજાયું.

બીજે દિવસે તો ઘાયલ થયેલ સિંહ મરેલો માલૂમ પડ્યો તેની પાસે ઊભા રહી સાહેબે તથા અમે ફોટોગ્રાફ પડાવ્યો અને સાહેબે તેમનો જાન બચાવવા માટે અમારો ફરીને ઉપકાર માન્યો અને શિકારની સચિત્ર હકીકત પેપરોમાં જાહેર થવા મોકલી આપી.

[ લેખકના વાર્તાવરમાં જ પ્રગટ થનાર સંગ્રહ 'નરકવા'માંથી ]

# શિલ્પી

મગનલાલ પડિયા

ઉત્તરમાં મુસલમાન સલ્તનતની હયાતી છતાં દક્ષિણમાં હિન્દુ સામ્રાજ્ય સ્થાપવાનું સ્વપ્નું શિવાજી મહારાજના પહેલાં પણ એક વખત સાચું પડ્યું હતું—અને તે વરંગુલથી નાસી આવેલ બે સરદાર ભાઈઓએ વિજયનગરમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. દોઢસો વરસમાં તો એ ઉત્તુંગ વટવૃક્ષ જેવું થઈ ગયું હતું. વડની શાખાઓ પાછી જમીનમાં મૂળ નાખે એ રીતે એના પ્રાંતોમાં હિન્દુ ધર્મનું સંરક્ષણ થતું. દૂર દેશાવરમાં એનાં વહાણો ફરતાં.

પણ આપણી કથા તો એ મહાન સામ્રાજ્યનું હજુ બીજારોપણ થયું હતું એ કાળની છે.

પોતાના મોટાભાઈના મૃત્યુ પછી બીમદેવરામ સિંહાસનારૂઢ થયો. હથિયારો અને તોપો, લશ્કર અને લડાઈ દેશના રક્ષણ માટે જરૂરી છતાં એ જ કંઈ દેશની ખરી સમૃદ્ધિ નથી એમ તે માનતો. તેનું સ્વપ્ન હતું—વિજયનગરને એક મહાનગર બનાવવાનું: ઉત્તરના કાશી, આગ્રા અને દિલ્હીને પણ ભુલાવે તેવી નગરી બનાવવાનું. કાળી ભમ્મર શિલાઓથી ઘેરાયેલો તુંગભદ્રા નદીનો તટ, આરસની પ્રતિમા સમા વિજયનગરનું પ્રતિબિંબ ઝીલી ઝળકી રહે એવી એની ઇચ્છા હતી. નવા મહાલયો, નવાં મંદિરો, નવી કલા, નવી કારીગીરીને તેની ઉચ્ચતમ કક્ષાએ પ્રદર્શિત થવાનો મોકો આપવો હતો. તેણે ઘોષણા કરી: દક્ષિણ ભારતમાંથી સર્વશ્રેષ્ઠ શિલ્પીઓને બોલાવવામાં આવે, ચિત્રકારોને પણ આમંત્રવામાં આવે. વિજયનગર એ દક્ષિણ ભારતનું સર્વશ્રેષ્ઠ, સર્વાંગ સુંદર, સર્વ શિલ્પકલાવિભૂષિત નગર થવું જોઈએ—કલાત્મક, કલાદૈહિક, કલાથી જ જીવંત.

દેશ દેશના શિલ્પીઓ આવ્યા; ચિત્રકારો આવ્યા, સલાટો આવ્યા; સુથારો આવ્યા. વાસ્તુકલાના જાણકારો પરસ્પરની ઈર્ષા છોડી દઈ એક બનીને નિર્માણ કરવા લાગ્યા. નિર્માણ–નિરીક્ષકો નિરીક્ષણ કરવા લાગ્યા. દરેક ચોકમાં એક વિશાલકાય દેવમૂર્તિ સ્થાપન કરવાની હતી. મોટા મોટા પ્રાસાદો, હર્મ્યો અને હવેલીઓ રચવાનાં હતાં. તેના દરવાજાઓ પર સુથારોને બારીકમાં બારીક નકશીકામ કરવાનું હતું; દીવાલો પર ચિત્રકારોએ અદ્ભુત રંગમિલાવટભર્યાં ચિત્રો ચીતરવાનાં હતાં; અને શિલ્પીનું ટાંકણું તો ઠેર ઠેર પથ્થરને કલાત્મક આકારો ધારણ કરાવતું વાપરવાનું જ હતું. બધા કારીગરો પોતપોતાની કલાનો ઉત્તમ નમૂનો રજૂ કરી રહ્યા હતા. દ્રવ્યની તો કંઈ ચિંતા જ ન હતી. ગોવળકોંડાના હીરા, નિલગિરિનું સુવર્ણ, મલબારનાં મોતી, શિમોગાના હાથીદાંત; મહાન સામ્રાજ્યના આ મહારાજા પાસે માગે તેટલાં હાજર હતાં.

મહિનાઓ વીત્યા અને નિર્માણકામ પૂરું થયું. ભવ્ય મહાલયો, તેના ઘુમ્મરજડિત ઝરૂખાઓ, ગગનચુંબી દેવમંદિરો એ બધાના રાત્રિપ્રકાશથી તુંગભદ્રાનો તટ ઝળહળી રહેવા લાગ્યો.

સૌથી શ્રેષ્ઠ તો મહારાજાનો દરબાર હતો. સો થાંભલાઓ પર ટેકવેલી છત ઉપર મહારાજાનું સુવર્ણખચિત સિંહાસન મૂકવામાં આવ્યું હતું. નીચે રાજ્યાધિકારીઓ અને પ્રજાજનોને બેસવા માટે વિસ્તીર્ણ સ્થાન હતું. તેમાં અધિકાર પ્રમાણે ચઢતી–ઊતરતી બેઠકો હતી, અને દરેક વર્ગને આવવા–જવાની જુદી જુદી વીથિકાઓ હતી. ઉચ્ચાસનના સો સ્થંભો પર કારીગરોએ પોતાનું બધું કૌશલ રજૂ કર્યું હતું. એ વિશાળ, વિશાળતમ ખંડમાં છત ઉપર હવાપ્રકાશ માટે મોકળા વાતાયનો પર

વિચાર્યું: જોઈએ તો ખરા. એ શું કરે છે! એણે હુકમ આપ્યો કે રાત્રે, દિવસે, ઠીક પડે ત્યારે એ ભલે આવે. કોઈએ એને કાંઈ કહેવું નહિ. એ જે કરતો હોય તે કરવા દેવું.

રાજાજ્ઞા મળી જતાં હવે કોઈ કલાકારને રોકટોક કરતું નથી. છતાં એનું કાર્ય તો રાતે જ તૈયાર થાય છે. રોજ રાત પડે છે ને એ આવે છે—કોઈને પણ પોતાનું મુખ બતાવ્યા વગર સવાર પડે છે કે એ જ રીતે ચુપચુપ ચાલ્યો જાય છે. પણ આખી રાત એનું ટાંકણું ચાલુ રહે છે. પહેલાં થોડા દિવસ તો એ પત્થર ઘડનો હશે, એટલે દિવસે એ ઉઘાડો મૂકી જતો. પણ હવે એણે કાંઈક કોતરવા માંડ્યું છે એટલે કામ પૂરું કરીને એના પર કપડું ઢાંકતો જાય છે ને એના ઉપર લખતો જાય છે: 'કોઈએ આને અડકવું નહિ.'

કુતૂહલ તો ઘણાનું જોર કરતું હતું—પેલા લૂગડાને ખેંચી લેવા. પણ રાજાજ્ઞા હતી કે એ અનામી કલાકારની ઇચ્છા જરા પણ ન લોપાવી જોઈએ.

ત્રીસ હાથ ઊંચી એ શિલા એક મહિનો વીતતાં સંપૂર્ણતઃ કપડાથી ઢંકાઈ રહી.

અમાસની રાતે આખી રાત અંધારામાં જ કામ કરીને શિલ્પીએ સવારે જતી વખતે નગરપાલને બોલાવ્યો અને કહ્યું, 'મારું કામ પૂરું થયું છે. મહારાજને હાથે જ આ શિલા પરનું કપડું ઊંચકે એટલું કરજો.'

સૂર્યોદય થતાં પહેલાં તો મહારાજ એ શિલાનું અનાવરણ કરવાના છે એ ખબર ઠેર ઠેર પહોંચી ગઈ. માનવમેદની પણ મહારાજનું અનાવરણકાર્ય જોવા ઊમટી. ખુદ મહારાજને પણ કાંઈ ઓછું કુતૂહલ નહોતું.'

મહારાજ આવ્યા. કપડું ખસેડવામાં આવ્યું.

નજર સામે નૃસિંહ ભગવાનની પ્રચંડ મૂર્તિ જોઈ. ખરેખર અદ્‌ભુત હતી એ મૂર્તિ. એકેએક અવયવ સપ્રમાણ હતું. લોકો પણ અહોભાવથી જોઈ રહ્યા અને પછી બીજી જ પળે પ્રભુને પગે પડ્યા.

એક બાજુ પડેલી અને પડી રહેવા દેવામાં આવેલ શિલા, આજે અદ્‌ભુત સૌન્દર્યની મૂર્તિ બની ગઈ, એટલું જ નહિ સર્વની પૂજ્ય પણ બની ગઈ.

નગરજારમાં સાદ કર્યો: 'એ અજ્ઞાત શિલ્પીનો પત્તો આપે તેને ઈનામ મળશે, અને શિલ્પીને ખુદને મહારાજા સ્વહસ્તે જ એકલક્ષ સુવર્ણમુદ્રા પ્રદાન કરશે.'

ઘણા દિવસ રાહ જોઈ.

પણ એ અજ્ઞાત કલાકાર પુરસ્કાર લેવા પણ ન આવ્યો.

## [ ૪ ]

મહારાજ ભીમદેવનું સામ્રાજ્ય વધતું જતું હતું. નાના નાના રાજાઓ એમનું આધિપત્ય સ્વીકારતા થયા હતા. બળવત્તર થતી જતી મુસ્લિમ શક્તિનો એકત્રિત થઈ સામનો કરવા બધા મહારાજની સરદારી નીચે કટિબદ્ધ થતા હતા. મહારાજના સૈન્યમાં ભરતી થતી જતી હતી. રથો, અશ્વો હાથીઓ ખરીદાઈ રહ્યા હતા.

પણ હાથીઓએ એક કોયડો ઊભો કર્યો હતો. એકહજાર હાથી સમાય એવી એક ગજશાળા નિર્માણ કરવાની હતી.

આ જ અરસામાં પેલો ગુંદીપાલ કોણ જાણે ક્યાંથી આવી ચડ્યો. આવીને કહે: 'મહારાજ! હવે તો હું કામ વગર કંટાળી ગયો છું. આપ કામ આપતા હો તો આપો નહિ તો રજા આપો તો તાઝેરમાં કામ નીકળ્યું છે ત્યાં જાઉં.'

'ગજશાળાનું નિર્માણ કરી શકશે?' મહારાજાએ પૂછ્યું.

'થશે. પરંતુ સ્થાન હું જાતે પસંદ કરીશ.'

'એ ભલે. તારે દ્રવ્ય વગેરે જોઈએ તેનો

મંત્રી મહાશય પ્રબંધ કરી આપશે. પણ જો કામ બરાબર ન થશે તો? સુન્દર મળશે...'

'હું કલાકાર છું,' મહારાજ!' ગુડીપાલ વચ્ચે જ બોલી ઊઠયો.

મહારાજ જરા ચિડાયા. પણ ચીડને હાસ્યમાં ફેરવી નાંખી બોલ્યા: 'એ તો આ વખતે પરીક્ષા થઇ જશે.'

'ગજશાળાથી?' ગુડીપાલે પ્રતિપ્રશ્ન કર્યો, 'એમાં છે શું? પણ ઠીક છે. જોશું.'

ગુડીપાલને કામ સોંપાયું. તેણે સ્થાન પસંદ કર્યું: રાજપ્રાસાદ અને તુંગભદ્રાની મધ્યમાં મહારાજ સ્નાનાર્થે આવતા-જતા એ સ્થાને ગુડીપાલને પ્રાથમિક તૈયારીઓ કરતો જોઈ શકતા. પરંતુ જ્યારે કામ પુરજોશમાં હાથ ધરવામાં આવ્યું ત્યારથી જ ગુડીપાલે આદેશ ફરમાવી દીધો હતો કે કોઈએ એના કામમાં દખલ કરવા ત્યાં આવવું નહિ. ચારે ફરતી વિશાળ વંડીઓ પહેલી ચણાઈ ગઈ હતી, એટલે અંદર શું થાય છે તે બહારથી જનારને ક્યાંથી ખબર પડે? અને અંદર ફક્ત ગુડીપાલ અને તેના કાર્યકરોને જ પ્રવેશ મળતો.

એક વરસ સુધી એ રીતે કામ ચાલ્યું.

વર્ષ આખરે ગુડીપાલ તરફથી સંદેશો આવ્યો કે મહારાજા પધારે અને ગજશાળાનું નિર્માણકૌશલ્ય નિહાળે.

સંદેશો મળતાં જ મહારાજા પધાર્યા. એક વરસથી ઉત્સુકતા તો હૃદયમાં ભરી રાખી હતી, તે આજે માર્ગ કરી રહી હતી. સાથે રાજકુમારી દેવસેના પણ હતી.

મહારાજાએ ફાટકમાં પ્રવેશ કર્યો અને જોયું. અહાહા...! શો વિસ્તાર! ત્રણ બાજુ ત્રણ મહાન વીસ વીસ હાથ ઊંચા માતંગોની પીઠ ઉપર ગજશાળાની છત ઊભી કરી હતી અને એની નીચે ગજશાળાનું વિશાળ ચોગાન આવતું હતું. વચ્ચે વચ્ચે સ્થંભો હતા. એ જાણે કે હાથીનું ડોકું કાપીને જ મૂકવામાં આવ્યા હોય એવા આબેહૂબ કોતરચીતરવાળા હતા. સૂંઢ ઉપર ઊંચી કરેલી, જાણે છતને ટેકો દેતી હોય. અને દંતૂશળ બહાર પડતા—હાથીને માટે હાથીદાંતનું જ બંધન.

મહારાજા ગુડીપાલના કૌશલ્યને તાજુબીથી જોઈ જ રહ્યા છે, મુગ્ધ થઈ રહ્યા છે. પણ શિલ્પી ગુડીપાલ તો એ નિર્માણ તરફ નજર સરખી કરતો નથી. એ તો નીરખી રહ્યો છે રાજકુમારી દેવસેનાના અનિન્દ્ય સૌન્દર્યને.

દેવસેના ઘડીમાં ગજશાળા તરફ જુએ છે તો ઘડીક શિલ્પી તરફ. પણ શિલ્પીની આંખો તો અનિમેષ જાણે એના પર જડાઈ ગઇ છે. એની ઉદ્ધતાઇ માટે રાજકુમારી મનમાં મૂંઝાય છે. પણ પેલો તો એ મૂંઝવણથી દેવસેનાના મુખ પર આવતા ભાવોને પણ મંત્રમુગ્ધની પેઠે નીરખી રહ્યો છે.

આખરે મહારાજાના આશ્ચર્ય અને અહોભાવ શાંત થતાં તેઓ ગુડીપાલ તરફ ફર્યા અને બોલ્યા: 'તને ધન્ય છે, શિલ્પી. તારી કલા સફળ છે. એક તું અને એક પેલો નૃસિંહમૂર્તિનો કલાકાર એ બે જ જણા મારી નગરીમાં કોઇપણ નવા નિર્માણના અધિકારી થશે.'

'તો તો કેવળ એક જ અધિકારી રહેશે, મહારાજ!' ગુડીપાલે કહ્યું.

'હા, હું જાણું છું. નૃસિંહમૂર્તિનો કલાકાર તો ધૂની માણસ છે. હાજર જ થતો નથી, એક ને એક દિવસ એ પ્રકટ થશે.'

'એમ નહિ, મહારાજ. પણ એ મૂર્તિનો વિધાતા પણ હું જ છું.'

'તું?' મહારાજ જરા ચોંકી બોલ્યા ને ફરી સ્વસ્થ થતાં કહ્યું, 'હા, તું જ હોવો જોઇએ. તારી અને એની કાર્ય કરવાની પદ્ધતિ એક જ છે. પણ તો પછી તું તારી એકલાખ સુવર્ણમુદ્રા લેવા કેમ ન આવ્યો! ખેર, એ તો તારી જ છે. ઠીક પડે ત્યારે લઇ જજે.'

'હું સુવર્ણલિપ્સુ નથી, મહારાજ. હું કલાકાર છું સૌન્દર્યનો ઉપાસક.'

'તો તને કઈ રીતે પુરસ્કૃત કરવો !'

શિલ્પી મૌન થઈ ગયો. પરંતુ એની દૃષ્ટિ રહી રહીને કુમારી દેવસેના ઉપર ઊઠવા લાગી. મહારાજને એનો સંકેત સમજાતાં જ તેમના નસકોરા ફાટવા લાગ્યા.

'તું...તું એક અજાણ્યો, અજ્ઞાતકુળ મનુષ્ય, શિલ્પી.' તેમણે અવાજ કઠોર કરતાં કહ્યું.

'દસ વરસ પહેલાં આપ પણ અજાણ્યા જ હતા, મહારાજ !'

'હા, પણ અજ્ઞાતકુળ નહિ.'

'હું પણ અજ્ઞાતકુળ નથી. વનવાસી રાજવંશમાં મારો જન્મ છે.'

મહારાજા વિચારમાં પડ્યા. વનવાસી વંશ એટલે મહારાજ પૃથ્વીવલ્લભનો વંશ...પણ આ કુરૂપા સ્થૂલ બેડોળ આકૃતિ...

પણ હવે દેવસેના જ બોલીઃ 'અરે, ઉદ્ધત શિલ્પી, માન્યું કે તું સૌન્દર્યોપાસક છે. પરંતુ આખા સંસારમાં કેવળ એક હું જ અસૌન્દર્યની ઉપાસક છું અથવા થવા માગું છું એમ તેં શાથી જાણ્યું !'

અને દેવસેનાના શબ્દોએ ધાર્યું નિશાન પાડ્યું. શિલ્પી મૂંગો બની ગયો. થોડીવાર રહી બોલ્યોઃ 'પુરસ્કારને બદલે આપ મને એક નવું નિર્માણ કરવા દો.'

'ભલે, શેનું નિર્માણ કરીશ ?' રાજાએ નિરાંતનો શ્વાસ લેતાં પૂછ્યું.

'રાજકુમારી દેવસેના અને એની સખીઓ માટે એક નાટ્યમંદિર નિર્માણ કરીશ.'

'અસ્તુ.'

[ ૫ ]

અંતઃપુરની સમીપ જ નાટ્યમંદિરનું નિર્માણ કરવાનું ગુરીપાસે ઠરાવ્યું. પણ પ્રથમની માફક જ આ વખતે પણ કામ કરનારાઓ સિવાય કોઈને અંદર પ્રવેશ મળતો નહિ.

મહિનાઓ વીતી ગયા.

એક દિવસ સવારમાં જ પહેરેગીરે આવી કહ્યુંઃ 'નાટ્યમંદિરના દરવાજાઓ ખુલ્લા પડ્યા છે. રાજાજ્ઞા ન હતી એટલે હું અંદર નથી ગયો. પણ કામ કરનારાઓ કોઈ આવ્યા નથી અને મેં બૂમો પાડી પણ અંદરથી કોઈ જવાબ મળ્યો નહિ એટલે આપને હકીકત નિવેદિત કરવા બીજા પ્રહરીને બેસાડી હું અહીં આવ્યો છું.'

દેવસેના આ વાત સાંભળતાં જ સમજી ગઈ કે નિર્માણકાર્ય પૂરું થયું છે. એણે ઝપાટાબંધ શણગાર સજ્યા ને સખીઓ સાથે નાટ્યમંદિર જોવા ચાલી.

આવીને જુએ છે તો દ્વાર ખુલ્લાં છે. દરવાજા પર જ શિલ્પી ઊભો છે. પણ ના, પાસે જઈને જોયું તો જણાયું કે એ તો શિલ્પીની જ આબેહૂબ મૂર્તિ, જાણે કે દ્વારપાલ વિરૂઢકના રૂપમાં કંડારવામાં આવી હતી.

અને અંદર તો, દીવાલો પર રાગ–રાગિણીઓનાં ચિત્રો, નૃત્યભંગીનાં ચિત્રો, નૃત્યમુદ્રાઓનાં ચિત્રો અને એ બધામાં ઠેર ઠેર, જ્યાં જુઓ ત્યાં, રાજકુમારી દેવસેનાને જ જાણે શિલામાં જડી દીધી હોય તેમ તેની મૂર્તિ દૃષ્ટિગોચર થતી હતી.

દેવસેના જોઈને થંભી જ ગઈ. અહાહા ! શું કલા ! કેટલી શક્તિ ! અગાધ કલ્પના !

અચાનક એક સખીએ રાજકુમારીને એક પીઠિકા પર વેલબુટ્ટાઓની કોતરણી વચ્ચે કોતરેલા અક્ષરો વંચાવ્યાઃ

સૌન્દર્યોપાસક તરફથી
અનિંદ્ય સુંદરી દેવસેનાની
ઉપાસના સ્વરૂપ

બસ ફક્ત એટલું જ.

અને રાજકુમારી તો પેલા દરવાજા પરના

[ અનુસંધાન પાન ૪૨ મે

# એટમ બોમ્બનો ભેદ !

કે. કા. જાની

હરિહરની વાત સાંભળીને હું તો ચકિત થઈ ગયો. હિંદી વર્તમાનપત્રોના ખાતમીદાર તરીકે હરિહર પરિષદમાં ગયો અને એટમ બોમ્બનો ભેદ હસ્તગત કરવાની કોશિશ કરનારા રશિયન જાસૂસ તરીકે તે કેનેડામાં પકડાયો એ બધું મારે મન કોઈ વિલક્ષણ ઘટના જેવું હતું.

હરિહર સિવાય બીજા કોઈએ આ વાત મને કહી હોત તો હું તેને એરેબિયન નાઇટ્સની વાર્તા જેટલું જ મહત્ત્વ આપત. પણ હરિહર ખાતમીદાર હોવા છતાં પણ સત્યવક્તા હતો. ખાતમીદાર તરીકે તેણે રજનું ગજ કરવાના પ્રયત્ન કર્યા હશે, પણ તદ્દન હડહડતી જૂઠી ખાતમી તેણે કદી પણ આપી નથી. મળેલી ખાતમી વિશ્વાસપાત્ર છે કે નહિ તેની ખાતરી કર્યા પછી જ તે પોતાના છાપામાં મોકલતો. અને તેથી જ એચ. વી.ના નામથી પ્રસિદ્ધ કરાએલા ખબર માટે લોકોને હંમેશાં માન હતું. અને હરિહરની સત્યપ્રિયતા વિષે શંકા ન હોવાથી જ મારે તેની વિચિત્ર હકીકત માન્યા સિવાય છૂટકો નહોતો.

અમેરિકામાં સાન્ ફ્રાન્સિસ્કોમાં વિજયી રાષ્ટ્રોની જે ઐતિહાસિક પરિષદ ભરવામાં આવી હતી, તે પરિષદમાં હાજરી આપી હિંદી વર્તમાનપત્રોને સંપૂર્ણ અને સાચા અહેવાલ મોકલવા માટે હિંદી ખાતમીદારોની એક ટુકડી રવાના કરવામાં આવી હતી. અને તે ટુકડીની સાથે જવા માટે મુંબઈના એક પ્રસિદ્ધ દૈનિક–બોમ્બે ન્યૂસ–તરફથી હરિહરને મોકલવામાં આવ્યો હતો. ફિરંગ પરિષદનું કામ પતી ગયા પછી બીજા ખાતમીદારોની માફક હરિહરને પણ પાછા આવવાનું હતું. પણ અમેરિકા અને કેનેડાનાં વર્તમાનપત્રોની વ્યવસ્થા જોવા માટે છ–સાત મહિના ત્યાં રોકાવાનો હરિહરે વિચાર કર્યો. છ મહિના અમેરિકામાં રહી તે કેનેડા ગયો. ત્યાં બે મહિના રહી પોતે પાછો આવવાનો છે તેવા ખબર થોડા વખત પહેલાં જ તેણે મને પત્રથી આપ્યા હતા. પણ ત્યાર પછી તેનો પત્ર ન હતો.

એક દિવસ મેં 'ક્રોનિકલ' ઉઘાડતાં જ હરિહર હિંદુસ્થાન પાછો આવ્યાનું મેં જાણ્યું. ગઈકાલે જ તે કરાંચીના એરોડ્રોમ પર ઊતરીને મુંબઈ આવી ગયો હતો.

આઠ આઠ મહિનાના મિત્ર–વિયોગથી અધીરો બનેલો હું તરત જ તેને મળવા તેને ઘેર દોડ્યો. મને જોતાં જ તે ભેટી પડ્યો. અમે થોડી વાર ગપ્પાં માર્યાં. તેણે તેની મુસાફરીના અનુભવોનું વર્ણન કર્યું. ચા–નાસ્તો પતાવ્યા પછી જ્યારે મે ઊઠવાની તૈયારી કરી ત્યારે હરિહર બોલ્યો: 'બેસ ને મનહર, મારે તને કંઈક કહેવું છે.'

તેણે આ શબ્દો એટલી ગંભીરતાપૂર્વક ઉચ્ચાર્યાં કે હું વિચારમાં પડ્યો. મેં કહ્યું, 'તું આટલો બધો સિરિયસ કેમ થઈ ગયો ! બોમ્બ-હલ્લાની સૂચના તરીકે સાયરન વગાડવામાં આવે છે તેવો અવાજ સાંભળીને લંડન બર્લિન-ના લોકો આવો ગંભીર ચહેરો કરતા હશે !'

'બરાબર છે.' હરિહરે કહ્યું. 'તેં બરાબર વાત પકડી છે. પણ જરાક સુધારો કરવાની જરૂર છે. હું ગંભીર બન્યો પણ આગામી બોમ્બહલ્લાના ભયથી નહિ. પરંતુ બોમ્બમારો થઈ ગયા પછી તેની યાદ આવવાથી. અને તે પણ સાદો બોમ્બ નહિ. પણ એટમ બોમ્બ !'

'એમ સંદિગ્ધ વાતો ન કર. જે કહેવું હોય તે તરત કહી નાખ.' મેં કહ્યું.

'ધીરો થા. એટમ બોમ્બનું રહસ્ય ચોરવા બદલ અથવા તો ચોરવાનો પ્રયત્ન કરવા બદલ કેટલાક પરદેશી જાસૂસોને કેનેડામાં પકડવામાં

આવ્યા તે તો તેં વાંચ્યું છે ને ? તેમની નામાવલી પણ છાપાંમાં પ્રગટ થઇ છે ખરું ને ?'

'હા. પણ તે તો બધા રશિયન છે. તેની સાથે તારે શી નિસ્બત ?' મેં પૂછ્યું.

'નિસ્બત છે જ ! પકડાયેલા જાસૂસોમાં હું પણ હતો. હેરી વાસાંજોવ્ નામ તેં વાંચ્યું છે ને ! તે હું જ !'

'એમ !' આશ્ચર્યચકિત થઇને હું તેની તરફ જોઇ રહ્યો. 'આવું એક નામ હતું તો ખરું. પણ તે તું હશે તે તો મને સ્વપ્ને યે ખ્યાલ નહોતો.'

'તારે ગળે ન ઊતરે તેવી વાત છે. પણ મારા કહેવામાં વિશ્વાસ રાખ. વિચાર હોય તો આ વિષય પર એકાદી વાર્તા લખી નાખ.'

'પણ તો પછી એ બાતમી તેં તારા છાપાને કેમ ન મોકલી આપી ? હેરી વાસાંજોવ તરીકે પકડાયેલો જાસૂસ બીજો કોઇ નહિ

---

પાન ૪૦ નું સંધાણ ]

દ્વારપાલને જ જોઇ રહી. પોતે હતી અંદર–નાટ્યમન્દિરમાં અને દ્વારપાલ બહાર રહ્યો હતો.

કોણ જાણે એ શ્યામ કુરૂપ મૂર્તિમાં દેવસેનાને આજે સૌન્દર્યનાં દર્શન થયાં હોય કે શું, એની આંખમાંથી બે અશ્રુબિન્દુ સરીને તેના ગાલ પર મોતી સમાં શોભી રહ્યાં.

ત્યાર બાદ મહારાજાએ ગુડીપાલની ઘણી તપાસ કરાવી, પણ એ હાથ ન જ આવ્યો.

આજ એ વિજયનગર નથી; મહારાજા ભીમદેવ નથી; અનિંદ્યસુંદરી રાજકુમારી દેવસેના પણ નથી. પરંતુ શિલ્પી ગુડીપાલ દ્વારા નિર્માયેલી એ ત્રણ વસ્તુઓ–પત્થરમાંથી કંડારી કાઢેલી સત્તાવીશ હાથ ઊંચી નૃસિંહમૂર્તિ, એ મહાન ગજશાળા અને કુમારી દેવસેનાનું એ નાટ્યમંદિર–ખંડેર સ્વરૂપે પણ એની પ્રાચીન ભવ્યતા લઇને ઊભી છે.

[ શ્રી 'વાત્સાયન'ની હિંદી વાર્તા પરથી

પણ હિંદી બાતમીદાર છે એ જાણીને બોમ્બે ન્યૂસે કેવું સેન્સેશન ઊભું કર્યું હોત ! હજી પણ ચાન્સ છે.'

'હવે મશ્કરીની વાત જવા દે. આ વિચાર મને આવેલો ખરો જ. પણ એથી મારી અત્યાર સુધીની કીર્તિને લાંછન લાગવાની મને બીતિ હતી. પહેલાં તો અમારા સંપાદકે જ આ વાત માની ન હોત. અને વાંચકોને તો આ સ્ટન્ટ જ લાગત. પણ તું વાર્તા લખે તો આમ ન બને. સાચી બનેલી હકીકત લખીએ તોપણ ઘણી વાર વાંચકો તેને કલ્પિત માની બેસે છે.'

'વારુ. હવે આડીઅવળી વાત બાજુ પર મૂકીને તું એ આફતમાંથી છૂટ્યો કેમ તે કહે. આવા આરોપીઓને જીવતા છોડી મૂકવાની મૂર્ખાઇ ક્રેમલિન સરકારે કેમ કરી ?'

'વળી તને શંકા આવવા માંડી ને ! હવે વધારે વાર તારી અધીરતા ન રહેવા દેતાં બધું કહી નાખું છું.'

થોડી વાર શાંત રહી હરિહર બોલવા લાગ્યો:

યુનાઇટેડ સ્ટેટ્સનું બધું કામ પતાવી હું કેનેડા ગયો. સૌથી પહેલાં કેનેડાની રાજધાની ઓટાવા પહોંચીને એક હોટલમાં ઊતર્યો, અને મારું કામ કરવા માંડ્યું. બેચાર છાપાંઓના સંપાદકોનો પરિચય કર્યો. રૂટરની ઓફિસમાં જઇ આવ્યો. આવી જ રીતે એક દિવસ રખડપટ્ટી કરતાં થાકીને, થોડા બીર પીવાના ઇરાદાથી હું એક હોટેલમાં ઘૂસ્યો, અને ધીમે ધીમે બીર પીતો પીતો હું રસ્તા પરના વાહનવ્યવહાર તરફ જોઇ રહ્યો.

હોટેલમાં ઘણી ભીડ હતી. સ્ત્રીપુરુષોથી ખુરસીઓ ભરાઇ ગઇ હતી. દરેક ટેબલ પર જૂથ કરીને બેઠેલાં લોકો આનંદથી હસીને વાતો કરી રહ્યાં હતાં. બાટલીઓ ધડાધડ ફૂટી રહી હતી. જીવનનો આનંદ લૂંટવા માટે અધીરા

બનેલા કેનેડિયનો યુદ્ધ પૂરું થયાથી ઓર આનંદમાં આવી ગયા હતા.

મારું ધ્યાન રસ્તા તરફ હતું. એટલામાં મને કોઈક બોલાવતું હોય એમ મને લાગ્યું. મેં પાછા વળીને જોયું તો પાસેના ટેબલ પર બેઠેલી એક યુવાન છોકરી મને કંઈક કહેતી હતી. ચહેરા પર પાવડરના થરવાળી, ગાલ અને હોઠ પર લાલી લગાડેલી, અને તંગ ફ્રોક પહેરેલી આ છોકરી શું કહેવા માગે છે તે મને સમજાયું નહિ.

'દીવાસળીની પેટી છે કે મિસ્ટર?' તે મને પૂછી રહી હતી. તેના હાથમાં સિગારેટ હતી.

'હા. આ રહી. લ્યો.' એમ કહી એક હાથમાંથી બીજા હાથમાં એમ એકાદ બે વખત ફેરવીને દીવાસળીની પેટી મેં તેની સામે ધરી.

'દીવાસળી કાઢી તેણે સિગારેટ પેટાવી, અને પેટી મને પાછી આપીને ઊઠતાં ઊઠતાં કહ્યું, 'થેન્કસ. આજ રાત્રે નવ વાગે હં. ક્વીન્સ રોડ, નં. ૯૩, ચોથે માળે. ઠેકાણું બરાબર યાદ ધ્યાન રાખજો. ભૂલતા નહિ!'

આટલું બોલી તે ચાલતી થઈ, અને હોટેલની બહાર નીકળી ગીરદીમાં અદૃશ્ય થઈ ગઈ.

હું તે ગઈ એ દિશામાં જોઈ રહ્યો. મારું મન થોડી વાર તો શૂન્યવત્ થઈ ગયું. આ સંકેતનો શો અર્થ? આ છોકરી કોઈ ધંધાદારી તો નહિ હોય ને? મુસાફરોને જાળમાં પકડીને તેમને લૂંટી લેનારી અમેરિકન વેશ્યાઓની મેં વાત સાંભળી હતી. પણ તેવું કંઈ હોત તો તે મારી સાથે વાતો કરીને પોતાનો પ્રેમ પ્રદર્શિત કરત, અને પછી મને લઈને જ પોતાના ઘર તરફ જાત. પણ, આ છોકરીએ તો ઠેકાણું અને વખત સિવાય કંઈ જ કહ્યું નહિ. તેણે મને કોઈ પરિચિત માણસ જાણીને આ માહિતી આપી હશે? હું તો વિચારમાં પડ્યો. થોડી વાર પછી હું ઊઠીને બહાર નીકળ્યો. પણ થોડુંક અંતર ચાલ્યો, ત્યાં કોઈએ મારા ખભા પર પાછળથી હાથ મૂક્યો. મેં પાછા વળીને જોયું.

'માફ કરો મિસ્ટર! તમારે મારી સાથે થોડી વાર આવવું પડશે.' ઊંચા પણ ભરાવદાર શરીરના એક ગૃહસ્થે મને અંગ્રેજીમાં કહ્યું. તેના અવાજમાં સત્તા સ્પષ્ટ જણાતી હતી.

'શા માટે? અને ક્યાં?' મેં ગભરાઈને પૂછ્યું.

'પોલીસ ચોકી પર.' તેણે શાંતિથી કહ્યું.

'પોલીસ ચોકી પર? શા માટે? મેં શો ગુનો કર્યો છે? અને મને પોલીસ ચોકી પર લઈ જનાર તમે કોણ છો?' મનમાં ગભરાયેલો હતો છતાં મેં હિંમતથી પૂછ્યું.

'તમારે રસ્તામાં ફારસ કરવું છે મિસ્ટર? હું સી. આઈ. ડી.નો માણસ છું. મારું નામ ઇન્સપેક્ટર બ્રુક. તમારે પોલીસ ચોકી પર શા માટે આવવાનું છે તે વિષે આપણે રસ્તામાં વાત કરશું. સમજ્યા ને?'

નાકા પરથી એક ટેક્સીવાળાને તેણે નિશાની કરીને બોલાવ્યો. અમે બંને ટેક્સીમાં બેઠા, અને ડ્રાઈવરે સ્ટાર્ટર પર પગ દાબી ટેક્સી ચાલુ કરી.

'હાથકડીની જરૂર છે કે!' ખિસ્સામાંથી હાથકડી કાઢતાં તેણે શાંતિથી પૂછ્યું.

દોડતી મોટરે હું નાસી જઈ શકું તેમ નથી એમ તેને સૂચન કરીને મેં કહ્યું, 'મને પકડીને લઈ જવાનું કારણ પહેલાં કહો.'

'તે તો તમે જાણો જ છો સર. પણ મારે મોઢેથી જ તે સાંભળવાની તમારી ઇચ્છા છે તો સાંભળો. એક આંતરરાષ્ટ્રીય કાવતરામાં સામેલ થવાના આરોપ ઉપરથી તમને પકડવામાં આવ્યા છે. અમેરિકા, કેનેડા અને બ્રિટન આ ત્રણ દેશમાં ગુપ્ત જાસૂસોનું એક મોટું મંડળ ઊભું થયું છે એમ અમને બાતમી મળી છે. કેનેડાની સોવિયેટ વસાહતમાં તેનું મુખ્ય

કેંદ્ર છે. અને આ મંડળનો પ્રમુખ ઝેડ. મોલોગોબ છે એમ અમને જાણવા મળ્યું છે. એટમ બોમ્બના ભેદની શોધ તેઓ કરી રહ્યા છે. રશિયાના 'આગપ્યુ' તરફથી ઝેડ. મોલોગોબ ઉપર આવેલો ગુપ્ત સંદેશો અમે પકડ્યો છે. હવે સમજ્યાને તમારા ઉપર આરોપ છે તે!'

'સોરી. હજી મને કંઈ જ સમજણ પડતી નથી. એક આંતરરાષ્ટ્રીય કાવતરા વિષે તમે વાત કરી. પણ તેની સાથે મારે શો સંબંધ છે તે તો તમે કહ્યું નહિ.'

'હા. તે તો રહી ગયું. તમે કોઈના સંદેશાની વાટ જોતા હતા. તમારી પાસેના ટેબલ પર બેઠેલી એક છોકરીએ તમારી પાસે દીવાસળીની પેટી માગી. ઓળખાણ આપવાની આ એક રીત હતી. ઝેડ. મોલોગોબના આ કાવતરામાં તમે સાથીદાર છો તે તો સાચી વાત ને? તમારું નામ કહો જોઈએ!'

'હરિ.'

'હેરી વાલાજોવ્ ને? તમારા ચહેરા પરથી મને લાગેલું કે તમે મેક્સિકન હશો. પણ તમે તો અસલ રશિયન લાગો છો. ઝેડ. મોલોગોબના તરત છનર સર્કલના માણસને હાથ કરવાનો લાભ મને આજે મળે છે!'

'તમારી ભૂલ થાય છે. હું રશિયન નથી. હું તો ઇંડિયન છું.'

'મશ્કરી છોડો મિસ્ટર વાલાજોવ્. ઇંડિયન કદી કાળા હોય છે?'

તે મને રેડ ઇંડિયન સમજે છે એમ મને લાગ્યું. મેં ખુલાસો કર્યો. 'હું રેડ ઇંડિયન નથી. હું તો હિંદુસ્થાનનો રહેવાસી છું.'

હિકડીવને હવે નવાઈ લાગી. તેણે મારો પાસપોર્ટ જોવા માગ્યો.

મેં ખિસ્સામાંથી પાસપોર્ટ કાઢી તેના હાથમાં મૂક્યો. મારું નામ, ઉંમર, ઊંચાઈ, વજન, ચહેરાનું વર્ણન, નાગરિકત્વ, ધંધો વગેરે બધી હકીકત તેમાં આપેલી હતી. અને સાથોસાથ મારો ફોટો પણ હતો.

એકાદ મિનિટ પાસપોર્ટનું ને મારું બારીક નિરીક્ષણ કર્યા પછી તે જરા વિમાસણમાં પડી ગયો. એક મોટી આફતમાંથી બચી ગયા બદલ મેં છુટકારાનો દમ ખેંચ્યો.

'Excuse me Sir,' તે બોલ્યો. 'મેં આજ સુધીમાં ઘણા પાસપોર્ટ જોયા છે, અને તેથી ખરા અને ખોટા પાસપોર્ટ હું તરત જ પારખી શકું છું. તમારો પાસપોર્ટ ખરો છે એની મને ખાતરી થઈ છે. પણ મિસ હેલીએ તમને છૂપો સંદેશો શા માટે આપ્યો તે હું સમજી શકતો નથી. તેણે તમને શું કહ્યું હતું?'

પેલી છોકરીએ મને કહેલા શબ્દો મેં કહી દીધા. હિકડીવના ચહેરા પર હર્ષની રેખા ઊપટી. થોડી વાર વિચાર કરી તે બોલ્યો: 'મિસ્ટર વાલાજોવ્, કેનેડિયન સરકારને ઉપયોગી થવાની બહુ સારી તક તમને મળી છે. મિસ હેલી, જેણે તમારી પાસે દીવાસળીની પેટી માગી હતી તે એક રશિયન જાસૂસ છે એમ અમને માહિતી છે. તમે પેટી એક હાથમાંથી બીજા હાથમાં ફેરવી હતી તે તમને ખ્યાલ છે? એમ કરવું તે આ મંડળના જાસૂસોને ઓળખીને ઓળખવાની નિશાની છે. પોતાના સાથીદાર સમજીને જ તેણે તમને ઠેકાણું ને સમય આપ્યા છે. આ ઠેકાણું કોનું છે તે તમે જાણો છો?'

મેં માથું ધુણાવી ના કહ્યા પછી તેણે આગળ બોલવા માંડ્યું: 'ઝેડ. મોલોગોબના નિવાસસ્થાનનું તે ઠેકાણું છે. અને તેને તમારે આજે રાત્રે નવ વાગે મળવું એમ તેણે સૂચના કરી છે. તમે એ એપોઇન્ટમેન્ટ પાળો એમ મારી ઇચ્છા છે, મિસ્ટર વાલાજોવ!'

'શું? આ એપોઇન્ટમેન્ટ મારે પાળવી એમ તમે કહો છો! એમ કરું તો તો તમે

જે આરોપસર મને પકડયો છે તે આરોપ પરોક્ષ રીતે સાબિત જ થઈ જાય ને !'

'તમે કેવા અણસમજુ છો મિસ્ટર ! તમે નિર્દોષ છો તેની મને–એટલે કે સી. આઈ. ડી. ખાતાને–હવે ખાતરી થઈ ગઈ છે. તમે આ એપોઇન્ટમેન્ટ પાળશો તો અમારી સરકાર ઉપર તમે ઉપકાર કર્યો ગણાશે. ઝેડ. મોલોગોબ જેવા રશિયાના ધુરંધર મુત્સદ્દી જે કામને માટે આ કાવતરાનું સંચાલન કરી રહ્યા છે તેથી અમારી ખાતરી થઇ છે કે એ રહસ્ય એટમ-બોમ્બનું જ હોવું જોઈએ. મિત્રરાષ્ટ્રો અને રશિયા વચ્ચેનો સંબંધ દહાડેદિવસે બગડતો જાય છે તે તો તમે જાણતા જ હશો. વહેલું-મોડું મિત્રરાષ્ટ્રો અને રશિયા વચ્ચે યુદ્ધ થશે જ. આવે વખતે ઝેડ. મોલોગોબને જોઇતી એટમબોમ્બની સર્વ માહિતી મળી જાય તો અમારી મિત્રરાજ્યોની સ્થિતિ બહુ જ કફોડી બની જવાનો સંભવ છે. આ જાણ્યા છતાં પણ અમે ઝેડ. મોલોગોબને પકડી શકતા નથી. થોડા છૂટાછવાયા રશિયન જાસૂસોને અમે અટકમાં લીધા છે. પણ મોલોગોબને પકડવા જેટલો પ્રત્યક્ષ પુરાવો અમને હજુ મળ્યો નથી. આજે તે માટેની તક મળી છે. તમે આજ રાત્રે તેને મળવા જવાના છો એમ મિસ હેલીએ મોલોગોબને ખબર આપ્યા જ હશે. તમારી મુલાકાતમાં ખરી હકીકત બહાર આવ્યા વગર રહેશે જ નહિ. એટલે પછી મુદ્દા-માલ સાથે જ અમે તેને અટકમાં લઇશું.'

હું સ્વસ્થતાથી તેના શબ્દો સાંભળી રહ્યો હતો એમ તેને લાગતું હતું. પણ મારું હૃદય અંદરથી કકળી રહ્યું હતું. કેનેડામાં આવવાની મને કમથી ઇચ્છા થઈ! મોલોગોબ જેવા રશિયાના મહાન મુત્સદ્દીને મળવું–તેની મુલાકાત લેવી–એ જીવનની એક અમૂલ્ય તક હતી. બોમ્બે ન્યૂસના સંપાદક મારા પર ખૂબ જ ખુશ થાત. પણ તેને આ હેતુથી–તેની પાસેથી ભેદ જાણવાના હેતુથી–તેને મળવા જવું એ એક મોટી જવાબદારી હતી. તેને જરા પણ શંકા જાય તો મારાં સોએ વર્ષ પૂરાં થઇ જાય તેમ હતાં.

જાણે અંતર્જ્ઞાનથી જ મારા મનના વિચાર તે બાહોશ ડિટેક્ટીવ જાણી ગયો. તે બોલ્યો, 'ઝેડ. મોલોગોબને ખબર પડી જવાની તમને બીક રહે છે ને ? પણ તે બાબત તમે ફિકર કરો નહિ. તમને તેવું જરા પણ લાગે તો તમે મોટેથી બૂમ પાડજો. પોલીસ પાર્ટી આજુબાજુ છુપાએલી તૈયાર જ હશે, અને તમારી બૂમ સાંભળી તે તરત દોડી આવશે. અને તમારો વાળ પણ વાંકો થશે નહિ. ઝેડ. મોલોગોબ કંઇ રશિયામાં નથી. તે કેને-ડામાં છે. તમારા પર અત્યાચાર કરવાની તે હિંમત કરશે નહિ. તમે આ કામમાં ફળિભૂત થશો જ. તેના રહસ્યનો તમને જરાક પત્તો મળે કે તરત તમે, જાણે ફરતા હો તેમ, રસ્તા પરની બારીમાં આવીને ઊભા રહેજો એટલે તરત જ અમે ઉપર આવીને તેને પકડી લેશું. કેમ, બરાબર ને ?'

મારે કબૂલ કર્યા વગર છૂટકો નહોતો. મેં ના પાડી હોત તો તેને મારા ઉપર શંકા આવત.

મારી સંમતિથી તેને ઘણી નિરાંત થઇ. કૃતજ્ઞતાપૂર્વક તેણે મારી સાથે હાથ મેળવ્યો અને કેનેડા મારો આ ઉપકાર કદી પણ ભૂલશે નહિ એમ ખાતરી આપી. હું કઇ હોટેલમાં ઊતર્યો હતો તે જાણી લઇને, મને ત્યાં પહોં-ચાડીને તે સી. આઇ. ડી. હેડક્વોર્ટર્સ તરફ ચાલતો થયો.

સાડા આઠ વાગે ઇન્સ્પેક્ટર બુકનો ફોન આવ્યો. બરાબર નવ વાગે ઝેડ. મોલોગોબના નિવાસસ્થાને પહોંચી જવાની તેણે મને સૂચના કરી.

હું કપડાં પહેરી ધડકતે હૈયે ક્વીન્સ રોડ પર નં. ૯૩ના બિલ્ડિંગ પાસે પહોંચી ગયો. લિફ્ટ ઉપર જતી હતી, તેમાં પ્રવેશ કર્યો. ક્ષણમાત્રમાં લિફ્ટ મને ચોથે માળે લઇ ગઈ.

ચોથે માળે બે બ્લૉક હતા. એક બ્લૉક ઉપર પાટિયું નહોતું, તેથી કયા બ્લૉક ઉપરની ઇલેક્ટ્રીક ઘંટડી વગાડવી તે વિષે હું વિચારમાં પડયો. એટલામાં ઘડિયાળના નવના ટકોરા સંભળાયા. તરત જ એક બ્લૉકનું બારણું ઊઘડયું, અને એક કદાવર માણસે બહાર આવી મને પૂછ્યું, 'તમારે કોનું કામ છે?'

શો જવાબ આપવો તે વિષે હું મૂંઝાયો. મિસ હેલીએ મને ફક્ત ઠેકાણું જ આપ્યું હતું. પણ કોને મળવાનું છે તે તેણે મને કહ્યું નહોતું.

મારી મૂંઝવણ જોઈને તેણે ફરીથી મને તે જ સવાલ પૂછયો.

'મારે એક ગૃહસ્થને મળવું હતું. પણ તેનું નામ હું ભૂલી ગયો છું.' મેં કહ્યું.

'વારુ તમારું નામ શું? કે તે પણ ભૂલી ગયા છો!'

ફરીથી મૂંઝવણ ઊભી થઈ. કયા માણસની ડૉ. મોલોગોબ રાહ જોતા હશે તે હું શી રીતે જાણી શકું! પણ જાસૂસ ગમે તે નામ ધારણ કરી શકે છે એ વિચારથી મેં મારું ખરું નામ કહી દીધું.

'તમારે ડૉ. મોલોગોબને મળવું છે ને!' મારા તરફ તીક્ષ્ણ દૃષ્ટિથી જોતાં જોતાં તે માણસે પૂછ્યું.

'હં હં' હકાર કે નકાર બંને અર્થ થઇ શકે એવી રીતે મેં જવાબ આપ્યો.

'આવો અંદર.'

હું અંદર ગયો. દરવાજો બંધ કરીને તે અંદરની ઓરડીમાં જતો રહ્યો.

મેં દીવાનખાનાનું નિરીક્ષણ કરવા માંડયું. તે તદ્દન સાદી રીતે શણગારવામાં આવ્યું હતું. બારીબારણાં પર લાલ રંગના પડદા હતા. દીવાલ પર ચિત્રો લટકાવેલાં નહોતાં. ફક્ત બે જ વસ્તુઓ દીવાલ પર ધ્યાન ખેંચે તેવી હતીઃ એક સ્ટેલિનનો ફોટો અને બીજો દુનિયાનો નકશો. ખૂણામાં ચોપડીઓથી ભરેલું, એક નાનું સેલ્ફ હતું.

પેલો નોકર ફરીથી બહાર આવ્યો અને સાહેબ મને અંદર બોલાવે છે એમ કહી મને લઈ ગયો.

એ અંદરની ઓરડી ડૉ. મોલોગોબની સ્ટડી રૂમ હતી. દીવાલ પર ચોપડીઓના કબાટ હતા. એક આરામખુરશી હતી અને એક મોટા ટેબલ પર કેટલીક ફાઈલો પડી હતી. ટેબલની પેલી બાજુ એક ખુરશી પર ડૉ. મોલોગોબ બેઠા હતા. તે મજબૂત બાંધાના ઊંચા ગૃહસ્થ હતા. તેમના માથામાં ટાલ હતી. હડપચી પર નાની દાઢી હતી. નાક પર ચશ્માં હતાં. તેની ઉમર લગભગ પચાસેક વર્ષની હશે. તેનો ચહેરો રુવાબદાર હતો.

'બરાબર વખતસર આવ્યા છો,' સામેની ખુરશી પર બેસવાની નિશાની કરતાં તેણે અંગ્રેજીમાં કહ્યું. ચહેરાની માફક તેનો અવાજ પણ પહાડી અને કઠોર હતો.

હું કંઈ બોલ્યો નહિ. તેણે કહ્યું, 'તમને રશિયન આવડે છે ને? કે આપણે અંગ્રેજીમાં જ વાત કરીશું?'

આ અણધાર્યા સવાલથી હું ગભરાયો. તે મને રશિયન માનતો હતો, અને મને રશિયન ભાષા આવડતી નથી એમ મેં કહ્યું હોત તો તેને વહેમ પડત.

મારા જવાબની થોડી વાર રાહ જોયા પછી તેણે પોતે જ કહ્યું, 'મને લાગે છે કે આપણે અંગ્રેજીમાં જ વાત કરીએ તો સારું.'

મારી છાતી પરથી જાણે દશ મણનો બોજો ઊતરી ગયો હોય એમ લાગ્યું. મેં મૂંગા રહી કબૂલાત આપી.

'ન્યુયોર્કથી ક્યારે આવ્યા, પાવલોસ્કી!'

હું ચમક્યો. તે મને પાવલોસ્કી સમજતો હતો! મેં જવાબ આપ્યો, 'ત્રણ દિવસ પહેલાં હું અહીં આવ્યો છું.'

'ત્રણ દિવસથી આવ્યા છો અને મને મળ્યા નથી!' તેણે ઊંચે અવાજે કહ્યું.

ફરીથી હું મૂંઝાયો. શું બહાનું કાઢવાથી બચી જવાશે તેના વિચારમાં હું પડ્યો.

ઝેડ. મોલોગોબે આગળ બોલવા માંડ્યું, 'આ તમારી પહેલી જ ભૂલ છે તેથી હું તમને જતા કરું છું. પણ પરિસ્થિતિ કેવી વિકટ બનતી જાય છે તે તમારે સમજવું જોઈએ, મિ. પાવલોસ્કી! કેનેડિયન સરકારે ધરપકડ શરૂ કરી છે. મેકેન્ઝી કિંગ આપણી પાછળ પડ્યો છે. તેને અને ટ્રુમેનને થાપ આપીને આપણે આ રહસ્ય હસ્તગત કરવાનું છે. આપણા પૈકી કેટલાકને ગિરફતાર કરી લીધા છે છતાં પણ હું હજી હિંમત હાર્યો નથી. વારુ. પણ એક વાત તમને પૂછી લઉં. અહીં તમે તદ્દન ગુપ્ત રીતે જ આવ્યા છો ને? પોલીસ તમારી પાછળ પડી નથી તેની તમને ખાતરી છે ને?'

'હા. મારી પાછળ કોઈ પડ્યું નથી.' મેં આત્મવિશ્વાસ બતાવી કહ્યું.

'વારુ. હવે આપણે અગત્યની વાત કરીએ. ચાલો. પેલા કાગળો લાવો જોઈએ.'

'કયા કાગળ!' મારાથી બોલી જવાયું.

'તમે દારૂ પીને તો નથી આવ્યા ને? એટમબોમ્બમાં વપરાતું યુરેનિયમ અમેરિકામાંથી લાવવામાં આવે છે તે બાબતના કાગળો મેળવવાની કામગીરી પર તમને મોકલવામાં આવ્યા હતા તે તમે ભૂલી ગયા! ક્યાં છે તે કાગળો?' મોલોગોબનો અવાજ હવે વધુ કડક બન્યો.

'હું...હું...'

'હું...હું શું?' તેણે ધમકાવીને પૂછ્યું.

'માફ કરો મને. તે કાગળો ખોવાઈ ગયા છે.'

'શું? ખોવાઈ ગયા!' ટેબલ પર જોરથી હાથ પછાડી તે બરાડ્યો. 'તેથી જ તમે ત્રણ દિવસ મોઢું દેખાડ્યું નથી! રશિયન ઓગપ્યુની નોકરી કરતો કોઈ પણ માણસ આવો ગુનો કરે તો તેને શી સજા થાય છે તે જાણો છો? આ રહી તે સજા!'

ઝેડ. મોલોગોબે ઝડપથી ઊભા થઈને પોતાનો જમણો હાથ મારી સામે ધર્યો. તેના હાથમાં પિસ્તોલ હતી, ને તેની નળી મારા કપાળ સામે તાકી હતી.

મારા રામ રમી ગયા. બહાર કડકડતી ઠંડી હતી. છતાં યે મારે શરીરે પ્રસ્વેદબિંદુ જામી ગયાં. કેનેડિયન સરકારને મદદ કરવા માટે મેં જબ્બર સાહસ આદર્યું હતું! પણ જીવનમરણનો સવાલ આવતાં જ મારા હોશકોશ ઊડી ગયા, મારા પગમાં જોર ન રહ્યું.

'બોલો' મોલોગોબે સત્તાપૂર્ણ અવાજે પૂછ્યું, 'કાગળો ખરેખર ખોવાઈ ગયા છે કે તમે ખોટું બોલી મને છેતરવા માગો છો?'

ફાંફાં મારતાં મારતાં મેં ખિસ્સામાંથી પાસપોર્ટ કાઢીને તેની સામે ધર્યો. 'મને માફ કરો. હું પાવલોસ્કી નથી. મારું નામ હરિહર છે. હું હિંદી છું, અને 'બોમ્બે ન્યૂસ'ના ખાતમીદાર તરીકે અમેરિકા આવ્યો છું.' હું મહામુશ્કેલીથી બોલ્યો.

પિસ્તોલવાળો હાથ નીચો ન કરતાં મોલોગોબે ડાબે હાથે મારો પાસપોર્ટ લીધો, અને વાંચી જોયા પછી તેનો ગુસ્સો જરા નરમ પડ્યો હોય તેમ લાગ્યું. તેણે કહ્યું, 'ત્યારે તમે પાવલોસ્કી નથી!'

પિસ્તોલ નીચે ટેબલ પર મૂકી મોલોગોબ તરત જ ખુરશી પર બેસી ગયા.

'મને માફ કરો. બીજા કોઈને બદલે મને તમારો સંદેશો આપવામાં આવ્યો છે, અને હું માનવસહજ જિજ્ઞાસાથી અહીં આવ્યો છું. હું રજા લઉં છું.' મેં નમ્રતાથી કહ્યું.

'શું? તમે જાઓ છો એમ ને? મારી જ નહિ પણ દુનિયાની પણ તમારે રજા લેવી પડશે. તમને આવી રીતે છોડી દેવા જેટલો હું મૂર્ખ

આરોપસર ગિરફતાર કરવામાં આવેલ છે એવા સમાચાર પ્રગટ થયા.

ચાર દિવસ હું પોલીસ લોક-અપમાં રહ્યો. મારા મનમાં કંઈ કંઈ વિચારો આવવા લાગ્યા. કેનેડાની કોઈક જેલમાં મારું મૃત્યુ થશે એ વિચારથી હું ધ્રૂજી ગયો. મને હવે ફાંસી જ આપવામાં આવશે એ નિર્વિવાદ હતું

ચાર દિવસ પછી મને તે જ ઇન્સ્પેક્ટર સમક્ષ ખડો કર્યો.

' માફ કરો, મિ. વાસાન્જેવ, અમારી ગેર-સમજથી તમને પકડવામાં આવ્યા હતા.' ઇન્સ્પેક્ટરે કહ્યું.

હું ચકિત થયો. મને લાગ્યું કે તે મારી મશ્કરી કરે છે.

ઇન્સ્પેક્ટર આગળ બોલવા લાગ્યો, ' તે દિવસે તમારી હકીકત સાંભળી ત્યારે જ મને વહેમ પડ્યો હતો. તમે જેને મળ્યા તે એક. મોલોગોબ નહિ પણ બીજો જ કોઈ માણસ હોવો જોઈએ એવી મને શંકા થઈ હતી. તમારી પાસેથી પૈસા પડાવવાનું આ કાવતરું હોય એમ મને લાગ્યું ને મારો મત આપીને તે મુજબ ઉપર રિપોર્ટ કરી મોકલ્યો. અમારા ખાતા તરફથી ઓટાવાના સી. આઈ. ડી. ખાતાને પુછાણ થયું. આજે જ તેમના તરફથી રિપોર્ટ આવી ગયો છે. તમે એક બદમાશોની ટોળીના ભોગ બની જતા પામ્યા છો, મિ. વાસાન્જેવ! કમિશ્નર તરફથી તમને છોડી મૂકવાનો હુકમ આવી ગયો છે.'

હું આનંદમાં આવી જઈ કૂદ્યો. પોલીસ-ઇન્સ્પેક્ટરે, જરા વધારે સ્પષ્ટીકરણ કરીને મને સમજાવ્યું, કે હોટેલમાં મને મળેલી પેલી છોકરી, ઇન્સ્પેક્ટર તરીકે પોતાને ઓળખાવનારો ઇસમ, અને એક. મોલોગોબની ભૂમિકા ભજવનાર વ્યક્તિ, એ બધા એક સોનેરી ટોળા-ના સભ્યો હતા. નવા નવા સ્વાંગ ધરીને આ અમેરિકન અને કેનેડિયન બદમાશો પરદેશી મુસાફરોને કેવા હેરાન કરે છે તેના ઘણા ઉદાહરણો તેણે મને કહ્યા. એટમબોમ્બ માટે તાજેતરમાં જે ધરપકડો થતી હતી તે બીના-નો તેમણે બહુ સારો ઉપયોગ કરી લીધો હતો. મારી પાસેથી એકસો પિસ્તાલીશ પૌંડ પડાવ્યા પછી બીજે જ દિવસે તેમણે તેમનું નિવાસસ્થાન બદલી નાખ્યું હતું. પોલીસ હજુ તેમની શોધ કરી રહી હતી.'

બધી વાત કહ્યા પછી દગ્દિર બોલ્યો, 'કેમ, વાત કેવી લાગે છે? ડિટેક્ટીવ વાર્તાને પણ ભુલાવે તેવી છે ને?'

[ શ્રી. સાતોસકરની નવલિકા પરથી

બા, બાપા ને બાબો ત્રણે બેઠાં છે. બા નવા આવનાર બાબા કે બેબી માટે સ્વેટર ગૂંથે છે બાપા નિરાશ્રિતોનાં કેવાં કેવાં ટોળાંઓ શહેરમાં આવેલાં છે તેની છાપાં-જોગી માહિતી આપે છે અને બાબો પરીઓની વાર્તાવાળી એક ચોપડી જોતો હોય છે.

બાબો—હેં બા, આ બધી પરીઓની વાર્તા ' એક વખત એક હતી પરી ' એમ કહીને જ શરૂ થાય છે?

બા—( તીરછી નજરે બાપાને જોતાં ) ના ના દરેક વખતે એમ નથી હોતું. કોઈ કોઈ વાર તો ' મારે આજે ઓફિસમાં બહુ જ કામ છે, માટે રાતે મોડો ઘેર આવીશ ' એમ કહીને પણ શરૂ થાય છે.

વાર્તા-યોજનામાંથી ] —બા. બા.

# સમાજ અને સાહિત્યની નવાજૂની

ભાવનગર રાજ્યમાં તા. ૧૫-૧-૪૮સે ભાવનગરનરેશ તરફથી ધારાસભામાં જવાબદાર રાજતંત્રની સ્થાપના થનાર હોઈ તે પ્રસંગે સરદાર વલ્લભભાઈ પટેલે પણ ભાવનગરનરેશના આગ્રહથી હાજરી આપી હતી.

બરાબર પોણાબાર વાગે ભાવનગરનરેશ, સરદાર પટેલ વગેરે ખીચોખીચ ભરાયેલા ધારાસભાગૃહમાં દાખલ થયા હતા. સ્વાગત બાદ ભાવનગરના મહારાજાએ એક પણ વિષય અનામત રાખ્યા સિવાય સંપૂર્ણ જવાબદાર રાજતંત્ર સ્થાપના અંગેની પોતાની જાહેરાત વાંચી હતી. અગિયાર સભ્યોની બનેલી એક બંધારણસમિતિ ધારાસભાના ચૂંટાયેલા સભ્યો ચૂંટશે. વચગાળાના સમય દરમિયાન ધારાસભાના ચૂંટાયેલા સભ્યો નીમે તેવા પાંચ પ્રધાનોનું પ્રધાનમંડળ બનશે. નવું પ્રધાનમંડળ હોદ્દો સંભાળી લે, ત્યારે દીવાન શ્રી. પટ્ટણી અને નાયબ દીવાનો અમલદારો તરીકે છૂટા થશે. ત્યારબાદ શ્રી. પટ્ટણીએ ઉપરની જાહેરાતનો જેમાં સમાવેશ થાય છે તે ખરડો વાંચ્યો હતો.

પ્રજા પરિષદના પ્રમુખ અને નેતા શ્રી બળવંતરાય મહેતાએ આ અત્યંત ઉદાર જાહેરાત જે ભાવનગર રાજ્યના ઇતિહાસમાં સોનેરી પ્રકરણ આરંભે છે તે માટે ના. મહારાજાને ધન્યવાદ આપ્યા હતા અને કહ્યું હતું કે, ના. મહારાજાની આ જાહેરાત મહીસુર રાજ્યના સુધારાઓ કરતાં પણ ઘણી વધુ પ્રગતિશીલ છે. તેમણે પ્રજાના પ્રતિનિધિઓને શિરે આવી પડેલી જવાબદારીઓને તેઓ સંપૂર્ણપણે અદા કરી શકશે તેવી આશા વ્યક્ત કરી હતી.

તાળીઓના ગડગડાટ વચ્ચે સરદારશ્રી વલ્લભભાઈ પટેલે પ્રવચન શરૂ કરતાં ના. મહારાજાને તેમના આ પ્રગતિશીલ પગલા માટે ધન્યવાદ આપ્યા હતા. સરદારશ્રીએ કાઠિયાવાડના મહાન મુત્સદ્દી ભાવનગરના માજી દીવાન સર પ્રભાશંકર પટ્ટણીને અંજલિ આપતા કહ્યું હતું કે સર પ્રભાશંકર તો મહાત્મા ગાંધીજીના ચુસ્ત ભક્ત હતા. અને મારા પણ મિત્ર હતા. ધારાસભાના સભ્યોને ઉદ્દેશીને સરદારશ્રીએ જણાવ્યું કે આ છેલ્લું પગલું નથી. આ તો પ્રથમ પગલું છે. આપણે આપણી જવાબદારી સમજવી જોઈએ. કે પ્રજા અને મહારાજા બંનેનાં હિતો જળવાય. તેમણે ફરીથી મહારાજા અને લોકોને મુબારકબાદી આપીને પોતાનું ભાષણ પૂરું કર્યું હતું.

તેઓશ્રી મહારાજા સાથે હોલ છોડીને ચાલ્યા ગયા બાદ બંધારણસભાના ૧૧ સભ્યોના નામો જાહેર કરવામાં આવ્યા હતાં.

વચગાળાની સરકારના પ્રધાનોનાં નામ નીચે મુજબ છેઃ (૧) શ્રી. બળવંતરાય મહેતા (વડા પ્રધાન) (૨) શ્રી. જગુભાઈ પરીખ (૩) શ્રી. જાદવજી મોદી, (૪) શ્રી. મનુભાઈ પંચોળી, (૫) અને શ્રી. ઘનશ્યામ ઠક્કર.

ભાવનગરમાં એંગ્લો-વર્નાક્યુલર સ્કૂલ પાસે ગાંધીમંદિરના ખાતમુહૂર્ત વેળા એકત્ર થયેલી ૭૫ હજારની માનવમેદની સમક્ષ પણ સરદારે પ્રવચન કર્યું હતું.

*

બનારસના જૈન સંસ્કૃતિ સંશોધન મંડળનું વાર્ષિક અધિવેશન શ્રી પાર્શ્વનાથ વિદ્યાલયમાં મળ્યું હતું, તે વખતે તેણે કેટલાક મહત્ત્વના પ્રસ્તાવો પસાર કર્યા હતા. આવતા ઓક્ટોબર સુધીમાં જૈન સાહિત્ય સંમેલન મેળવવા માટે એક સમિતિ નિમાઇ હતી. જૈન અને જૈનેતર વિદ્વાનોના જૈન સંસ્કૃતિ વિષયક વ્યાખ્યાનોનો પ્રબંધ કરવા માટે એક બીજી સમિતિ નિમાઇ હતી. જૈન પારિભાષિક કોશની યોજના તૈયાર કરવાની પં. વિધુશેખર ભટ્ટાચાર્યને વિનંતિ કરવામાં આવી હતી. તે ઉપરાંત ગ્રંથમાળાઓ પ્રારંભ માટે સાહિત્ય પ્રેમી ધનિકોને વિનંતિ કરવામાં આવી અને તે માટેના નિયમો ઘડવામાં આવ્યા હતા.






ગુનેગાર ગણાતી બારૈયાકોમની ખમીરવંતી નવલકથા

# પાતાળકૂવો

લે. ઇશ્વર પેટલીકર

૨૫૬ પાનાં કિંમત રૂ ૩–૦–૦
[ ટપાલખર્ચ માફ ]

બધા ચોપડી વેચવાવાળા વેચે છે

: પ્રાપ્તિસ્થાન :

**નવસર્જન કાર્યાલય**

મોટા આંકડિયા–કાઠિયાવાડ

---

મુંબઈ, બ્રિટીશ ઇન્ડિયા અને દેશી રાજ્યોમાં
હુકમનામાં કરાવવા, લેણું વસૂલ કરવા

લખો યા મળો

**મગનલાલ એચ. ભટ્ટ**

આંતરપ્રાંતીય નિષ્ણાત, વ્યાપાર-પ્રતિનિધિ,
દાવા–નિષ્ણાત અને વિમા–એજન્ટ.
ખખ્ખર બિલ્ડીંગ, સી. પી. ટેન્ક : મુંબઈ – ૪

---

## સર્વપ્રિય સાહિત્ય

સર્પયજ્ઞ લે. મયૂર [પૌરાણિક કથા] ૧–૦–૦
દેવ અને દાનવ ,, ,, ૧–૮–૦
વૈશાખી પૂનમ ,, [ચાર ભૂતકથા] ૨–૧૨–૦
ભૂતાવળ ,, [ ભૂતકથાઓ ] ૧–૦–૦
મેઘકુમારી ,, [ પરીકથાઓ ] ૦–૧૨–૦
જંગલનો રાજા ,, ,, ૦–૧૨–૦
ફૂલમણી ,, ,, છપાય છે
ઊર્મિલા લે. પારાશર્ય [ નવલકથા ] ૩–૮–૦
દેવકુસુમ , [ દેવકથાઓ ] ૧–૦–૦
નવું જીવતર [ નવલિકાઓ ]
લે. નાથાલાલ દવે ૧–૦–૦
કુદરતમય જીવન [આરોગ્ય વિષેનું પુસ્તક]
લે. ચમનલાલ મા. વૈષ્ણવ ૨–૪–૦
ખોરાક [ ખોરાક વિષેનું પુસ્તક ]
લે. ચમનલાલ મા. વૈષ્ણવ ૧–૧૧–૦
પૂનમરાત (ચિત્રો) જગદીશ વિરાણી ૨–૦–૦

**સરસ્વતી પ્રકાશન મંદિર**

દાણાપીઠ : ભાવનગર

**ભારતી સાહિત્ય સંઘ લિ.**

PURE

REFINED GROUNDNUT

OIL

राष्ट्र ध्वज छाप



THE BHAVNAGAR VEGETABLE
PRODUCTS LTD.
Bunder Road—BHAVNAGAR.

**લહેજતદાર**

શાક, પુરી, ફરસાણ, તેમજ મીઠાઈ
બનાવવા માટે
राष्ट्र ध्वज-छाप
રીફાઈન્ડ ઓઈલ વાપરો
શુદ્ધ બનાવટ અને ઉત્તમ ક્વોલીટી

અન્ય બનાવટો:—
યુનીટી બારસોપ
સોડીયમ સીલીકેટ

મેનેજિંગ એજન્ટ
ધી યુનાઈટેડ એજન્ટસ લિમિટેડ

Telegram :- VANASPATI.
Telephone :- 520
Post Box No. :- 28

વિગત માટે
મળો યા લખો



**ધી ભાવનગર વેજીટેબલ પ્રોડક્ટ્સ લિમિટેડ**

બંદર રોડ : ભાવનગર



ગુજરાતનું અનોખું
વાર્તા-માસિક
જેણે ત્રણ વર્ષમાં
૩૦૦
વાર્તાઓ આપી

૧ લા વર્ષે બાર અંકોમાં : વાર્તા ૭૮ : પાનાં ૫૦૦

પાકી બાંધેલી ફાઈલ રૂપે **રસક્યારી** (સ્ટોકમાં નથી)

૨ જા વર્ષે બાર અંકોમાં : વાર્તા ૧૨૫ : પાનાં ૬૦૦

પાકી બાંધેલી ફાઈલ રૂપે **રસમંજરી** (કિ. રૂ. ૧૦)

૩ જા વર્ષે બાર અંકોમાં : વાર્તા ૧૦૦ : પાનાં ૬૦૦

પાકી બાંધેલી ફાઈલ રૂપે **રસવલ્લરી** (કિ. રૂ. ૧૦)

ઉપરની બંને ફાઈલ એક સાથે મંગાવનારને પોસ્ટેજ માફ
બંને ફાઈલનું એક સાથેનું વી. પી. રૂ ૨૦-૪-૦
એક ફાઈલનું ... ... વી. પી. રૂ. ૧૧-૦-૦

પુસ્તકાલય, છાત્રાલય અને ગૃહસ્થાલયમાં કહાનીની ફાઈલ આકર્ષણ બની રહેશે

'કહાની'ના પહેલા વર્ષના ૧ લા અંકથી જે ગ્રાહક છે તેમણે 'કહાની'ના બીજા વર્ષના ૩૬મા અંક સુધીની રસદાયક વાર્તાઓના આ માસિકને કાયમી ગ્રાહક રહી જે રીતે સત્કાર્યું છે એ જ એની લોકપ્રિયતા પુરવાર કરે છે.

કહાનીનું ચોથું વર્ષ શરૂ થયું છે. વાર્ષિક લવાજમ રૂ. ૬-૧૨-૦ છે આ ચોથા વર્ષના બાર અંકો ફાઈલ રૂપે આપને રૂ. ૧૦-૦-૦ થી પડશે તો તમારું વાર્ષિક લવાજમ રૂ. ૬-૧૨-૦ મોકલી આજે જ ગ્રાહક બનો

**કહાની કાર્યાલય**

મુંબઈમાં : ભીમરાજ બિલ્ડીંગ બીજે માળે,
કાલબાદેવી રસ્તો : મુંબઈ-૨
ભાવનગરમાં : દાણાપીઠ : ભાવનગર (કાઠિ.)

અનોખું વાર્તા–માસિક



વર્ષ ૪ : અંક ૨







૩૮

સામગ્રી



ગુજરાતનું અનોખું
વાર્તા–માસિક
જેણે ત્રણ વર્ષમાં
૩૦૦
વાર્તાઓ આપી

૧ લા વર્ષે બાર અંકોમાં : વાર્તા ૭૮ : પાનાં ૫૦૦

પાકી બાંધેલી ફાઈલ રૂપે **રસક્યારી** (સ્ટોકમાં નથી)

૨ જા વર્ષે બાર અંકોમાં : વાર્તા ૧૨૫ : પાનાં ૬૦૦

પાકી બાંધેલી ફાઈલ રૂપે **રસમંજરી** (કિ. રૂ. ૧૦)

૩ જા વર્ષે બાર અંકોમાં : વાર્તા ૧૦૦ : પાનાં ૬૦૦

પાકી બાંધેલી ફાઈલ રૂપે **રસવલ્લરી** (કિ. રૂ. ૧૦)

ઉપરની બને ફાઈલ એક સાથે મંગાવનારને પોસ્ટેજ માફ
બંને ફાઈલનું એક સાથેનું વી. પી. રૂ ૨૦–૪–૦
એક ફાઈલનું ... વી. પી રૂ. ૧૧–૦–૦

પુસ્તકાલય, છાત્રાલય અને ગૃહસ્થાલયમાં કહાનીની ફાઈલ આકર્ષણ બની રહેશે

'કહાની'ના પહેલા વર્ષના ૧ લા અંકથી જે ગ્રાહક છે તેમણે 'કહાની'ના બીજા વર્ષના ૩૬મા અંક સુધીની રસદાયક વાર્તાઓના આ માસિકને કાયમી ગ્રાહક રહી જે રીતે સત્કાર્યું છે એ જ એની લોકપ્રિયતા પુરવાર કરે છે.

કહાનીનું ચોથું વર્ષ શરૂ થયું છે. વાર્ષિક લવાજમ રૂ. ૬–૧૨–૦ છે આ ચોથા વર્ષના બાર અંકો ફાઈલ રૂપે આપને રૂ ૧૦–૦–૦ થી પડશે તો તમારું વાર્ષિક લવાજમ રૂ. ૬–૧૨–૦ મોકલી આજે જ ગ્રાહક બનો

**કહાની કાર્યાલય**

મુંબઈમાં : ભીમરાજ બિલ્ડીંગ બીજે માળે,
કાલબાદેવી રસ્તો · મુંબઈ–૨
ભાવનગરમાં : દાણાપીઠ : ભાવનગર (કાઠિ.)

અશ્વિન



આદર્શ
અને
આરોગ્યપ્રદ
રસોઈ માટે—

# રસદા

પૌષ્ટિક તત્ત્વોથી ભરપુર
(વનસ્પતિ)

અશ્વિનની
અન્ય બનાવટો:

★ રીફાઈન્ડ ઓઈલ્સ
★ સાબુ
★ રેક્ટીફાઈડ સ્પીરીટ
★ ડીસ્ટીલરી પ્રોડક્ટસ



દેશના પ્રાન્તપ્રાન્તમાંના
અમારા ઓથોરાઈઝ્ડ
એજન્ટો પાસેથી
મળી શકશે.



## અશ્વિન ઇન્ડસ્ટ્રીઝ લી.

વડોદરા
સમલાયા

: મુંબઈ :
જૈન ટ્રેડીંગ કું.
૪૬, બીજો ભોઈવાડો,
મુંબઈ: ૨

: ગુજરાત :
મેસર્સ રસદા એજન્સી.
૪, રંગવાલા માર્કેટ, રેલ્વેપુરા,
અમદાવાદ

'ORION' Advt.

અનેક રોગની એક જ દવા

# જીવનધારા

કોલેરા, સંગ્રહણી, શરદી, હાથ, પગ, માથું તથા બદનનો દુઃખાવો, પાણીવિકાર, શિથિલ અશક્તિ, સોજો, અજીર્ણ, અપચો, ખાંસી, શ્વાસ, દમ, દાંત-દાઢમાં કળતર, ઝેરી ડંખ, પ્રદર, પ્રમેહ, મોઢાની દુર્ગંધ, પેટની ચૂંક, શૂળ, પેટ-પેઢુનો દુઃખાવો, અમુંઝણ, દરેક જાતના તાવ, ઘા પડવો, લોહી નીકળવું ઇત્યાદિ અનેક જાતનાં દરદોમાં તેમ જ રેલ્વે, સ્ટીમર યા મોટરની મુસાફરીમાં તાત્કાલિક ઉપયોગી થઈ પડનારી અમુલ્ય ઔષધિ. કિંમત મોટી બાટલી રૂ. ૧।।।, વચલી બાટલી રૂ. ૧। અને નાની બાટલી રૂ. ૦।।= પો. જુદું

દરેક ઠેકાણે વેચાય છે.
રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક 'વીનસ' નં. ૩૦૨

**જે. એન. શેઠના : નડીઆદ**

---

બચ્ચાંઓને થતાં ઝાડા, ઉલટી, તાવ, કૃમિનો ઉપદ્રવ, ધુળ ખાવાથી પેટનું મોટું થવું, હાથપગ ગળી જવા, દસ્તની કબજીઆત, ધાવણ કે દુધનું પાચન ન થવું વિગેરે અનેક દરદો મટાડી અજબ તાકાત આપનારી અમૃત તુલ્ય ઔષધ

# કાઠીયાવાડી બાલામૃત સોગઠી વાપરો [રજીસ્ટર્ડ]

વર્ષોથી વપરાતાં હજારો બાળકો આરોગ્ય આનંદ અને નવચેતન પામ્યાં છે.

કીં. ડબ્બી એકના રૂપિયો એક (વી. પી. પો. જુદું).

વૈદ્ય નવનીતરાય હરજીવનદાસ મહેતા

ઠે. કાઠીયાવાડી બાલામૃત સોગઠી ડીપો—આંબાચોક—ભાવનગર

મુંબઈમાં મળવાનું ઠેકાણું–કેશવલાલજી મસાલા ડીપો, ૧ લી સુતારગલીના નાકે–મુંબઈ નં. ૪

---

# ધી બોમ્બે લાઇફ એશ્યૉરન્સ કું. લી.

[ સ્થાપના ૧૯૦૮ ]

મુંબઈ તથા પરામાં નીમવાના છે પગારથી એજન્સી ઓરગેનાઈઝરો

—: લખો અથવા મળો :—

**એમ. એ. દોશી**
એજન્સી ઇન્સપેક્ટર



ઘરનું ઠેકાણું
ઘર નં. ૨૭ ડૉ. વીલસન
સ્ટ્રીટ, વીઠલભાઈ પટેલ રોડ
મુંબઈ નં. ૪

ઓફીસનું ઠેકાણું
બોમ્બે લાઇફ બીલ્ડીંગ
૪૫/૪૭ ચર્ચગેટ સ્ટ્રીટ
ફોર્ટ મુંબઈ
ટે. નં. ૨૭૦૦૭-૮

વર્ષ – ૪
અંક – ૨

# કહાની

ફેબ્રુઆરી
૧૯૪૮

| ક્રમ | વાર્તા | વાર્તાકાર | પાન |
|---|---|---|---|


## વાર્તા મોકલનારને

'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે. અસ્વીકૃત વાર્તા પરત કરવામાં આવતી નથી. તેને રદ કરવામાં આવે છે. સ્વીકૃત વાર્તાના ખબર લેખકને પખવાડિયામાં અપાશે — સંપાદક

## કહાની કાર્યાલય

૪૦૫, ભીમરાજ બીલ્ડીંગ
બીજે માળે,
કાલબાદેવી રસ્તો : મુંબઈ–૨

સંપાદન અને વ્યવસ્થા અંગે –
કહાની કાર્યાલય
દાણાપીઠ : ભાવનગર

વાર્ષિક દેશમાં ૬–૧૨–૦
" પરદેશમાં ૮–૦–૦

# કહાની

છૂટક દેશમાં ૦–૧૦–૦
" પરદેશમાં ૧–૦–૦

— ની —

### છૂટક પ્રતો નીચેનાં લોકપ્રિય અખબારગૃહો પરથી મળી શકશે

મેસર્સ એ. એચ. વ્હીલર રેલ્વે બુકસ્ટોલ

નેશનલ ન્યુઝ પેપર એજન્સી
કાલબાદેવી રસ્તો : મુંબઈ – ૨

ગુજરાત બુકસ્ટોલ
લક્ષ્મી ટોકીઝ સામે : સુરત

—આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
પો. બો. ૬૨૦, : મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો બો ૨૯૩, મોમ્બાસા

—લવાજમ ભરવાનાં સ્થળો—

ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઈ–૨
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ
ગાડી પોળ સામે, રાવપુરા : : વડોદરા

એલ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

કહાની કાર્યાલય
મુંબઈ અને ભાવનગર

તંત્રી, પ્રકાશક અને મુદ્રક શાંતિલાલ છોટાલાલ પારેખ : શ્રી સરસ્વતી છાપખાનું : દાણાપીઠ, ભાવનગર

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

ફેબ્રુઆરી ૧૯૪૮



વર્ષ ૪ અંક ૨

काव्येषु रम्या कथा

## અમર જીવનકહાનીના નાયક

# બાપુ



રાષ્ટ્રના બાગબાં ! રાષ્ટ્રના બાગને
હીર આયુષ્યનાં પાઈ પોષ્યો,
પાક બલિદાન તુજ, ફૂલતો ફાલતો
રાખજે રાષ્ટ્રગુલઝાર, બાપુ !



# બદલો

ગજાનન ઉ. ભટ્ટ

: ૧ :

નાના રજવાડામાં મારા પિતા વૈદ હતા અને પુનમસિંહ, ઠાકોર સાહેબના હજૂરી હતા. બંનેની ઉમ્મરમાં ઘણો ફેર હતો છતાં સ્વભાવની સમાનતાને લીધે તેમની વચ્ચે ગાઢ મૈત્રી હતી. હું વેકેશનમાં આવતો ત્યારે તેમને અવશ્ય મળતો અને તેમની પાસેથી જાત જાતની વાતો સાંભળતો. જે વખતની હું વાત કરું છું તે વખતે તેમની ઉમ્મર લગભગ પંચોતેર વર્ષની હતી. આટલી ઉમ્મરે સફેદ વાળ સિવાય વૃદ્ધાવસ્થાનું બીજું એકે ચિહ્ન તેમના શરીર ઉપર દેખાતું ન હતું. ઊંચું કદાવર શરીર, ગૌરવર્ણ, સફેદ દાઢીમૂછથી સુશોભિત ભરાવદાર ચહેરો અને ભવ્ય આકૃતિ તેમને માટે માન ઉત્પન્ન કરે તેવાં હતાં. તેઓ અયોધ્યાના વતની હતા. ઘણાં વરસોથી તેઓ અહીં આવ્યા હતા અને દેશમાં તેમનું કોઇપણ સગુંસંબંધી હોય તેમ જણાતું નહિ તેમ તેઓ તેમના જીવનની વાત પણ બહુ કરતા નહિ.

તેઓ કોઇક કોઈક વાર કંપની સરકારનું રાજ્ય અને ૧૮૫૭ના બળવાની વાત કરતા અને કહેતા કે લખનૌરના ઘેરામાં અને ઝાંસીની લડાઇમાં તેઓ સર હ્યુજ રોઝના લશ્કરમાં હતા. તેઓ લોહી તપી જાય અને રૂંવાડાં ઊભાં થાય તેવા પ્રસંગોની વાત કરતા. ઝાંસીના યુદ્ધનો એક પ્રસંગ તેમણે મને કહેલ તે કદી ભુલાય તેવો નથી. તે પ્રસંગે તેમને પરબહાર ઉડાવી દેશવટો આપ્યો હતો.

તેમણે વાત એમ શરૂ કરેલ કે જો વાત બહુ લાંબી છે, પણ ખરેખરી માણસાઈ અને વીરતા સમજવી હોય તો આખો પ્રસંગ સાંભળ્યા સિવાય સમજાય તેવું નથી.

બળવા પહેલાં બેત્રણ વરસ ઉપર અમારી પલટન અજમેર રહેતી હતી. અને હું કેપ્ટન રે-ની પાસે ઓરડર્લી તરીકે કામ કરતો હતો. મારા ઉપર સાહેબની બહુ મહેરબાની હતી. એક વખત નાતાલમાં અમારી પલટનના કેટલાક સાહેબોને પાસેના રજવાડાએ શિકાર માટે આમંત્રણ આપ્યું. અને અરવલીની ગાળીમાં એક મોટો કેમ્પ ઊભો કરવામાં આવ્યો. અહીં બેચાર રાજાઓ તથા કેટલાક મોટા ગોરા લશ્કરી અમલદારો પણ આવ્યા હતા.

કેમ્પ પૂરો થયા બાદ મહારાજાના ખાસ આગ્રહથી મારા સાહેબ તથા અમે રોકાયા, કેમકે એક વાઘનો આ બાજુ બહુ ત્રાસ હતો. તે માણસોના જાનમાલને નુકસાન કરતો હતો અને કોઇ રીતે તેનો શિકાર થઈ શકતો ન હતો. કેપ્ટન રે શિકારમાં બહુ કાબેલ અને પ્રખ્યાત હતા અને મહારાજાને પણ શિકારનો બહુ શોખ હતો, તેથી ગમે તેટલું રોકાઈ શિકાર કરવો તેવો નિશ્ચય કરી અમે રોકાયા.

સ્થાનિક શિકારીઓ વાત કરતા કે આ વાત એક આંખે કાણો છે અને એવો પ્રપંચી છે કે કોઇ પણ રીતે વાળિયામાં આવતો નથી. મચાણ બાંધવામાં આવે તો ત્યાં કદી દેખાય જ નહિ. મારણ બાંધવામાં આવે તો તેના ઉપર આવે જ નહીં પણ ઊલટું લાગ જોઇ રાતના અંધારામાં તેને ઉપાડી જાય અને કોઈ બીજી જગ્યાએ તેને લઈ જઇને ખાય. હાંકો કરવામાં આવે તો તે એક ગાળો છોડી બીજી ગાળીમાં ચાલ્યો જાય. મોટે ભાગે જંગલમાં શિકાર ન કરતાં પાસેના ગામડાંમાં રાતને સમયે જઇ શિકાર કરે અને કૂતરાં, ગધેડાં, બકરાં, વાછરુને ઉપાડી જાય. આ વાઘ આજુબાજુનાં ગામડાંમાં રંજાડ કરે છે તેવા સમાચાર મળતાં મહારાજે મોટા પાયા ઉપર હાંકો ગોઠવ્યો. ગામડામાંથી હજાર બે હજાર માણસોને ભેગાં કરી આ જંગલ કે જ્યાં આ વાઘ ફરતો હતો તેને ઘેરો ઘાલ્યો. આ ઘેરો

એટલા બધા મોટા વિસ્તારમાં હતો કે તેની અંદર બેત્રણ ગામડાં તથા અમારો કેમ્પ પણ આવી જતાં હતાં. પર્વતની ગાળીઓમાં જે જે સ્થળેથી વાઘ છટકી જાય તેવું હતું ત્યાં વાળિયા ગોઠવ્યા હતા અને મચાણ બાંધી દિવસ અને રાત શિકારીઓને બેસવાનો હુકમ આપ્યો હતો. રાતને વખતે અંધારામાં વાઘ કોઈ બીજે સ્થળે ચાલ્યો ન જાય તે માટે સ્થળે સ્થળે તાપણાં સળગાવવામાં આવતાં હતાં. આ બધાની વચમાં કેમ્પથી નજીક એક ઉઘાડા સ્થળે ઝાડમાં અમારો મચાણ બાંધવામાં આવ્યો હતો અને થોડે દૂર મારણ માટે પાડાને બાંધવામાં આવ્યો હતો. બેચાર દિવસ આ પ્રમાણે રાહ જોવા છતાં જ્યારે વાઘ મારણ ઉપર આવ્યો નહિ ત્યારે એક દિવસ બપોરના હાંકો કરવા હુકમ આપવામાં આવ્યો. બેત્રણ હજાર માણસો અમારા મચાણની ત્રણ બાજુથી ઢોલનગારાં, કનાથાળીઓ વગાડતા તથા બંદૂકોના ખાલી અવાજ કરતા આગળ આવવાના હતા. પરિણામે વાઘ જ્યાં હોય ત્યાંથી ચોથી ખાલી દિશામાં જાય તે સ્વાભાવિક હતું. તેમ કરતાં તે અમારા મચાણ પાસેથી નીકળે અને તેનો શિકાર થાય.

આ પ્રમાણે બપોરના બેત્રણ વાગ્યા પછી હાંકો શરૂ થયો. દૂર દૂરથી હોકારા-પડકારા સંભળાવા લાગ્યા, બંદૂકોના બાર પણ થવા લાગ્યા, ઢોલ-નગારાંના અવાજ પણ આવવા લાગ્યા. થોડે દૂર ઝાડ નીચે પાડો બાંધેલ હતો. અને મચાણ ઉપર મહારાજ, કેપ્ટન રે અને રાજ્યના એક ઉમરાવ બેઠા હતા. બીજા એક નીચેના મચાણ ઉપર રાજ્યના શિકારીઓ અને હું બેઠા હતા. હાંકો ઘણે દૂરથી શરૂ થવાનો હતો. વળી ઝાડી પણ ગીચ હતી એટલે હાંકાવાળા જ્યારે અમારી નજદીક આવી પહોંચ્યા ત્યારે સૂર્ય અસ્ત થવાની અણી ઉપર હતો. ડુક્કર, સાબર, જરખ, હરણ, શિયાળ ઇત્યાદિ ઘણાં જનાવરો અમારી નજદીકથી પસાર થતાં અમે જોયાં, પણ વાઘનો ક્યાંય પત્તો જ નહિ. હાંકાવાળાએ પણ વાઘને ક્યાંય જોયો નહિ તેથી અમારા આશ્ચર્ય અને નિરાશાનો પાર રહ્યો નહિ.

શિકારીઓ આ બાઢા વાઘની બદમાશી જાણતા હતા. તેમણે કહ્યું કે તે એવી હુશિયારીથી છુપાઈ ગયો હશે કે પગમાથી પસાર થશે તો પણ ખબર નહિ પડે. હવે તો એક જ ઉપાય છે કે આજુબાજુ મોટાં મોટાં તાપણાં કરો અને મચાણ ઉપર શિકારીઓ બેસી રહે. કદાચ રાતમાં તે મારણ ઉપર આવે અને શિકાર થાય. આ સૂચના પ્રમાણે બંદોબસ્ત કરી અમે કેમ્પમાં આવ્યા. સાહેબ આખા દિવસના પરિશ્રમથી થાકી ગયા હતા અને તેમની ઇચ્છા જમવા પહેલાં નાહવાની હતી. મહારાજ તરફથી હિમ્મતસિંહ નામનો સિપાઈ, સાહેબની તહેનાતમાં મૂકવામાં આવ્યો હતો. તે ઘણો બાહોશ, ચાલાક અને હિમ્મતવાન યુવાન હતો. સાહેબનાં કપડાં, જોડા, પટા તથા બંદૂક અચ્છી રીતે તે સાફ કરતો. તેમજ ચા-નાસ્તો તથા બીજી બધી સગવડમાં તે ઊભે પગે હાજર રહેતો તેથી કેમ્પમાં મને કામમાં બહુ જ આરામ રહેતો અને સાહેબ આ યુવાન ઉપર બહુ જ પ્રસન્ન રહેતા.

તંબૂના એક ખૂણા ઉપર કનાતનો એક નાનો ઓરડો બનાવેલ હતો અને તેનો સ્નાનગૃહ તરીકે ઉપયોગ કરવામાં આવતો હતો. નાહવાનાં કપડાં પહેરી, સાહેબ સ્નાનગૃહમાં ગયા, પાછળ હિમ્મતસિંહ ખૂબ ગરમ પાણીની બાલદી સાથે ગયો. સ્નાનગૃહમાં જઈને જુએ છે તો એક અજબ દેખાવ નજરે પડ્યો. સાહેબનો કૂતરો લોહીલોહાણ થુંથાઈ ગયેલો પડ્યો હતો અને નાહવાના *ટબમાં વાઘ ગોઠવાઈને સૂતો હતો. સાહેબના એક હાથમાં ફાનસ અને બીજા હાથમાં ટુવાલ હતાં. હિમ્મતસિંહના હાથમાં ઊકળતા પાણીની બાલદી હતી. જેવા સાહેબ સ્નાનગૃહમાં દાખલ થયા અને બત્તીનો

પ્રકાશ વાઘ ઉપર પડ્યો કે તુરત તે ઊભો થયો. સમય વિચારી હિમ્મતસિંહે ઊકળતા પાણીની બાલદીની ઝાલક વાઘના મોઢા ઉપર મારી. મોઢા ઉપર અને આંખમાં ગરમાગરમ પાણી પડવાથી વાઘ આંધળો થઈ નીચે પડી ગયો એટલામાં તો બૂમાબૂમ થઈ, બીજા માણસો આવી પહોંચ્યા અને વાઘ ઊભો થઈ નાસે તે પહેલાં તો કોઈની બંદૂકે તેને ઠાર કરી નાંખ્યો.

આખા કેમ્પમાં આનંદનો પાર રહ્યો નહિ. આ બાડો વાઘ જ્યારે સૌ તેનો હાંકો કરી જંગલમાં શોધતા હતા ત્યારે છાનોમાનો સાહેબના તબૂમાં ભરાઈ જઈ સાહેબના કૂતરાને મારી તેનો નાસ્તો કરી નાહવાના ટબમાં આરામ કરતો હતો.

હિમ્મતસિંહની સમયસૂચકતા અને બહાદુરીની સૌએ તારીફ કરી અને સાહેબે તેને સારું ઇનામ આપ્યું. પછી તો વાઘના શિકારના આનંદમાં રાજા સાહેબ, અમને અજમેર નહિ જવા દેતાં પોતાની રાજધાનીમાં લઈ ગયા અને અમે ત્યાં આઠદસ દિવસ રાજ્યના મહેમાન તરીકે રહ્યા.

એક દિવસ સાહેબ અને હું રાજમહેલમાં ફરતા હતા ત્યાં હિમ્મતસિંહને કેદની કોટડીમાં પુરાયેલો અમે જોયો. તપાસ કરતાં માલૂમ પડ્યું કે હિમ્મતસિંહને જે ઇનામ-સાબાશી મળ્યાં હતાં તેની ઇર્ષા કરીને એક પાસવાને તેને માથે બંદૂકોની કારતૂસો ચોર્યાનું આળ મૂકી કેદમાં નંખાવ્યો હતો.

સાહેબે આ બાબત તપાસ કરાવી હિમ્મતસિંહને જેલમાંથી છૂટો કરાવ્યો અને પાસવાનને સજા કરાવી.

: ૨ :

આ પ્રમાણે હિમ્મતસિંહની સમયસૂચકતાની તારીફ કરી પુનમસિંહે વાત આગળ ચલાવી.

આ વાત બન્યા પછી બે વરસે દેશમાં બળવો જાગ્યો. જમનાની દક્ષિણનો અને વિંધ્યાચળની ઉત્તરનો બધો પ્રદેશ લગભગ એક વરસ સુધી બળવાખોરોના હાથમાં રહ્યો, જેને અગ્રસ્થાને ઝાંસીનાં રાણી લક્ષ્મીબાઈ હતાં.

ઝાંસીના રાજા ગંગાધર રાવ નાની વયમાં નિ:સંતાન દેવલોક પામ્યા. પરંતુ મૃત્યુ પહેલાં તેમણે દામોદર રાવ નામના એક બાળકને વિધિસર દત્તક તરીકે લીધો હતો. આ દત્તકવિધાન ગવર્નર જનરલ લોર્ડ ડેલહાઉસીએ માન્ય રાખ્યું નહિ અને જબરદસ્તીથી ઝાંસીનું રાજ્ય ખાલસા કરવા હુકમ આપ્યો. આ હુકમનો અનાદર કરી રાણી લક્ષ્મીબાઈએ દામોદર રાવને ગાદીનશીન કર્યા અને પોતે રીજન્ટ તરીકે રાજ્યકારભાર ચલાવવો શરૂ કર્યો આ કૃત્યથી નારાજ થઈ કમ્પની સરકારે સર કેમ્પબેલની સરદારી નીચે એક ગોરું લશ્કર ઝાંસી સર કરવા મોકલ્યું, પણ તે લશ્કરનો રાણી લક્ષ્મીબાઈએ પરાજય કર્યો; અને ગોરું લશ્કર પરાજય ન પામે તેવો જે પ્રચલિત વહેમ હતો તે નાબૂદ કર્યો. આ ઉપરથી વિશેષ ક્રોધે ભરાઈ વેરની વસૂલાત કરવા સર હ્યુજ રોઝે વિશાળ સેના સાથે ઝાંસી ઉપર આક્રમણ કર્યું. આ સેનાની સાથે મદદમાં હૈદરાબાદ, ભોપાળ તથા બીજાં રાજ્યોની સેનાઓ પણ હતી; અને તેમની સાથે સારી સંખ્યામાં તોપો હતી. આ સેનાએ ઝાંસીને ઘેરો ઘાલ્યો. આની અંદર કેપ્ટન રે હતા. હું પણ એક પલટનની સરદારીમાં હતો અને મારો નાનોભાઈ પણ આ લશ્કરમાં જોડાયેલ હતો. ઝાંસીનો કિલ્લો એટલો બધો મજબૂત હતો, એવો સરસ રીતે સુરક્ષિત હતો તથા જાત જાતનાં ગુપ્ત પ્રવેશદ્વારોથી સુસજ્જિત હતો કે તેને જીતવો તે બહુ દુષ્કર હતું. વળી આમ ઘેરો ઘાલી લાંબો સમય પડયા રહેવું સર હ્યુજ રોઝને પોસાય તેમ ન હતું. કેમકે આખા દેશ ઉપર વિગ્રહ ચાલી રહ્યો હતો તેથી તેમના લશ્કરની બીજે સ્થળે પણ જરૂર હતી.

બે ચાર વાર કિલ્લાની જુદી જુદી

બાજુથી હુમલો કરતાં ધાર્યું પરિણામ આવ્યું નહિ, પણ અંદરના તોપખાનાના સખત મારાથી પોતાને નુકસાન થાય છે તેમ જ્યારે સર હ્યુજ રોઝે જોયું ત્યારે તેમણે એક બીજી યુક્તિ અજમાવવા વિચાર કર્યો. લશ્કરની એએક ટુકડી તથા થોડાએક તોપખાનાને જેમ હતું તેમ રહેવા દઈ બીજું લશ્કર કિલ્લામાંથી ન દેખાય તેમ દૂર ખસેડ્યું; એમ માનીને કે તેમ થવાથી ઘેરો ઉઠાવી લેવામાં આવે છે તેવી માન્યતા ઝાંસીના લશ્કરમાં ફેલાય. વળી શાકફળફળાદિ, બળતણ, દૂધ ઈત્યાદિ વેચવા જનાર ખેડુત ભરવાડોને અડચણ નહિ કરતાં ઝાંસીમાં જવા દેવાની સગવડ કરી આપી. તેથી થોડા જ સમયમાં આજુબાજુના ગામડાના ખેડુતો ઝાંસીમાં પોતાનો માલ છૂટથી વેચવા જવા લાગ્યા. આ લોકો કિલ્લામાં આવી શકે માટે કિલ્લાનો એક દરવાજો બપોરના ચાર કલાક ઉઘાડો રાખવામાં આવતો અને માલ વેચવા જનારને પૂરેપૂરાં તપાસી ખાતરી કરી કિલ્લામાં દાખલ કરવામાં આવતાં અને સાંજ પહેલાં તેમને કિલ્લામાંથી બહાર કાઢી દરવાજો બંધ થતો. હવે કિલ્લામાં કેટલું લશ્કર છે, કેટલો યુદ્ધ-સામાન છે, કિલ્લાની દીવાલ કેટલી મજબૂત છે, ગુપ્ત દ્વારો ક્યાં ક્યાં છે, તોપો ક્યાં ક્યાં અને કેવી રીતે ગોઠવવામાં આવી છે તેની માહિતીની સર હ્યુજ રોઝને જરૂર હતી. આ માહિતી મળે તો હુમલો ક્યાં અને ક્યારે કરવો તે નક્કી થઈ શકે. આને માટે બુદ્ધિશાળી જાસૂસ જોઈએ; અને તે પણ અંગ્રેજ હોવો જોઈએ. દેશી માણસને આ કામ સોંપી શકાય નહિ.

આ કામ માટે કેપ્ટન રે–ની પસંદગી કરવામાં આવી અને જે તેમણે રાજી થઈને સ્વીકારી. કેપ્ટન રે–ની પસંદગી એટલા માટે કરવામાં આવી કે તેમનો હિન્દુસ્તાની તથા મારવાડી ભાષા ઉપર સરસ કાબૂ હતો. વળી ઘણાં વરસ શિકારીઓ સાથે રખડવાથી ગામડિયાની ભાષા તેઓ અજબ રીતે બોલી શકતા હતા. તે ઉપરાંત જાત જાતના વસ્ત્રપરિધાનની કળામાં તેઓ અજોડ હતા. 'ફેન્સી ડ્રેસ બોલ'માં તેમણે અનેક વખત ઓળખીતાને છેતરી ઇનામ મેળવ્યાં હતાં. વળી આ જીવ-સટોસટના ખેલમાં જે બહાદુરી જોઈએ તે પણ તેમનામાં હતી.

એક દિવસ વહેલી સવારે રોઝે ગામડિયાનો વેશ કર્યો. શરીરને એવી રીતે રંગ્યું કે તે અંગ્રેજ છે તેમ કોઈ કહી શકે નહિ. પાકાં તરબૂચનો એક ટોપલો માથે ઉપાડી તે ઝાંસીના કિલ્લા તરફ ઊપડ્યા. ઊપડતાં પહેલાં મારી સાથે ઉભા રામ રામ કરી લીધા. શું તેની આવડત અને હિમ્મત!

(આમ બોલતાં બોલતાં પુનમસિંહની વૃદ્ધ આંખોમાં પણ દોરા ફૂટ્યા.)

ઝાંસીને દરવાજે પૂછપરછ થઈ પણ કોઈ ઓળખી શક્યું નહિ કે આ અંગ્રેજ જાસૂસ છે. 'લો તરબૂચ'ની બૂમ પાડતા રે સાહેબ આખું શહેર ફર્યા. સ્થળે સ્થળે અને ચોકે ચોકે બંદૂકો અને ભાલાઓના ઢગલા કરી સિપાઈઓ પડ્યા હતા. ગઢની રાંગ ઉપર સખ્ત ચોકી ગોઠવાઈ ગયેલ હતી. તેમ જ ગઢના બૂરજ ઉપર ચાકિયા બેઠેલ હતા. સારી સંખ્યામાં મોટી મોટી તોપો અંગ્રેજ છાવણી તરફ ડાચાં ફાડી પડેલ હતી અને હુકમની રાહ જોતા ગોલંદાજો તોપોની પાસે ખડા હતા. આ યુદ્ધનું સેનાપતિપદ રાણી લક્ષ્મીબાઈએ લીધું હતું અને તેમની સાથે બીજી સેંકડો સ્ત્રીઓ તોપખાનામાં કામ કરતી હતી. ખાવાપીવાની કાંઈ તંગી હોય તેમ જણાતું ન હતું. રાજમહેલમાં જઈ રાણી લક્ષ્મીબાઈને જોવાની કેપ્ટન રેને તીવ્ર ઈચ્છા થઈ. જોખમ ઘણું હતું પણ જ્યારે કોઈ પણ વેશપલટો પકડી શક્યું નથી તો અડચણ આવશે નહિ તેમ માની કેપ્ટન રે રાજમહેલ તરફ ઊપડ્યા.

'ત્યારે એમ જ કહો ને કે હવે તમારે ખાનસામા જ બનવું છે.'

'બનવું છે નહિ, બની જ ગયો છું.'

'ક્યારથી ?'

'પરમદિવસથી.'

'આ તે કઈ જાતની ઘેલછા છે દાક્તર ?'

'ઘેલછા નહિ; જીવનને રસિક બનાવવાના આ બધા કીમિયા છે, દોસ્ત !'

'પણ એકાએક આ ખાનસામા બનવાનો વિચાર સૂઝ્યો ક્યાંથી ?' મેં ઉત્કંઠાસહ પૂછ્યું.

'વાત એમ છે,' દાક્તરે કહ્યું, 'કે અખબારમાં વાંચ્યું કે એક ખાનદાન માલદાર માણસને એક બટલરની જરૂર છે. આમે ય *હમણાં હમણાં દિવસે ચેન નહોતુ પડતું* એટલે જાહેરખબર વાંચીને તુરત જ આ માલદારનો સહવાસ માણી આવવાનું નક્કી કરી નાખ્યું. જ્યારે હું અખબારમાં આપેલા સરનામા મુજબના બંગલા પાસે પહોંચ્યો ત્યારે એક દેખાવડો નવજવાન મોટરમાંથી નીચે ઊતરી રહ્યો હતો. ગળામાં બાંધેલી રેશમી રૂમાલની ઝોળીમાં તેણે પોતાનો ડાબો હાથ રાખેલો હતો. એના નૂર વગરના ચહેરા પરથી લાગતું હતું કે કાં તો એ બીમાર છે અથવા તો ખૂબ મૂંઝાયેલો–ગૂંચાયેલો છે. એની સાથે નરી લુચ્ચાઈ ટપકાવતા

---

પાન ૮નું અનુસંધાન ]

અસહ્ય થઈ પડ્યાં. વળી તેની સ્ત્રીની ઇચ્છા વિરુદ્ધ નાનાસાહેબને મેં જ લશ્કરમાં દાખલ કરાવ્યો હતો. અને તેને મારી નજર આગળ મરતો પણ મેં જ જોયો હતો આ બધા વિચારે મારું મન વ્યાકુળ થઈ ગયું અને તે જ રાત્રે ઘર છોડી હું ચાલી નીકળ્યો. જ્યાં અજાણ્યું હતું ત્યાં આવ્યો, આપના જેવા દયાભાવ પામ્યો અને મરીશ પણ અહીંયાં જ.

પૂનમસિંહે જ્યારે વાત પૂરી કરી ત્યારે અમારા બધા ઉપર શોકની છાયા ઢળી.



ચહેરાવાળો એક જાડો દાક્તર પણ હતો. એને જોતાં મનમાં થયું, ભારે મજા આવશે.'

'દાક્તરે દાક્તરની મુલાકાત; પછી શી ખામી રહે !'

'પણ મારે ક્યાં દાક્તર તરીકે રહેવું હતું ! હું તો બંગલામાં જઈ એ નવજવાન સામે સલામ ભરીને ઊભો રહ્યો અને કાઢ્યું પેલું જાહેરખબરવાળું અખબાર. બસ, થોડા મામૂલી સવાલ–જવાબ કરી મને રાખી લીધો. હું ગયો હતો તો બેચાર દિવસ ખુશીઆનંદમાં ગાળવા, પણ આ તો નમાજ પડતાં જતાં મસ્જિદ કોટે વળગવા જેવું થયું છે. આ બટલરનો પાઠ જલદી પૂરો થાય એમ નથી.'

'કેમ ભલા ?'

'મારા શેઠને એક બહુ જ વિચિત્ર વ્યાધિ લાગુ પડ્યો છે. મારે એ વ્યાધિની પૂરેપૂરી વિગત મેળવવી છે એટલું જ નહિ પણ એ વ્યાધિ મટાડવો પણ છે.'

'વ્યાધિ છે શાનો ?'

'પેલો જાડો દાક્તર કહે છે કે આ નવજવાનને એવો રોગ છે કે જેનો ભોગ થનાર માણસ પોતે પોતાનું માંસ ચાવી ચાવીને ખાઈ જાય છે.'

'તો શું એ નવજવાન પોતાનું માંસ પોતે જ ભરખી જાય છે ?'

'હા; અને પેલો દાક્તર કહે છે કે ગાંડપણની આ એક એવી વારસાગત ઉપાધિ છે કે જેમાંથી કોઈ ભાગ્યશાળી જ ઊગરી શકે. બે જ દિવસમાં મને એ નવજવાન માટે ખૂબ લાગણી થઇ આવી છે અને મારે એને આ બલામાંથી કોઈ પણ ભોગે છોડાવવો જ છે.'

'ત્યારે તો તમે ઉપચાર પણ શરૂ કરી દીધો હશે.'

'મારાથી ઉપચાર થઈ જ કેમ શકે ! હું તો એક સાધારણ ખાનસામા તરીકે ત્યાં રહ્યો છું.' દાક્તરે ખભા ઉછાળતાં કહ્યું.

'પણ તો તમારી જાતને છુપાવી શા માટે રાખો છો! તમારા શેઠ તરફ તમને લાગણી થઇ છે તો પછી ડાક્તર તરીકે જાહેર કેમ નથી થતા?'

'ને હું દાક્તર છું એવી ખબર પડ્યા પછી પેલો દાક્તર મને ત્યાં રહેવા દે ખરો કે? ભલા આદમી, આ ખાનસામાનો પાઠ મૂંગેમૂંગો ભજવી રહ્યો છું એટલે જ એ રોગની થોડીઘણી માહિતી પામી શક્યો છું. બેત્રણ દિવસ હજી ચુપચાપ જોયા કરવું છે. બસ, પછી એ રોગની ચિકિત્સા કરી નાખીશ.'

'દર્દીની હાલત અત્યારે કેવીક છે?'

'એણે પોતાનું બાવડું ચાવવાનું તો શરૂ કરી જ દીધું છે. શી વાત કરું યાર! બાવડાને એવું તો લોહીલોહાણ કરી નાખ્યું છે કે હું દાક્તર છું છતાં મને ય જોઇને કંપારી આવી ગઇ. જ્યારે દર્દીમાં સ્વમાંસ-ભક્ષણનું ગાંડપણ જાગૃત થાય છે ત્યારે પેલો દાક્તર એને દોરડા વતી પલંગ સાથે જકડી દે છે. હવે વાત એમ છે કે આ દર્દીનો વડદાદો બેંગલોરની સોનાની ખાણમાં ખાણિયાનું કામ કરતો હતો. ત્યાં એક હોનારત થઇ અને તે ખાણમાં દબાઇ ગયો. ત્રણ દિવસ પછી એને મહામહેનતે બહાર કાઢવામાં આવ્યો ત્યારે એ સાવ બેહોશ હતો. એના શરીરને ખાસ કાંઇ જ ઇજા થઇ નહોતી પણ એનો ડાબો હાથ છેક કોણીમાંથી બેંચાઇને ખોવાઇ ગયો હતો. હવે જો કોઇ વજનદાર વસ્તુ એના પર પડી હોય તો હાથ ભાંગી જાય; અને કદાચ શરીરથી જુદો પણ પડી જાય તો ય ખોવાઇ તો ન જ જાય. વળી ત્યાં કોઇ હિંસક પશુ પણ નહોતું કે જે આ માણસનો હાથ ચાવી ગયાનું માની લેવાય. પણ આખરે આ કોયડાનો ઉકેલ એક દાક્તરે લાવી દીધો. દાક્તરના કહેવા મુજબ એ માણસે પોતે જ ભૂખના દુખે પોતાનો હાથ ચાવી ખાધો હતો. આ નવજુવાનને સ્વમાંસ-ભક્ષણનો એ જ વારસાગત વ્યાધિ લાગુ પડયો છે એમ પેલા જાડા દાક્તરનું કહેવું છે.'

'પણ આ વ્યાધિ વારસાગત જ હોય તો આ દર્દીનો બાપ અને દાદો એના ભોગ કેમ ન બન્યા?'

'એ જાડા દાક્તરનું એમ કહેવું છે કે કોઇ પણ વારસાગત વ્યાધિ બાપ પછી દીકરાને થાય જ એવો નિયમ નથી; બલકે ઘણી પેઢીઓ પછી પણ એ દેખા દે છે.'

'અરે હા, પણ તમારો શેઠ છે કોણ? એનું નામ તો કહો.'

'એનું નામ છે નવાબ અનવર અહમદ.'

'લક્ષ્મીપુરના જમીનદાર તો નહિ ને?'

'હા હા, એ જ. તમે એમને ઓળખો છો?'

'અરે યાર, એ તો મારા ખાસ દોસ્ત છે. અમે અલીગઢ યુનિવર્સિટીમાં સાથે અભ્યાસ કરતા હતા. એમના પિતા ગુજરી જતાં એમને ઇન્ટરમાંથી અભ્યાસ મૂકવો પડેલો કેમકે એમના સિવાય કોઇ એમની જાયદાદની દેખરેખ રાખનારું રહ્યું નહોતું. એમને અહીં આવ્યાને કેટલોક વખત થયો?'

'એકાદ મહિનો થયો હશે. પોતાના ખાસ દાક્તર સાથે અહીં હવાફેર અર્થે આવ્યા છે.'

'નવાબ સાહેબ તો પહેલાંથી જ બહુ વહેમી છે.'

'ખરેખર?'

'કેમ એમાં તમને કંઇ નવાઇ લાગે છે?'

'તમે સમજ્યા નહિ; જો નવાબ સાહેબનો સ્વભાવ વહેમી હોય તો એમના રોગનું મૂળ પકડવામાં ખૂબ સરળતા થઇ જાય એમ છે.' કહીને દાક્તર જરા વિચારમાં પડી જઇ બોલ્યા, 'ને હવે તો નવાબ સાહેબના દોસ્ત તરીકે આ મામલામાં તમારો ય ઉપયોગ થઇ શકે એમ છે, ખરું ને?'

'હાસ્તો. કહેતા હો તો અત્યારે જ આવું તમારી સાથે.'

'આ કાંઈ હુકમનામાની બજવણી કરવા જેવી સહેલ વાત નથી, સમજ્યા ને વકીલ સાહેબ! એટલે તમે આજ નહિં પણ કાલે આવીને નવાબ સાહેબને મળો. જોકે પેલો બદમાશ દાક્તર તમને તેમની પાસે વધારે બેસવા નહિ દે છતાં ય નવાબ સાહેબ તમને પરમ દિવસે પણ આવવાનું દબાણ કરે એટલું કામ તો તમારે આવતી કાલની ટચુકડી મુલાકાતમાં કરીને જ ઊભા થવાનું.'

'અરે કાલથી આપણો પડાવ ત્યાં જ સમજો ને.'

'તો તો યાર, ભારે રંગ રહી જાય. સાલો...હરામી દાક્તર...બીચારા નવાબ સાહેબને એવા તો પરવશ બનાવી દીધા છે બદમાશે કે, બીજા નોકરો પાસેથી સાંભળવા મુજબ, નવાબ સાહેબે પોતે નિઃસંતાન હોઈ પોતાની પાછળ બધી જાગીર આ પાજી દાક્તરને મળે એવું વસિયતનામું સુદ્ધાં ઘડી રાખ્યું છે.'

'ત્યારે તો એ દાક્તર પર તોહમતનામું ફરમાવી દેવું પડશે.'

'તે જુઓ, આ સેવક ત્યાં સલીમ વજદાની નહિ પણ એક મામૂલી બાવરચી છે, એ ન ભુલાય, હં કે!' કહી દાક્તરે વિદાય લીધી.

*

બીજે દિવસે કચેરીમાંથી જલદી ફારેગ થઈ હું મારા પુરાણા દોસ્તને મળવા ઊપડ્યો. છેલ્લાં પાંચ વરસથી અમારી મુલાકાત થઈ નહોતી. રસ્તામાં કોલેજના દિવસોનાં અનેક સંસ્મરણો જાગી ઊઠતાં હૃદય આર્દ્ર બની ગયું. એક તરફ નવાબ જેવા આનંદી દોસ્તને મળવાનો આનંદ હતો તો બીજી તરફ એમની દયાજનક સ્થિતિનો રંજ પણ હતો.

નવાબના બંગલા નજીક પહોંચતાં જ પ્રવેશદ્વારમાં વજદાની ઊભેલા દેખાયા. અમારી આંખો મળતાં તે મૂછમાં હસ્યા. મેં જઈને તેમના હાથમાં મારું મુલાકાતપત્ર મૂક્યું. એ અંદર ગયા અને થોડી વારમાં જ પાછા ફરી મને પેલા દાક્તર પાસે લઈ ગયા.

'કોને, નવાબ સાહેબને મળવું છે!' દાક્તરે પૂછ્યું.

'જી હા.' મેં કહ્યું.

અને પછી તો એણે મારા અને નવાબ સાહેબના નાતા વિશે, મારા ધંધા વિશે, અને બીજી ઘણી બાબતો વિશે પૂછપરછ કરી અંતે મુલાકાત માટે તો આનાકાની જ કરી પણ હું એમ મારા નિશ્ચયમાંથી ડગું એવો ક્યાં હતો!

પૂરા અડધા કલાકની લમણાઝીક પછી સંમત થતાં તેણે કહ્યું, 'જોકે મારા દર્દીની તબિયત આજે ઠીક છે, છતાં હું ધારું છું કે તમને એ કદાચ ઓળખી પણ નહિ શકે. તમારા મિત્રની હાલત બહુ જ ચિંતાજનક છે. અલ્લાહ રહમ કરે.' કહી દાક્તર ઊઠ્યો.

હું ઊભો થયો એટલે દાક્તરે મારે ખભે હાથ મૂકતાં કહ્યું, 'હું મુલાકાત તો કરાવી આપું છું પણ એ પહેલાં વચન આપો કે તમે દર્દી સાથે ઝાઝી વાતચીત નહિ કરો અને તેની પાસે વધારે વાર બેસી પણ નહિ રહો.'

મેં વચન આપ્યું એટલે દાક્તર મને બીજા ઓરડામાં લઈ ગયો. એ ઓરડામાં એક મોટા છત્રીપલંગમાં નવાબ સાહેબ પડ્યા હતા. એમનો એક હાથ ગળામાં બાંધેલી રેશમી રૂમાલની ઝોળામાં હતો. પાંચ વરસના ગાળામાં એમના દેખાવમાં કંઈ ખાસ ફેરફાર થયો જણાતો નહોતો. પણ એમની આંખોમાં ગજબની ધીલછા હતી. એ મને જોતાંવેંત જ ઓળખી ગયા અને ઉમળકાભેર બોલી ઊઠ્યા, 'અરે યાર! તમે ક્યાંથી!' કહી પોતાનો તાવભર્યો ગરમ હાથ મારા તરફ લંબાવ્યો.

મેં હસતાં હસતાં એ ગરમ હાથ મારા બંને હાથમાં વહાલથી દબાવી એમની તબિયતના ખબર પૂછ્યા.

'જુઓ આપે મૂંગા જ રહેવું જોઇએ; બોલ બોલ કરવાથી તકલીફ વધી જશે.' મારા તરફ એક તિરસ્કારભરી દૃષ્ટિ કરતાં દાક્તરે નવાબને રોકયા.

પણ દાક્તરના બોલવા સામે જોયા વિના જ નવાબ સાહેબ તો ઊલટમેર વિદ્યાર્થીજીવનની વાતો ઉખેળવા મંડી પડ્યા. દાક્તર ઊભો ઊભો ખૂબ ખોરવાતો હતો પણ નવાબને તો જાણે એના સામે ય જોવાની ફુરસદ નહોતી. થોડી વારે તેમણે દાક્તર તરફ જોઇને કહ્યું: 'તમે રાત્રે વાંચતા હતા તે પુસ્તક કયાં છે? તમે જતી વખતે તમારી સાથે જ લઇ ગયા હતા, ખરું? જઇને લાવી આપો તો; મારે મારા દોસ્તને એ બતાવવું છે.'

પહેલાં તો દાક્તરે સાંભળ્યું અણસાંભળ્યું જ કર્યું પણ જ્યારે ફરી નવાબ સાહેબે એ જ ફરમાન કર્યું એટલે એ બોલ્યો, 'જુઓ નવાબસાહેબ, આજે આપે બહુ જ વાતો કરી નાખી છે. મારું કહેવું માનતા નથી પણ પાછળથી બહુ વસમુ પડી જશે હો. આપના દોસ્તે પણ સમજવું જોઇએ કે આપને સંપૂર્ણ મૌનની ખાસ જરૂર છે.' એટલું કહી દાક્તર ઊઠયો અને ઓરડાની બહાર ચાલ્યો ગયો.

નવાબ સાહેબને વધારે તકલીફ આપવી ઠીક નથી એ વિચારે હું પણ ઊઠવાની તૈયારી કરતો હતો ત્યાં એકાએક એમની આંખોમાં રતાશ ધસી આવી. એમણે ચોતરફ એમની ભયાનક દૃષ્ટિ ફેરવી અને જોરથી મારું કાંડું પકડી લઇ બૂમ પાડી: 'મને બચાવો...ખુદાને ખાતર મને બચાવી લો, દોસ્ત! મારો જીવ બચાવી લો...એટલી મહેરબાની કરો મારા પર. મારું મગજ બગડતું જાય છે. હું પાગલ થઇ રહ્યો છુ...પાગલ...હું નરભક્ષી બની રહ્યો છું...હુ મને જ ભરખી રહ્યો છુ...મને બચાવી લો દોસ્ત! મને ઉગારી લો. ઓહ, કેવી બિહામણી આંખો! એ ભયાનક આંખોને મારી સામેથી દૂર કરો...દૂર કરો એ વિકરાળ આંખોને.'

એટલામાં દાકતરનો પગરવ સંભળાયો. એટલે નવાબ સાહેબે મારું કાંડું મૂકી દઇ એકદમ પથારીમાં લંબાવ્યું અને આંખો મીચી દીધી. એમના ચહેરા પરનો ગભરાટ અછતો રહે તેમ નહોતું. એમનું આખું કલેવર પાંદડાની જેમ કંપી રહ્યું હતું.

એક વખતના પ્રિય સહાધ્યાયીની આવી દશા જોઇ મારું અંતર રડી ઊઠયું. શું ખરેખર નવાબનું મગજ ખરાબ થઇ રહ્યુ છે? શું સાચે જ એ પોતાનું માંસ ચાવી ખાતા હશે! એમને કોની આંખો બિવરાવતી હશે? એમણે દાક્તર પાસે પુસ્તક શા માટે મગાવ્યું હતું! દાક્તરના આગમનનો અવાજ સાંભળતાં જ એ ખામોશ કેમ થઇ ગયા? મારા મગજમાં પ્રશ્નોની જાણે વણઝાર ચાલી.

અંતે આ રહસ્યનો ઉકેલ ન આવે ત્યાં સુધી બંગલાની બહાર પગ ન મૂકવાનો મેં મનોમન નિર્ધાર કરી લીધો. આટલી મુલાકાત દરમિયાન મને એટલી તો ખાતરી થઇ ગઇ હતી કે નવાબ સાહેબની હાલત બહુ ખરાબ હોવા છતાં એ પાગલ તો નથી જ થઇ ગયા. અલબત્ત, એમના મનમાં ગાંડપણનો વહેમ ઠસી ગયો છે અથવા ઠસાડી દેવામાં આવ્યો છે.

દાક્તર ખાલી હાથે જ પાછો ફર્યો હતો. તેણે આવતાંવેંત મને કહ્યું, 'બેત્રણ દિવસથી નવાબ સાહેબની તબિયત એટલી બધી ખરાબ છે કે હું કોઇને પણ મુલાકાતની હા પાડતો નથી. પણ તમારી જિદ્દે મને લાચાર બનાવી દીધો. અફસોસ કે હવે પછી તમને-પણ મુલાકાતની રજા નહિ આપી શકું.'

'પણ નવાબ સાહેબે મને થોડા દિવસ પોતાની સાથે જ રહેવા આગ્રહ કર્યો છે અને મે એમની એ દરખાસ્ત માન્ય પણ કરી લીધી છે એનુ કેમ?'

જોકે મેં આ સાવ ધાપ જ મારી હતી પણ નવાબ સાહેબ સામે જોયું તો એ આખું

સ્મિત કરી રહ્યા હતા. એમણે દાક્તરને કહ્યું; 'હા, વકીલ સાહેબે મારી વિનંતિ સ્વીકારી છે અને થોડા દિવસ એ આપણી સાથે જ રહેશે. હું હવે આ ચાર દીવાલમાં એકલો એકલો મૂંઝાઈ ગયો છું. ચાલો, વકીલ સાહેબના સહવાસે દિલ તો બદલશે.'

આ સાંભળી દાક્તરનાં ભવાં તો ખેંચાયાં પણ ગુસ્સાને ગળી જતાં બોલ્યો, 'આપને બધી છૂટ છે; ઠીક પડે તેમ કરો. પણ ખુદા ન કરે ને આપની તબિયત વધારે લથડી તો એનો જોખમદાર હવે હું નહિ પણ આપના મિત્ર અને આપ છો એ ધ્યાનમાં રાખશો.'

'એ વિશે તમે બેફિકર રહો.' નવાબ સાહેબે જરાય ખંચકાયા વિના જવાબ આપ્યો એટલે દાક્તર પગ પછાડતો ચાલ્યો ગયો.

'તમે તો ખરેખર કમાલ કરી, દોસ્ત!' કહી નવાબ સાહેબે એમના બટલર (વજદાની)ને સાદ કર્યો. બટલર હાજર થતાં તેને મારે માટે ચા–નાસ્તાની વ્યવસ્થા કરવાનું ફરમાન કર્યું.

બટલર મહાશય મને બીજા ઓરડામાં દોરી ગયા અને પછી જઈને 'બટલરી' ઢંગથી ચા–નાસ્તો લઈ આવ્યા. ઓરડામાં અમે બે જ જણા હતા એટલે બંને જણા સાથે જ ચા–નાસ્તાને ઈન્સાફ આપવા લાગ્યા.

'કેમ જોઈ ને તમારા દોસ્તની વારસાગત બીમારી?' વજદાનીએ પૂછ્યું.

'હા જોઈ. મને નવાબ સાહેબ તદ્દન પાગલ તો ન જ લાગ્યા કેમકે એમણે મારી સાથે છેક સુધી ડાહી ડાહી જ વાતો કરી. હા, પેલો દાક્તર જ્યારે બીજા ઓરડામાં પુસ્તક લેવા ગયો ત્યારે એમનામાં-ગાંડપણની એક નાની એવી ચિનગારી ભભૂકી ઊઠી હતી ખરી.'

'હકીકતમાં નવાબ પાગલ નથી. દાક્તરને પુસ્તકને બહાને બહાર મોકલી મૂંઝાયેલા–ગૂંચાયેલા નવાબે ગાંડપણની એ ચિનગારી દ્વારા પોતાની હૃદયવેદના તમારી સમક્ષ ઠાલવી હોય એ બનવા જોગ નથી?'

'બનવા જોગ છે.'

'બનવા જોગ શું, એમ જ બન્યું છે. વારુ, તમે તમારા મિત્રની નાડ તપાસી જોઈ?'

'પણ હું તે ક્યાં દાક્તર છું કે નાડ તપાસી જોઉં?'

'નવાબની બંને હાથોની નાડો પર બહુ જ બારીક છિદ્રો છે; ફરી જાવ ત્યારે જોજો.'

'છિદ્રો?'

'હા, છિદ્રો. અને એ છિદ્રો 'હાઇપાવ-ડરિક' સોયનાં છે.'

'તો શું તમારું એમ કહેવું છે કે નવાબ-સાહેબને મોર્ફિયા (અફીણી તત્ત્વો)નાં ઇન્જ-ક્શનો આપવામાં આવે છે?'

'અલબત્ત. ને દાક્તર કેટલો અધમ છે કે એક બાજુ દવાઓ પાઈ પાઈને નવાબનું મગજ સાવ ઠેકાણે કરતો જાય છે અને બીજી બાજુ એમને ખાતરી કરાવે છે કે એ સ્વર્ગસ-ભક્ષણના વારસાગત ગાંડપણના ભોગ થઈ પડ્યા છે અને એમાંથી ભાગ્યે જ ઊગરી શકે એમ છે. પણ એ હકતાનની એવી તો ખબર લઈ નાખવી છે કે એની એ ભૂલી જાય.'

'પણ આમ તો નવાબને કોઈ ખાસ વ્યાધિ દેખાતો નથી, છતાં એ પોતાનું ખાવડું શા માટે ગાળી જાય છે? આખું ખાવડું લોહી-લોહાણ કરી નાખ્યું છે.'

'ને એક બીજી વાત. દાક્તર રોજ દૂધ મગાવે છે પણ એ નવાબને પીવડાવવામાં નથી આવતું.'

'બનવા જોગ છે કે દાક્તર પોતાને માટે જ દૂધ મગાવતો હોય.'

'તમને વકીલોને દલીલના ઘોડા જ દોડા-વતાં આવડે છે.' કહી એમણે પોતાના ખિસ્સા-માંથી એક શીશી કાઢી મારી સામે ધરતાં પૂછ્યું, 'જુઓ આ શું છે!'

એ શીશીમાં કશાકનો અર્ક હતો. એમાંથી એક વિશિષ્ટ પ્રકારની તીવ્ર વાસ આવતી હતી. એ વિશે હું કાંઈ કહું તે પહેલાં જ વજદાની બોલી ઊઠયા, 'આ છે મશહૂર પ્રવાહી 'વેલેરીન.' તમે એનું નામ તો સાંભળ્યું જ હશે, પણ એના ગુણોની ખબર છે?'

'હા નામ તો સાંભળ્યું છે અને એની એટલી ખાસિયત પણ જાણું છું કે રોગના હુમલા અટકાવવા કે ઘટાડવા માટે એનો ઉપયોગ થાય છે.'

'આ દવાની તે ઉપરાંત એક બીજી ખાસિયત છે. મને આ શીશી તમારા મિત્રના ઓરડામાંથી હાથ લાગી હતી. ડાક્તરની ગફલતથી એ ત્યાં જ પડી રહી હતી. ડાક્તરના ઓરડામાં જવાનું તો બની શકે એમ જ નથી કેમકે ચોવીશે કલાક એને તાળું મારેલું જ હોય છે અને ડાક્તર કમબખ્ત એક મિનિટ પણ બંગલો છોડીને બહાર જતો નથી કે એની ગેરહાજરીનો લાભ લઇ તાળું તોડીને અંદર પેસી જવાય.'

'આ દવાની બીજી એક ખાસિયત તમે કહેતા હતા ને?'

'હવે એ વિશે બધું હું તમને વખત આવ્યે કહીશ. ઘણું કરીને તો આજે રાત્રે જ નવાબ પર સ્વમાંસ–ભક્ષણના ગાંડપણનો સખત હુમલો થશે. અને આજનો હુમલો એમના માટે જીવલેણ નીવડે તો નવાઇ નહિ; કેમકે ડાક્તરની ધીરજનો આમે ય અંત આવ્યો હતો એમાં વળી તમારા આગમનથી એ વિશેષ અધીરો બન્યો છે.'

'પણ હવે તમે શું કરવા માગો છો એ તો કહો.'

'તમારે મૂગે મોઢે આનાકાની વગર મારી સૂચનાઓનો અમલ કરવાનો છે. ડાક્તર અવ્વલ નંબરનો નશાબાજ છે. આજ રાત્રે હું એના શરાબમાં પૂરતા પ્રમાણમાં 'ક્લોરલ' મેળવી દેવાનો છું. પછી નવાબના ઓરડામાં છુપાઇને બેસવામાં આપણને કશી હરકત નહિ નડે.'

'અરે ડાક્તર...ભાઇ, માફ કરશો...બટલર સાહેબ! નવાબની હાલત બગડે છે ત્યારે એ બૂમો પાડે છે: 'કેવી ભયાનક આંખો! એ આંખોને મારી આંખો સામેથી ખસેડી લો.' હું પૂછું છું કે એમને કોની આંખો દેખાયા કરે છે!'

'બસ હવે થોડા જ કલાક ખાળવી જાવ. આજ રાતે બધો ય ભેદ ખુલ્લો થઇ જવાનો છે–આખી ય વાત દીવા જેવી ચોકખી થઇ જશે. અચ્છા, ખુદા હાફિઝ.' કહી તે ગયા.

વજદાનીના જવા પછી ફરી પાછો હું ઊંડા વિચારમાં ગરકાવ બની ગયો.

રાતે વાળુ કર્યા પછી સ્વાભાવિક રીતે જ મને નવાબ સાહેબ પાસે જઈ બેસવાનું મન થયું અને જઇને ડાક્તરને વાત પણ કરી.

'જુઓ ભાઈ, નવાબ સાહેબનું મગજ તો ઠેકાણે નથી પણ સાથોસાથ તમે ય સમજુ થઇને કાં મંડી પડો છો? નવાબ સાહેબને અત્યારે ઊંઘ આવી ગઇ છે. બોલો, જઇને એમની ઊંઘમાં ખલેલ પાડવી છે તમારે!' ડાક્તર મારી સામે તાકી રહ્યો.

જવાબમાં લાજવાબ રહીને જ હું, મને શયનખંડ તરીકે કાઢી આપવામાં આવેલા ઓરડા તરફ વળ્યો.

શયનખંડમાં જઈને પથારી પર લંબાવ્યું તો ખરું પણ મગજમાં વિચારોનું એવું ધમસાણ મચ્યું હતું કે ઊંઘ આવે એમ જ નહોતું. દૂરના ટાવરના ટકોરા ગણતાં ગણતાં જ પથારીમાં પડખાં ઘસ્યા કર્યાં.

બેના ટકોરા થયા ને થોડી વાર પછી કોઇએ ધીમેથી દ્વાર ખખડાવ્યું. દ્વાર ઉઘાડી જોયું તો વજદાની ઊભા હતા. એમણે મને ચુપકીદીથી પોતાની પાછળ ચાલ્યા આવવાનો ઇશારો કર્યો. અમે બંને દબાતા પગલે નવાબ સાહેબના ઓરડામાં પ્રવેશ્યા.

'ઓરડામાંનું દૃશ્ય જોઈને ખરેખર હું ચોંકી ઊઠ્યો. નવાબ સાહેબને બિસ્તર પર દોરડાથી મુશ્કેટાટ બાંધવામાં આવ્યા હતા અને એમનું લોહીલોહાણ બાવડું, પાટાપિંડી કાઢી નાખી સાવ ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. ઓરડામાં એક વિશિષ્ટ પ્રકારની વાસ પ્રસરી ગઈ હતી. પહેલાં તો હું એને પારખી ન શક્યો પણ જરા વિચાર કરતાં મને સાંજે દાક્તર વજદાનીએ બતાવેલી શીશીમાંની વેલેરીનની વાસ યાદ આવી ગઈ.

'આ બધું છે શું!' મેં ઉત્સુકતાથી વજદાનીને પૂછ્યું.

'ગાંડપણનો હુમલો કરાવવાની આ બધી પૂર્વતૈયારીઓ છે.' એક પડદા પાછળ લપાતાં વજદાનીએ જવાબ આપ્યો.

'નવાબનું જખ્મી બાવડું સાવ ખુલ્લું કેમ કરી નાખ્યું છે!'

'ધીરજ રાખો. હવે ઘડી બે ઘડીમાં જ તમારા બધા સવાલોનો સામટો જવાબ મળી જશે.' કહી વજદાનીએ ખિસ્સામાંથી રિવોલ્વર કાઢી.

'આનો ઉપયોગ કરવો પડશે?' મેં જરા ભયભીત બનતાં પૂછ્યું.

'કરવો પણ પડે.'

અમારા શ્વાસનો પણ અવાજ ન સંભળાય એવી ચુપકીદીથી અમે પડદા પાછળ લપાઈને આવનારા પ્રસંગની પ્રતીક્ષા કરતા બેઠા. મારું હૃદય ધબકારા મારી રહ્યું હતું એક એક પળ અત્યારે તો જુગ જેવી લાગતી હતી. ત્યારે અડધા કલાક પછી કોઈનો પગરવ સંભળાયો. મને એમ કે બદમાશ દાક્તર આવતો હશે પણ મારી એ ધારણા ખોટી ઠરી. આખે શરીરે જકડાયેલા નવાબના હોઠ પાસે કંઈ ખાખડ અવાજ થતાંની સાથે જ ઓરડાની માત્ર નામની રોશનીમાં ચમકી રહેલી બે નાની ભયાનક આંખો બારણા પાસે નજરે પડી અને ચકળવકળ થવા લાગી. કોઈ વસ્તુની શોધ કરતી કરતી એ નવાબની પથારી સુધી પહોંચી ગઈ અને એમના બાવડાને વડચકાં ભરવાનું શરૂ થયું પરિણામે નવાબના મુખમાંથી સરી પડેલી એક અત્યંત વેદનાભરી ચીસ વાતાવરણમાં ગાજી ઊઠી. અમે પડદા પાછળથી ડોકું બહાર કાઢી ધ્યાનપૂર્વક જોયું તો એક પીળા રંગનો 'કદાવર બિલાડો નવાબના બાવડાને વડચકાં ભરી રહ્યો હતો.

દાક્તર વજદાની પડદા પાછળથી ઝપાટાબંધ બહાર ધસી આવ્યા એમણે જઈને હિંમતપૂર્વક વિકરાળ બિલાડાને બાથ ભીડી અને દ્વંદ્વયુદ્ધ શરૂ થયું. એ જોરાવર બિલાડો વજદાનીને કોઈ ઈજા કરે એ પહેલાં તો હું એમની કુમકે પહોંચી ગયો અને અમે એને વજદાનીના ગલપટાથી જકડી લીધો.

એ દરમિયાન દાક્તર કંતાનનો એક કોથળો લઈ ઓરડાના ઉંબરામાં આવી ઊભો હતો. એને જોતવેંત જ વજદાનીએ ભૂખ્યા સિંહ પેઠે છલંગ મારી એને એક સખત મુક્કો જડી દીધો. કાંઈક એ મુક્કાના જોરથી અને કાંઈક શરાબમાં મેળવી દીધેલા ક્લોરલની અસરથી દાક્તર તરત જ પટકાઈ પડ્યો. અમે બંને જણે એને સારી પેઠે બોબરો કર્યો અને પછી ઢસડીને એને એક ઓરડામાં પૂરી આવ્યા.

નવાબ હજી શુદ્ધિમાં આવ્યા ન હતા. વજદાની નવાબની નાડ તપાસી બોલ્યાઃ 'ચિંતા કરવા જેવું નથી, થોડી વારમાં જ શુદ્ધિમાં આવી જશે.' એટલું કહી એમણે બેશુદ્ધ નવાબના મોઢામાં ચમચા વડે અગાઉથી લાવી રાખેલી સ્ફૂર્તિદાયક દવા રેડી અને પેલા બિલાડા તરફ જોતાં મને પૂછ્યું, 'હવે તો તમને બદમાશ દાક્તરની આખી રમત સમજાઈ ગઈ ને!'

'સાચું કહું દાક્તર, આ બધી ધમાલથી મારું તો દિમાગ જ બહેર મારી ગયું છે' મેં જવાબ આપ્યો.

'બદમાશ દાક્તરે આ બિલાડાને એના ઓરડામાં કેદ કરી રાખ્યો હતો. મેં તમને પેલી દૂધની વાત કરી હતી ને, એ દૂધ આ બિલાડા માટે જ આવતું હતું. વેલેરીનની જે એક બીજી ખાસિયતની મેં વાત કરેલી તે એ કે એનાથી બિલાડા પર વશીકરણ થઈ જાય છે અને પછી એની વાટ ગમે તેટલી લાંબી અને વિકટ હોય તોપણ બિલાડું સીધું એની વાસ ઉપર જ જાય છે. દાક્તર પ્રથમ તો નવાબ સાહેબને મોર્ફિયાનાં ઇન્જેક્શન આપ્યા કરતો હતો અને પછી એમના જખ્મી બાવડા પર વેલેરીન ચોળીને એનાં થોડાં ટીપાં ઓરડામાં ને એની બહાર ટપકાવી દેતો હતો. અને એની જ વાસ બિલાડાને નવાબ સાહેબના ઓરડામાં ખેંચી લાવી એમને જખ્મી કરવા પ્રેરતી. જ્યારે બિલાડો એમના બાવડાને લોહીલોહાણ કરી નાખતો ત્યારે પેલા મુરબ્બી આ વિકરાળ બિલાડાને કંતાનના પેલા કોથળામાં પૂરી લઈ જતા. પછી નવાબ સાહેબને શુદ્ધિમાં લાવી તેમને કહેતા, 'તમારામાં સ્વમાંસ–ભક્ષણનું ગાંડપણ જાગૃત થયું હતું. જો હું તમને દોરડા વતી જકડી ન લેત તો તમે તમારું આખું બદન લોહીલોહાણ કરી નાખત.' દાક્તરે જાળ તો ભારે ખૂબીથી પાથરી હતી, પણ બિચારાને ખબર નહોતી કે નવાબનો નવો બટલર મિઝાનખાન પણ દવાઓની ખાસિયતનો અને રોગોનો થોડોઘણો જાણકાર છે.' વજદાનીએ રહસ્યસ્ફોટ કર્યો.

'તો શું નવાબ સાહેબે પોતે જ પોતાના બાવડાને જખ્મી નહોતું કર્યું?' મેં પૂછ્યું.

'એ તો દાક્તરે સ્વમાંસભક્ષણના વારસાગત વ્યાધિનો એકમાત્ર વહેમ જ એમના મનમાં ઠસાવી દીધો હતો. અને એમણે એનું કહ્યું સાચું માની પણ લીધું કેમકે આ જાલિમ દાક્તર એમનો ભારે વિશ્વાસુ છે. અને એની સાબિતી તરીકે નવાબ પોતાની સમગ્ર જાગીરનું વસિયતનામું દાક્તરના એકલાના હકમાં કરી નાખે એ હકીકત જ કાફી છે. નવાબને તો પોતાના ગાંડપણ સાથે પોતાના મોતની પણ ખાતરી થઈ જ ગઈ હતી.'

નવાબના બંધ અમે છોડી તો નાખ્યા હતા. વજદાનીના કહેવા મુજબ થોડી વારમાં જ એ શુદ્ધિમાં આવ્યા. આંખ ખોલતાંવેંત જ એમણે વજદાનીએ દાક્તરના ઓરડામાંથી જોઈતી ચીજો લાવી પાટાપિંડી કરેલું પોતાનું બાવડું જોયું. અને એ કંઈ પણ બોલે એ પહેલાં જ અમે એમને ખાતરી આપી કે એમના બાવડાને એમણે પોતે નહિ પણ સામે પડેલા રાની બિલાડાએ જખ્મી કર્યું છે. નવાબ સાહેબ તત્કાળ તો એ વાત ન માની શક્યા પણ જ્યારે વજદાનીએ માંડીને બધી વાત કરી ત્યારે એકદમ ગુસ્સે થઈને બૂમ પાડી ઊઠ્યા, 'ક્યાં છે એ બદમાશ દાક્તરનો બચ્ચો! લાવો એને મારી સામે લાવો; શયતાનને મારી જાગીર જોઈતી હતી એમ! બદમાશને ફૂંકી ન દઉં તો કહેજો તે.'

વજદાનીએ અને મેં એમની તબિયત વધારે બગડી જવાનો ભય દેખાડી નવાબને શાંત પાડ્યા અને નિરાંતે ઊંઘી જવા કહી અમે પણ એ ઓરડામાં જ સૂવાની સગવડ કરી લીધી.

*

સવારમાં ઊઠતાંવેંત ખબર પડી કે બદમાશ દાક્તર તો રાતના જ ભાગી ગયો છે! પેલા બિલાડાને તો વજદાનીએ વહેલી સવારમાં જ નવાબની માગણીથી ગોળીએ દઈ દીધો હતો.

વજદાનીના અકસીર ઉપચારથી થોડા જ દિવસમાં નવાબ સાહેબની તબિયત સુધરી ગઈ. અને નવાબ સાહેબના ખૂબ જ પ્રેમભર્યા આગ્રહને વશ થઈ હું અને વજદાની એમની મહેમાનગતી માણવા એમની સાથે એમને ગામ જવા ઊપડ્યા.

[ઉર્દૂ નવલિકા પરથી]

## ૫ ] પરકાયા-પ્રવેશની વાત

વરરુચિ, વ્યાડિ અને ઈંદ્રદત્તનો અભ્યાસ પૂરો થયો એટલે ત્રણેએ ગુરુ પાસેથી ઘેર જવાની રજા માગી:

'ગુરુદેવ! આજ્ઞા આપો તો ઘેર જઈએ.'

ગુરુ કહે: 'ભલે જાઓ, મારા આશીર્વાદ છે.'

શિષ્યો કહે: 'ગુરુદક્ષિણા શું આપીએ?'

ગુરુ કહે: 'એક કરોડ સોનામહોર આપો.'

શિષ્યો તો વિચારમાં પડી ગયા. ગુરુદક્ષિણા તો ગુરુ માગે તેટલી આપવી જ જુવે. ને એક કરોડ સોનામહોર કયે ઝાડવેથી લાવવી?

વ્યાડિ કહે: 'આજ્હું નાણું તો એક નંદરાજા પાસે સાંભળ્યું છે એની પાસે તો નવાણું કરોડનો ખજાનો છે.'

વરરુચિ કહે: 'ચાલો તો નંદરાજાને દરબાર જઈએ, નંદરાજા કાંઈ ના નહિ કહે'

નંદરાજા તો તે વખતે અયોધ્યામાં બિરાજતા હતા ત્રણે મિત્રો નંદરાજા પાસે જવા નીકળ્યા.

પરંતુ નસીબની વાત છે ને! અયોધ્યા પહોંચ્યા. ત્યાં ખબર મળ્યા કે નંદરાજા તો ગુજરી ગયા. ત્રણે મિત્રોની દિલગીરીનો પાર રહ્યો નહિ.

ત્રણે મિત્રો મુંઝાઈને બેઠા હતા, ત્યાં ઈંદ્રદત્તે કહ્યું: 'નંદરાજા મરણ પામ્યો છે, પરંતુ એના શબને હજી અગ્નિદાહ દીધો નથી. હું નંદરાજાના શરીરમાં પ્રવેશ કરું તો રાજા તરત જ જીવતો થાય અને તો પરકાયા-પ્રવેશની વિદ્યા આવડે છે ને!'

વ્યાડિ કહે: 'બરાબર છે, હું તારું શબ સાચવીશ અને વરરુચિ કચેરીમાં આવીને એક કરોડ સોનામહોર માગી લેશે.'

વરરુચિ કહે: 'બરાબર છે. પછી આપણે અહીંથી રવાના થઈ જવું. પછી ભલે નંદરાજા ફરી વાર મરી જાય.'

વ્યાડિ ઈંદ્રદત્તનું ખોળિયું સાચવતો એક ગુફામાં બેઠો અને વરરુચિ દક્ષિણા માગવા નંદરાજાની કચેરીમાં ગયો.

ઈંદ્રદત્તે નંદરાજાના શરીરમાં પ્રવેશ કર્યો એટલે રાજા આળસ મરડીને બેઠો થયો. 'રાજા જીવે છે! રાજા જીવે છે!' આખા નગરમાં ઉત્સવ થઈ રહ્યો.

નંદરાજા દરબાર ભરી બેઠા છે ત્યાં વરરુચિ આવી પહોંચ્યો: 'રાજા! હું ગરીબ બ્રાહ્મણ છું. ગુરુને ગુરુદક્ષિણામાં આપવા માટે એક કરોડ સોનામહોર જોઈએ છીએ નંદરાજા વિના બીજો કોણ તે આપી શકે?'

નંદરાજા કહે: 'મારી વિના તો બીજો કોણ એટલી સોનામહોર આપવા સમર્થ છે? મારી પાસે તો નવાણું કરોડ,

નો ખજાનો છે. મંત્રીજી! આ બ્રાહ્મણને એક કરોડ સોનામહોર ગણી આપો.'

મંત્રી શકટાલ કહે: 'હમણાં જ બંદોબસ્ત કરું છું.'

શકટાલ કચેરીમાંથી રવાના થયો.

મંત્રી શકટાલ ઘણો લુચ્ચો હતો અને ઘણો હુશિયાર પણ હતો. તેણે વિચાર કર્યો કે આમાં કાંઈક ભેદ છે. રાજા મરી ગયો અને થોડી વારમાં તો જીવતો થયો. જીવતો થયો કે તરત જ કચેરી ભરી. અને કચેરી ભરી કે તરત જ આ બ્રાહ્મણ એક કરોડ સોનામહોર માગતો-આવી ઊભો છે. મરતાં કાંઈ બેઠાં થયાં જાણ્યાં નથી. નક્કી કોઈએ પરકાયાપ્રવેશની વિદ્યા અજમાવી છે. આની તપાસ કરવી પડશે.

એણે તો ચારે તરફ ખાનગી રીતે ગુપ્તચરોને મોકલી દીધા; કહી રાખ્યું: 'જ્યાં જ્યાં કોઈનું શબ ભાળો એને પૂછયાગાછયા વિના તરત જ બાળી નાખો.'

આમ કરવામાં મંત્રીનો એવો પણ આશય હશે કે જેણે પરકાયા–પ્રવેશની વિદ્યા અજમાવી હોય, તે નંદરાજાના ખોળિયામાંથી ચાલ્યો જાય નહિ અને નંદરાજા જીવતો રહે. જીવતો રહે એટલે એ ખરો નંદરાજા નથી પરંતુ નંદરાજાના ખોળિયામાં પેઠેલો બીજો કોઈ જીવ છે, એ વાત પોતે જાણે છે એટલી રાજાને ખબર પડે એટલે પછી રાજા હમેશા પોતાના દાબમાં જ રહે.

ગુપ્તચરો ફરતા ફરતા પેલી ગુફામાં આવ્યા. વ્યાડિ બેઠો છે ને પાસે ઇંદ્રદત્તનું ખોળિયું પડયું છે. ગુપ્તચરોએ તો ન કાંઈ પૂછયુંગાછયું ને તરત જ ખોળિયું બાળી મૂક્યું.

વ્યાડિ રાડેરાડ નાખતો ને માથાં કૂટતો કચેરીમાં આવ્યો: 'જુલમ! જુલમ! મારો મિત્ર યોગસાધના કરતો હતો ને રાજાના દુષ્ટ નોકરોએ તેને જીવતો બાળી નાખ્યો.'

એ સાંભળીને નંદરાજાના ખોળિયામાં રહેલો ઇંદ્રદત્ત વિમાસણમાં પડી ગયો. એને તો થયું કે હવે તો આ નંદરાજાના દરબારમાં જ રહેવું પડશે. ચતુર શકટાલ સમજી ગયો કે હવે વાંધો નથી. હવે રાજા ફરી વાર મરી જવાનો નથી. એણે તો તાબડતોબ ખજાનચીને હુકમ કર્યો: 'અરે ખજાનચી! વાર કેમ લગાડો છો? રાજાએ હુકમ કર્યો છે એની ખબર નથી? આ બ્રાહ્મણને હમણાં ને હમણાં એક કરોડ સોનામહોર ગણી આપો.'

વરરુચિને ખજાનચીએ સોનામહોર ગણી આપી. તે લઈ તે કચેરીમાંથી રવાના થયો.

## ૬ ] શકટાલ મંત્રીની વાત

વરરુચિ ગયો; એટલે વ્યાડિએ રાજાને કહ્યું: 'રાજા! મારી ફરિયાદનો શું ન્યાય કરો છો?'

એણે રાજાને સાનમાં સમજાવી દીધેલો અને રાજાના શરીરમાં રહેલો ઇંદ્રદત્ત પણ સાવ ભોટ તો નહોતો જ. એને થયું કે આ મંત્રી બધી વાત જાણી ગયો છે. હવે તો એ આપણને ડગલે ને પગલે દબાવ્યા કરશે. ખરો રાજા તો શકટાલ બનશે એટલે શકટાલને કોઈ પણ ઉપાયે

દૂર કરવો જોઈએ. તેણે કહ્યું: ' બોલ બ્રાહ્મણ તારી શી વાત છે? તારા ઉપર કોણે અત્યાચાર કર્યો? '

વ્યાડિ કહેઃ ' મંત્રી શકટાલના માણસોએ મારા મિત્રનો દેહ બાળી નાખ્યો. હું ન્યાય માગું છું રાજા! '

રાજા શકટાલને કહેઃ ' મંત્રી! આ સાચી વાત છે? '

મંત્રી શું જવાબ આપે? એ મૂંગો જ રહ્યો.

વ્યાડિ કહેઃ ' એને શું પૂછો છો? એ કંઈ હા પાડવાનો છે? જેમણે મારા મિત્રને બાળી નાખ્યો એ માણસોને બોલાવી ખાતરી કરો. '

રાજાએ ખાતરી કરી અને હુકમ કર્યો: ' આ મંત્રીએ એક બ્રાહ્મણના બાળને જીવતો બાળી મૂક્યો છે. એને અને એના સોએ પુત્રોને કાળકોટડીમાં કેદ કરો. રોજ એક માણસ પૂરતું ખાવાનું મળે તેવો પ્રબંધ કરજો. '

મંત્રી શકટાલને કેદ કરી દીધો અને વરરુચિને રાજાએ મંત્રી તરીકે નીમ્યો.

મંત્રી શકટાલ ઘણો હુશિયાર હતો. રોજ એક માણસ પૂરતું ખાવાનું મળતું હતું એમાં એકસો ને એક માણસનું પૂરું કયાંથી થાય? એણે પુત્રોને કહ્યું; ' ખાવાનું કેટલું આવે છે તે તો તમને ખબર છે. બોલો એ વહેંચી ખાઈને બધાએ મરી જવું છે? કે કોઈ એક જીવતો રહે એમ કરવું છે? કોઈ જીવતો હશે તો રાજાના અત્યાચારનું કોઈક દિવસ વેર લેશે. '

પુત્રો કહે: ' બધાએ મરી જવું એનો અર્થ નથી. ખાવાનું આવે છે તે તમારે ખાવું, પિતા! આ અત્યાચારનું વેર વાળવાની કોઈનામાં શક્તિ હોય તો તે આપનામાં છે. '

બાપ-દીકરા વચ્ચે વાત પાકી થઈ ગઈ. મંત્રી શકટાલના સોએ પુત્રો એકે એકે કરીને કાળકોટડીમાં મરી ગયા. એકલો શકટાલ અંદર પડયો પડયો જીવે છે ને રાજા તરફથી જે એક માણસ પૂરતું અન્નપાણી મળે છે તેનાથી દિવસો ગુજારે છે.

દિવસો ચાલ્યા જાય છે શકટાલ મંત્રી કાળકોટડીમાં પડયો છે. વરરુચિ કારભાર કરે છે ને યોગનંદ રાજા ધીમે ધીમે કામવશ થઈ ગાંડા હાથીની માફક બેફામ રીતે વર્તી રહ્યો છે. રાજા અમર્યાદ થતો જાય છે. એને કાબૂમાં રાખવાનું વરરુચિનું ગજું નથી. વરરુચિને થયું કે એકલા તો રાજાને અંકુશમાં નહિ રાખી શકાય. ગમે તેવો તોય શકટાલ મંત્રી ચાલાક તો છે જ એટલે શકટાલને પણ સાથેસાથ કારભારી બનાવ્યો હોય તો આપણું કામ સફળ થાય. એ તો કહ્યું જ છે ને કે એક કરતાં બે ભલા.

એક દિવસ રાજા ખુશમિજાજમાં હતો, તે વખતે વરરુચિએ શકટાલની વાત છેડી. રાજા કહેઃ ' ભલે તમારી ઇચ્છા હોય તો શકટાલને છૂટો કરો. મને કંઈ વાંધો નથી. '

શકટાલ મંત્રીને છૂટો કર્યો. અને પાછો મંત્રીપદે સ્થાપ્યો. શકટાલ વરરુચિ સાથે હળીમળીને કામ કરે છે, પણ અંદરખાનેથી રાજા ઉપર એને પૂરી દાઝ છે. કયારે લાગ મળે અને કયારે વેર લઉં?

એક દિવસ યોગનંદ રાજા વરરુચિ

સાથે નદીકિનારે ફરવા ગયો. ત્યાં નદીના પ્રવાહ વચ્ચે ઊંચો થયેલો હાથનો પંજો જોયો. બીજું કાંઈ નહિ કેવળ હાથનો પંજો જ. રાજા કહેઃ 'આનો અર્થ શું ?'

વરરુચિએ પંજા સામી બે આંગળી ઊંચી કરી. એટલે તરત જ પેલો પંજો નદીના જળમાં અદૃશ્ય થઇ ગયો.

રાજા તો નવાઈ પામ્યા. કહેઃ 'આ તે શી સમસ્યા છે ?'

વરરુચિ કહેઃ 'પેલો પંજો હતો. ને એનો અર્થ એટલો જ કે જગતમાં જો પાંચ માણસો સાથે મળે તો એમને કોઈ પણ કામ અસાધ્ય નથી. મેં સામી બે આંગળીઓ બતાવી, એનો અર્થ કે પાંચ શું ફક્ત બે જ માણસો સાથે રહી ખરા દિલથી કામ કરે તો આખી દુનિયાને હંફાવે.'

વરરુચિનો હાજર જવાબ સાંભળી રાજા ખુશ ખુશ થઈ ગયો.

## ૭ ] માછલું શું કામ હસ્યું ?

હવે એક દિવસ એવું બન્યું કે યોગનંદ રાજા રાજમહેલના એક ઝરૂખામાં બેઠો હતો અને સામેના ઝરૂખામાં મહારાણી બેઠેલાં. તેવામાં રસ્તે થઈને એક બ્રાહ્મણ નીકળ્યો. બ્રાહ્મણે ઊંચું જોયું ને મહારાણીને દીઠાં. મહારાણીનાં કોઈ દિવસ નહિ ને આજે આમ દર્શન થયાં એટલે બ્રાહ્મણ તો વારે વારે મહારાણી સામું જુવે. આગળ ચાલ્યો જાય અને પાછો વળી વળીને જુએ. એવામાં મહારાણી અચાનક હસી પડ્યાં અને બ્રાહ્મણથી પણ કોણ જાણે શાયે કારણથી હસી જવાયું.

રાજા બેઠા બેઠા બંનેનો તાલ જોયા કરે. જેવા બંને હસી પડયાં કે તરત જ રાજા વહેમાણો. નક્કી આ બંને વચ્ચે છૂપો સંબંધ છે. એણે તો ન કોઈને પૂછ્યુંગાછ્યું, ન સાચખોટનાં પારખાં કર્યાં અને તાબડતોબ સિપાહીઓને બોલાવી હુકમ કર્યોઃ 'પેલા બ્રાહ્મણને હમણાં ને હમણાં શૂળીએ ચડાવો.'

હુકમ થયો એટલી જ વાર. સિપાહીઓ તો બ્રાહ્મણને મુસ્કેટાટ બાંધી વધસ્થાન તરફ ઊપડયા. રસ્તામાં મચ્છીબજાર. માછલાના ટોપલા ભરેલા. બ્રાહ્મણને જોઈને એક મૂવેલું માછલું ખડખડાટ હસી પડ્યું.

સિપાહીઓ વિચારમાં પડી ગયા. આ તે શી વાત છે? મૂવેલું માછલું હસે એવું તો કોઈ દિવસ જોયું–જાણ્યું નથી. તેઓ રાજા પાસે ગયા અને રાજાને વાત કરી. રાજાને પણ નવાઈ થઈ. તેણે બ્રાહ્મણને કેદખાનામાં પૂરી રાખવાનો હુકમ કર્યો અને વરરુચિને બોલાવ્યો.

'પ્રધાનજી! મૂવેલું માછલું શું કામ હસ્યું ?'

વરરુચિ કહેઃ 'તપાસ કરીને જવાબ દઈશ.'

રાજા કહે : 'આવતી કાલે આનો જવાબ જોઈએ. જવાબ નહિ મળે તો ઘાણીએ ઘાલીને તેલ કાઢીશ.'

વરરુચિ તો ઘેર જઈને વિચારમાં પડી ગયોઃ મૂવેલું માછલું તો કાંઈ જવાબ દઈ શકે તેમ ન હતું કે તે શું કામ હસ્યું? ત્યારે આ સમસ્યાનો ઉકેલ કેમ મળે?

એ તો ઘરમાં પડ્યો પડ્યો વિચાર

કરે છે ને મુંઝાય છે. કોઈ કરતાં કોઈ જવાબ મળતો નથી. એમ કરતાં કરતાં રાત પડી. વરરુચિ કહે: 'અરે આ તો આબરૂના કાંકરા થશે. આવતી કાલે રાજાને મોઢું શું બતાવીશ? આ રીતે બેઆબરૂ થવા કરતાં તો મરવું સારું છે.'

મનમાં એમ નક્કી કરીને એ તો સ્મશાનમાં ગયો. સ્મશાનમાં એક તાડનું ઝાડ. વરરુચિ તાડના ઝાડ પાસે પહોંચ્યો કે કોઈનાં પગલાં સાંભળ્યાં. એ તો ઝાડની આડો સંતાઈ ગયો.

થોડી વારે એક બિહામણી રાક્ષસી સ્મશાનમાં આવી પહોંચી. રાક્ષસી સાથે તેનાં બચ્ચાં. બચ્ચાં ખાઉં ખાઉં કરે: 'મા! મા! ભૂખ લાગી છે. ખાવાનું દેને.'

રાક્ષસી કહે: 'આજે તો ખાવાનું નહિ મળે. બ્રાહ્મણને શૂળીએ ચડાવવા લઈ આવતા હતા, ત્યાં રસ્તામાં મૂવેલું માછલું હસી પડયું. એટલે બ્રાહ્મણને રાજાએ શૂળીએ ન ચડાવ્યો. એને શૂળીએ ચડાવ્યો હોત તો આપણને સરસ મજાનું ખાજ મળી જાત.'

બચ્ચાં કહે: 'મૂવેલું માછલું શું કામ હસ્યું?'

રાક્ષસી કહે: 'માછલાને થયું કે આ રાજાની અક્કલ તો જુઓ. રાજાના મહેલમાં સાતસેં રાણી છે ને સાતસેંય કુલટા છે. આખો દિવસ નોકરો સાથે અમનચમન ઉડાવે છે. એના તો મહેલમાં જેટલી દાસીઓ છે તે બધાં જ પુરુષો છે. છડેચોક આ રંગલીલા ચાલી રહી છે, એની તો રાજા તપાસ કરતો નથી ને આ એક નિરપરાધી બ્રાહ્મણ રસ્તેથી નીકળ્યો અને ઘડીભર રાણીની સામું જોયું, ત્યાં તો એને શૂળીએ ચડાવવાનો હુકમ દઈ દીધો. એ કારણે માછલું હસ્યું.'

વરરુચિને તો જોઈતો જવાબ મળી ગયો. એ ઘેર પહોંચી ગયો ને ઘસઘસાટ ઊંઘી ગયો. સવારે રાજાને એકાંતમાં બોલાવી મૂવેલું માછલું શું કામ હસ્યું એનું કારણ કહ્યું. રાજાએ મહેલમાં તપાસ કરાવી તો વાત સાચી નીકળી. સ્ત્રીના વેશમાં બધા જ પુરુષો હતા. હવે ઘરની વાત કોની આગળ થાય? એ તો મનની મનમાં સમજી બેસી રહ્યો. ને તે દિવસથી વરરુચિનું માન હતું તેથી ખૂબ જ વધી ગયું.

## ૮ ] રાણીનો તલ

વરરુચિનું માન વધી ગયું. એ તો ઊપડ્યો ઊપડે નહિ. પરંતુ ભાઈ આ તો રાજા વાજા ને વાંદરા. એ તો ત્રણે સરખાં. રાજા કોઈના મિત્ર નહિ ને રાજાનો કોઈ દિવસ વિશ્વાસ નહિ. કયે કાળે શું કરશે એ કેમ કહેવાય?

એક દિવસ ચિત્રકાર શહેરમાં આવી ચડ્યો. એણે રાજાનું અને પટ્ટરાણીનું ચિત્ર દોર્યું. એવું આબેહૂબ ચિત્ર કે આઘેથી જુઓ તો જાણે રાજારાણી જીવતાં જાગતાં ઊભાં છે. આઘેથી કોઈ એને ચિત્ર જ ન માને. રાજા તો ચિતારા ઉપર ખુશ ખુશ થઇ ગયો એને મોટું બધું ઇનામ આપ્યું. અને પેલું ચિત્ર વિલાસભવનમાં લટકાવી રાખ્યું.

એક દિવસ વરરુચિ કાંઈ કામસર વિલાસભવનમાં ગયો. એની નજરે પેલું

રાજારાણીનું ચિત્ર પડ્યું. આ પહેલાં એણે કોઈ દિવસ રાણીને જોયેલી નહિ. વરરુચિ સામુદ્રિક શાસ્ત્ર જાણે. લક્ષણ ઉપરથી માણસનાં લેખાં લઈ શકે. રાણીનાં બધાં એંધાણ ઉપરથી એણે માન્યું કે સામુદ્રિકનાં આ લક્ષણો છે તો રાણીને કટિમેખલા ઉપર કાળો તલ હોવો જોઈએ. ચિત્ર બધી રીતે સંપૂર્ણ હતું. એક તલ પૂરતી જ ખામી હતી. તરત જ વરરુચિએ કટિમેખલાના ભાગ ઉપર એક કાળો તલ રાણીના ચિત્ર ઉપર આળેખી દીધો અને પછી તે તે ત્યાંથી ચાલ્યો ગયો.

રાજાએ પેલો તલનો ડાઘ જોયો અને નોકરને પૂછ્યું: 'આ ડાઘો કોણે પાડ્યો?'

નોકરો કહે: 'મંત્રી વરરુચિએ.'

રાણીના શરીર ઉપર બરાબર એ જ જગ્યાએ તલ હતો. એ વાત તો રાજા એકલો જ જાણી શકે. રાણીના હંમેશ ઢંકાઈ રહેતા ભાગ ઉપર શું ચિહ્નો છે એ બીજો કોઈ કેમ જાણી શકે? કાં તો કોઈ રાણીને છાનોમાનો નવસ્ત્રી જોઈ ગયો હોય, અથવા તો કોઈને રાણી સાથે આડો સંબંધ હોય એ જ આ તલની વાત જાણી શકે. રાજા તો પૂરેપૂરો અવિશ્વાસુ. હાલી અમથી બ્રાહ્મણે પટ્ટરાણી સાથે નેત્રગોષ્ઠિ કરી હતી, ત્યાં તો તેને શૂળીએ ચડાવવાનો હુકમ કરી બેઠેલો. તો આ તો રાણીના નગ્ન સ્વરૂપનું વરરુચિએ આલેખન કર્યું છે! જરૂર વરરુચિને પટ્ટરાણી સાથે ખરાબ સંબંધ છે.

રાજા તો ખૂબ જ છેડાઈ પડ્યો. શકટાલ મંત્રીને બોલાવ્યો. કહે: 'આજ ને આજ મંત્રી વરરુચિને મારી નાખ.'

શકટાલ કહે: 'ભલે.'

'ભલે' કહીને શકટાલ ત્યાંથી રવાના તો થયો. પરંતુ વરરુચિને મારી નાખવાની એની તાકાદ ન હતી. વરરુચિ ખૂબ જ લોકપ્રિય હતો. ઉપરાંત વરરુચિને એક રાક્ષસ સાથે મિત્રાચારી હતી. એ રાક્ષસ વરરુચિને હમેશાં મદદ કરતો.

એક વખત એવું બન્યું કે એક રાક્ષસ કોણ જાણે ક્યાંથી પાટલીપૂર ઉપર ચડી આવ્યો. એ તો રોજ રાતે શહેરમાં આવે ને બીજા કોઈને નહિ ને કોટવાળને જ મારી ખાય. કંઈ કેટલા યે કોટવાળોને એ રીતે રાક્ષસ ખાઈ ગયો. પછી તો કોઈ કોટવાળની જગ્યા જ ન લે એવી સ્થિતિ થઈ પડી. એટલે રાજાએ વરરુચિને કોટવાળી સોંપી.

રાતને વખતે વરરુચિ શહેરના રક્ષણ અર્થે શેરીઓમાં ફરતો હતો ત્યાં પેલો રાક્ષસ આવી પહોંચ્યો.

રાક્ષસ વરરુચિને કહે: 'મારા પ્રશ્નનો જવાબ દે.'

બીજા તો રાક્ષસનો બિહામણો દેખાવ જોઈને જ ફાટી પડે પણ વરરુચિ એવો કાચી છાતીનો ન હતો. એ તો કહે: 'બોલ, તારો પ્રશ્ન શું છે?'

રાક્ષસ કહે: 'આ શહેરમાં ખૂબ જ રૂપાળી સ્ત્રી કોણ છે?'

વરરુચિ કહે: 'મૂરખ! રૂપનાં તે કાંઈ માપ કઢાતાં હશે? એ તો જેને જે સ્ત્રી ગમી તે તેને મન ખૂબ જ રૂપાળી.'

રાક્ષસ વરરુચિનો જવાબ સાંભળી ખુશ ખુશ થઈ ગયો. 'આજ સુધી આવો

સરસ જવાબ આપનારો કોઈ નહોતો મળ્યો જે મળે તે આને વખાણે ને તેને વખાણે. એ કોઈ સ્ત્રી મારી નજરમાં ન આવે અને હું જવાબ આપનારને ખાઈ જાઉં. પણ આજે તેં બરાબર જવાબ દીધો. એ તો આપણી આંખમાં હોય છે, તેવું જ આપણે જોઈ શકીએ. બીજાની આંખે તે વળી કોઈનાં પાપ કઢાતાં હશે? આજથી તું મારો મિત્ર. જ્યારે કાંઈ કામ પડે ત્યારે મને યાદ કરજે. ગમે તેવા સંકટમાંથી હું તને ઉગારી લઈશ.'

તે દિવસની વરરુચિને રાક્ષસ સાથે ભાઈબંધી.

એટલે શકટાલ વરરુચિનો વાળ વાંકો ન કરી શકે તેમ ન હતો. ઉપરાંત વરરુચિએ તો એને કાળકોટડીમાંથી છોડાવેલો. ઉપકાર ઉપર અપકાર કરે એવો તો શકટાલ ન જ હતો.

એણે વરરુચિને કહ્યું: 'રાજા તારા ઉપર ખૂબ ગુસ્સે થયો છે ને તને મારી નાખવાનો હુકમ કર્યો છે.'

વરરુચિ કહે: 'તો મને મારી નાખ.'

શકટાલ કહે: 'તને હું કેવી રીતે મારી શકું? તારો તો મારા ઉપર મોટો ઉપકાર છે. ને વળી તને મારવાનું કોઈનું ગજું નથી એ હું જાણું છું.'

વરરુચિ કહે: 'ને આટલું વધારે જાણી લે કે હું ચાહું તો ઘડીકમાં રાજાનું માથું ઉડાવી શકું તેમ છું. પણ તેવું મારે કરવું નથી. તું જાણે તો છે જ કે એ કાંઈ ખરો નંદરાજા નથી. નંદરાજા તો મરી ગયો છે. આ તો નંદના ખોળિયામાં ભરાઈ બેઠેલો મારો મિત્ર ઈંદ્રદત્ત છે. એ ગમે તેવો છે તોપણ મારો મિત્ર છે. મારે મિત્રઘાત કરવો નથી.'

શકટાલ કહે: 'તારી વાત બરાબર છે. પરંતુ હવે રાજા સાથે વેર બાંધીને એના રાજ્યમાં રહેવામાં મઝા નહિ આવે. એના કરતાં આપણે એક કામ કરીએ. તું મારે ઘેર છાનોમાનો રહે. હું બીજા કોઈને તારે બદલે મારી નાખીને કહીશ કે વરરુચિને મારી નાખ્યો.'

વરરુચિ કહે: 'એવું ખોટું શું કામ કરવું જોઈએ?'

શકટાલ કહે: 'આ તો મારા સ્વાર્થની વાત છે. રાજા તો સાવ મૂરખ છે. આજે તારો વારો છે તો કાલે મારો વારો આવશે. મારામાં કાંઈ તારા જેટલી શક્તિ ઓછી જ છે? એના હુકમનો અનાદર થયો છે એટલું જાણશે કે મારું તો આવી જ બનશે.'

વરરુચિ કહે: 'તો ભલે હું તારે ઘેર રહીશ.'

અને વરરુચિ શકટાલને ઘેર રહ્યો. રાજા પાસે તો સાબિતીઓ રજૂ થઈ ગઈ કે વરરુચિને મારી નાખ્યો.

## ૯ ] શિવવર્માની વાત

એક દિવસ વરરુચિ અને શકટાલ બેઠા બેઠા વાતો કરે છે. વાતમાં ને વાતમાં વરરુચિએ કહ્યું: 'બીજું તો કાંઈ નહિ, પણ રાજાએ મારા ઉપર ખોટું આળ ચડાવ્યું એનું મને બહુ લાગી આવે છે.'

શકટાલ કહે: 'એ વાતનો અફસોસ કરવો નકામો છે. માનવી ઉપર એવાં આળ તો ચડે અને ઊતરે. આપણે પવિત્ર

છીએ તો પછી દુનિયા જખ મારે છે.'

વરરુચિ કહે: 'દુનિયા ક્યાંથી જખ મારશે? હું અહીં એકાંતમાં ઝૂરી ઝૂરીને મરી જઈશ ને દુનિયા તો માનશે કે વરરુચિ વ્યભિચારી હતો. કોઈના ઉપર નહિ ને એની જનેતા જેવી રાણી ઉપર જ એણે કુદૃષ્ટિ કરેલી. કાળ જશે ને કહેણી રહી જશે.'

શકટાલ કહે: 'તું શાંતિ રાખ ભાઈ, વખત વખતનું કામ કરે છે ને વખત આવ્યે વાદળાં વીંખાઈ જશે. સાચને કદી આંચ છે જ નહિ. જો એના ઉપર એક વાત કહું.'

શકટાલે વાત કહેવી શરૂ કરી:

કોઈ એક ગામ ને એ ગામનો આદિત્યવર્મા રાજા. રાજાને શિવવર્મા નામનો પ્રધાન. પ્રધાન ખૂબ જ ડાહ્યો, રાજકાજમાં હોશિયાર અને પૂરેપૂરો પવિત્ર.

રાજાને સોળ રાણીઓ. એમાં એક અણુમાનીતી. અણુમાનીતી રાણીને મહેલ રાજા કોઈ દિવસ જાય નહિ. એ તો જાણે એને મન મરી ગઈ છે.

પણ અણુમાનીતી યે આખરે સ્ત્રી છેને. રાજાએ એને છાંડી હતી. કાંઈ કુદરત એને થોડી છાંડવાની હતી? અણુમાનીતીનું યૌવન ફાટફાટ થાય. અંગેઅંગમાં તરવરાટી થાય ને રાજાએ તો એનો ત્યાગ કર્યો હતો. રાણીને પુરુષની ભૂખ હતી અને જે પુરુષને પનારે એ પડી હતી, એ તો એની સામું પણ ન જોતો. ને રાજાની બિનખેવનાએ રાણીને માર્ગ ભૂલવાડ્યો.

એક દિવસ રાજાને ખબર પડયા કે અણુમાનીતીને ગર્ભ રહ્યો છે. સાંભળતાં રાજાને ફાળ પડી. પોતે તો રાણીને મહેલે જતો નથી. તો પછી બીજા કયા પુરુષે રાજાના મહેલમાં પેસવાની હિંમત કરી?

રાજાએ નોકરોને બોલાવ્યા: 'રાણીના મહેલમાં કોણ કોણ આવે છે? રાણી પાસે કોણ કોણ જાય છે?'

નોકરો કહે: 'પુરુષ નામે રાણીના મહેલમાં સંચરી શકતા નથી. કેવળ પ્રધાનજી કોઈ કોઈ વાર આવે છે.'

રાણીનો પ્રીતમ તો પદમણી બનીને પરવરતો. એ તો પુરુષ છતાં નોકરચાકરની નજરે સ્ત્રી જ હતો. ને એકલા પ્રધાનજી ઉપર અટાટની ઊતરી આવી.

પ્રધાન બિચારો શું કરે? કામેકાજે જવું પડે. ખબરઅંતર કાઢવા જવું પડે. રાણીનો હુકમ થાય ને જવું પડે. એને કાંઈ થોડી જ ખબર હતી કે રાણી પાપની દુનિયામાં વસે છે ને એક દિવસ એનું પાપ પીપળે ચડીને પોકારવાનું છે ને વીજળી પોતાને માથે પડવાની છે!

વાત સાંભળીને રાજા સમસમીને બેસી રહ્યો. પ્રધાનને મરાવી નાખે તો રાણીનું છાનું પાપ છતરાયું થાય ને જે બે જણા જાણે છે તે આખી દુનિયા જાણે, એમાં તો પોતાની પણ ફજેતી થાય.

એટલે રાજાએ તો એક યુક્તિ કરી. શિવવર્માને કોઈ કામનું બહાનું કાઢી પોતાના મિત્ર રાજા ભોગવર્મા પાસે મોકલ્યો. પાછળથી ખાસ દૂત મારફત છાનો કાગળ મોકલ્યો, કે શિવવર્માને પૂછ્યાગાછ્યા સિવાય તાબડતોબ મારી નાખવો.

શિવવર્મા તો રાજાનો હુકમ માથે ચઢાવી ભોગવર્મા રાજાના રાજ્યમાં જવા ચાલી નીકળ્યો.

હવે આ તરફ રાણીને ખબર પડી ગઈ કે પોતાના પાપનો ઘડો ફૂટી ગયો છે. જરૂર રાજા ઘાણીએ ઘાલીને તેલ

કઢાવશે. એણે તો પ્રીતમ સાથે સંતલસ કરી લીધી ને એક રાતે રાણી પ્રીતમ સાથે મહેલમાંથી નાસી છૂટી.

પણ ભગવાનને કરવું છે ને શિવ-વર્માને માથેથી આળ ઊતરવું તે નાસી જતી રાણી પકડાઈ ગઈ ને બધી વાત રાજા પાસે પહોંચી.

વાત સાંભળીને રાજાના પસ્તાવાનો પાર રહ્યો નહિ. એ તો કપાળ કૂટવા લાગી ગયો: 'અરેરે ! મેં કાંઈ જોયું તપાસ્યું નહિ, ને વિના વાંકે બિચારા શિવવર્માનું કાસળ કઢાવી નાખ્યું.'

પણ હવે શું થાય ? ગોળી છૂટી ગઈ હતી. હવે તો બીજો રસ્તો ન હતો.

આ તરફ શિવવર્મા થોડા દિવસે રાજા ભોગવર્માની કચેરીમાં પહોંચ્યો. જે કામ હતું તેની રાજા સાથે ચર્ચા કરી. ભોગ-વર્માને આદિત્યવર્માનો પેલો સંદેશો મળી ગયેલો રાજા વિચાર કરવા લાગ્યો કે આવો મહાચતુર માણસ છે, એને રાજા મારી નાખવાનું શું કામ કહી રહ્યો હશે ?

એને તો ચટપટી થવા લાગી મારું કે ન મારું ! વાત કરું કે ન કરું ? પૂછું કે ન પૂછું ? પણ પછી તો રાજાએ કહી નાખ્યું: 'શિવવર્મા ! તમને મારી નાખવાનો રાજા આદિત્યવર્માનો હુકમ છે. બોલો આજ મારી નાખું કે એકબે દિવસ જીવવું છે ?'

શિવવર્મા ઘડી વારમાં બધી પરિસ્થિતિ સમજી ગયો. એણે તો ઝટ ઝટ કહી નાખ્યું: 'રાજા ! અત્યારે ને અત્યારે આ કચેરીમાં જ તું મારું માથું ઉડાવી દે.'

રાજા કહે: 'એટલી બધી ઉતાવળ છે ? ભલા માણસ, એકાદ બે દિવસ ખાઈ પી લે, મોજ કરી લે.'

પણ શિવવર્મા તો કહે: 'અત્યારે જ તલવાર ચલાવ, નહિતર હું મારી જાતે ગળું કાપી નાખીશ.'

આ સાંભળીને રાજા નવાઈ પામ્યો. એને થયું કે આમાં જરૂર કાંઈક ભેદ છે. તેણે કહ્યું: 'મરવા માટે કોઈ માણસ આટલી ઉતાવળ કરે. એવું તો સાંભળ્યું નથી. જરૂર આમાં કાંઈક ભેદ છે. સાચે-સાચું ન કહે તો તને મારા સોગંદ છે.'

શિવવર્મા કહે: 'તમારો આગ્રહ છે તો પછી છાની વાત કર્યા સિવાય છૂટકો નથી. વાત એમ છે કે આદિત્યવર્મા રાજા તમારા ઉપર ઉપર ઉપરથી હેત કરે છે. પણ અંદરખાનેથી તો તમને ખુવાર કરવા માગે છે. મારા જન્મ વખતે જોશીએ કહ્યું કે જ્યાં મારું લોહી રેડાયે ત્યાં બાર વરસનો દુકાળ પડશે. રાજાને આ વાતની ખબર પડી, એટલે તો એણે મને અહીં મોકલ્યો મારું લોહી રેડાયે એટલે તમારા રાજ્યમાં બાર વરસનો દુકાળ પડશે. ને મને તો શંકરનું વરદાન છે કે બાર વખત મારું માથું કપાય અને બાર વખત પાછું ચોંટી જાય.'

ભોગવર્મા કહે: 'એમ વાત છે ? ત્યારે તો આદિત્યવર્મા મારું જ કાસળ કાઢી નાખવા માગે છે. પણ હું કાંઈ મૂરખ નથી.'

અને એ મૂરખ ન હતો એની સાબિતી તરીકે એણે શિવવર્મા રૂપી આફતનું પડીકું પોતાને આંગણેથી પાછું વળાવ્યું.

શિવવર્મા હેમખેમ પાછો આવ્યો, એટલે આદિત્યવર્મા પણ ખુશી થયો અને એમ ભાઈ ! વાદળા વિખાઈ જાય છે ને સાચને કદી આંચ આવતી નથી.' શક-ટાલની વાત સાંભળીને વરરુચિને શાંતિ થઈ અને સમયની રાહ જોતો બેઠો. [ ચાલુ

# કાયદાનો સુધારક

ર. લ. વે.

મારી આગળ ચાલ્યા જતા એ ગૃહસ્થ એચિંતા જ અટક્યા. સામેજ એક નાની મોટર ઊભી હતી. તેની બરાબર પાછળ એક મોટી કાર ઊભી હતી. આ બંને મોટરો સામે જાણે કોઈ સુંદર દશ્ય જોવા મળ્યું હોય તેમ જોઈ રહ્યા. બંને મોટરોના ડ્રાઈવરો દૂર વાતોમાં પડ્યા હતા.

એ શું જોતા હશે તેનો હું વિચાર કરું ત્યાં તો તેમણે પાછલી મોટરનું આગલું બારણું ખોલ્યું. હેન્ડ બ્રેક છોડી અને મોટરની પાછળ જઈ તેને ધકેલવા લાગ્યા. રસ્તા પરના ઢાળને કારણે મોટી મોટર આગલી નાની મોટર સાથે અથડાઈ પડી.

બને ડ્રાઈવરો દોડતા આવ્યા અને ઝઘડવા લાગ્યા પણ આ ગૃહસ્થ તો જાણે કાંઈ જ ન બન્યું હોય તેમ શાન્તિથી ઊભા રહ્યા. થોડી વારમાં એક પોલીસ આવી લાગ્યો. પોલીસે ખીસામાંથી નોટબુક કાઢી, પેન્સીલની અણી મોઢામાં નાખી પૂછવા માંડ્યું: 'આ મોટરને શા માટે ધકેલી?'

'મારો રૂમાલ પવનમાં ઊડી તેની નીચે ગયો હતો તેથી.' ગૃહસ્થે જવાબ આપ્યો.

'તમારું નામ–સીરનામું?'

'હું મારું નામ કે સીરનામું આપવા માગતો નથી. મેં ગુનો કર્યો હોય તો મને પકડી શકો છો.'

પોલીસે નોટ બુક ખીસામાં નાખી અને હસી પડ્યો. 'અવાજ ક્યાંક સાંભળ્યો છે. મારે તમને પકડવા નથી.' કહેતો તે ચાલ્યો ગયો.

હું આ ગૃહસ્થ પાસે ગયો અને જે બન્યું તેને માટે આશ્ચર્ય વ્યક્ત કર્યું. ગૃહસ્થ હસ્યા અને કહ્યું: 'કેટલાક કાયદા જ એવા છે કે તેને સુધારવાની જરૂર છે. પોલીસ કોઈ પણ શખ્સને ખોટી રીતે અટકમાં લે તો સરકારને તે ગૃહસ્થને નુકસાની અને બદલો આપવો પડે. માત્ર નામ ન આપવું તે એવો ગુનો નથી કે પોલીસ અટકમાં લઈ શકે, છતાં હંમેશાં પોલીસખાતું તે ભૂલો કરે છે. હું હંમેશાં આ રીતે પકડાઉં છું અને પછી નુકસાની માગું છું. માસિક બસેંક રૂપિયા પડી રહે છે. લ્યોને હમણાંનો જ દાખલો આપું. થોડા માસ પહેલાં મેં એક ટેક્સી લીધી, અને તાજમહાલ પર હંકારી જવા કહ્યું. ત્યાં ઊતરતાં ડ્રાઈવરે ભાડું માગ્યું એટલે મેં કહ્યું પ્રજાનું ભાડું સરકાર ચૂકવે. પચાસ માઈલની ઝડપે જતા એન્જિન જેટલી ગુસ્સાની વરાળો કાઢતો તે પોલીસની શોધમાં દોડ્યો. મેં તો હોટેલમાં જઈ નાસ્તો કર્યો અને ચા પીધી, બહાર નીકળવા જતાં હોટેલ મેનેજરે પૈસા માગ્યા. તેને પણ સુણાવી દીધું, 'સરકાર પ્રજાની છે માટે પ્રજાનો ખર્ચ સરકાર આપે.' મેનેજર વધારે બોલે તે પહેલાં પેલો ડ્રાઈવર પોલીસને લઈ આવી પહોંચ્યો. પોલીસે હમેશ મુજબ નામ–સીરનામું પૂછ્યાં. મે ના કહી એટલે મને પોલીસ–ચોકીએ લઈ જવામાં આવ્યો. આખી રાત ત્યાં અટકમાં રહ્યા બાદ બીજે જ દિવસે મેં નુકસાનીનો દાવો કર્યો. મને ગેરવાજબી કેદ માટે રૂપિયા હજાર બદલા-ના મળ્યા અને ન્યાયાધીશે પોલીસની સખત ઝાટકણી કાઢી.

આ નવા ધંધાની સારાસારતાનો વિચાર કરતાં મેં કહ્યું, 'મોટે ભાગે આવા દાવામાં તો વકીલ પર આધાર રહેતો હશે.'

'મારો વકીલ!' ગૃહસ્થે કહ્યું: 'વાત જ ન કરો. તેને કોર્ટમાં દલીલ કરતો સાંભળી મારી તરફના પોલીસના વર્તનથી મને પણ ગુસ્સો ચડી જાય છે. કેટલીક વાર તો પોલીસની કોટડીના મારા દુઃખનું વર્ણન જ્યારે એ કોર્ટમાં કરે છે ત્યારે જ મને ખ્યાલ આવે

છે કે હું કેવો દુઃખી થયો હોઈશ, અને આંખમાં આંસુ આવી જાય છે. કોઈ પોલીસ કોર્ટમાં હાજર હોય તો કોર્ટના બધાજ પ્રેક્ષકો તેના તરફ તિરસ્કારથી જોઈએ રહે છે. મારા વકીલની દલીલ સાંભળે તો ગૃહપ્રધાન કદાચ પોલીસખાતું જ બંધ કરે. ન્યાયાધીશ મારા તરફ ઊંડી દયાની લાગણીથી જોઈ રહે છે. પ્રજાના હક્કો, પ્રજાનું સ્વાતંત્ર્ય એ વિષયો પર કદાચ મારો વકીલ સારામાં સારો વક્તા હશે. હું પણ તેને નુકસાનીનો ચોથો ભાગ આપું છું. કેટલીક વાર નુકસાની માટે હું બીજી રીત પણ અજમાવું છું.'

'શું?' મારાથી પૂછ્યા સિવાય રહી ન શકાયું.

'હું એક નાની સાધારણ કિંમતની સુટકેસ હાથમાં રાખી મકાનો તરફ જોતો જોતો અટકતો અટકતો ફરું છું. પોલીસ આવી લાગતાં તેને મારા પર શંકા પડે. નામ અને સીરનામું આપવા તો હું કદી તૈયાર હોતો જ નથી. મને પકડવામાં આવે છે. બીજે દિવસે સવારે હું પોલીસ અમલદાર પાસે મારું સીરનામું આપું છું. મારી ખાલી સુટકેસ અને તે ખરીદ્યાનું બીલ દેખાડું છું. મને માફી સાથે છોડી દેવામાં આવે છે. થોડા વખતમાં જ કોઈ ન્યાયાધીશ મને ગેરકાયદેસર રીતે પકડવા માટે સરકાર પાસેથી બેએક હજાર નુકસાની અપાવે છે.'

'પણ આ રીતે પકડાઈને નુકસાની માગવાનું કારણ શું?' મેં પૂછ્યું.

'કેટલાક માને છે કે હું આ રીતે કમાણી કરું છું. પણ મારો ઇરાદો તો શુદ્ધ છે, સરકારના કાયદા સુધરાવવાનો.'

કાયદો સુધરાવવાની આ પદ્ધતિ મને ગમી ઊતરે તે પહેલાં જ તે ગૃહસ્થે દૂરથી ચાલ્યા આવતા એક પોલીસ જમાદારને આંગળી ચીંધી કહ્યું: 'આ કાયદો અને વ્યવસ્થાનો જાગરના ચાલ્યો આવે. જુઓ, હમણાં જ મારી રીત અજમાવું.'

ગૃહસ્થે પોતાના ખીસામાંથી રૂમાલ કાઢ્યો અને જમાદાર પાસે દોડી તેના મોઢા સામે રૂમાલ ફરકાવતાં બૂમો પાડી કહેવા લાગ્યા, 'હું છાકટો નથી, મેં દારૂ પીધો નથી, મેં ગુનો કર્યો નથી, હું મારું નામ આપવા માગતો નથી, છે તમારી પકડવાની તાકાત!'

દૂર ઊભા ઊભા મને લાગ્યું કે હમણાં જમાદાર ગુસ્સે થઈ તેને પકડશે અને આ ગૃહસ્થને હજાર બે હજાર નુકસાનીના મળી જશે. પણ જમાદારે ગભરાયા વિના ધીમેથી આ ગૃહસ્થને કંઈક કહ્યું અને તેમણે એકદમ પોતાનો રૂમાલ ખીસામાં મૂકી દીધો.

પોલીસ જમાદાર સાથે મારી પાસેથી પસાર થતાં પેલા ગૃહસ્થ બોલ્યા: 'આ વખતે સાચે જ ઝડપાયો છું. આણે તો મને 'ત્રાસદાયક ગાંડપણની શંકા' માટે પકડ્યો છે. ત્રણચાર દિવસ ડોક્ટરની દેખરેખ નીચે જેલમાં રહેવું પડશે. મારા પર માનસશાસ્ત્રના અખતરા થશે અને છતાં છૂટ્યા પછી હું દાવો નહિ કરી શકું. માત્ર શંકા પર પકડેલ છે. આ ધારો સુધારવા વળી કંઈ બીજી પદ્ધતિ ગોતવી પડશે.'

અને બધા જ ગૃહસ્થો જેને ગુનેગારો કહેવામાં આવે છે તેઓ કાયદાના સુધારકો થવાનો પ્રયત્ન તો નહિ કરતા હોય ને તેવા વિચારો સાથે મેં ચાલવા માંડ્યું. [અંગ્રેજી પરથી

જનાબ ઝીણાનાં વખાણ કરતા ગાંધીજીને કોઈકે કહ્યું: 'આપ ભલે ઝીણા સાહેબને હિન્દુના સાચ્ચા દોસ્ત માનો, પરંતુ ઝીણા સાહેબ તો આપને મુસ્લિમના પાકા દુશ્મન માને છે.'

'કદાચ એમ પણ હોય,' ગાંધીજીએ હસતાં હસતાં કહ્યું 'કે અમે બન્ને અમારી માન્યતામાં ખોટા હોઈએ.'

મા. ભા.

# માઉગલી વસ્તીમાં

મુનિકુમાર મ. ભટ

[ એક રાતે કોઈ કઠિયારો જંગલમાં તાપણી કરીને સહકુટુમ્બ રહ્યો હતો. ત્યાં એક લંગડો વાઘ નામે શેરખાન તેના ઉપર છાપો મારે છે અને તેનો એક બાળક વરુની બોડમાં આવી ચઢે છે તે ત્યાં ઊછરીને મોટો થાય છે અને વરુઓ તેનું નામ માઉગલી દાદુર પાડે છે. વરુઓની સભામાં તે બાળકને સ્વીકારવામાં આવે છે અને તેની કીમત તરીકે એક બળદ વરુને ભેટ ધરાય છે. તેના એક રીંછ અને બઘેરા નામે વાઘ જામીન થાય છે. અને તે બેઉ પ્રાણીઓ માઉગલીને પાવરધો કરે છે. એક વેળા તેને વાંદરાઓ ઉપાડી જાય છે અને બાલુ રીંછ તથા બઘેરા વાઘ તેને એક અજગરની મદદથી છોડાવી લાવે છે. પણ જેમ તે મોટો થતો જાય છે તેમ શેરખાન કે જે માઉગલીને પોતાના મોંમાંથી ઝૂંટવાઈ ગયેલા શિકાર જેવો સમજતો હતો તે તેના સામે વરુઓને ઉશ્કેરે છે. પણ વરુનો નાયક અકેલા માઉગલીના પક્ષમાં છે. શેરખાનની ખટપટથી અકેલા પદભ્રષ્ટ થાય છે ત્યારે તેની જગ્યાએ નાયક નીમવાની સભા મળનાર હોય છે. બઘેરા માઉગલીને સલાહ આપે છે કે પાસેના ગામમાંથી બળતા અંગારા જેને જાનવરો તેજનાં ફૂલ ગણે છે તે લઈ આવી સભામાં ફેંકવા કેમકે શેરખાન કે જે નાયક થવા માગતો હતો તે પણ અંગારથી બીએ છે. સભા મળે છે અને માઉગલીનો જાન લેવાની શેરખાનની બાજી જોતે કે ધૂળમાં મળે છે અને શેરખાન હડધૂત થાય છે, પરંતુ માઉગલી વરુ નથી પણ માણુસ છે તેટલા માટે તેને વરુના ટોળામાંથી નાતબહાર કરવામાં આવે છે અને માઉગલી માણુસો વચ્ચે રહેવા માટે ગામ તરફ આવે છે. ]

સભાની ટેકરી ઉપરની લડત પૂરી થઈ પછી માઉગલી તેની વરુની બોડમાં ગયો અને ત્યાંથી નીકળ્યા પછી ટેકરી ઊતરી જ્યાં ગામ વસ્યું હતું ત્યાં ખેડેલાં હરિયાળાં ખેતરો તરફ ગયો પણ તે જગ્યા જંગલની ઘણી નજીક હતી તેથી રોકાયો નહીં; કારણકે તેને ખાતરી હતી કે તેણે નિદાન એક તો કટ્ટો દુશ્મન ઊભો કર્યો હતો. અને ખીણ–કોતરો પાસેની કેડીએ નદી પાસે ચાલતાં ચાલતાં તે દસેક ગાઉ દૂર નીકળી ગયો અને એવે સ્થળે આવ્યો કે જ્યાં કોઈને તે ઓળખતો નહોતો. ત્યાં સપાટ મેદાન હતું તે નાની ટેકરીઓની લીલી ટપકી અને ખીણોના ભૂરા-પટાથી ભાતીગળ બનેલ હતું. તેને એક છેડે ગામ આવેલું હતું. અને બીજે છેડે જંગલની ઝાડી આવી હતી. એ મેદાનમાં ગાયો, ભેંસો અને બળદ ચરતાં અને તેની રખવાળી કરતા નાના છોકરાઓ આમતેમ ફરતા હતા. જ્યારે એ છોકરાઓએ માઉગલીને જોયો ત્યારે તેઓ બીકથી ગભરાઈ બૂમો પાડતા ભાગી ગયા અને પીળાં રખડુ કૂતરાં ભસવા લાગ્યાં. પણ માઉગલી તો ચાલ્યા જ કર્યો કેમકે તેને ભૂખ લાગી હતી. ગામઝાંપે આવ્યો ત્યારે બોરડીના કાંટાથી બનાવેલ દરવાજો બંધ હતો.

માઉગલીને તો તેની અત્યાર સુધીની જિંદગીમાં ખોરાકની શોધમાં જતાં આ કરતાં પણ વિકટ અંતરાયો વટાવવા પડ્યા હતા એટલે તે જરાય ગભરાયો નહીં. તેણે વિચાર્યું", 'ઓહ !' અહીંનાં માણુસો પણ જંગલનાં લોકોથી ડરતાં જણાય છે.' તે દરવાજા પાસે બેસી ગયો અને જ્યારે એક માણુસ તે જગ્યા પાસેથી નીકળ્યો ત્યારે ઊભા થઈને તેણે, ખોરાક જોઈએ છે એમ બતાવવા પોતાનું મોઢું ઉઘાડ્યું. માણુસ માઉગલી સામે ઘડીભર તાકી રહ્યો અને 'મહારાજ, મહારાજ !' એમ બોલતો નાસી ગયો. આ મહારાજ એક સ્થૂલકાય બ્રાહ્મણ હતો. તેણે સફેદ ધોતિયું પહેર્યું હતું; સફેદ પછેડી ઓઢી હતી અને કપાળમાં કેસરનું ત્રિપુંડ અને કંકુનો ચાંલ્લો કર્યો હતો. અવાજ સાંભળીને તે પણ ઝાંપે આવી પહોંચ્યો, અને તેની પાછળ આશરે સોએક બીજા લોકો પણ દોડી આવ્યા. અને માઉગલી તરફ આંગળી ચીંધતા શોરબકોર કરવા લાગ્યા.

માઉગલીએ વિચાર્યું, 'આ માણસજાતમાં કોઈ રીતભાત કે વિનયવિવેક દેખાતાં નથી, તેમની જેવું વર્તન તો ફક્ત વાંદરાલોકમાં જ જોવા મળે છે.' તેને ગુસ્સો ચઢ્યો હતો અને તે ટોળાની સામે તાકી રહ્યો.

મહારાજ જરા નજીક આવ્યો. 'આમાં ગભરાવા જેવું શું છે; જરા જુવો તો ખરા મારા મહેરબાન ! તેના હાથપગ ઉપરનાં ચાઠાં તો જુવો. તેમાં વરુની દાઢ બેસી ગઈ લાગે છે. આ તો જંગલમાંથી નાસી આવેલ વરુનું બાળક લાગે છે.'

એ વાત ખરી છે કે માઉગલી જ્યારે વરુનાં બચ્ચાં સાથે રમતો ત્યારે ઘણી વાર વરુનાં બચ્ચાં ધાર્યાં કરતાં વધારે દાઢ બેસાડી દેતાં અને તેનાં સફેદ નિશાન તેના હાથપગ ઉપર હતાં. પણ માઉગલીને પૂછ્યું હોત કે કોણે આ બચકું ભર્યું તો તે કોઈએ બચકું ભર્યું છે એમ કબૂલ જ કરત નહીં; કેમકે ખરેખર કોઈ જાનવર બચકું ભરે તે કેવું હોય એ તે સારી પેઠે જાણતો હતો.

એક-બે સ્ત્રીઓ માઉગલીને જોઈ બોલી ઊઠી, 'અરે ! અરે ! ગરીબ બિચારો ! વરુ કરડે તે શે ખમાયું હશે ! વળી છોકરો કેવો રૂપાળો છે ! કેવી લાલચોળ આંખો છે ! અલી મેવા ! તારો દીકરો વાઘ ઉપાડી ગયો હતો તેના જેવું જ આનું મોં નથી લાગતું ?'

મેવા આગળ આવી. તેણે પગમાં ખલોચા અને હાથમાં ચૂડા પહેર્યાં હતા. આંખ ઉપર હાથનું નેજવું કરી તે બોલી, 'હોય નહીં; મને જોવા દો જોઈએ.' થોડી વાર ધારીને જોયા પછી તે બોલી, 'ના આ મારો દીકરો ન હોય. આ જરા દૂબળો છે પણ મોઢું મારા છોકરાના જેવું જ છે.'

મહારાજ ચાલાક બ્રાહ્મણ હતો. તેને ખબર હતી કે મેવાનો ધણી આખા ગામમાં સૌથી પૈસાદાર હતો. તેણે એક-બે મિનિટ આકાશ તરફ જોઈ ધ્યાન ધરવાનો ઢોંગ કર્યો અને પછી બોલ્યો, 'આ તો કિરતારની લીલા છે મારા ભાઈ ! જંગલે જે લીધું હતું તે હવે જંગલ પાછું આપે છે. મેવાબેન ! આ છોકરાને તમારે ઘેર લઈ જાઓ. અને તમને દીકરો પાછો મળ્યો તેના હરખમાં આ ગરીબ બ્રાહ્મણની દક્ષિણા ભૂલશો મા.'

આ તરફ માઉગલી ચિડાતો હતો, 'અરે આ તો હું વરુ સાથે સભા-ટેકરી ઉપર ગયો ત્યારે જે બન્યું તેવું ફરી બનશે કે શું ! પણ ફિકર નહીં. હવે હું માણસ બનીને પાછો આવ્યો છું એટલે માણસ તરીકેનું મારે વર્તન રાખવું જોઈશે.'

બાઈએ માઉગલીને પોતાની પાછળ આવવાની ઈશારત કરી અને ચાલવા માંડી અને બીજી તરફ ટોળું પણ વીખરાઈ ગયું. માઉગલી ઘરમાં ગયો તો રાતા રંગનો ઢોલિયો ઢાળેલો હતો અને દાણા ભરવાની માટીની કોઠી ઉપર ખડીથી ચિતરામણ પાડ્યાં હતાં. ઓળીપ કરીને ગાર કરેલી હતી અને ત્રાંબાનું બેડું અને પીતળનાં વાસણો હતાં. એક ટોડામાં સિંહાસન હતું તેમાં લાલજી પધરાવેલા હતા. એક દીવાલમાં મેળામાં વેચાય છે તેવું ચાટલું ટાંગેલું હતું.

તેણે માઉગલીને મોટો કટોરો ભરીને દૂધ પીવા આપ્યું અને સાથે રોટલો આપ્યો. પછી તેણે માઉગલીના માથા ઉપર હાથ ફેરવ્યો અને તેની આંખો સામે તાકી રહી. મેવાને લાગ્યું કે વખત છે ને તેના છોકરાને વાઘ ઉપાડી ગયો હતો તે તો આ ન હોય ! તેણે એક-બે વાર તેને નાથુ, નાથુ-કહીને બોલાવી પણ જોયો પણ માઉગલી કાંઈ સમજ્યો નહીં. વળી તે બોલી, 'બેટા નાથિયા, તને મેં નવા જોડા સીવડાવી આપ્યા હતા તે તને યાદ નથી !' પછી તેને પગે અડકી તો તે તો શીંગડાં જેવા કઠણ હતા એટલે નાસીપાસ થઈને બોલી, 'ના રે ના ! આ પગમાં કોઈ દિવસ જોડા આવ્યા લાગતા જ નથી. પણ કાંઈ નહીં,-હું

મારા નાથા જેવા જ દેખાય છે એટલે હું તને દીકરો કરીને રાખીશ.'

માઉગલી કોઈ દિવસ છાપરા નીચે સૂતો નહોતો એટલે તેને તે ઘણું કઢંગું લાગ્યું તોપણ તેણે ઉપર નજર કરી તો પગાળ ખસેડીને બહાર જઈ શકાય એવું હતું. વળી બારી હતી તેને આંકડી નહોતી એટલે તેમાંથી પણ બહાર જવાય એવું હતું. માઉગલીએ વિચાર કર્યો કે જો માણસ માણસની ભાષા સમજી શકે નહીં તો માણસ થયો શા કામનો! માટે મારે તેમની ભાષા શીખી લેવી જોઈશે. કેમકે અત્યારે તો કોઈ માણસ જંગલમાં આવી પડે અને જેવો બહેરોમૂંગો થઈ જાય તેવો હું છું.

પણ માઉગલી જ્યારે વરુઓની સાથે રહેતો હતો ત્યારે તે કાળિયાર સામે કાળિયારના છોકરા બોલાવતા વકરેલ ડુક્કરની જેમ અવાજ કરતાં તેને આવડતું હતું. એ બધું તેને અત્યારે કામ લાગ્યું. તેથી જ્યારે મેવા કાંઈ બોલે કે તરત માઉગલી તે પ્રમાણે બોલવા માંડ્યો અને એ રીતે અંધારું થતાં સુધીમાં તો એ ઘણા શબ્દો શીખ્યો.

રાતે સૂતી વખતે તકલીફ થઈ. મેવાનું મકાન વાઘને પકડવાના છટકા જેવું માઉગલીને લાગતું એટલે તે ઓરડામાં સૂવા કબૂલ થયો નહીં અને તેને સુવડાવી બારણું બંધ થાય કે તરત તે બારીમાંથી બહાર છટકી જતો. ઉવટ થાકીને મેવાના ધણીએ મેવાને કહ્યું, 'તેને ફાવે તેમ કરવા દે. એ છોકરો અત્યાર સુધી ક્યાંય ઢોલિયે સૂતો હોય તો તેને ઢોલિયો ફાવે ને? અને જો ભગવાને આપણને દેવા માટે જ દીકરા સાટે દીકરો મોકલ્યો હશે તો તેને ભગવાન ભગાડી નહીં જાય.'

આ રીતે માઉગલી મકાનના ફળીને છેડે લાંબું ચોકખું ઘાસ પડ્યું હતું તેની ઉપર જઈને સૂતો પણ હજી તેની આંખ વીંચાઈ ન વીંચાઈ તેટલામાં તેની હડપચી નીચે કોઈનું સુંવાળું કાબરચીતરું મોઢું દેખાયું.

જુવે છે ત્યાં વરુનું સૌથી મોટું બચ્ચું (જે હવે વરુ બની ગયેલ) તે બોલાવતું હતું. 'વાહ, તારી પાછળ દસ ગાઉ ચાલ્યો તેનો બદલો આ જ કે? આટલા વખતમાં તો તું માણસ જેવો જ બની ગયો. તારા ડિલમાંથી ધુમાડાની—લાકડાના ધુમાડાની અને ઢોરની વાસ આવે છે, પણ જાગ નાનાભાઈ, હું સમાચાર લઈને આવ્યો છું.'

માઉગલી તેને ભેટી પડ્યો અને પૂછ્યું, 'સૌ જંગલમાં બધાં ખુશીમઝામાં છે ને?'

'હા. તારા તેજફૂલથી જે વરુ દાઝી ગયાં તે સિવાય બધાં સાજાંસારાં છે. પણ હવે સાંભળ. શેરખાન દાઝેલો તેથી તેની ખોળ ઊતરી ગયેલી તે ફરી નવી ખોળ આવે ત્યાં સુધી ઘણે દૂર ચાલ્યો ગયો છે, પણ તેણે સોગંદ લીધા છે કે પાછો ફરીને તે તારાં હાડકાં વેણગંગામાં પધરાવશે.'

'કોણ કોનાં હાડકાં નાખશે તે કોને ખબર છે. મેં પણ એક નાની પ્રતિજ્ઞા લીધી છે. પણ તું સમાચાર લાવ્યો તે બહુ સારું કર્યું. પણ આજ તો આ બધું નવું છે એટલે હું થાકી ગયો છું, ખૂબ થાકી ગયો છું પણ ભાઈ, તું વારંવાર મને સમાચાર આપતો રહેજે.'

'તું અમને ભૂલી તો નહીં જા ને? તું આપણી સાથે હતો એ તને યાદ રહેશે ને? માણસો તને બધું ભૂલવાડી તો નહીં દે ને?' વરુએ પૂછ્યું.

'કદી નહીં.' માઉગલીએ જવાબ આપ્યો. હું તમારી બધાની ભેળો ઊછરીને મોટો થયો એ હું હમેશાં યાદ રાખીશ. પણ સાથોસાથ એ પણ યાદ રાખીશ કે મને વરુનાં ટોળાંએ કાઢી પણ મૂક્યો છે. પણ તને અને આપણી ખોડનાં બધાંને હું ચાહતો રહીશ.'

'તો ધ્યાન રાખજે,' વરુ બોલ્યો કે, 'આપણા ટોળાએ તને કાઢી મૂક્યો તેમ માણસનું ટોળું તને કાઢી મૂકે નહીં. આખર કરે ને એ તો માણસો જ છે ને નાનાભાઈ!

એમની વાતો તળાવમાં દેડકાં બોલે તેના જેવી છે. હવે હું ફરી આ તરફ આવીશ ત્યારે ગૌચરને ઉજાડે વાંસનું ઝુંડ છે તેની પાછળ તારી રાહ જોઈશ.'

તે રાત પછી ત્રણ મહિના સુધી માઉગલી ગામઝાંપાની બહાર ભાગ્યે જ ગયો. હશે કેમકે માણસની રીતભાત અને ભાષા શીખવામાં તેનો ઘણો વખત જતો હતો. સૌથી પહેલાં તો તેને પોતિયું પહેરવાનું શીખવું પડ્યું. અને તેથી તે બહુ ખિજાતો. પછી તેને પૈસા ઓળખવા પડ્યા અને તેના હિસાબ શીખવા પડ્યા તે તો તેના મગજમાં ઊતર્યા જ નહીં. પછી હળ ખેડવાનું શીખવા માંડ્યો પણ તેનું શું કારણ તે તેને ન જ સમજાયું. વળી ગામનાં નાનાં છોકરાં તેને ઘણો પજવતાં. પણ સારે ભાગ્યે તે જંગલનો કાનૂન ભણ્યો હતો તેથી તે પોતાના મિજાજ ઉપર કાબૂ રાખી શકતો. જંગલમાં તો જો તમે તમારા મિજાજ ઉપર કાબૂ રાખી શકો તો જ તમે ખોરાક પામો અને તો જ તમે જીવી શકો. તોપણ જ્યારે પતંગ ન ચગાવવા માટે કે કોઈ રમત રમવાની ના પાડવા માટે, કે કોઈ શબ્દનો ઉચ્ચાર ખોટો કરવા માટે જ્યારે છોકરાઓ તેની મશ્કરી કરતા ત્યારે ઘણી વાર તે બધાને ઉપાડીને બે કટકા કરી નાખવાનું તેને મન થઈ આવતું. પણ તેને ખબર હતી કે નાનાં નાનાં બચ્ચાંને મારવામાં ભૂષણ નથી તેથી જ તે ખમી ખાતો. તેને પોતાને તે કેટલો જોરાવર છે તેની જરાય ખબર ન હોતી. જંગલનાં કેટલાંક પ્રાણીઓને મુકાબલે તે નબળો ગણાય તેની તેને ખબર હતી પણ ગામમાં તો તેને બધા માતેલા સાંઢ જેવો કહેતા. તેને બીક શું કહેવાય તે પણ ખબર નહોતી.

એક વખત માઉગલી મંદિરના પૂજારીની કેરીઓ ખાઈ ગયો. પૂજારીએ તેને કહ્યું કે હવે જો ભગવાનને ધરાવેલ ભોગ તું ખાઈ જઈશ તો ભગવાન તારા ઉપર ઘણા ગુસ્સે થશે. એ સાંભળી માઉગલી તો સીધો ગયો મંદિરમાં અને ત્યાં રાખેલી ભગવાનની વજનદાર આરસની મૂર્તિ લઈને પૂજારી પાસે આવ્યો. પછી પૂજારીને કહે કે તમારા ભગવાનને હવે ગુસ્સે કરી જુઓ અને જો મારી ઉપર ગુસ્સે થશે તો હું તેની સાથે કુસ્તી કરીને તેને ખબર પાડી દઈશ. આ રીતે ભગવાન તો અભડાઈ ગયા અને મેવાના વરે જ્યારે ખૂબ રૂપું આપ્યું ત્યારે જ આ વાત દબાઈ ગઈ

વળી માઉગલીને નાતજાતના તફાવતની ખબર પડતી નહીં. જ્યારે એક ઓડનું ગધેડું ખાડામાં પડી ગયું ત્યારે માઉગલીએ તેને પૂછડેથી ખેંચીને બહાર કાઢ્યું. એ ઓડ પોતાનો માલ પાસેના શહેરમાં વેચવા લઈ જતો હતો તે ભરાવવામાં પણ તેણે મદદ કરી. હવે તે કામ પણ ઘણું ખરાબ કહેવાય કેમકે ઓડ લોકો હલકો વરણ ગણાય છે, તેનું ગધેડું તો તેનાથી યે હલકું ગણાય. પણ જ્યારે ગોર મહારાજે તેને એવી ભ્રષ્ટતા માટે ઠપકો આપ્યો ત્યારે માઉગલીએ કહ્યું કે તો ગોર મહારાજને જ હું ગધેડા ઉપર બેસાડી દઈશ; પછી તો એમનામાં અને ગધેડામાં ફેર નહીં રહે ને!' પછી ગોર મહારાજે મેવાને સલાહ આપી કે માઉગલીને કામધંધે લગાડી દો.

બીજે દિવસ ગામના મુખીએ માઉગલીને કહ્યું કે તારે રોજ ગામની ભેંસોનાં ધણમાં જવું પડશે અને તેને ચરાવવાં પડશે અને ચરી રહે ત્યાં સુધી તેની સાથે રહેવું પડશે. આ ખબર સાંભળી માઉગલીને સૌથી વધારે આનંદ થયો, કેમકે હવે તે ગામનો નોકર બન્યો હતો.

ગામ પાસે એક વડલાનું ઝાડ હતું અને તેની આસપાસ એક ઓટો ચણવામાં આવ્યો હતો. ત્યાં ગામના માણસો રોજ ભેળા થતા અને તે જ ગામનો ચોરો હતો. ત્યાં તે જ રાતે તે ગયો. ત્યાં ગામનો મુખી, પટેલ આવતા; ગામનો વાળંદ પણ ગામના ગપાટા લઈને હાજર થતો. ત્યાં ઘરડો બળદેવ પણ આવતો. બળદેવ

ગામનો જૂનો શિકારી હતો અને તેની પાસે એક બંદૂક પણ હતી. તેઓ ત્યાં એકઠા થતા અને હોકા પીતા. વળી એ ઝાડ ઉપર વાંદરાંઓ પણ બેસતાં અને વાતો કરતાં. એ ઓટા નીચે એક બોણ હતું અને તેમાં એક ઘરડો સર્પ રહેતો જેને લોકો નાગબાપા કહીને પૂજતા અને દરરોજ સાંઝે તેને દૂધ ધરવામાં આવતું.

ગામના ઘરડેરાઓ મોડી રાત સુધી અહીં બેસતા, હોકા પીતા અને વાતો કરતા. આ બધી ભૂતની, દેવદેવીઓની અને પાળિયાઓની અદ્‌ભુત વાતો હતી, પણ તેથી યે અદ્‌ભુત વાતો બળદેવ કહેતો અને તેમાં જંગલનાં પ્રાણીઓની કથા આવતી. આ વાતો તો ચાલ્યા જ કરતી અને સગાંવહાલાં સાથે આવેલાં બાળકોની આંખો ઊંઘથી ઘેરાવા લાગતી. બળદેવની વાતોમાં જંગલનાં ઘણાં પ્રાણીઓ આવતાં અને ગામની નજીકમાં જ જંગલ હતું એટલે તેમાં રસ પણ આવતો કેમકે ઘણાંના પાક હરણ અને ડુક્કરો ખરાબ કરી જતાં અને સાંજના વાઘ આવીને કોઈ માણસને ઉપાડી જતો—એવા કિસ્સા સામાન્ય હતા.

માઉગલીને આ વાતોથી હસવું આવતું કેમકે જંગલનો તે ભોમિયો હતો અને જંગલના પ્રાણીની રીતભાત તે જાણતો, તોપણ પોતાને હસતાં કોઈ જોઈ ન જાય એટલે તે મોઢું છુપાવી દેતો. પણ બળદેવ તો પગને આડે બંદૂક રાખીને નવી નવી અદ્‌ભુત વાતો કહે જ જતો અને માઉગલીનું હસવું વધ્યે જ જતું.

એકવાર મેવાના દીકરાને વાઘ કેવી રીતે ઉપાડી ગયો તેની વાત બળદેવ કરતો હતો, તેમાં તેણે કહ્યું કે એ વાઘ નહીં પણ વાઘનું રૂપ ધરીને આવેલો ભૂત હતો, અને એ ભૂત થોડાં વરસ પહેલાં મરી ગયેલ એક દુષ્ટ ઘરડા કંજૂસ પૂરણદાસ શાહુકારનું હતું. વળી ઉમેર્યું કે એ વાત ખરી છે કેમકે એક વાર જ્યારે તોફાન થયેલું અને પૂરણદાસની દુકાન લૂંટાયેલી અને તેના ચોપડા બાળેલા ત્યારે તેને પગે ઘા પડ્યો હતો તેથી તે ખોડંગતો ચાલતો હતો અને મેવાના છોકરાને ઉપાડી જનાર વાઘ પણ ખોડંગતો ચાલતો હશે, કેમકે એનાં પંજાનાં નિશાન સરખાં નથી.

'હા. એ ખરું. સાચી વાત.' પાસે બેઠેલા ઘરડેરાઓએ કહ્યું.

'તમારી બધી જ વાતો આવી જાતેમેં સો સાપ દેખા જેવી જ છે કે શું?' માઉગલીએ પૂછ્યું, 'એ વાઘ ખોડંગતો ચાલે છે તે ખરું છે પણ બધાય જાણે છે કે એ જન્મથી જ લંગડો છે. જે વાઘમાં એક શિયાળવા જેટલીયે હિંમત નથી તેને પૂરણદાસનો ભૂત કહેવો એ તો બચ્ચાં ફોસલાવવાની વાત થઈ.'

આ સાંભળી અજાયબીથી બળદેવની તો જીભ જ સિવાઈ ગઈ. અને મુખી પણ માઉગલી સામે તાકી રહ્યો. 'કોણ બોલ્યું ઈ! જંગલનો પોતરો કે? જો તને આટલી બધી ખબર છે તો તું જ જઈને એ વાઘનું ચામડું ઉતરડી લાવ ને! સરકારે એ વાઘને મારવા માટે સો રૂપિયાનું ઈનામ કાઢ્યું છે. પણ મોટેરા બોલતા હોય ત્યારે વચ્ચે બોલાય નહીં, મૂંગા મૂંગા સંભળાય.'

માઉગલી ઊભો થઈ ચાલવા માંડ્યો, જતાં જતાં વળી બોલ્યો, 'સાંઝથી તે અત્યાર સુધી હું મૂંગો મૂંગો સાંભળતો હતો રતો. પણ અત્યાર સુધીમાં બળદેવે જંગલની જેટલી વાતો કરી તેમાં એક-બે સિવાય એક અક્ષર પણ ખરો નથી. અને જંગલ તો આપણી પડોશમાં જ છે. એ સાચું નથી તો પછી એ બધી ભૂતપલીત અને પરિઓની વાતો કરે અને તેણે તે જોયું છે એમ કહે તો હું કેમ સાચું માનું?'

બળદેવ તો માઉગલીની આવી દેખીતી ઉદ્ધતાઈ જોઈને તિરસ્કારથી ગાલ ફુલાવતો રહ્યો. મુખીએ કહ્યું, 'હવે આ છોકરાને ઢોર ચારવા મોકલવો જોશે. મોટો થઈ ગયો છે.'

ગામડાંમાં ઢોર ચારવા જવાનો રિવાજ એવો છે કે બળદ, ગાયો અને ભેંસોને નાના છોકરાઓ વહેલી સવારના ચારવા લઈ જાય અને સાંજની આરતી ટાણે પાછાં લાવે. અને અજાણ્યાને પગ નીચે છુંદી નાખી શકે એવડાં મોટાં ઢોર પીઠ સુધી માંડ પહોંચે એવડા છોકરા તેને મારે હાંકે કે ગમે તેમ કરે તોપણ તેને કાંઈ કરતાં નથી. જ્યાં સુધી આ છોકરાઓ ધણની સાથે હોય ત્યાં સુધી તેઓ સલામત છે કેમકે વાઘ સદાં આખું ધણ ચરતું હોય ત્યાં હુમલો કરતો નથી; પણ જો તેઓ કાચિંડાનાં બચ્ચાં પકડવા કે કોઈ સારાં ફુલ તોડવામાં રોકાઈ જાય તો કોઈ વાર વાઘ તેમને ઉપાડી જાય.

બીજે દિવસ પરોઢિયે રામ નામના સાંઢ ઉપર બેસીને માઉગલી ગામની શેરીમાંથી નીકળ્યો અને લાંબાં સીધાં શીંગડાંવાળી મોટી કાળી અને ભગરી ભેંસો તેના હાંકારે પોતપોતાની ગમાણ છોડી ચાલી નીકળી. માઉગલીએ તેની સાથે આવેલા છોકરાઓને સમજાવી દીધું કે હવેથી તે સરદાર છે અને બધાએ તેનું કહ્યું માનવું. તેણે નક્કર વાંસની સુંવાળી ડાંગ પોતાની પાસે રાખી હતી તેનાથી તે ભેંસો હાંકતો. પછી તેણે કાનિયો કરીને જે છોકરો તેની સાથે હતો તેને બીજાં ઢોર ભળાવી દીધાં અને કાનિયાને એમ પણ સૂચના આપી કે ધણ છોડીને આઘે જવું નહીં. પછી પોતે ભેંસોને લઈને આગળ ચાલ્યો.

ઘણુંખરું ગામડાંમાં જે ગૌચર હોય છે તે કાં તો ટેકરી ઉપર કે ખડક ઉપર કે કઠણ પાણાવાળી ભોં ઉપર હોય છે તેથી તેમાં કાસ અને બેવ હોય છે; પણ ક્યારેક નદીની ભેખડો પાસે પણ ગૌચર હોય છે અને ત્યાં ચરતાં ચરતાં ભેખડોની ઊંચાઈથી ઢોરો ઢંકાઈને અદૃશ્ય થઈ જાય છે. ભેંસો તો મોટે ભાગે પાણીનાં ખાબોચિયાં કે ગારો હોય ત્યાં જ રહે છે અને કલાકોના કલાકો સુધી ગારાની ઉષ્મામાં બેસી રહે છે. માઉગલી ભેંસોના ધણને જંગલમાંથી નીકળેલી વેણગંગા નદી જ્યાં બહાર આવતી હતી ત્યાં સુધી લઈ ગયો. પછી તે રામની પીઠ ઉપરથી ઊતરી પડ્યો અને જરા દૂર વાંસનું ઝુંડ હતું ત્યાં ગયો તો ત્યાં તેની સાથે રમેલ વરુ ભૂરિયો હાજર હતો.

'વાહ વા' ભૂરિયાએ કહ્યું. 'મેં ઘણા દિવસ સુધી અહીં તારી વાટ જોઈ છે. પણ આ ભેંસોનું ધણ લઈને કાં આવ્યો?'

માઉગલી બોલ્યો, 'એ તો હુકમ એવો થયો છે. હમણાં મને આ ગામનાં ઢોર ચારવાનું કામ મળ્યું છે. મને ભેંસોનો ગોવાળ કહીશ તો ચાલશે પણ તે વાત જવા દે. શેરખાનના શા સમાચાર છે?'

'શેરખાન પાછો અહીં આવ્યો છે, અને તને મારવાનો લાગ ગોતતાં તેણે અહીં ઘણી વાટ જોઈ છે. પણ આ તરફ શિકાર ઓછો મળે છે એટલે હમણાં તો તે પેલી મેર ગયો છે પણ ત્યાંથી પાછો આવી તે તને મારી નાખવા માગે છે.'

'બહુ સારું.' માઉગલીએ કહ્યું, 'તો પછી એમ કરો કે જ્યાં સુધી શેરખાન દૂર હોય ત્યાં સુધી તમારા ચારમાંથી એકાદ ભાઈ પેલા ખડક ઉપર મને દેખાય તે રીતે બેસવાનું રાખો, કે હું ધણ ચારવા જાઉં તે જ વખતે મને ખબર પડે. પણ શેરખાન પાછો આવે ત્યારે ખડક ઉપર કોઈએ બેસવું નહીં પણ તારે મને જંગલ પાસેના ધૂના પાસે મળવું. ત્યાં એક ચોગાન છે અને ચોગાન વચ્ચે કેસુડો છે ત્યાં હું મળીશ. શેરખાનના મોંમાં બેદરકારીથી જઈ પડવાની જરાય ઇચ્છા નથી.'

વાત પૂરી થઈ એટલે છાંયડાવાળી જગ્યા શોધી માઉગલી નીચે લંબાયો અને ઊંઘી ગયો અને ઢોરો ચર્યાં કર્યાં. દુનિયાભરમાં આ રીતે ઢોર ચરાવવાનું કામ સુસ્તમાંથી સુસ્ત છે. ઢોર ધીમે ધીમે ચાલ્યા કરે વળી ક્યાંક ચાવ કરડે, વળી બેસી જાય, વળી ચાલવા માંડે. એમ

કર્યા કરે છે. ભેંસો તો અવાજ પણ કરતી નથી, પણ પાણીનું ખાબોચિયું જુવે કે તરત એક પછી એક તેમાં પડવા લાગે છે અને ગારાવાળા પાણીમાંથી માત્ર નાક જ બહાર દેખાય એ રીતે પડી રહે છે. સપાટી ઉપર તો સીસમના ટુકડા જેવાં તેનાં મોં અને ભૂરી આંખો જ દેખી શકાય. ઉનાળાના પ્રચંડ તાપની ઊની વરાળ પછવાડે દેખાતી ટેકરીઓ નાચતી લાગે છે અને ક્વચિત એક સમળીની ચિચિ-યારી સંભળાય છે. અને જોકે એક જ સમળી દેખાય તોપણ ધણના છોકરાઓ જાણે છે કે જો કોઈ ઊંટડું કે વાછડું–પાડું મરી જાય તો એ એક સમળી પાછળ માઈલો દૂરથી અનેક સમળીઓ ચાલી આવશે, અને એક જ હતી તેની આટલી બધી ક્યાંથી થઈ ગઈ તેની સમજ પણ નહીં પડે. છોકરાઓ ઘણી વાર સૂઈ જાય છે. અને પાછા જાગે અને પાછા સૂઈ જાય તેમ કર્યા કરે છે. તડકો નમ્યે કાં તો તેઓ ચિયાની ટોપલીઓ બનાવે, કાં તો ચણોઠીઓ વીણી તેની માળા બનાવે અથવા તીક પકડે. કાંઈ કામ ન હોય તો ખડક ઉપર બેઠેલા કાચિંડાને જોવામાં કે દેડકા ગળેલ સાપને જોવામાં વખત ગુજારે છે. તેથી પણ થાકી જાય ત્યારે દુહા, સોરઠા લલકારવા માંડે અને તોપણ દિવસ કેમેય કર્યો ખૂટે નહીં. કોઈ કોઈ જગ્યાએ માટી સારી હોય તો છોકરાઓ માટીના કિલ્લા બનાવે, માટીના ગાયભેંસ પણ બનાવે, માટીના સૈનિકો બનાવે તેના હાથમાં ભાલાને બદલે રાડું મૂકે અને પોતે રાજા હોય અને આ બધું પોતાનું લશ્કર હોય તેમ રમત આદરે, તો કોઈ વળી મંદિર બનાવી તેમાં શિવલિંગ પણ સ્થાપે. એમ કરતાં કરતાં સાંઝ પડી જાય; છોકરાઓ ઢોરને ડચ-કારે, એટલે ગારામાં પડેલી ભેંસો નીકળે, અને આખું ધણ ગામ તરફ પાછું ફરે.

આ રીતે દરરોજ માઉગલી ધણને ચારવા લઈ જતો. ભેંસો ખાબોચિયામાં પડી રહેતી, અને દરરોજ માઉગલી ખડક ઉપર નજર કરતો અને ત્યાં ભૂરાભાઈની પીઠ તેને દેખાતી એટલે સમજતો કે શેરખાન હજી દૂર છે. રોજેરોજ તે ઘાસ ઉપર સૂતો અને પોતે જંગલમાં ગાળેલા દિવસો યાદ કરતો, અને આસપાસ થતા મંદ અવાજોનું સંગીત સાંભળી રહેતો. છતાં સર્વત્ર એટલી શાંતિ હતી કે શેરખાન જંગલમાંથી નીકળીને વેણગંગાને આરે આવ્યો હોત અને તેના લંગડા પગથી અવાજ થયો હોત તોય એ શાંત સ્થળમાં માઉગલી તે સાંભળી શકત. [બાકી આવતા અંકે

એક મોટા સમારંભમાં બે વૃદ્ધ દેખાતી મહિલાઓને એકબીજાની બાજુમાં બેસવાનું થયું. એક દેશી હતાં, બીજાં વિદેશી હતાં.

દેશી મહિલાએ પૂછ્યું: 'આપના પતિ હિન્દમાં શું કરે છે? તેમનું નામ શું?'

વિદેશી મહિલાએ સહેજ હસીને કહ્યું: 'તેમને હિન્દના વાઈસરોય કહેવામાં આવે છે. હિન્દમાં ચાલતી અંધાધૂંધી ટાળવા તેમને બ્રિટીશ પાર્લામેન્ટે મોકલેલા છે અને તેમનું નામ લોર્ડ લિનલિથગો.'

દેશી મહિલા: 'જાણીને હું બહુ ખુશી થઈ.'

વિદેશી મહિલા: 'આપના પતિ શું કરે છે! તેમનું નામ શું?'

દેશી મહિલા: (સસ્મિત) તેઓને હિન્દમાં અંધાધૂંધી ફેલાવનાર વ્યક્તિ તરીકે બ્રિટીશ પાર્લામેન્ટ ઓળખાવે છે. અહીંના લોકો મહાત્માજી કહે છે અને હું તેમને ગાંધીજી કહું છું.'

બા. વ્યાસ.

# બે રેખાચિત્રો

વસંત

## ૧ : ઢોઢપગો

'એવા અસાધ્ય દરદથી પીડાતાં દરદીઓની જિંદગી બચાવીને આપણે શું ફાયદો કરી આપવાના હતા ? શું એ સિવાય ડૉક્ટરોનું બીજું કર્તવ્ય જ નથી ? એવાં રોગીઓની જીવાદોરી લંબાવી દુનિયાની વસ્તીગણતરીમાં વધારો કરવાનો કોઈ હેતુ ખરો !' મધ્યપશ્ચિમની મેડીકલ કૉલેજમાં અભ્યાસ કરતા એ જુવાન ડૉક્ટરના દિલમાં ઉપરના સવાલો ઊઠતા. અને એથી એ તેના સહાધ્યાયીઓ સાથે ઘણી વાર એ બાબતની ચર્ચામાં ઊતરી પડતો.

'પરંતુ એ માટે તો આપણે અહીં આવેલ છીએ,' એ લોકો દલીલ કરતા, 'અંધ, અપંગ અને પીડાતા લોકોની સેવા કરવાની આપણી ફરજ છે.'

એ કહેતો, 'ડૉક્ટરો બીમાર માણસોને સાજા કરવા માટે છે. અને જો એ કોઈ રીતે સાજા થાય એમ ન જ હોય તો એવા લોકો વહેલી વિદાય લ્યે એ જ બહેતર છે' એ પોતે એવા લોકોની જિંદગી કેમ ઓછા કષ્ટે પૂરી થાય એ જાતની ચિકિત્સાનો મત ધરાવતો.

એ હતો ડૉ. માર્લીન. કૉલેજના અભ્યાસકાળ દરમિયાન એ પોતાની એ જાતની વિચારસરણીમાં દૃઢતાથી માનતો. અભ્યાસકાળના એના છેલ્લા વર્ષ દરમિયાન એક ગરીબ જરમન બાઈની પ્રસવવેળાએ એને હાજરી આપવાનો પ્રસંગ આવ્યો. બાઈને આ દશમી સુવાવડ હતી અને બાળક અવતર્યું તેનો એક પગ ઘણો ટૂંકો હતો. ડૉક્ટરે પોતાની સ્વાભાવિક ટેવ મુજબ બાળકના મોઢામાં ફૂંક મારી તેના શ્વાસોશ્વાસ ચાલુ કરવા મહેનત શરૂ કરી. અચાનક તેના મનમાં વિચાર આવ્યો! 'આવો ટૂંકો પગ લઈને આ બાળક જીવનમાં શું કરી શકશે ? બીજાં છોકરાંઓ એને ઢોઢપગો કહેશે. એવા જીવને બચાવીને શું કરવું છે ! જગતને એની કશી જ ખોટ નહિ જણાય.'

પરંતુ એ જુવાન ડૉક્ટરનું દિલ પોતાની ફરજમાંથી ડગ્યું નહિ. અને એણે ફરી પ્રયત્ન કરી એ બચ્ચાના શ્વાસ ચાલુ કરી એના નાનકડા દિલના ધબકારા શરૂ કર્યા. થોડી જ વારે બચ્ચામાં પ્રાણનો સંચાર થયો ને ધીમે ધીમે રડવાનો અવાજ આવવો શરૂ થયો.

ડૉક્ટર માર્લીન પોતાનું કાર્ય પતાવી બેગ લઈ ઘેર જતાં જતાં આખે રસ્તે પોતાના મન સાથે બબડતો ગયો, 'આવું શા માટે મારે કરવું પડ્યું ? ઘરમાં તો ખાવાના સાંસા છે અને હમણાં એક તો છોકરાં છે ! આવી ખોટવાળું એક વધારે બાળક જિવાડીને મેં શું સારું કર્યું ! એવા અધૂરા અવયવવાળાની દુનિયામાંથી વહેલી રવાનગી જ સારી હતી.'

ત્યાર પછી વર્ષો વીતી ગયાં. ડૉક્ટર માર્લીન એક મોટા શહેરમાં આવી વસ્યો ને ત્યાં ઘણી સારી પ્રતિષ્ઠા જમાવી મોટો ડૉક્ટર બન્યો. એની જુવાનીની વિચારસરણી તો આજે ક્યાંય અદૃશ્ય થઈ ગઈ હતી. બીજા અનેક ડૉક્ટરોની જેમ એ પણ અસંત કામના બોજાથી દબાયેલ અસંખ્ય દરદીઓ અસંખ્ય દરદો. અને દવાઓથી ઘેરાયેલો એ જીવનની ઘરેડમાં પડી ગયો. મરવાને લાયક ગણાય એવાઓને પણ દવાઓ આપ્યે જ રાખતો એ લોકોને જીવતાં રાખવા માટે પોતાનું જીવન હોય એમ નિત્ય પ્રવૃત્તિમાં પડી ગયો.

ડૉ. માર્લીનને પોતાના કુટુંબની પણ ઉપાધિ આવી પડી. એનો એકનો એક દીકરો અને વહુ અચાનક મોટર અકસ્માતમાં આવી મરણ પામ્યાં. એમની નાની દીકરી બાર્બરાને

ઉછેરવાનું ડૉક્ટર ઉપર આવી પડ્યું. ડૉક્ટરને એ દીકરી માટે અનહદ માયા હતી. આ ઉનાળે જ્યારે એ દશ વર્ષની થઈ ત્યારે એક દિવસ સવારે તેણે તેની ડોક અક્કડ થઈ જવાની અને હાથપગમાં વિચિત્ર દુઃખાવાની ફરિયાદ કરી.

શરૂઆતમાં એ સાધારણ વા હશે એમ લાગ્યું. પરંતુ પાછળથી એ એક ખાસ પ્રકારનું ચેપી દરદ નક્કી થયું. એ દરદ જવલ્લે જ થતું હોવાથી મેડીકલ પુસ્તકોમાં પણ તેના વિષે બહુ જૂજ ઉલ્લેખ હતો. ડૉક્ટર માર્લીનની પોતાની આટલાં વર્ષોની પ્રેક્ટીસ દરમિયાન આવો એકે ય કેસ જોવામાં આવેલ નહિ. એણે જ્ઞાનતંતુના નિષ્ણાત ચિકિત્સકોને બોલાવ્યા ને સૌને બાર્બરાની તબિયત બતાવી. બધાએ પોતાનું મસ્તક હલાવ્યું. એ દર્દની કોઈ સફળ દવા જાણવામાં આવેલ ન હતી. તેમના મત પ્રમાણે આ દર્દ ધીમે ધીમે વધીને પક્ષાઘાતમાં પરિણમે છે તેમ તેઓએ જણાવ્યું.

એક નિષ્ણાતે કહ્યું: 'પશ્ચિમનો કોઈ એક ડૉક્ટર છે. એણે હમણાં જ આવા દરદની સફળ ચિકિત્સા વિષે એક લેખ લખેલ હતો એ મારા જોવામાં આવેલ છે. એનું નામ જે ડૉ. ટી. જે. મીલર. તમો એની સલાહ લો એમ મારો ખાસ આગ્રહ છે.'

ડૉ. માર્લીન પોતાની વહાલી દીકરીને લઈ એરોપ્લેનમાં ડૉક્ટર મીલરની નાની ઇસ્પીતાલ કે જ્યાં એ પોતાની તદ્દન નવી જ પદ્ધતિથી અપંગ અને ખોડવાળાં દરદીઓની સારવાર કરતો હતો ત્યાં પહોંચ્યો. તેણે જોયું કે ડૉ. મીલરનો એક પગ લંગડાતો હતો.

'મારા આ લંગડા પગને લીધે જ હું મારાં દરદીઓ સાથે એકતા અનુભવું છું.' ડૉ. માર્લીનની પોતાના પગ તરફ ગયેલ નજર જોઈ એ નિષ્ણાત ચિકિત્સકે કહ્યું, 'બાળકો મને હોપ-પગો કહે છે. હું એમને એ કહેવા દઉં છું, ખરું જોતાં મને એ મારા સાચા નામ થેડીઅસ કરતાં પણ વધુ પસંદ છે. મારું એ નામ મને આ જગતમાં લાવનાર મેડીકલ કોલેજના એક વિદ્યાર્થીના નામ ઉપરથી પાડવામાં આવેલું. પણ મને એ નામ પસંદ નથી.'

ડૉક્ટર થેડીઅસ માર્લીનના સ્મરણ પરથી અચાનક કેટલાંય વર્ષોનો પડદો ઊંચકાઈ ગયો. અને એ પ્રસંગ તેને યાદ આવ્યો. 'જગતને એની કશી જ ખોટ નહિ જણાય...' બાળકના જન્મ વખતે આવી ગયેલ એ વિચાર અત્યારે યાદ આવતાં એના ગળામાં કાંચકી બંધાઈ ગઈ. પોતે કેવો આંધળો હતો! એ અપંગ ડૉક્ટર આજે પોતાની વહાલી દીકરીના પગ સાજા કરી તેને ચાલતી કરી દેવાનો હતો.

એણે ડૉ. મીલરનો હાથ પકડી કહ્યું, 'અંધ રહેવા કરતાં અપંગ રહેવું ઘણું સારું ડૉક્ટર!'

## ૨ : ધારાશાસ્ત્રી

અદાલતમાં આજે બેસુમાર ગિરદી હતી. આખું ગામ આજે હેનરી વોલ્પીન સામેનો કેસ સાંભળવા ઊમટ્યું હતું. એ હતો એ નાના ગામડાનો એક ચોપડીઓ વેચનાર. બાર બાર સ્ત્રીઓનાં ખૂન કરવાનો તેની ઉપર આરોપ હતો. અપરાધી કેદીના પાંજરાના કઠેડા ઉપર હાથ ટેકવી બેઠો હતો.

'જ્યુરીના માનદ સભ્યો!' ૭૩ જેટલા ખૂનના કિસ્સાઓમાંથી ૭૧ વખત ફાંસીના માંચડાને શિકસ્ત આપનાર બુસેલ્સનો એ પ્રખ્યાત ધારાશાસ્ત્રી જ્યારે બોલવા ઊભો થયો ત્યારે સર્વત્ર સુપકીદી છવાઈ ગઈ. એનું નામ હતું ફીલીપ ડયુરેન્ડ.

'હેનરી વોલ્પીન ઉપર બાર છોકરીઓનાં ખૂન કરવાનો આરોપ છે.' એણે શાંત અવાજે શરૂ કર્યું 'આઠ આઠ દિવસથી તમારા ધારાશાસ્ત્રીના મારા એ અસીલના ગળામાં ગાંઠ સરકાવી દેવાના તમામ પ્રયત્નો હું જોતો

આવ્યો છું: અહીં આપ સર્વેનું એ બાબત ધ્યાન ખેંચું છું કે આ કિસ્સામાં નજરે જોનાર કોઇ સાક્ષી હાજર કરવામાં આવેલ નથી. ગુમ થયેલ છોકરીઓમાંથી કોઇની આંગળીના નખ જેટલા ભાગનો પણ કશો પત્તો મળી શક્યો નથી. ઓના પગનાં બૂટ, કોઇ છૂટાંછવાયાં વાક્યો વગેરે સાંયોગિક પુરાવાઓને આધારે તમારા ધારાશાસ્ત્રીએ કેસ ઘડી કાઢેલ છે.

'આ ક્ષણે જો મતગણતરી કરવામાં આવે તો તમે શું ચુકાદો આપશો એનો મને ખ્યાલ છે. તમારામાંથી થોડા દોરડાનો ગાળો સરખો કરવામાં મદદરૂપ થવા પણ તત્પરતા દેખાડશો એ પણ હું જાણું છું.

'મારા ગામનો એક ચોપડીઓ વેચનાર મને અત્યારે યાદ આવે છે. એ હેનરી વૉલ્પીનને ઘણી રીતે મળતો આવે છે. સાદોસીધો એ માણસ હતો અને કોઈ કદી એના તરફ ખાસ ધ્યાન આપતું નહિ. આ ગામમાં હેનરી વૉલ્પીને ગાળેલાં તેના જીવનનાં ૪૧ વર્ષો દરમિયાન તેના તરફ પણ કોઇએ ખાસ ધ્યાન કદી આપેલ નથી એ હું જાણી શક્યો છું. આવા નાના ગામડામાં એ વસ્તુ સ્વાભાવિક નથી. કોઇ છોકરી સાથે એકાદ વખત ફરવા નીકળવું કે સાથે એકાદો શરબતનો ગ્લાસ પીવા ઊભા રહેવું એટલું કોઇ પણ વ્યક્તિ વિષે વાત વહેતી થવા માટે પૂરતું છે.

'ખેર! હવે આપણી પાસે જે પુરાવાઓ રજૂ થયા છે એ ઉપરથી પેલા સાદાસીધા પુસ્તક વેચનારની શી હાલત થઇ એ આપણે જોઇએ. તમારા ગામની પેલી એકની એક હોટેલને આંગણે એક સાંજે એક મોટર આવીને ઊભી રહી. એમાંથી એક સુંદર વસ્ત્રોમાં સજ્જ પુરુષ અને સાદા કપડાંવાળી છોકરી ઊતર્યાં. એ બન્નેએ હોટેલમાં કમરાની માગણી કરી અને સારામાં સારો ભાગ એમને આપવામાં આવ્યો. બીજી સવારે એ બન્ને પોતાના કમરામાં મોટે અવાજે વાતચીત કરતાં સંભળાયાં હતાં એ

જાતની સાક્ષી હોટેલ માલિકની પત્ની આપે છે. એ એમ પણ કહે છે કે ત્યાર પછી પુરુષ છોકરીને મૂકીને મોટર લઇ ચાલ્યો ગયો. એ જ દિવસે બપોરે એ છોકરી કાફેમાં આવે છે અને હેનરી એક ખૂણામાં બેસી છાપું વાંચતો હતો એની પાસે બેસે છે. હોટેલના માણસ પાસેથી એ પણ જાણવા મળ્યું કે એ બન્નેએ કૉગ્નેકની એક બાટલી પણ મગાવેલી, અને બન્ને જણા વૉલ્પીનને ત્યાં જવાની વાત કરતાં જણાયાં હતાં. બસ! ત્યાર પછી એ છોકરી ફરીથી દેખાણી નથી. એ બંનેને વૉલ્પીનના ઘરમાં જતાં જોનાર કોઇ સાક્ષી આપણા માનવંતા ધારાશાસ્ત્રી રજૂ કરી શક્યા નથી. પરંતુ વૉલ્પીનના શયનખંડમાંથી મળી આવેલ એક ઊંચી એડીવાળો બૂટ તેમણે પુરાવા રૂપે રજૂ કરેલ છે. એ બૂટ ગુમ થએલ છોકરીનો હોવાની ઓળખ હોટલ માલિકની પત્ની આપે છે.

'એક અઠવાડિયા પછી વૉલ્પીનને બીજી છોકરી સાથે સીનેમામાં બેઠેલો જોયેલ કોઇ જણાવે છે. વૉલ્પીનની પડોશણ બાઇ રાત્રે વૉલ્પીનના ઘરમાંથી કોઇ ઓના હાસ્યનો અવાજ સંભળાયાનું જણાવે છે, અને એ હાસ્ય એ છોકરીનું જ હતું એમ એ સોગંદ ઉપર કહેવા તૈયાર છે. ત્યાર પછી એ, છોકરીની કશીય ભાળ મળી નથી. અસીલના ટેબલના ખાનામાંથી મળી આવેલ એક ચામડાની બેગ અહીં રજૂ થએલ છે. એ બાબતને અગત્યના પુરાવા રૂપ ગણી છે. ત્યાર પછી તમે ત્રીજી નિશાળની માસ્તરાણી બાઇ વિષેના પુરાવાઓ સાંભળ્યા. નિશાળના અધિકારીઓ પાસેથી જાણવા મળ્યું કે એ બાઇ પોતાની જગ્યાનું રાજીનામું આપી તેને ગામથી અહીં વૉલ્પીન નામના પુસ્તક વેચનારને પરણવા આવેલી. ગાડીવાળાએ સાક્ષી આપી છે કે એણે એ બાઇને અને તેના સામાનને વૉલ્પીનના બારણે ઉતારેલાં. માનવંત ધારાશાસ્ત્રીએ મિ. વૉલ્પીનના ખંડમાંથી મળી આવેલ એક બૂટ રજૂ કરેલ

છે. માસ્તરાણી બાઈની બ્હેને પોતાને ગામથી આવી એ બૂટ ઓળખી આપ્યો છે.'

'લગભગ આવા જ સંયોગોમાં અદ્રશ્ય થએલ બીજી આઠ છોકરીઓ વિષેના પુરાવાઓ પણ તમે સાંભળી ચૂક્યા છો.

'હેનરી વોલ્પીનની સામેના આ આરોપો છે. બૂટની જોડ ભેગી કરવા માત્રથી માણસ મૃત્યુની સજાને પાત્ર ઠરતો નથી એ બાબત તમારું ધ્યાન ખેંચું છું. હેનરી વોલ્પીને ખૂન કરેલ છે એવું તમે બિલકુલ શંકા ન રહે એમ પુરવાર ન કરી શકો ત્યાં સુધી તમે એને દેહાંતદંડ દઈ શકના નથી.'

એ અટક્યો અને જ્યુરીના દરેક સભ્ય તરફ નજર ફેરવી. 'તમારા દિલનાં વહેમનાં વાદળો તમે જોઈ શકતા નથી પરંતુ મને એ દેખાય છે.' એણે ધીમા અવાજે કહ્યું.

'અમને બિલકુલ વહેમ નથી.' માસ્તરાણીની બ્હેન બાંકડા ઉપરથી ચીસ પાડી ઊઠી. જજ સાહેબે કોર્ટને શાંત રહેવા જણાવ્યું. બ્રુસેલ્સના એ નાના આદમીએ આગળ ચલાવ્યું, 'જેમના મૃત્યુ વિષે તમારા દિલમાં બિલકુલ શંકા નથી રહી એ બધી છોકરીઓમાંથી એક આ અદાલતને આંગણે આવીને ઊભી રહેશે તો તમે શું કહેશો? પછી પણ તમે એમ કહી શકશો કે બાકીની ૧૧ તો મૃત્યુ પામેલી છે! પછી પણ તમારા મનમાં એટલી જ ખાતરી રહેશે?' ડ્યુરેન્ડે પોતાનો હાથ ધીમેથી ઊંચો કરી અદાલતના પાછળના બારણા તરફ આંગળી ચીંધી. 'જ્યુરીના માનવંત સભ્યો! આપ સૌને હું પેલા બારણા તરફ જોવા કહું છું.' તેણે એકદમ સખ્ત અવાજે કહ્યું.

અદાલતના એક એક માનવીની આંખ એ બારણા તરફ ફરી ત્યારે સૌના શ્વાસ ઘડીભર અદ્ધર થઈ ગયા. કારકુન લખતાં અટકી ગયો. એક નાનો છોકરો બાંકડા ઉપર ઊભો થઈ ગયો. અદાલતનું દરેક માણસ કોઈને કોઈ છોકરીનું સંબંધી હતું. નિસ્તબ્ધ શાંતિ છવાઈ ગઈ.

'આપ સૌના દિલમાં આશા ઉત્પન્ન કરવા માટે મને ક્ષમા કરશો,' દરેકને ગૂંગળાવતી એ શાંતિને ભેદતો ધારાશાસ્ત્રીનો અવાજ આવ્યો, 'આપ સૌની પાસે આવી ગંદી રમત માટે માફી માગું છું. એ બારણામાંથી કોઈ આવનાર નથી. પરંતુ આ આખી અદાલતમાં એ બાબત એક મને જ ખાતરી હતી. આપ સૌને એમ થઈ ગએલું કે કોઇ આવશે. દરેકના મનમાં શંકા હતી. જ્યુરીના માનદ સભ્યો, આપ સૌના મનમાં પણ એ વહેમ આવી ગયેલ હોય તો આપે આ માણસને છોડી મૂકવો જોઈએ.' ફીલીપ ડ્યુરેન્ડ પોતાની જગ્યાએ બેસી ગયો.

'બ્રુસેલ્સનો તમારો આ આદમી ગજબ છે,' પેરીસના પ્રતિનિધિએ તેના સાથીદારને કહ્યું, 'વોલ્પીન છુટી જશે.'

પરંતુ અદાલતે તેને ગુનેગાર ઠરાવ્યો ને ફાંસીની સજા ફરમાવી.

વોલ્પીને એક પણ વખત બારણા તરફ નજર નહોતી નાખી એ જ્યુરીના એક સભ્યની નજરે ચડેલું. [અંગ્રેજી પરથી

એક ભૂત બીજાને—એલા તારા માથામાં ઢીમણું કેમ થયું?

બીજો ભૂત—ગઈકાલે હું બારણાના ચાવી-કાણામાં (કી-હોલ)થી આવતો હતો, ત્યાં કોઇએ સામેથી તેમાં ચાવી નાખી.

—બા. બ્યા.

# સમાજ અને સાહિત્યની નવાજૂની

મહારાષ્ટ્રના સમાજવાદી નેતા અને પ્રતિષ્ઠિત લેખક શ્રી સાને ગુરુજીએ રાષ્ટ્રપિતા ગાંધીજીના ખૂની પોતાના પ્રાંતનો હોઈ પ્રાયશ્ચિત સ્વરૂપે પોતે ૨૧ દિવસના ઉપવાસ કરેલ. ઉપવાસના ૨૧ દિવસના અંતે લીંબુનો રસ લઇ પારણું કર્યું છે.

*

'બીખરે મોતી,' 'ઉન્માદિની,' 'ઝાંસી કી રાની' વગેરે ગ્રંથોના કર્તા, જાણીતા હિંદી કવયિત્રી ને લેખિકા શ્રી. સુભદ્રાકુમારી ચૌહાણનું મોટર અકસ્માતથી ૪૩ વર્ષની વયે અવસાન થયું છે.

શ્રી ગોકુળદાસ રાયચુરા કૃત 'સબળ ભૂમિ ગુજરાત' (ગુજરાતી શૂરવીર જાતિઓનો પરિચય આપતું પુસ્તક) પ્રસિદ્ધ થયું છે.

શ્રી ધૂમકેતુના બે વાર્તાસંગ્રહો 'આકાશદીપ' અને 'પરિશેષ' પ્રસિદ્ધ થયા છે.

શ્રી. જટુભાઇ વૈદ્ય કૃત 'જનેતાનાં દર્દો' નામનું સ્ત્રી–ઉપયોગી પુસ્તક પ્રસિદ્ધ થયું છે.

શ્રી. છોટુભાઈ સુથાર કૃત ખગોળ વિજ્ઞાનનું પુસ્તક પ્રસિદ્ધ થયું છે.

શ્રી. જેઠાલાલ ત્રિવેદી સંપાદિત 'ભાલણના પદ' પ્રસિદ્ધ થયું છે.

શ્રી. ભૂપતરાય મો. દવે અને શ્રી. શંકરલાલ દવેનો આરોગ્ય વિષયક ગ્રંથ 'રોગ અને આસન' પ્રસિદ્ધ થયો છે.

શ્રી. ઈશ્વર પેટલીકરની નવલકથા 'પાતાળકૂવો' પ્રસિદ્ધ થઇ છે.

નાટક (તંત્રી અને પ્રકાશક : જસવંત ઠાકર, ભાસ્કર ભુવન ખાડિયા, અમદાવાદ)
આ પખવાડિકનો પ્રથમ વર્ષનો પ્રથમ અંક મળ્યો છે. 'બિન્દુનો કીકો' તે અનુવાદિત નાટિકા બાદ કરતાં બીજા લેખો કાર્યાલયના જ હોઇ પ્રથમ દર્શને આ અંકમાં તંત્રીને આપવાની સામગ્રી કરતાં માંગવાનું વધારે લાગે છે; પણ જે સામગ્રી છે તે ઉપભોગ્ય તો છે જ. ગુજરાતની અવેતન રંગભૂમિ અને ધંધાદારી રંગભૂમિ વચ્ચે જે મોટો સમુદ્ર છે તે પૂરવામાં પત્ર મદદરૂપ થશે. ગુજરાતી રંગભૂમિના ઉત્કર્ષના આશ્રયથી ગુજરાતી ભાષામાં પ્રગટ થતું એકમાત્ર ત્રિમાસિક 'નેપથ્ય' હતું તેમાં આ માસિક નોંધપાત્ર ઉમેરો કરે છે. રંગભૂમિની નટીઓના ત્રિરંગી ચિત્ર–શણગારથી તંત્રી દૂર રહી શક્યા છે તે આનંદની વાત છે.

"નાટક"ની 'ખાતર' રંગભૂમિ તરફની ગુજરાતની ઉદાસીનતાની 'લાલ પટ્ટી' કાપી તેને રંગભૂમિમાં કલાનો ઉત્કર્ષ જોતાં શીખવશે તેમ 'નાટક'ના વાચકને લાગ્યા વિના નહિ રહે.
—ર.

મુસ્લિમ ટાઇમ્સ: ચૂંટણી અંક : મુંબઇના આ સાપ્તાહિકે મુંબઇ મ્યુનિસિપલ ચૂંટણી પ્રસંગે તદ્‌વિષયક સામગ્રીથી ભરપૂર ચૂંટણીઅંક કાઢ્યો છે. પ્રયાસ આવકારપાત્ર છે.


મહેફિલો અને જલસાઓમાં ગવાયેલાં ને ઝિલાયેલાં દિલચસ્પ ઉદ્‌બોધક ગઝલોગીતોનો અભિનવ સંગ્રહ
'આત્મગુંજન'
કર્તા
કિસ્મત કુરેશી
★
કિંમત ૦–૮–૦
[બહારગામવાળાએ ૦–૯–૬ ની ટિકિટો બીડવી]
શ્રી સરસ્વતી પ્રકાશન મંદિર : દાણાપીઠ : ભાવનગર

# રામ, ચન્દ્ર અને ચાલુ સાલ

યંગકલ્લભ

[નાટિકા]

પાત્રો : દશરથ રાજા, ચોપદાર, પ્રધાનજી, જાદુગર,
ગણિતશાસ્ત્રી, રામચંદ્રજી, અને વિદુષક

સમય : અત્યારનો   સ્થળ : દશરથ રાજાનો પેલેસ

[ પડદો ખૂલે છે ત્યારે દશરથ રાજા છાપું વાંચતા બેઠેલા દેખાય છે. બહુજ આધુનિક ઢબે ઓરડો શણગારેલો છે. ઓરડાની ડાબી બાજુએ, સ્ટેજ પર આવવાનું બારણું દેખાય છે. ઓરડાની મધ્યમાં એક બારી છે જેમાંથી પાછળનું આકાશ દેખાય છે. ઓરડાની જમણી બાજુએ એક રાઈટીંગ ટેબલ છે અને તેના ઉપર લખવાનાં સાધનો ઉપરાંત એક કોલ-બેલ પણ છે. ભીંત પર એક રણશીંગુ ટીંગાડેલું છે અને Arms-Board પર બે તલવાર અને બે ખંજર લટકાવેલાં છે ઓરડાની જમણી બાજુના ખૂણામાં એક મોટું ઓઈલ પેઈન્ટ છે જેમાં શ્રવણ માથે કાવડ રાખીને ઊભેલો દેખાય છે. ઓરડાની મધ્યમાં એક ફ્લાવર-વાઝ છે અને તેમાં ફૂલનો મોટો ગોટો છે.પડદો ખૂલ્યા પછી થોડી વારે બાળક રડતું સંભળાય છે.]

દશરથ : ( પાનું ફેરવી, વિંગ તરફ જોઈ ) અરે ! કોઈ છે કે બહાર !

[ ચોપદાર આવે છે. ]

ચોપદાર : ( કુરનીસ બજાવતાં ) જી...હજુર.

દશરથ : કયા કુંવર રડે છે ?

ચોપદાર : નામદાર...નંબર વન કુમારશ્રી કજિયા કરે છે.

દશરથ : ( છાપું સંકેલતાં ) કોણ રામચંદ્ર ?

ચોપદાર : જી.

દશરથ : કેમ ! તેને શું છે ! તબિયત કેમ છે ?

ચોપદાર : જી...( ઉધરસ ખાતાં ) જ્યારથી આ મકાઇ ખવાવી શરૂ થઈ છે ત્યારથી તબિયત સારી રહેતી જ નથી.

દશરથ : ( છાપું ગોળ કરતાં ) બસ...બસ... હું તારી તબિયતનું નથી પૂછતો. કુમાર સાહેબની તબિયત કેમ છે ?

ચોપદાર : તેમની તબિયત તો ગયકાલ કરતાં પણ સારી છે.

દશરથ : તો પછી પોતે રડે છે શા માટે ? રડવાથી તેમનો સ્વભાવ ચીડિયો થઈ જશે. અને તેથી તેમને ઊંઘ નહિ આવે. એટલે તેમની તબિયત ખરાબ થશે./અને પછી ઉપાધિ એની એ જ.

ચોપદાર : જી નામવર, પણ તેમાં અમે શું કરી શકીએ ?

દશરથ : યુવરાજશ્રીને રડે તેવું કાંઈ કારણ જ ન આપવું. સમજ્યા ને ?

ચોપદાર : જી ત્યાં જ મુશ્કેલી છે. યુવરાજશ્રી તો ચંદ્ર માગે છે. તે અમે ક્યાંથી લાવી આપીએ ?

દશરથ : અરે એ તો હું હમણાં જ મગાવી આપું છું. તેમાં શી મોટી વાત હતી ?...જાવ અને કુમારશ્રીને છાના રાખો.

[ ચોપદાર જાય છે. દશરથ ટેલિફોન ડીરેક્ટરીમાં જોઇને નંબર શોધી લાંબી ને એક ટૂંકી ઠંકોરી વગાડે છે. મુખ્ય પ્રધાન આવે છે. ]

દશરથ : જુઓ મુખ્ય પ્રધાનજી! યુવરાજ સાહેબ બહુ કજિયા કરે છે. તેમને ચંદ્ર જોઈએ છે. ચન્દ્ર નહિ મળે તો તે વધારે કજિયા કરશે. તેથી ગોળિયા થઈ જશે. પછી તેની તબિયત બગડશે. એટલે ઊંઘ નહીં આવે અને ઉપાધિ એની એ...માટે આજ સાંજ સુધીમાં કે મોડામાં મોડું કાલ સવાર સુધીમાં ચંદ્ર મગાવી આપો.

પ્રધાન : મહારાજ...! મારી આટલી લાંબી જિંદગીમાં મેં આપ નામદારની ઘણી ઘણી સેવા ઉઠાવી છે...ક્રમાનુક્રમ મેં જે સેવાઓ કરી છે, તેનું પત્રક પણ મારી પાસે તૈયાર છે. (કાગળ કાઢી) જુઓ આ રહ્યું. મેં આપને માટે ધોળો હાથીદાંત, ધોળો વાંદરો, અને ધોળી ચંદનઘો આપ્યાં છે ઋષિની જટા, ભૂતની ચોટલી અને નેતાની કાળી મૂછનો વાળ પણ લાવી આપ્યાં છે લાલ ડોલર, પીળાં ઝીરાફ અને લીલા હરણ તો મેં વાઘરીની સાથે આપને મોકલાવેલાં. માણેક, મોતી અને પોખરાજનો આપને કોઠોમાક બતાવેલો. વગર નોકરી કરેલ કારકુનનું પેન્શન પણ મેં જ લાવી આપેલું. સસલાનું શીંગડું ઉપરાંત લાંબામાં લાંબો વહેતિયો...એક મોરસની ગુણ, ઘાસલેટનો ડબો અને સવાશેર સુ...ર...ણ...ના ના મહારાજ...આ તો મારી ઘરવાળીએ લખાવેલું લાગે છે.

દશરથ : તેની કાંઈ હરકત નહીં. જે લાવી આપ્યું છે તે બધું બરોબર છે પણ હવે ચંદ્રમા લાવી આપો

પ્રધાન : એ વાત તો નહીં બને. કારણ કે ચંદ્રમા અહીંથી ૬૫ હજાર માઈલ દૂર છે. કુંવર સાહેબના સવાના ઓરડામાં ન માય તેવડો મોટો છે. એટલે જો મરજી હોય તો સૂરજ લાવી આપું પણ ચંદ્ર તો નહીં જ.

દશરથ : તો પછી મારે તમારું કામ નથી. ચાલ્યા જાવ...પણ ઊભા રહો. આપણા જાદુખાતાના ઉપરીને બોલાવવા માટે કેટલી ટોકરી વગાડવામાં આવે છે!

પ્રધાન : જી (ખિસ્સામાંથી ઘડિયાળ કાઢીને જોઈને)......સાડાચાર...

[પ્રધાન જાય છે રાજા સાડાચાર ટકોરી વગાડે છે પવન ફૂંકાય છે. સુસવાટા સંભળાય છે. મોટા અવાજ સાથે જાદુગર ફ્લાવર વાઝ પાછળથી નીકળી આવે છે]

જાદુગર : આલી મસ...સેવક હાજર છે. ફરમાઈએ નામદાર ફરમાઈએ.

દશરથ : કુંવરશ્રી માટે ચાંદ લઈ આવો ચાંદ.

જાદુગર : કયા બોલે સરકાર!!...

દશરથ : ચાંદ...ચંદો...ચંદ્રમા...

જાદુગર : ચાંદ! અત્તાખસે પરીમાન!.. ચરિ! નમારી પરીખવા!...ચંદ્રમા!

દશરથ : હા, ચંદ્રમા.

જાદુગર : ચંદ્રમા...હં...આયા અભી સમજકે બીચમે. ક્યું જી તો આપ ચાંદ માંગતે હો!

દશરથ : હા. હા...ચાંદ. બહુ વાર લગાડીશ તો પાછો આથમી જશે. હમણાં જ જોઈએ.

જાદુગર : દેખો ગરીબપરવર...હજુરકે લીયે મૈને બોત બોત તકલીફ ઉઠાઈ અભી જાસ્તી કહેના ફજૂલ હય...લેકીન મેરી પાસ તપસીલ...

દશરથ : હવે એ ટોપી ફિલ્મ જોતાં શીખ્યો તેમાં હિન્દી શું બોલ્યા કરે છે!

જાદુગર : જી નામદાર...હું એમ કહેતો હતો, કે આપને માટે જે જહેમતો ઉઠાવી છે તેનું

લીસ્ટ હું આપની પાસે હાજર કરું છું......અલીમસ પાણીમેં ડાલે ચીડિયા બનેગા...અલીમસ...

[ બેરી અવાજ શાંત છે. જાદુખાતાનો પ્રધાન રાજાના ખીસામાંથી એક કાગળ કાઢે છે. ]

જાદુગર : દેખીયે હજુર, યે હય મેરા લીસ્ટ. અબ બતાતા હું મેંને આપકે લીયે ક્યા ક્યા બનવાયા હય...

દશરથ : હું જાણું છું ને, તેં શો મોર માર્યો છે. આકડો, થોર, અને વડના દૂધનું દહીં કર્યું છે...કોક વાર શીખંડ. પેપડી, લીંબોળી અને અરીઠાનો લોટ કર્યો છે. તલના તેલનું ટોપરું બનાવ્યું છે. અને...

જાદુગર : જી નામવર, આ બધા ઈલમો તો મારા શીખવાડ્યા મુજબ આપ નામદારે ત્રીજા નંબરના રાણી સાહેબ માટે બનાવેલા છે. મેં તો મૂળામાંથી લોહી અને લોહીમાંથી મૂળો. અને એમાંથી મેલેરિયા આપને માટે બનાવેલા. પાઘડીમાંથી પોપટ, અને પોપટમાંથી પાઘડી અને તેમાંથી વાછડી આપના કુંવરો માટે જ તૈયાર કરેલાં પડ્યાં છે. તાળામાંથી તંબુરો અને તંબુરામાંથી તાળું અને તેમાંથી પાળું રાજમાતા માટે બનાવેલાં છે, જાબુવતીનો મહોરો આપણા સ્ટેટના મદારી પાસે છે. કામધેનુની ખરી ગામની ડેરીમાં વહેંચી આપી છે. ઐરાવતનો નખ તો આપણા તોપખાનામાં પડ્યો છે. ઉચ્ચૈશ્રવાની કેશવાળી આપણા નિશાળના મહેતાજીને આપેલ છે. જાજરમાન ગરુડનું પીંછું અને કીર્તિવંત ઊંટનું પૂંછડું પણ મેં જ લાવી આપેલું. અને છેવટે અંધારપછેડો...

દશરથ : એ અંધારપછેડો નકામો છે. મેં ઓઢ્યો હતો છતાંય બધા મારી સાથે ભટકાતા હતાં.

જાદુગર : નામદાર! અંધારપછેડાથી બીજા આપને ન દેખે પણ આપ તો બીજાને જોઈ શકો. માટે આપ ખસી ન જાઓ તો સૌ ભટકાય જ ને! પણ હજી મેં આ લીસ્ટ પૂરું વાંચ્યું નથી. મેં આપને માટે શશશૃંગ, મૃગજળ અને જળબિલાડી આણ્યાં છે. વળી લાલ ઊનનો દડો, ગૂંથવાના સયા, ને એક દાંતિયો...ના ના...ઊભા રહો નામદાર, આ તો મારી સ્ત્રી માટે બજારમાંથી લાવવાનું છે.

દશરથ : ફિકર નહિ. હવે યુવરાજ માટે ચાંદો લઈ આવો. ચાંદો નહિ આવે તો એ રડશે, પછી ચિડાશે એટલે ઊંઘ નહિ આવે. તેથી માંદા પડશે. અને પાછી ઉપાધિ એની એ. માટે જલ્દી ચાંદો લઈ આવો.

જાદુગર : એ નહીં બને. ચાંદો લાવવાની કોઈની તાકાત નથી. એક તો તે અહીંથી દોઢલાખ માઈલ દૂર છે વળી તે લીલા માખણનો બનેલો છે અને આપણા મહેલ કરતાં બમણો મોટો છે...હા...હજીકે મ જરૂર હોય તો એકાદ ધરતીકંપ કરાવી આપું. પણ ચાંદાનું તો નહીં જ બને.

દશરથ : તો પછી મારે તમારું કામ નથી, ચાલ્યા જાવ....હં પણ ઊભો રહે ગણિત-ખાતાના ઉપરીને બોલાવવાની કેટલી ટકોરી?

જાદુગર : ( શ્રવણના ચિત્ર તરફ જોઈ ) અં...એક પૂર્ણાંક બે તૃતીયાંશ...

દશરથ : હું જાદુની વાત નથી કરતો. ટકોરીની વાત પૂછું છું.

જાદુગર : એક નાનો, બે મોટા ને ત્રણ સહેજ નાના.

[ નોકર જાય છે. દશરથ ટકોરી વગાડે છે
અને ગણિતખાતાનો પ્રધાન આવે છે.]

દશરથ : આવો ગણિતખાતાના ઉપરી...જુઓ છપનિયા પછી તમે મારે માટે કેટકેટલા હિસાબો અને દાખલા ગણ્યા એનું આખીસ્ટાક મારે નથી જોતું. મારે તો કુમારશ્રી માટે ચંદ્ર કેવી રીતે લાવી અપાય તે જાણવું છે.

ગણિતશાસ્ત્રી : નામદાર...જે કંઈ અંકગણિત કે ફળજ્યોતિષ મેં આપને કાજે ગણ્યાં છે, તે મને સંભારી આપવા બદલ આપનો આભાર. જોગાનુજોગ એવો થયો છે કે છપનિયા પછી આપ નામદાર માટે કરેલા ગણિતની નોંધ મારી પાસે જ છે...જુઓ નામવર રાત અને દિવસ વચ્ચેના અંતર જેટલું જ 'અ' અને 'ઢ' વચ્ચે અંતર છે તે મેં ગણી આપ્યું છે. કબીર વડ, અને હિપોપોટેમસનું ક્ષેત્રફળ પણ મેં જ કાઢી આપેલું.. આપણા રાજ્યમાં પથરા કરતાં મૂર્ખાં ઝાઝા છે તે મેં પાટિયા પર સિદ્ધ કરી બતાવેલું. જોમેટ્રીને એલજીબ્રા ન કહેવાય તે મેં જ આપને પુસ્તકોને આધારે શીખવાડેલું. ઠોઠા પણ મેં જ આપણે ભણાવેલા. છછૂંદર, શક્કરખોર અને કરચલાની ઝીભનો ઘેરાવો તો મારી શાળાના મોનિટરે આપને કહેલો, ને ચીનની દીવાલ, તાજમહેલ અને હિટલરના વજન તો આપ જાણતા જ હો એટલે કહ્યાં નથી. અને છેવટે આપણા મુલકમાં શિકારને યોગ્ય પક્ષીઓનો અંદાજ ગણી કાઢ્યો છે. અને તે એક પરાર્ધ, સત્યાશી અબજ, અઠ્યોતેર કરોડ, પાંસઠ લાખ, છપ્પન હજાર, પાંચસો ને નવ્વાણુંનો છે.

દશરથ : આ છેલ્લું કહ્યું તે તારી બાયડીએ મંગાવેલું કાંઈ નથી ને !

ગ. શા.: સાહેબ ! મારી તો હજી કંકોત્રી છપાય છે. આ તો પક્ષીઓનું લીસ્ટ હતું.

દશરથ : એટલાં બધાં પક્ષી હોય જ નહીં. અને હોય તો પણ મારે તેનો અત્યારે શિકાર ય નથી કરવો. મારે તો ચન્દ્ર જોઈએ છે, ચન્દ્ર.

ગ. શા.: એ નહીં બને. ચંદ્ર અહીંથી ત્રણલાખ ગાઉ દૂર છે. વળી તે રૂપાના સિક્કા જેવો ગોળ અને ચપટો છે. ફક્ત તે રૂપાનો જ નથી પણ તે એસ્બેસ્ટોસનો બનેલો છે. તેનું કદ આપણા અર્ધાં રાજ્ય જેટલું છે. વળી એને આકાશની સાથે ચોંટાડેલો છે. એટલે ચન્દ્ર તો કોઈ લાવી શકશે નહીં. પણ જોઈતું હોય તો ઘરણ (ગ્રહણ) લાવી આપું. પણ આ તેર નહીં બને.

દશરથ : તમે ન લાવી શકો તો મારે તમારું કામ જ નથી. જાવ. વિદુષકને મોકલો.

ગ. શા.: મારે જવાની જરૂર નથી. આપ ટકોરી વગાડશો એટલે હાજર...પણ કેટલી વગાડશો ?

દશરથ : તે જોવાનું કામ મારું નથી, તું તારે ફાવે તે રીતે પણ વિદુષકને બોલાવી આપ.

[ગણિતશાસ્ત્રી બે ટકોરી વગાડીને જાય છે ને
વિદુષક આવે છે. તેના હાથમાં વાંસળી છે.]

વિદુષક : મને કેમ યાદ કર્યો નામદાર ?

દશરથ : કુમારશ્રીને ચંદ્રમા જોઈએ છે. અને કોઈ લાવી શકતું નથી. જેને જેને પૂછું છું તે બધા ય તે વધારે ને વધારે આઘો ને વધારે ને વધારે મોટો છે એમ જ કહ્યા કરે છે. તે તું તો ક્યાંથી જ લાવી શકે ! એટલે ચન્દ્રમા લાવવાને બદલે બંસી જ બજાવ.

વિદુષક : એ બધાએ ચંદ્રમા કેટલો આઘો અને મોટો છે તેમ કહ્યું !

દશરથ : પ્રધાનજીએ કહ્યું કે તે ૩૫ હજાર ગાઉ દૂર છે. અને યુવરાજના ઓરડા કરતાં મોટો છે. જાદુગરે કહ્યું કે તે સાઠ હજાર માઇલ દૂર છે અને આપણા આ મહેલ કરતાં બમણો મોટો છે અને ગણિતશાસ્ત્રીએ કહ્યું કે તે ત્રણ લાખ ગાઉ દૂર છે અને મારા અર્ધા રાજ્ય જેવડો છે.

વિદુષક : સાચું...તેઓ બધા તો બહુ વિદ્વાન માણસો છે. માટે તેઓ કહે છે તે સાચું જ હોવું જોઇએ. અને એ બધાનો સરવાળો કરીએ એટલો દૂર અને એવડો મોટો ચંદ્રમા હોવો જ જોઈએ. પણ નામદાર, આપે કુમારશ્રીને પૂછ્યું છે કે એમને તે કેવડો લાગે છે!

દશરથ : ના...એ તો મારા ખ્યાલમાં જ ન આવ્યું.

વિદુષક : તો આપણે કુમારશ્રીને પૂછીને ખાતરી કરીએ.

દશરથ : ચોપદાર...(ચોપદાર આવે છે) કુમારશ્રીને બોલાવો.

[ચોપદાર જાય છે. દરમિયાન વિદુષક વાંસળી વગાડે છે અને દશરથ શ્રવણના ચિત્ર તરફ તાકી રહે છે ત્યા રામચંદ્રજી આવે છે.]

રામ : કેમ ચંદ્રિ લાવ્યા! ક્યાં છે?

વિદુષક : જી હું હમણાં જ લાવી આપું છું. પણ કહો તો ખરા કે તમારો ચાંદો છે કેવડો?

રામ : અરે સાવ નાનો. મારી આંખ આગળ હું (અભિનય કરતાં) આમ અંગૂઠો ધરું છું એટલે તે ઢંકાઇ જાય છે. એ કાંઈ મારા અંગૂઠાથી બહુ મોટો નથી.

વિદુષક : વારુ! પણ તે કેટલેક આઘે છે?

રામ : આઘે! આઘે ક્યાં છે! મારી બારીમાંથી વડલો દેખાય છે ને, એના કરતાં ઊંચે નથી અને આઘો પણ નથી. કોક વાર તો એ વડલાની ડાળીમાં ભરાઈ જાય છે.

વિદુષક : તો કાંઇ વાંધો નહીં; હમણાં જ લઇ આવું છું. પણ કહો તો ખરા કે એ શેનો બનેલો છે?

રામ : લ્યો...એટલી યે ખબર નથી? સોનાનોસ્તો, પણ મને બહુ પડપૂછ પસંદ નથી. ચાલો બાપુજી, આપણે જઇએ.

[દશરથ અને રામ જાય છે અને વિદુષક એક ટકોરી વગાડે છે એટલે સોની આવે છે.]

વિદુષક : લ્યો સોની તો આવ્યા...કેમ સોનીભાઇ, બધો ખરીચો તો સાથે જ છે ને?

સોનીભાઇ : (તેની બગલમાં એક પેટી છે તે તરફ જોતાં) ત્યારે નહિ...અમે તે સોની છીએ કે ઘાંચી?

વિદુષક : જુઓ ત્યારે તમારી પાસે સોનાનાં ચગદાં છે?

સોની : હા લ્યો ને...(પેટી ખોલે છે) કેટલાં જોઈએ?

વિદુષક : બસ એક જ. (પેટીમાં ચીંધાડતાં) આ ચાલશે...સારું ત્યારે આપણું કામ થઇ ગયું. આને સાંકળીમાં પોરવી આપો જેથી ગળામાં પહેરી શકાય.

સોની : (ચગદાને સાંકળીમાં પરોવતાં) પણ આ શું છે તે તો કહો...

વિદુષક : ચન્દ્રમા...

સોની : ભલા માણસ, પહેલેથી કહેવું હતું ને, છોકરાં બનાવવાની વાત કરો છો તે! આવો

તે ચરિ હોય ! એ તો અહીંથી ત્રણ કરોડ ગાઉ દૂર છે. અને વરાળનો બનેલે છે, અને આરસના લખોટા જેવો ગોળ છે.

વિદૂષક : બરોબર છે. તમારા મત પ્રમાણે એવો જ છે. પણ મારે તો આ ચાલશે.

સોની : ઠીક ભાઈ...અંદાના તે કાંઈ ગામ વસે !...

વિદૂષક : ( બૂમ પોકારીને ) પધારો યુવરાજ શ્રી...પધારો નામદાર

[ દશરથ ને રામ આવે છે. ]

દશરથ : કેમ શું છે !

વિદૂષક : લ્યો આ આપનો ચાંદો.

રામ : લાવો તો...

વિદૂષક : કેમ બરોબર છે ને !

રામ : બહુ સુંદર ચાંદો છે. તમે બહુ સારા છો હો. ચાલો મારી સાથે રમવા

[ બંને જાય છે. રાજા બારીમાંથી બહાર જુવે છે. આકાશમાં ચાંદો ઊગે છે અને મુખ્ય પ્રધાન, જાદુગર અને ગણિતશાસ્ત્રી આવે છે. ]

દશરથ : અરે ! તમે પ્રધાન, જાદુગર અને ગણિતશાસ્ત્રી પાછા કેમ આવ્યા !

પ્રધાન : ઉહું...

જાદુગર : ...હા ઉહુહું.

ગ. શાસ્ત્રી : હા, હા હા ઉંહું.

દશરથ : કેમ વળી શું થયું !

પ્રધાન : મહારાજ ! રાજકુમાર હવે સાજા થઈ રહ્યા.

જાદુગર : ચીડિયાની માફક ચીડી જશે.

ગ. શાસ્ત્રી : આજ રાત્રે જ વૈદરાજ ખબર લાવશે.

દશરથ : પણ શું છે આ બધું !

પ્રધાન : હમણાં યુવરાજશ્રી આ ઊગતા ચાંદાને જોશે ત્યારે તેમને લાગશે કે આપણે તેમને છેતર્યા છે. એટલે ચીડિયા થઇ જાશે. પછી ઊંઘ નહિ આવે એટલે માંદા પડશે. અને પાછી ઉપાધિ એની એ.

દશરથ : તો એ અટકાવવાનો રસ્તો બતાવો.

પ્રધાન : આપણે કુમારશ્રીને કાળાં ગોગલ્સ પહેરાવીએ તો કેમ !

દશરથ : એટલી જ અક્કલ છે ! કાળાં ચશ્માં પહેરીને એ ભાળશે નહિ. પછી પડશે, એટલે વાગશે એટલે કજિયા કરશે એટલે ચીડિયા થઇ જશે એટલે ઊંઘ નહિ આવે, એટલે માંદા પડશે, પાછી ઉપાધિ એની એ. મારે તમારી સલાહનું કામ નથી. ચાલ્યા જાઓ.

[ મુખ્ય પ્રધાન જાય છે. ]

જાદુગર : નામદાર...જવાપથી અસેમાન...મતલબ કે આપણે એમ કરીએ...

દશરથ : શું ?

જાદુગર : મોટા મોટા ચાર થાંભલા ખોડી એના પર તંબૂખાનામાંથી કાળા મખમલની ચંદની લાવીને બાંધી દઈએ તો કેમ ?

દશરથ : શું તું જાદુગર છે કે લોંઠો ! ચંદની બાંધી એટલે પવન ન આવે, મૂંઝારામણ થાય,

આથી તે કજિયા કરશે, અને ચીડિયા થશે એટલે ઊંઘ નહિ આવે, એટલે માંદા પડશે ને પાછી એની એ ઉપાધિ...

જાદુગર : નામદાર ! આપની ભૂલ છે. પાછી ઉપાધિ એની એ.

દશરથ : બસ, બસ, મારે તારી સલાહનું કામ નથી. ચાલ્યો જા. હીંગો નહીં તો !

[ જાદુગર જાય છે. ]

ગ. શા. : મારી મતિ એમ થાય છે કે......

દશરથ : શું કહ્યું !

ગણિત : નામદાર ! આપણે એમ કરીએ. આતશબાજી ફોડીએ, ફૂલઝર, લવીંગિયા, હવાઈ, ઈલેક્ટ્રીકના ફટાકડા, દારૂ, અંબાડી, ફુવારા, ચિનાઈ ફટાકડા, મહેતાબ અને અનારા અને એટમબોમ્બ એ બધું જોઈને કુમારશ્રીને ચાંદો ક્યાં ને ગબારો ક્યાં તેની ખબર જ નહિ પડે.

દશરથ : હું જાણું છું કે વોરાની દુકાનમાં તારો ભાગ છે.

ગ. શા. : શાથી નામવર ?

દશરથ : નહિ તો તને આટલાં બધાં નામ આવડે ક્યાંથી ! અને બાકી તો દારૂખાનાના અવાજથી કુમારની ઊંઘ ઊડી જશે એટલે કજિયા કરશે એટલે ચીડિયા થઈ જશે. એટલે તબિયત બગડશે. એટલે પાછી ઉપાધિ એની એ. મારે એવી સલાહ નથી જોઈતી. ચાલ્યા જાઓ.

[ જાય છે. ]

દશરથ : ( બૂમ પાડે છે ) વિદુષક......વિદુષક !

[ વિદુષક વાંસળી વગાડતો આવે છે. ]

વિદુષક : કેમ નામદાર !

દશરથ : કંઈક તારી બંસી ઉપર બજાવ, સોહિણી કે હિંડોળ, કે દિલગીર બનાવે તેવો કોઈ પણ સૂર.

વિદુષક : કેમ નામદાર ! વળી શું થયું ?

દશરથ : કુમારશ્રી હમણાં જ ઊગેલો ચાંદો જોશે ત્યારે વળી કજિયા કરવા માંડશે. એટલે ઊંઘ નહિં આવે.

વિદુષક : નામદાર ! પાછી ઉપાધિ એની એ. એમ જ ને !

દશરથ : હા. બરોબર કહ્યું.

વિદુષક : આપણા ત્રણે ય વિદ્વાનોએ શું કહ્યું ?

દશરથ : કુમાર કજિયા ન કરે અને ચાંદો દેખાય પણ નહીં. એવો કોઈ રસ્તો તેમને જડ્યો જ નહીં.

વિદુષક : ( ઘડીક વાંસળી વગાડ્યા પછી ), જુવો ખુદાવિંદ ! જો બધા વિદ્વાનો એમ કહેતા હોય કે ચાંદાને નહીં ઢાંકી શકાય, તો જરૂર માનો કે ચાંદાને નહીં ઢાંકી શકાય. પણ ચાંદો ક્યાં છે ? કેવડો છે ? શેનો બનેલો છે ? તે બધુ તેઓએ ક્યાં કહ્યું હતું ? એ તો આપણને કુમારશ્રીએ જ સુઝાડ્યું હતુ ને ! આ વખતે પણ...અલબત્ત આપણા અમલદારો વિદ્વાન છે. પણ કુમારશ્રી વધુ ડાહ્યા છે. એટલે એમને પૂછીએ તો !

દશરથ : તો એમાં ઢીલ શી ?

વિદુષક : ( સાદ પાડે છે ) કુમારશ્રી...




ગુજરાતનું અનોખું
વાર્તા–માસિક
જેણે ત્રણ વર્ષમાં
૩૦૦
વાર્તાઓ આપી

૧ લા વર્ષે બાર અંકોમાં : વાર્તા ૭૮ : પાનાં ૫૦૦

પાકી બાંધેલી ફાઈલ રૂપે **રસક્યારી** (સ્ટોકમાં નથી)

૨ જા વર્ષે બાર અંકોમાં : વાર્તા ૧૨૫ : પાનાં ૬૦૦

પાકી બાંધેલી ફાઈલ રૂપે **રસમંજરી** (કિ. રૂ. ૧૦)

૩ જા વર્ષે બાર અંકોમાં : વાર્તા ૧૦૦ : પાનાં ૬૦૦

પાકી બાંધેલી ફાઈલ રૂપે **રસવલ્લરી** (કિ. રૂ. ૧૦)

ઉપરની બંને ફાઈલ એક સાથે મંગાવનારને પોસ્ટેજ માફ
બંને ફાઈલનું એક સાથેનું વી. પી. રૂ. ૨૦–૪–૦
એક ફાઈલનું ... ... વી. પી. રૂ. ૧૧–૦–૦

પુસ્તકાલય, છાત્રાલય અને ગૃહસ્થાલયમાં કહાનીની ફાઈલ આકર્ષણ બની રહેશે

'કહાની'ના પહેલા વર્ષના ૧ લા અંકથી જે ગ્રાહક છે તેમણે 'કહાની'ના બીજા વર્ષના ૩૬મા અંક સુધીની રસદાયક વાર્તાઓના આ માસિકને કાયમી ગ્રાહક રહી જે રીતે સત્કાર્યું છે એ જ એની લોકપ્રિયતા પુરવાર કરે છે.

કહાનીનું ચોથું વર્ષ શરૂ થયું છે. વાર્ષિક લવાજમ રૂ. ૬–૧૨–૦ છે
આ ચોથા વર્ષના બાર અંકો ફાઈલ રૂપે આપને રૂ. ૧૦–૦–૦ થી પડશે
તો તમારું વાર્ષિક લવાજમ રૂ. ૬–૧૨–૦ મોકલી આજે જ ગ્રાહક બનો

**કહાની કાર્યાલય**

મુંબઈમાં : ભીમરાજ બિલ્ડીંગ બીજે માળે,
કાલબાદેવી રસ્તો : મુંબઈ–૨
ભાવનગરમાં : દાણાપીઠ : ભાવનગર (કાઠિ.)



પંડિત નારાયણરાવ ખરેના મૃત્યુપ્રસંગે તેમના પત્નીને આશ્વાસન આપી પાછા ફરતા પૂજ્ય બાપુ અને બા

તસ્વીર નરેન રાવળ

અનોખું વાર્તા-મા

૩૯








વર્ષ : ૪
અંક : ૩

વાર્ષિક ૬।।
છૂટક ૦।≈

## બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

# ઝંડુ
# ચ્યવનપ્રાશ

## આયુર્વેદનું

અનુપમ ઔષધ

## વૃદ્ધ-યુવાન
## બાળક

સૌ કોઈ

આજથી જ અજમાવો

જીવનમાં:—

અતિ આવશ્યક

સ્વાદિષ્ટ

પૌષ્ટિક—ખોરાક

એ જ

# જીવન

લીલાં આંબળાં સાથે બીજાં
પાચક અને લોહી વધારનાર
ઔષધો મેળવી બનાવેલ

સાધારણ નબળાઈમાં અને મગજની
નબળાઈમાં સંગીન કામ આપનાર
સાત્વિક ઉપાય



: મળવાનું ઠેકાણું :

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્ક્સ લિમિટેડ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી મુંબઈ — ૨

## અશ્વિન



આદર્શ
અને
આરોગ્યપ્રદ
રસોઈ માટે—

# રસદા

પૌષ્ટિક તત્ત્વોથી ભરપુર
(વનસ્પતિ)

અશ્વિનની
અન્ય બનાવટો:

* ★ રીફાઈન્ડ ઓઈલ્સ
* ★ સાબુ
* ★ રેકટીફાઈડ સ્પીરીટ
* ★ ડીસ્ટીલરી પ્રોડક્ટસ

દેશના પ્રાન્તપ્રાન્તમાંના
અમારા ઓથોરાઈઝ્ડ
એજન્ટો પાસેથી
મળી શકશે.



## અશ્વિન ઇન્ડસ્ટ્રીઝ લી.

વડોદરા
કમલાપા

: મુંબઈ :
જૈન ટ્રેડીંગ કું.
૪૧, મીર્ઝા સ્ટ્રીટ ચોઇવાડો,
મુંબઈ: ૨

: ગુજરાત :
મેસર્સ રસદા એજન્સી.
૪, રંગવાલા માર્કેટ, રેલ્વેપુરા,
અમદાવાદ

'ORION' Adv,

શક્તિ માટે સર્વોત્તમ

# અમૃત ગુટીકા

રજીસ્ટર ટ્રેડમાર્ક 'જેનસ' નં. ૩૦૬

વીર્યવિકારના તમામ દર્દો જડમૂળમાંથી દૂર કરી બદન તાકાતથી ભરપૂર અને પ્રફુલ્લિત બનાવે છે, નિસ્તેજ ચહેરાને કાંતિવાન અને આનંદી બનાવે છે. મગજની કમજોરી, બદનનો દુઃખાવો, માંદગી પછીની નબળાઈ, અરૂચી, અપચો ઇત્યાદી અનેક પ્રકારની નબળાઇઓ દૂર કરી નસોની શીથીલતા મટાડે છે. દરેક ઋતુમાં એક સરખો ગુણ આપે છે.

કિં. ૩૨ ટીકડીઓની ૧ ડબ્બીના રૂ. ૨) ટ. ખ. જુદું.

દરેક જાણીતા દવા વેચનારને ત્યાંથી બધાં શહેરોમાં મળી શકશે.

સ્ટોકીસ્ટ—કંચનલાલ વાડીલાલની કં૦ મંગળદાસ રોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ–મુંબઈ

જે. એન. શેઠના નડીઆદ [ગુજરાત]



બચ્ચાઓને થતાં ઝાડા, ઊલટી, તાવ, કૃમિનો ઉપદ્રવ, ધુળ ખાવાથી પેટનું મોટું થવું, હાથ પગ સળી જેવા, દસ્તની કબજીઆત, ધાવણ કે દુધનું પાચન ન થવું વિગેરે અનેક દરદો મટાડી ખરૂં જીવન આપનારી અપૂર્વ ગુણ ઔષધ

# કાઠીયાવાડી બાલામૃત સોગઠી

વાપરો [રજીસ્ટર્ડ]

દર્દથી દબાતાં હજારો બાળકો આરોગ્ય આનંદ અને નવજીવન પામ્યાં છે.

કીં. ડબી એકના રૂપિયો એક (વી. પી. પો. જુદું).

વૈદ્ય નવનીતરાય હરજીવનદાસ મહેતા

ઠે. કાઠીયાવાડી બાલામૃત સોગઠી ડીપો—આંબાચોક—ભાવનગર

મુંબઈમાં મળવાનું ઠેકાણું–કેશકલ્યાણ મસાલા ડીપો, ૧ લી સુતારગલીના નાકે–મુંબઈ નં. ૪



# ધી બોમ્બે લાઇફ એશ્યૉરન્સ કું. લી.

[ સ્થાપના ૧૯૦૮ ]

મુંબઈ તથા પરામાં નીમવાના છે પગારથી એજન્સી ઓરગેનાઈઝરો

—: લખો અથવા મળો :—

## એમ. એ. દોશી

એજન્સી ઇન્સપેક્ટર

ઘરનું ઠેકાણું
ઘર નં. ૨૭ ડૉ. વીલસન સ્ટ્રીટ, વીઠલભાઈ પટેલ રોડ
મુંબઈ નં. ૪

ઓફીસનું ઠેકાણું
બોમ્બે લાઈફ બીલ્ડીંગ
૪૫/૪૭ ચર્ચગેટ સ્ટ્રીટ
ફોર્ટ મુંબઈ
ટે. નં. ૨૭૦૭૭–૮

સ્વાદિષ્ટ રસોઈ, પાપડ તથા અથાણાં માટે સર્વોત્તમ

"રોહિણીચંદ્ર" છાપ હીંગ
( રજીસ્ટર્ડ )

ઈરાની ખડા તથા રસકણી
[ રતલી તથા અર્ધારતલી ડબ્બામાં ]



Telegram: 'SANSCRIT'] મળવાનું ઠેકાણું [ટેલીફોન : ૨૪૭૫૪

વરજીવનદાસ હીરજીની કુંο

હીંગ, શ્રી વિષ્ણુ છાપ કેશર, એલચી, ગુંદર તથા કરીઆણાના વેપારી
૨૪૦, સેમ્યુઅલ સ્ટ્રીટ, વડગાદી : મુંબઈ-૩



ઝગઝગાટ
રોશની માટે
"પ્રભાત"ના વિશ્વાસલાયક
લેન્ટર્નસ, મેન્ટલ્સ અને
સ્પેર પાર્ટસ.




મુંબઈ શહેર અને ઈલાકાનાં
સોલ એજન્ટસ: વેસ્ટર્ન ઈન્ડીયા લાઈટ કાં.
૭૬A, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, પાયધુની, મુંબઈ ૩.

શક્તિ માટે સર્વોત્તમ

# અમૃત ગુટીકા

રજીસ્ટર ટ્રેડમાર્ક 'જેનસ' નં. ૩૦૨

વીર્યવિકારનાં તમામ દર્દો જડમૂળમાંથી દૂર કરી બદન તાકાતથી ભરપૂર અને પ્રફુલ્લિત બનાવે છે, નિસ્તેજ ચહેરાને કાંતિવાન અને આનંદી બનાવે છે. મગજની કમજોરી, ગરદનનો દુઃખાવો, માંદગી પછીની નબળાઈ, અરૂચી, અપચો ઇત્યાદી અનેક પ્રકારની નબળાઈઓ દૂર કરી નસોની શીથીલતા મટાડે છે. દરેક ઋતુમાં એક સરખો ગુણ આપે છે.

કિં. ૩૨ ટીકડીઓની ૧ ટ્યુબના રૂ. ૨) ટ. ખ. જુદું.

દરેક જાણીતા દવા વેચનારને ત્યાંથી બધાં શહેરોમાં મળી શકશે.

સ્ટોકીસ્ટ—કંચનલાલ વાડીલાલની કં૦
મંગળદાસ રોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ—મુંબઈ

જે. એન. શેઠના
નડીઆદ [ગુજરાત]

બચ્ચાંઓને થતાં ઝાડા, ઊલટી, તાવ, કૃમિનો ઉપદ્રવ, મુડ ખાવાથી પેટનું મોટું થવું, હાથ પગ સળી જેવા, સ્ત્રી દમજ્વાત, ધાવણ કે દૂધનું પાચન ન થવું વિગેરે અનેક દરદો મટાડી અખૂટ કૌવત આપનારી અમૃત તુલ્ય ઔષધ

# કાઠીયાવાડી બાલામૃત સોગઠી

વાપરો [રજીસ્ટર્ડ]

વર્ષોથી હજારો બાળકો આરોગ્ય આનંદ અને નવચેતન પામ્યાં છે.

કીં. ડબી એકના રૂપિયો એક (વી. પી. પે. જુદું).

વૈદ્ય નવનીતરાય હરજીવનદાસ મહેતા

ઠે. કાઠીયાવાડી બાલામૃત સોગઠી ડીપો—ઓળામોઢ—ભાવનગર

મુંબઈમાં મળવાનું ઠેકાણું—કેશરકલ્યાણ મસાલા ડીપો, ૧ લી સુતારગલીના નાકે—મુંબઈ નં. ૪

# ધી બોમ્બે લાઇફ એશ્યૉરન્સ કું. લીં.

[ સ્થાપના ૧૯૦૮ ]

મુંબઈ તથા પરામાં નીમવાના છે પગારથી એજન્સી ઓરગેનાઈઝરો

—: લખો અથવા મળો :—

એમ. એ. દોશી
એજન્સી ઇન્સપેક્ટર

ઘરનું ઠેકાણું
ઘર નં. ૨૩ ડૉ. વીલ્સન સ્ટ્રીટ, વીઠલભાઈ પટેલ રોડ
મુંબઈ નં. ૪

ઓફીસનું ઠેકાણું
બોમ્બે લાઇફ બીલ્ડીંગ
૪૫/૪૭ ચર્ચગેટ સ્ટ્રીટ
કોટ મુંબઈ
ટે. નં. ૨૭૦૭૭-૮

ઉલ્લાસ અને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક

માર્ચ ૧૯૪૮



વર્ષ ૪ : અંક ૩

काव्येषु रम्या कथा

મહાકવિ સોમદેવ ભટ્ટ રચિત

# કથાસરિત્સાગર

મયૂર

## ૧૦ ] રાજકુમાર અને રીંછ

એક દિવસ યોગાનંદ રાજાનો પુત્ર હિરણ્યગુપ્ત જંગલમાં શિકારે ગયો. શિકારની શોધમાં આ જંગલ તે જંગલ રખડ્યો. રખડી રખડીને થાક્યો, પણ શિકાર હાથ પડ્યો નહિ. ખૂબ દૂર દૂર નીકળી ગયેલો. રસ્તો પણ ભૂલી ગયો. રાત પડવા આવી. દશમોવાળ સૂઝે નહિ. એટલે એક ઝાડ ઉપર રાતવાસો રહ્યો.

એ જંગલમાં એક રીંછ રહે. રીંછ એ રસ્તે થઈને નીકળ્યું. તેવામાં એક સિંહ ગર્જના કરતો રીંછની પાછળ પડ્યો. રીંછભાઈ તો જીવ બચાવવા પેલા ઝાડ ઉપર ચડવા લાગ્યા. રીંછ ઝાડ ઉપર ચડવા માંડ્યું ને રાજકુમારને ગભરામણ થવા લાગી. રીંછ તો પાસે ને પાસે આવે ને રાજકુમાર તો થરથર થરથર ધ્રૂજવા લાગ્યો. એક તરફથી રીંછ પોતા તરફ ધસ્યું આવતું હતું. બીજી તરફ નીચે ઊભો ઊભો સિંહ ગર્જના કરતો હતો. રાજકુમારની સ્થિતિ તો સૂડી વચ્ચે સોપારી જેવી હતી.

પણ રીંછ કહે: 'શું કામ બીએ છે, દોસ્ત? જેવી તારી સ્થિતિ છે, એવી મારી સ્થિતિ છે. સારું થયું તું અહીં મળી આવ્યો. એક કરતાં બે ભલા.'

પછી તો બંનેએ નક્કી કર્યું કે એક જણ સૂએ ને એક જણ જાગે.

પહેલો વારો આવ્યો રીંછનો.

સિંહ તો ઝાડ નીચે ઘુઘવાટા કરે. આમથી તેમ કૂદકા મારે ને ઝાડ ઉપર ત્રાડ નાખે. પણ રીંછ અને રાજકુમાર તો ખૂબ ઊંચી ડાળ ઉપર બેઠેલા એટલે ગમે તેટલી છલાંગ મારે પણ આંબી શકે નહિ પછી તો થાકીને સિંહે રીંછને કહ્યું: 'ભલા માણસ! પેલા રાજકુમારને નીચે ફેંકી દે ને એટલું ખાજ મળી જશે એટલે હું ચાલ્યો જઈશ. તારો જીવ ઊગરી જશે.'

રીંછ કહે: 'રાજકુમાર સાથે મેં ભાઈબંધી બાંધી છે. હું શું મિત્રદ્રોહ કરીશ ?'

સિંહ તો ઘણું સમજાવે, પણ રીંછ એકનું બે થયું નહિ. સિંહ તો થાકીને એક કોર બેઠો.

અડધી રાત થઇ એટલે રાજકુમાર-નો જાગવાનો વારો આવ્યો.

વળી પાછો સિંહ તેની પાસે આવ્યો: 'શા માટે હેરાન થાય છે ? રીંછની સાથે ભાઈબંધી બાંધી છે તે રીંછ કાંઈ કોઇનું મિત્ર થયું છે ખરું ? સવાર પડયા ભેળું તો તને ફાડી ખાશે. એના કરતાં એને નીચે ફેંકી દે. એટલે હું એને ખલાસ કરીને રસ્તે પડું.'

રાજકુમાર કહે: 'વાત તો સરસ છે. આપણો જીવ ઊગરતો હોય તો રીંછને નીચે નાખી દેવામાં શો વાંધો છે?'

એણે તો તરત જ રીંછને ધક્કો દીધો. પણ સદ્‌ભાગ્યે રીંછ જાગી ગયું ને એક ડાળ પકડી લીધી. પડતું રહી ગયું.

રાજકુમાર ઉપર એને એવી ખીજ ચડી કે ન પૂછો વાત ? એ તો કહે: 'આવી જ ભાઈબંધી કરે છે કે ? અલ્યા, મેં તારામાં વિશ્વાસ રાખ્યો, પણ તું તો વિશ્વાસઘાતી નીકળ્યો. તને ફાડી ખાતા મને વાર લાગે તેમ નથી પરંતુ એક વખત મિત્ર કહ્યા પછી તારી જેમ હું મિત્રદ્રોહ નહિ કરું. પણ એટલું કહી રાખું છું કે વિશ્વાસઘાતનું ફળ તારે ભોગવવું પડશે.'

તે દિવસથી રાજકુમાર તો ગાંડો થઇ ગયો. જેમ આવે તેમ બકયા કરે, લૂગડાંલત્તાનું ઠેકાણું નહિ, જ્યાં મન ફાવે ત્યાં રખડે.

રાજાએ તો ઘણા ઉપચાર કર્યા, પણ કુમાર સાજો થયો નહિ. પછી થાકીને શકટાલને કહે: 'આ કુંવરને કોઈ પણ ઉપાયે સાજો કર.'

શકટાલ કહે: 'મને તો એકેય ઉપાય સૂઝતો નથી.'

રાજા કહે: 'તું તો સાવ મૂરખ છે. આજે જો વરરુચિ જીવતો હોત, તો તે તરત જ કાંઇક ઉપાય શોધી કાઢત.'

શકટાલ કહે: 'વરરુચિ તો મારે ઘેર જીવતો જાગતો બેઠો છે.'

રાજા કહે: 'ખોટું બોલ મા. વરરુચિને તો તેં તારે સગે હાથે મારી નાખ્યો છે.'

શકટાલ કહે: 'રાજાજી! મારો ગુનો માફ કરો તો સાચેસાચી વાત કહી દઉં.'

'શું વાત ?'

શકટાલ કહે: 'વરરુચિને મેં સંતાડી રાખ્યો છે ને તેને બદલે બળતા માણસને મારી નાખ્યો છે.'

સાંભળીને રાજા કહે: 'આવું ડહાપણ તારામાં કયાંથી આવ્યું ? જા, ઝટ ઝટ વરરુચિને લઈ આવ.'

વરરુચિ આવ્યો અને રાજકુમારના મુખ ઉપર હાથ ફેરવી કહે: 'હવે કુમાદ! કોઈ દિવસ વિશ્વાસઘાત કરશો મા. વિશ્વાસઘાત મોટું પાપ છે.'

રાજા કહે: 'શી વાત છે ?'

વરરુચિ કહે: 'પહેલાં પ્રાયશ્ચિત કરાવો, પછી બધી વાત.'

પ્રાયશ્ચિત થયું ને કુમાર સાજો થયો.

પછી વરરુચિએ વનમાં બની હતી તે રીંછ અને રાજકુમારની વાત કહી.

રાજા રાજકુમાર સામું જોઈ રહ્યો.

કુંવર કહે: 'સાચી વાત છે'

રાજા તો નવાઈ પામી ગયો. કહે: 'આ બધું તેં જાણ્યું શી રીતે? તું જંગલમાં ગયો હતો?'

વરરુચિ કહે: 'લક્ષણો ઉપરથી હું બધું કહી શકું. તે દિવસે મેં પટ્ટરાણીનું ચિત્ર જોયું અને લક્ષણો ઉપરથી નક્કી કર્યું કે પટ્ટરાણીને કટિમેખલા નીચે કાળો તલ છે. મેં તલનું ચિહ્ન કર્યું ને તમે અમારી વચ્ચે આડો સંબંધ ઠરાવી મને ગરદન મારવા હુકમ કર્યો.'

રાજાના પસ્તાવાનો પાર રહ્યો નહિ. તેણે વરરુચિને પાછો કારભારી તરીકે નીમ્યો.

પરંતુ વરરુચિને હવે રાજકાજમાં રસ નહોતો રહ્યો. એટલે થોડા દિવસ પછી રાજાની રજા લઈ તે જાત્રા કરવા નીકળી પડ્યો.

## ૧૧ ] ચાણક્યની વાત

વરરુચિ ગયો એટલે રાજનો બધો કારભાર શકટાલ મંત્રીના હાથમાં આવ્યો. રાજાએ પોતાની જે દશા કરી હતી એ કાંઈ શકટાલ ભૂલ્યો ન હતો. એ તો ક્યારે લાગ મળે ને ક્યારે રાજાનું કાસળ કાઢી નાખું એ જ ધૂનમાં રહે.

એક દિવસ શકટાલ નદીકિનારે ફરવા નીકળ્યો હતો. ત્યાં એક બ્રાહ્મણ જોરશોરથી જમીન ખોદે.'

શકટાલ કહે: 'ભાઈ! તું કોણ છો, અને અહીં શા માટે ખાડો ખોદે છે?'

પેલો કહે: 'હું ચાણક્ય બ્રાહ્મણ. આ રસ્તે થઈને જતો હતો ત્યાં અહીં એક ડાભનું ઠૂંઠું હતું તે મારા પગમાં વાગ્યું. હું બ્રાહ્મણ! ડાભના ઠૂંઠાની મજાલ છે કે મારા પગમાં ભોંકાય? એનાં મૂળિયાં સુદ્ધાં ખોદી નાખું છું.'

શકટાલ મનમાં મનમાં કહે: 'આ માણસ આપણા કામનો છે. ખરેખરો ક્રોધી છે. એ રાજા ઉપર રીસે બળે એટલે રાજાનું આવી બન્યું જ સમજવું. આ બ્રાહ્મણને સાધી લેવો જોઈશે.'

એણે ચાણક્યને કહ્યું: 'ચાણક્ય મહારાજ! નંદરાજાના બાપનું આજે શ્રાદ્ધ છે. આપ જમવા પધારજો. પહેલે પાટલે બેસીને ભોજન મળશે અને એક લાખ સોનામહોરો દાનમાં મળશે.'

ચાણક્ય તો શકટાલ સાથે રાજમંદિરમાં ગયો. જમવાની તૈયારી થઈ. પાટલા નાખવામાં આવ્યા. ચાણક્ય બ્રાહ્મણ પહેલે પાટલે બેસી ગયો.

ત્યાં રાજપુરોહિત સુબંધુ આવી ચડ્યો. સુબંધુ કહે: 'ઊઠ એય બ્રાહ્મણ! પહેલે પાટલે બેસવાનો તો મારો હક્ક છે.

ચાણક્ય કહે: 'મને પહેલે પાટલે બેસી જમવાનું નોતરું દીધું છે.'

સુબંધુ કહે: 'હવે ઊઠને નોતરાવાળી. મોટો પહેલે પાટલે બેસનારો નહિ જોયો હોય? તારાં દરહણ તો જો.'

એણે તો ચાણક્યને બાવડું ઝાલી પાટલા ઉપરથી ઉઠાડી મૂક્યો.

ઉઠાડી મૂક્યો ને ધમાલ મચી. વાત રાજા પાસે પહોંચી. રાજા કહે: 'પહેલે પાટલે બેસવાનો સુબંધુનો હક્ક છે.'

થયું ! રાજાએ ન્યાય કર્યો ને એ સાંભળી ચાણુકય ગુસ્સાથી રાતોપીળો થઈ ગયો. કહે: 'રાજા ! તેં નિમંત્રણ આપીને મારું અપમાન કર્યું છે. એ અપમાન બીજા ભલે સાંખી લે—ચાણુકય નહિ સાંખી લે. આજથી સાત દિવસની અંદર તારો નાશ ન કરું, ત્યાં સુધી ચોટલી ન બાંધું.'

એ તો પ્રતિજ્ઞા કરી ધુંવાંપુંવાં થતો ત્યાંથી ચાલ્યો ગયો. રાજા થોડી વાર તો મૂઢની જેમ ઊભો રહ્યો, પણ પછી સાન ઠેકાણે આવતાં નોકરોને હુકમ કર્યો : 'જાઓ એ બાંમટાને હમણાં ને હમણાં બાંધીને લઈ આવો.'

પણ ચાણુકય તો કયાંય નજરે ચડ્યો નહિ.

ચાણુકયે તો જઈ કરીને કૃત્યા દેવીની આરાધના શરૂ કરી. દેવી પ્રસન્ન થયાં. દેવીના વરદાને કરીને રાજાને કાળઝાળ તાવ શરૂ થયો. સાત દિવસમાં તો રાજા મરી ગયો.

રાજા મરી ગયો એટલે તો શકટાલ મંત્રી જોરમાં આવી ગયો. એણે યોગનંદના પુત્ર હિરણ્યગુપ્તને મારી નાખ્યો ને આગલા નંદના પુત્ર ચંદ્રગુપ્તને ગાદીએ બેસાડ્યો.*

## ૧૨ ] કાણુભુતિની વાત

વરરુચિ તો જાત્રા કરવા નીકળી પડ્યો હતો. ચાલતાં ચાલતાં તે વિંધ્ય વનમાં આવી ચડ્યો. વનમાં એક મોટું બધું વડલાનું ઝાડ. વડલા નીચે લાંબા લાંબા તાડ જેવા કંઈ કેટલાયે પિશાચો બેઠેલા. એ બધા ભૂતડાંનો સરદાર કાણુભુતિ.

એ કાણુભુતિ તો મૂળ કુબેરનો યક્ષ હતો. એનું નામ સુપ્રતીક. એને એક રાક્ષસ સાથે ભાઈબંધી થઈ. રાક્ષસ અને વળી તેની સાથે ભાઈબંધી. ખરાબ સંગતને લઈને સુપ્રતીક બેફામ બની ગયો. ચારે તરફ રંજાડ કરે અને દુરાચરણ કરે. એટલે તો કુબેરે એને શાપ દીધો: 'જા પિશાચ યોનિમાં જઇ પડ.' તે દિવસનો સુપ્રતીક ભૂત બનીને આ વડલા નીચે રહે.

એક દિવસ કાણુભુતિ વડલા નીચે બેઠો હતો, ત્યાં શિવ-પારવતી એ રસ્તે થઈને નીકળ્યાં. શિવજીને તો ભૂતડાં સાથે ભારે મેળ. એમણે તો કંઇ કેટલાયે ભૂતડાં દીઠાં. એટલે તો તેઓ આનંદમાં આવી ભૂતડાં સાથે નાચવા કૂદવા ને ડમરૂ વગાડવા લાગી ગયા.

શંભુજી તો આદ્ય જગતના કારણ. દુનિયાનો પ્રલય થયો. આખી પૃથ્વી જળજળ બંબાકાર થઈ ગઈ ત્યારે શિવજીએ જગતની નવરચના કરવા સારુ પોતાનો સાથળ ચીરી લોહીનું એક ટીપું પાણીમાં નાખ્યું. લોહીના ટીપામાંથી ઈંડું થયું ને ઈંડામાંથી એક પુરુષ નીકળ્યો. પછી તો પ્રકૃતિનો જન્મ થયો. અને પુરુષ અને પ્રકૃતિએ મળીને પ્રજાપતિ ઉત્પન્ન કર્યા. પ્રજાપતિએ બધી પ્રજા ઉત્પન્ન કરી.

આ રીતે પૃથ્વીની નવરચના કરી, એટલે પ્રજાપતિને ગર્વ થયો. એ તો કહે: 'હું હોઉં તો જ આ બધું થઈ શકે. એટલે તો શિવજી ખૂબ ગુસ્સે થયા.

* ચાણુકયની વાત અહીં જે આપી છે તેમાં અને બીજી જે પ્રચલિત છે તેમાં મહત્વનો ફેર છે. રસદ કથાસરિત્સાગરકારે આ ઘટના જે રીતે આલેખી છે તેને જ વળગી રહેવાનું યોગ્ય ધાર્યું છે.

ગુસ્સામાં ને ગુસ્સામાં પ્રજાપતિનું પાંચમું મસ્તક કાપી નાખ્યું પરંતુ પછી શિવજીના પાશ્ચાતાપનો પાર ન રહ્યો. એમને વૈરાગ્ય આવ્યો. અંગે ભભુતિ લગાવી, ગળે રૂંઢમાળ પહેરી, હાથમાં ખપ્પર લીધું અને શંભુજી કૈલાસ છોડીને સ્મશાનમાં વસ્યા. તે દિવસથી ભૂતડાં સાથે એમને ગાઢી હેતપ્રીત.

કાણભુતિ ઉપર શિવજી પ્રસન્ન થયા. કહેઃ 'માગ ! માગ !'

ત્યારે કાણભુતિએ માગ્યું છેઃ 'પિશાચ યોનિમાંથી મારો ઉદ્ધાર કરો.'

ત્યારે શિવજીએ કહ્યું છેઃ 'પુષ્પદંત અને માલ્યવાન નામના મારા ગણ છે. સતીના શાપે કરીને મનુષ્ય યોનિમાં અવતર્યા છે. પુષ્પદંત ફરતો ફરતો આ તરફ આવશે અને મેં કહેલી સાત વિદ્યાધરોની કથા તને કહેશે, એટલે પુષ્પદંતનો ઉદ્ધાર થશે. તારી પાસેથી એ કથા માલ્યવાન સાંભળશે એટલે તારો અને માલ્યવાનનો ઉદ્ધાર થશે.'

એટલું કહીને શિવજી અંતર્ધાન થયા છે.

કાણભુતિ વડલા નીચે પુષ્પદંતની વાટ જોતો બેઠો છે ને એવામાં વરરુચિ ત્યાં આવી ચડ્યો.

પૂર્વ જન્મના સંસ્કારે કરીને કાણભુતિએ પુષ્પદંતને અને વરરુચિએ સુપ્રતીકને ઓળખ્યો છે.

કાણભુતિ કહેઃ 'ધન ઘડી, ધન ભાગ્ય. જેની વાટ જોતો હતો તે જ આવી મળ્યા.'

એણે તો વરરુચિનો સારો સત્કાર કર્યો અને પછી ભાવ ધરીને શિવજીએ કહેલી સાત વિદ્યાધરોની કથા સાંભળવા બેઠો.

સાત લાખ શ્લોકની સાતે કથા વરરુચિએ કાણભુતિએ કહી સંભળાવી. સાંભળીને કાણભુતિ તો ખૂબ જ ખુશ થયો. કહેઃ 'તમે તો શંકરના જ અવતારી છો. એ વિના આવડી મોટી વાત ક્યાંથી યાદ રહે ?'

વરરુચિ કહેઃ 'મારી શાપની અવધિ તો પૂરી થઈ છે. તું અહીં બેઠો બેઠો ગુણાઢ્ય નામના બ્રાહ્મણની વાટ જોજે. એને તું આ વાત કહેજે. એટલે તમારો બંનેનો ઉદ્ધાર થશે.'

એટલું કીધું છે ત્યાં તો આકાશમાંથી વિમાન ઊતર્યું છે. વરરુચિ દિવ્ય રૂપ ધારણ કરીને વિમાનમાં બેઠો છે ને થોડી વારમાં અંતર્ધાન થયો છે.

## ૧૩ ] ગુણાઢ્યની વાત

હવે કાણભુતિ ગુણાઢ્યની વાટ જોતો બેઠો છે ને એવે ટાણે ગુણાઢ્યની વાત શરૂ થાય છે.

પ્રતિષ્ઠાન દેશ અને તેમાં સુપ્રતિષ્ઠિત નામે એક શહેર. એ શહેરમાં સોમશર્મા નામનો એક બ્રાહ્મણ રહે. બ્રાહ્મણને વત્સ અને ગુલ્મક નામે બે દીકરા અને શ્રુતાર્થા નામની એક દીકરી.

શ્રુતાર્થા રૂપે રંભાને શરમાવે. એક વખત નજરે પડી તો પછી ચિતડું ઠેકાણે ન રહે. હંસલાની ચાલે ચાલે ને કોયલના સૂરે ટહુકા કરે. એ તો જાણે મોટા માંધાતાનાં માન મુકાવવા અવનિએ ઊતરી આવી છે.

ગામને પાદર રૂડી નદી ને નદીનાં નિર્મળાં નીર. નદીએ પાણિયારીઓ પાણી ભરે, ધોબીડાં ધોણુ ધુવે ને જુવાનડાં નહાય, ધુએ ને કિલ્લોળ કરે.

એક દિવસ તો બરોબરના મધ્યાહ્ન તપે છે ને શ્રુતાર્થા નદીએ બેઠી બેઠી નાય છે. અંગ પાણીમાં ઓગળી ગયું છે ને રૂપ અંદર ડૂબકીઓ રમે છે. એ તો જાણે બેઠી બેઠી રંગીલાને રંગની રેલ માણવા અંગનો વિભવ દેખાડી રહી છે.

ને પાણીમાં પડછાયો દેખીને ય વાસુકિ નાગનો ભત્રીજો કીર્તિસેન શ્રુતાર્થાના રૂપ ઉપર મોહ્યો છે. એ તો સરરર કરતો નદીને કાંઠે ઊભો ને કહે છેઃ 'હું તને પરણું.'

એકલો કીર્તિસેન જ 'પરણું પરણું' નહોતો થઇ રહ્યો. શ્રુતાર્થાએ પણ એને જોયો કે તરત જ એ પણ કહેવા જતી હતીઃ 'પરણું તો તને જ પરણું.'

બંને ગાંધર્વવિધિથી પરણ્યાં. રોજ હળેમળે ને આનંદમાં દિવસો ગાળે.

કાળે કરીને શ્રુતાર્થા સગર્ભા થઇ. બને ભાઇઓએ એના શરીરનો ફેરફાર જોયો, એટલે એમણે તો ધમાલ મચાવીઃ 'આ પાપિણીને ઘરમાંથી હાંકી કાઢો. એણે તો આપણા કુળને એબ લગાડી.'

શ્રુતાર્થા કહેઃ 'હું કાંઇ પાપિણી નથી. મેં તો નાગરાજ વાસુકિના ભત્રીજા કીર્તિસેન સાથે લગ્ન કર્યાં છે.'

ભાઇ કહેઃ 'લાજતી નથી ને ગાજે છે. પોતે તો પતિતા છે ને બીજા સારા માણસને માથે પણ આળ ચડાવે છે. નાગરાજનો ભત્રીજો રેઢો પડ્યો હશે!'

શ્રુતાર્થા કહેઃ 'એ વાતની ખાતરી કરાવી દઉં તો?'

ભાઇ કહેઃ 'કરાવ ખાતરી.'

તરત જ શ્રુતાર્થાએ કીર્તિસેનનું સ્મરણ કર્યું. આંખના પલકારમાં નાગરાજ ત્યાં હાજર થઇ ગયો. બધી વાત કરી.

એટલે ભાઇઓનો સંદેહ મટ્યો અને શ્રુતાર્થાનું ભાગ્ય વખાણવા લાગ્યા.

પૂરા માસે શ્રુતાર્થાએ પુત્રને જન્મ આપ્યો. એનું નામ ગુણાઢ્ય. ગુણાઢ્ય મોટો થયો એટલે દક્ષિણ દેશમાં વિદ્યાભ્યાસ માટે ગયો. ભણીગણીને પ્રતિષ્ઠાન નગરમાં પાછો આવ્યો.

## ૧૪ ] સાતવાહન રાજાની વાત

પ્રતિષ્ઠાન નગર તો પ્રતિષ્ઠાન નગર. દીપકર્ણિ નામનો એ નગરનો રાજા. રાજાને શક્તિમતી રાણી. રાજારાણી એક દિવસ બગીચામાં વસંતોત્સવ ઊજવવા ગયાં છે. ખૂબ રંગરાગ ઉડાડીને ફૂલડાંની પથારીએ પોઢયાં છે ત્યાં કોણ જાણે કયાંથી યે કાલોતરો નાગ ઊતરી આવ્યો ને રાણીને અંગૂઠે ડસ્યો. ડસ્યા ભેળી તો રાણી લીલીકાચ બની ગઇ. ઘણા ઉપાય કર્યા, પણ રાણી સાજી ન થઇ.

રાજા તો દિવસ ને રાત કલ્પાંત કરે. એક તો રાણીના વિજોગે રાજા ઝૂરી રહ્યો હતો, અને બીજું સંતાનનું દુઃખ હતું, દીકરો દીકરી કાંઇકે હોત તો એટલો તો જીવ આનંદમાં રહેત. મહેલમાં રહેતો હતો, પણ બધે સ્મશાન જેવું લાગતું હતું. રાજકાજમાં ચિત્ત નહિ. કોઇ કરતાં કોઇ વાતમાં મન ન વળે.

પછી તો રાજા જંગલમાં ચાલ્યો ગયો.

શિવજીનું ધ્યાન ધરવા લાગ્યો. શિવજી પ્રસન્ન થયા. રાજાને સ્વપ્નામાં દર્શન દીધાં. કહ્યું: 'જંગલમાં સિંહ ઉપર સવાર થયેલા બાળકને જુએ એટલે એને તું ઘેર લઈ જજે ને પુત્ર કરીને રાખજે.'

રાજા તો જંગલમાં સિંહની શોધ કરે. સિંહના સવારની શોધ કરે.

ને એ વાતને સમે કુબેરનો સાત નામનો યક્ષ એક દિવસ ગંગાને કિનારે આંટા મારતો હતો. ત્યાં એક ઋષિકન્યા સ્નાન કરવા આવી. ઋષિકન્યા જોઈને સાત મોહી પડયો અને બંને ગાંધર્વ-વિધિથી પરણ્યાં.

ઋષિને ખબર પડયા એટલે એ તો ખૂબ જ ગુસ્સે થયા. બંનેને શ્રાપ દીધો, 'જાઓ વનમાં વનચર થઈને ભટકો.' ને તે દિવસથી સાત યક્ષ અને ઋષિની કન્યા વનમાં સિંહ-સિંહણ થઈને રહે છે. વનના જીવોને મારે છે ને ઘુઘવાટા કરે છે.

થોડા માસે ઋષિકન્યાએ એક પુત્રને જન્મ આપ્યો. બાળક જન્મ્યો ને ઋષિ-કન્યા મરી ગઈ. સાત યક્ષ બાળકને સાચવે, પોતાની પીઠ ઉપર બેસાડી બધે ફેરવે ને એમ વનમાં જતાંઆવતાં સહુને અચરજ થાય કે આ તે કેવી માયા છે! માનવીના બાળ પર જંગલનો પશુ આટલું હેત બતાવે છે એ તે કેવી વાત છે!

દીપકર્ણી રાજા ફરતો ફરતો સાત યક્ષના જંગલમાં જઈ ચડયો. નદીને આરે બાળક રમતો હતો અને સિંહ પાણી પીવા નદીના જળમાં મોઢું માંડી ઊભો હતો. રાજાએ તો તત્કાળ તીર છોડયું. સાત યક્ષ સ્વધામ પહોંચી ગયો. રાજા બાળકને રાજધાનીમાં લઈ ગયો.

સાત યક્ષનું વાહન કરેલું એટલે રાજાએ એનું નામ સાતવાહન રાખ્યું.

કાળે કરીને સાતવાહન મોટો થયો. રાજા દીપકર્ણીએ તેનો રાજ્યાભિષેક કર્યો અને પોતે ગંગાને કાંઠે ઈશ્વરની આરાધના કરવા ચાલ્યો ગયો.

## [૧૫] ગુપક વાણિયાની વાત

હવે સાતવાહન રાજા પ્રતિષ્ઠાન નગર-માં રાજ્ય કરે ને એ વાતને સમે ગુણાઢ્ય ભણીગણીને એ નગરમાં ચડી આવ્યો.

એ નગરીમાં તો જાત જાતના માનવી વસે. આપબળે આગળ વધેલા વણિકો વસે ને એવો એક ગુપક વાણિયો. ગુપક પાસે તો ફૂટી બદામે નહોતી ને તોય આજે એને ઘેર છપન ઉપર ભેર વાગે છે.

બાપા તો નાનપણમાં જ મરી ગયેલા. જે કાંઈ હતું એ તો કાકાદાદા ઉપાડી ગયા. ઘરમાં એક ટંકનું ખાવાનું ન મળે. મા બિચારી પારકા ઘરનું આહવતું કરીને જેમતેમ ગુજરાન ચલાવે. ગુપક જેમતેમ કરીને લેખાં-પલાખાં તો શીખ્યો. ને હવે હાટડી માંડવી'તી પણ પૈસા ક્યાંથી લાવે?'

મા કહે: 'બેટા! વિશાખિલ શેઠ પાસે જા. એણે ઘણાને ધંધે ચડાવ્યા છે. તને ય કાંક રસ્તો દેખાડશે.'

ગુપક તો ગયો વિશાખિલ શેઠ પાસે. શેઠ ગાદી-તકિયે બેઠા બેઠા એક છોકરા-ને ઠપકો દેતા હતા. 'માળા મૂરખ! તું તો વાણિયાનો દીકરો છે કે કોણ છે? વાણિયાનો દીકરો હોય ને એ તો પેલા મરેલા ઉંદરથી યે પૈસા પેદા કરી જાણે ને તું તો હતી એટલી મૂડી યે પરવારી બેઠો.'

શેઠની વાત સાંભળી ને સુપકે આંગણામાં પડેલો ઉંદરડો જોયો. કહ્યું: 'શેઠ! મને એ ઉંદરડો ઉછીનો આપો. વ્યાજ સહિત પાછો આપી જઈશ.'

શેઠ તો ઘડીભર સુપક સામું જોઈ રહ્યા. પણ પછી કહ્યું: 'છોકરા! તું એનાથી તારી રોજી રળી શકતો હો તો વ્યાજે વ્યાજે કાંઈ નહિ એમ ને એમ લઈ જા.'

સુપક કહે: 'હું કાંઈ દાન માગવા નથી આવ્યો, શેઠ ખાતુંપતરું તમે કહો તે લખી આપું.'

શેઠને થયું કે જોઈએ તો ખરા, આ ભાઈ કેટલામાં છે? એણે તો ખાતું પડાવી દીધું ને સુપક પેલો મરેલો ઉંદર એક કાગળમાં વીંટી ત્યાંથી ચાલી નીકળ્યો.

ચાલતાં ચાલતાં રસ્તામાં એક માણસ મળ્યો. એની પાસે એક બિલાડી. સુપક કહે: 'તમારી બિલાડી માટે ઉંદર જોઈએ?'

પેલો કહે: 'ઉંદર તો જોઈએ.'

સુપક કહે: 'મરેલો જોઈએ કે જીવતો જોઈએ?'

પેલો કહે: 'મરેલો હોય તો ચાલે.'

સુપક કહે: 'હું મરેલો ઉંદર આપું. શું આપશો?'

પેલો કહે: 'મરેલા ઉંદરનું તે શું ઉપજે? મૂઠી બે મૂઠી ચણા જોઈતા હોય તો લઈ જજે.'

સુપકે તો બે મૂઠી ચણા લીધા ને ઉંદર પેલા માણસને આપી દીધો.

પછી તો ઘેર જઈને સરસ મજાનું માટલું લીધું. માટલામાં ઠંડું પાણી ભર્યું. પેલા ચણા શેકીને પોટલી બાંધી ને સુપક તો નગરની બહાર થોડે દૂર એક ઝાડ નીચે જઈને બેઠો.

એ ઝાડ તો કઠિયારાનો વિસામો. કઠિયારા જંગલમાંથી લાકડાં કાપી લાવે. ઝાડ નીચે ઘડી બે ઘડી વિસામો લે ને પછી શહેરમાં ભારા વેચવા જાય. સુપક તો બધા કઠિયારાને ચપટી ચણા આપે ને કળશિયો પાણી પાય. કઠિયારા તો એવા ખુશી થાય કે ન પૂછો વાત. બધાય બબ્બે લાકડાં સુપકને આપતા જાય.

ને એમ કરતાં સાંજે સુપક પાસે તો ઘણાં બધાં લાકડાં ભેગાં થયાં. એ તો લાકડાં બજારમાં વેચી આવ્યો. પૈસા આવ્યા તેના ચણા લીધા ને બીજે દિવસે પણ પેલા ઝાડ નીચે જઈને બેઠો.

એ તો રોજ ઝાડ નીચે બેસે ને એમ કરતાં કરતાં તો એની પાસે થોડી મૂડી થઈ. પછી તો એ કઠિયારાના ભારા ખરીદવા લાગ્યો એમાંથી થોડા પીઠામાં વેચી નાખે ને થોડા વખારમાં સંઘરે ને એમ કરતાં તો એની પાસે લાકડાનો ખૂબ જ સંઘરો થયો.

ને કુદરતને કરવું છે ને તે એક વરસ ખૂબ જ વરસાદ પડ્યો. નદીઓમાં મોટાં મોટાં પૂર આવ્યાં. જંગલનાં જંગલ તણાઈ ગયાં. બળતણની એવી મોંઘારત થઈ ગઈ કે ન પૂછો વાત. સુપકને એના લાકડાના મોં માગ્યા પૈસા મળ્યા. એ તો મૂડીવાળો થઈ ગયો.

પછી તો એણે દુકાન કરી. વેપાર વધાર્યો ને આજે તો એને ઘેર છપ્પન ઉપર ભેર વાગે છે.

પેલા વિશાખિલ શેઠને સોનાનો ઉંદરડો આપી ખાતું સરભર કર્યું. શેઠ એના ઉપર એવા ખુશ થયા કે પોતાની દીકરી વરાવી.

## ૧૬ ] વેદિયા ઢોરની વાત

ને એમ ગુપક જેવા વહેવારિયા વસે છે ને ગામમાં વેદિયા ઢોર પણ વસે છે.

એવો કોઇ એક વેદિયો બ્રાહ્મણ હતો. એને કયાંકથી થોડું સોનું દાનમાં મળ્યું. બ્રાહ્મણ પાસે સોનું જોયું એટલે એક ગઠિયો પડખે ચડી ગયો. મહારાજ! તમારે વળી સોનાને શું કરવું છે? તમને તો જ્યાં જાઓ ત્યાંથી દક્ષિણા મળે. ખાવાપીવાની તો ચિંતા નથી આ સોનું સાચવી રાખીને શું કરીશ? એના કરતાં એનાથી લોકવ્યવહાર શીખી લે.'

બ્રાહ્મણ કહે: 'લોકવ્યવહાર કોણ શીખવે?'

ગઠિયો કહે: 'આપણા ગામમાં ચતુરિકા નામની વેશ્યા છે એને ઘેર જા.'

બ્રાહ્મણ કહે: 'ત્યાં જઈ મારે શું કરવાનું?'

ગઠિયો કહે: 'કાંઈ જ કરવાનું નહિ. આ સોનું આપી દેજે ને સામનો પ્રયોગ કરી એને રીજવજે.'

બ્રાહ્મણ તો ઊપડયો ચતુરિકાને ઘેર. વેશ્યા એનો સત્કાર કરી અંદર લઈ ગઈ.

બ્રાહ્મણ કહે: 'આ લે આ સોનું. મને લોકવ્યવહાર શીખવ'

સાંભળીને તો ત્યાં બેઠાં હતાં એ બધાં ખડખડાટ હસવા લાગી ગયા.

પણ બ્રાહ્મણ તો લોકવ્યવહાર શીખવા આવ્યો હતો. સામનો પ્રયોગ કરી ચતુરિકાને પ્રસન્ન કરવી હતી. એણે તો આસન જમાવ્યું ને મોટા રાગડા તાણી સામવેદના મંત્રો ભણવા લાગી ગયો. બિચાડાને એટલી યે અક્કલ ન હતી કે સામનો પ્રયોગ એટલે સામ વેદના મંત્રો નહિ, પરંતુ મીઠાં મીઠાં વચનો

આ વગર પૈસાનું નાટક જોવા માટે તો લોકોનાં ટોળેટોળાં ભેગાં થયાં.

એક જણ કહે: 'આ શિયાળભાઈ અહીં કયાંથી ભૂલા પડ્યા?'

બીજો કહે: 'શો મધુર સ્વર છે!'

ત્રીજો કહે: 'એને તો અર્ધચંદ્રનો શિરપાવ આપો.'

અર્ધચંદ્રનું નામ સાંભળ્યું, એટલે તો બ્રાહ્મણને થયું કે હમણાં અર્ધચંદ્ર બાણ મારશે. એ તો મૂઠીઓ વાળી ત્યાંથી દોડવા લાગ્યો.

સીધો પેલા ગઠિયા પાસે ગયો: 'ભાઇ! વેશ્યાએ સોનું તો લઇ લીધું પણ લોકવ્યવહાર ન શીખવ્યો.'

પેલો કહે: 'પણ મેં તને કયાં કહ્યુ હતું કે સામવેદના મંત્ર ભણજે. વેશ્યા તો મીઠાં મીઠાં વચનોથી રીજે તું તો સાવ વેદિયો ઢોર લાગે છે.'

બ્રાહ્મણ કહે: 'ઢોર ગણ તો ઢોર. મારું સોનું પાછું અપાવ એટલે હાંઉ'

પેલા ગઠિયાને એની દયા આવી એ બ્રાહ્મણને દોરીને વેશ્યા પાસે લઈ ગયો. કહે: 'આ બેપગા પશુને સોનાનું ઘાસ ખવડાવ.'

વેશ્યા તો હસીને લોટપોટ વળી ગઈ. બ્રાહ્મણ સોનું મળ્યું એટલે ત્યાંથી મોબારા ભણી ગયો.

## ૧૭ ] સાતવાહનની જળક્રીડા

ને એમ એ અલૌકિક નગરીના રંગ-રાગ જોતો જોતો ગુણાઢ્ય ઇંદ્રના મણિ-મંદિર સરખા રાજાના રાજમહેલમાં ગયો. રાજાએ એનો ખૂબ જ સત્કાર કર્યો અને એના જ્ઞાન અને શક્તિથી પ્રસન્ન થઇને એને કારભારી નીમ્યો.

હવે ગોદાવરીને કાંઠે નંદનવન સરખો રમ્ય બગીચો. એ બગીચાનો ઉછેરનારો એક દરિદ્રી બ્રાહ્મણ. બ્રાહ્મણ ભૃગુકચ્છ દેશમાં નર્મદાને તીરે રહે. પૂરેપૂરો પ્રમાદી. એ કોઇ દિવસ કાંઇ કામ ન કરે. ભિક્ષા માગવા ય ન જાય અને ભીખ માગવા જાય તો કોઈ આપે પણ નહિ એવા એના દીદાર. પણ એક દિવસ તો બ્રાહ્મણને ચાનક ચડયું ને એ તો દેવીના મંદિરે પોતાનો બલિ ચઢાવવા ઊપડયો. મનમાં એમ કે દુનિયામાં તો કોઇને મારી જરૂર નથી ને હુંયે કોઇ કામનો નથી તો પછી નાહકનો શા માટે પૃથ્વીને ભારે મારું ? એ તો પેટમાં કટાર મારવા જાય છે ત્યાં તો 'મા મા' કહી દેવીએ હાથ પકડયા અને કહ્યું : 'માગ ! માગ !'

બ્રાહ્મણ કહે: 'કાંઇ માગું કે કારવું ? પણ દુનિયામાં મારું નામ રહી જાય એવું કાંઇક કરો.'

દેવીએ બ્રાહ્મણને એક બીજ આપ્યું. કહે: 'આ બીજ જ્યાં વાવીશ ત્યાં નંદન-વન સરખો બાગ બની જશે. ને જ્યાં સુધી બાગ હશે, ત્યાં સુધી તારું નામ વંચાશે.'

બ્રાહ્મણ તો બીજ લઇને ઊપડયો તે આવ્યો ગોદાવરીને તટે. એણે બીજ વાવ્યું ને એનું આ નંદનવન.

એ નંદનવનમાં સાતવાહન રાજા રાણીઓ સાથે વસંત ખેલે. બ્રાહ્મણો ફૂલ વીણી જઈ મહાદેવને ચડાવે. રૂપ-ગર્વિતાઓ એનાં ફૂલડાંની વેણી ગૂંથી કેશકલાપ સોહાવે. બાળકો એનાં ફૂલ-ડાંના દડુલા બનાવી ઉછાળે ને કૂદે. જેટલા પ્રતિષ્ઠાનમાં જીવ, એટલા બધાયને એ આનંદપ્રમોદનું સાધન.

એક દિવસ સાતવાહન રાજા રાણી-ઓને સાથે લઇને બગીચામાં વિહાર કરવા ગયો.

વસંત ઋતુ હતી. ફૂલડે ફૂલડે અને વૃક્ષે વૃક્ષે સોહાગ ભર્યો હતો. પવનની લહેરીમાં માદકતા હતી.

રાજા રાણીઓ સાથે સરોવરના જળ-માં જળક્રીડા કરવા ઊતર્યો. રાજા પાણીની છાલકો ઉડાડી રાણીઓને ભીંજવી નાખે અને રાણીઓ રાજાને ચારેકોરથી પાણી ઉડાડી મુંઝવી મારે. આંખનાં અંજન, કપાળનાં ચંદન અને ચાંદલા બધું ધોવાઈ ગયું. પાણીને છાંટણે આંખો લાલ બની ગઇ. ભીનાં વસ્ત્રો જાણે કે શરીરમાં ગળી ગયાં. એવી રાણીઓની અજબ દેહછટા જોઈ રાજા ઘેલો બની ગયો. વધુ ને વધુ તોફાને ચડ્યો. ખને વધુ ને વધુ પાણીની ઝાપટો મારવા લાગ્યો. શિરીષ કુસુમ જેવાં રાણીઓનાં સુકોમળ અંગ આ માર સહન કરી શકે તેવાં ન હતાં. એ તો બે હાથ જોડી રાજાને વીનવવા લાગીઃ 'અમને ઉદક નહિ મારો મા.'

રાજા મૂળ તો જંગલમાં રહેલો. અરધો જંગલી જેવો. એને વ્યાકરણ

વ્યાકરણ કાંઇ આવડે નહિ. રાણીઓએ કહ્યું: 'અમને ઉદક વડે મારો મા.' રાજા સમજ્યો: 'અમને મોદક વડે મારો મા.' રાજાએ તો થાળ ભરીને લાડુ મંગાવ્યા.

રાણીઓ લાડુ જોઇને ખડખડ હસી પડી: 'અરેરે! અમે તે આવા અણઘડને પનારે ક્યાંથી પડી? કાંઈ કરતાં કાંઈ આવડતું નથી ને પાછો પંડિતાઈનો ડોળ કરે છે.'

બસ થઇ રહ્યું. રાણીઓનું બોલવું ને રાજાનું સાંભળવું. રાજાને તો રાણીના વચને રોમ રોમ લાગી ગઇ. કીડા કીડાને ઠેકાણે રહી. આનંદ ઊડી ગયો ને રીસે બળ્યો રાજા રાજમહેલમાં ચાલ્યો ગયો.

મહેલમાં જઇને એ તો ખાતો નથી, પીતો નથી ને ચિત્રામણની જેમ એક તરફ ધૂમસૂમ પડ્યો રહે છે,

પ્રધાન કારભારીઓ મુંઝાણા. મોટા મોટા વૈદ્યો બોલાવ્યા, પણ કોઇના કળ્યામાં રાજાનો રોગ આવે નહિ. દેહનો રોગ હોય તો વૈદ્ય પારખે. કાંઈ દિલનો રોગ કોઈથી કળી શકાય ખરો?

પણ પછી તો ખબર પડ્યા કે રાણીઓએ રાજાને મૂરખ કહ્યો ને એ કારણે રાજા રિસાણો છે. ખાતો નથી, પીતો નથી ને ધૂમસૂમ પડ્યો છે.

મંત્રી શર્વવર્મા કહે: 'એમાં તે રાજા, મુંઝાઇને શું કામ બેઠા છો? છ મહિનામાં પંડિત બનાવી દઉં.'

ગુણાઢ્ય કહે: 'મંત્રીજી! ખાલી શેખી કરો મા. સામાન્ય માણસ બાર વરસે પંડિત થાય. પણ હું ધારું તો છ વર્ષે તે કામ પાર પાડું. તમારી છ મહિનાની વાત તો ખાલી ગલોલા જેવી છે.'

એટલે તો શર્વવર્માને ચાનક ચડી: 'અને કદી છ મહિનામાં રાજાને પંડિત બનાવી દઉં તો?'

ગુણાઢ્ય કહે: 'તો હું ત્રણે ભાષાનો ત્યાગ કરું.'

મે શર્વવર્માને કહે: 'ને કદાચ હું છ મહિનામાં રાજાને પંડિત ન બનાવી શકું તો બાર વરસ સુધી તારી ચાખડી માથા ઉપર ઉપાડું.'

પંડિતો પંડિતો લડી પડ્યા. પણ એમાં રાજાનું કામ થઈ ગયું. શર્વવર્માએ કાર્તિકસ્વામીની આરાધના કરી. કાર્તિકસ્વામીના વરદાને કરીને છ માસમાં રાજા ભણીગણીને પંડિત બની ગયા.

ગુણાઢ્યે તે દિવસથી ત્રણે ભાષાનો ત્યાગ કર્યો. એ ત્રણ ભાષા તે સંસ્કૃત, પ્રાકૃત, દેશી.

## ૧૮ ] પુષ્પદંતના પૂર્વજન્મની વાત

હવે ગુણાઢ્ય તો સાતવાહન રાજાના રાજ્યમાંથી ચાલી નીકળ્યો. ચાલતાં ચાલતાં વિંધ્ય વનમાં પહોંચ્યો. વિંધ્ય વનમાં વડલા નીચે પેલો કાણભુતિ એની રાહ જુએ.

ગુણાઢ્યને જોયો એટલે તરત જ કાણભુતિ બોલી ઊઠ્યો: 'ઓહો આવી પહોંચ્યા? હું તો તમારી કેટલાય દિવસથી વાટ જોતો હતો.'

કાણભુતિ પિશાચ ભાષા બોલે. ગુણાઢ્યને પિશાચ ભાષા આવડે નહિ ને બીજી ભાષા બોલવાનું એને નિમ. એ તો મુંગો મુંગો બેઠો.

કાણભુતિ એની મુંઝવણ સમજી

ગયો. કહે : 'અરે હમણાં પિશાચ ભાષા શીખવી દઉં.'

ને કાણભુતિ તો બોલવે પડ્યો. ગુણાઢ્ય થોડા દિવસમાં પિશાચ ભાષામાં પારંગત થઈ ગયો.

'પછી તો કાણભુતિએ પેલી વાત માંડી. સતીને શિવજીએ કહેલી ને છાનામાના સાંભળીને પુષ્પદંતે કાણભુતિને કહેલી સાત વિદ્યાધરોની કથા. ગુણાઢ્યે એ વાત સાંભળીને યાદ રાખી લીધી.

વાત પૂરી કરીને કાણભુતિ કહે: 'હવે એક વાત પૂછું ?'

ગુણાઢ્ય કહે : 'પૂછ ને.'

કાણભુતિ કહે : 'પેલા શિવજીના ગણનું નામ પુષ્પદંત કેવી રીતે પડ્યું ?'

ગુણાઢ્ય કહે :

ગંગાને કિનારે ગોવિંદદત્ત નામનો એક બ્રાહ્મણ રહે. એને પાંચ પુત્રો. એક દિવસ ગોવિંદદત્તને ત્યાં વૈશ્વાનર નામનો માણસ ચઢી આવ્યો. એનો સત્કાર કરવો તો દૂર રહ્યો, પણ ગોવિંદના દીકરા એની મશ્કરી કરવા લાગ્યા. બ્રાહ્મણ તો બિચારો ખોટો પડી ચાલ્યો ગયો.

ગોવિંદ એ વખતે ઘેર નહિ. ગોવિંદ આવ્યો ત્યારે તેને આ વાતની ખબર પડી. પુત્રોને ઠપકો દીધો ને પેલા બ્રાહ્મણને હાથેપગે લાગીને પાછો તેડી આવ્યો.

બાપાએ ઠપકો દીધો એની અસર બીજા પુત્રોને તો કાંઈ ન થઈ પણ નાના દેવદત્તને ખૂબ જ લાગી આવ્યું. એ તો હિમાલયની તળેટીમાં તપ કરવા ચાલ્યો ગયો.

શંકર પ્રસન્ન થયા. કહ્યું: માગ માગ!

ત્યારે દેવદત્તે કહ્યું: 'મને તમારાં ચરણમાં સ્થાન આપો.'

ત્યારે શિવજીએ કહ્યું: 'પહેલાં તું વિદ્યા ભણ, પછી પૃથ્વીમાં ભોગ ભોગવ. પછી મારા ચરણમાં સ્થાન આપીશ.'

દેવદત્ત ત્યાંથી ચાલી નીકળ્યો. ચાલતો ચાલતો પ્રતિષ્ઠાનપુરમાં આવ્યો અને મંત્રસ્વામી નામના બ્રાહ્મણને ઘેર રહી અભ્યાસ કરવા લાગ્યો.

એ શહેરના રાજાને શ્રી નામની કન્યા. સાક્ષાત ચંદ્રની ચંદ્રિકા ન હોય એવી રૂપાળી. એક દિવસ દેવદત્ત રાજમહેલ પાસે થઈને જતો હતો અને રાજકુમારી ઝરૂખામાં બેઠી હતી. રાજકુમારીના રૂપનું એવું અજબ આકર્ષણ હતું કે દેવદત્તના પગ જમીન સાથે ચોંટી ગયા. શ્રીકુમારી પણ કામદેવ સરખા દેવદત્તને એક નજરે જોઈ રહી.

થોડી વારે આંગળીથી ઈશારો કરી શ્રીકુમારીએ દેવદત્તને ઝરૂખા પાસે બોલાવ્યો. દાંતમાં એક પુષ્પ પકડ્યું ને દેવદત્ત ઉપર ફેંક્યું એટલું કરીને રાજકુમારી મહેલમાં ચાલી ગઈ.

રાજકુમારીએ સાનમાં કાંઈક સમજાવ્યું, પણ મૂરખ દેવદત્ત કાંઈ સમજી શક્યો નહિ. એ તો રખડતો રખડતો ઘેર આવ્યો અને ગુરુને વાત કરી. ગુરુ કહે : 'દેવદત્ત! તું નસીબદાર છે. રાજકુમારી તારા ઉપર પ્રસન્ન થઈ છે. તને પુષ્પદંતના મંદિરમાં બોલાવ્યો છે.'

દેવદત્ત તો ઉતાવળો ઉતાવળો પુષ્પદંતના મંદિરે ગયો ને રાજકુમારીની વાટ જોતો બેઠો. થોડી વારે રાજકુમારી હાથમાં પૂજનનો થાળ લઈને આવી પહોંચી.

દેવદત્તને જોઈને એ તો ખુશી ખુશી થઈ ગઈ. કહેઃ 'ત્યારે તમે મારો સંકેત સમજી શક્યા ખરા ?'

દેવદત્ત કહેઃ 'હું કાંઈયે સમજ્યો ન હતો. એ તો ગુરુએ અર્થ કરી બતાવ્યો.'

એટલે તો રાજકુમારીને થયું કે આ તો સાવ મૂરખ છે. એ તો બોલી નહિ, ચાલી નહિ ને સડસડાટ ત્યાંથી ચાલી નીકળી.

દેવદત્તની સ્થિતિ જોયા જેવી થઇ પડી. એ તો મૂઢની જેમ રાજકુમારીના માર્ગ સામું જોતો ઊભો રહ્યો. ને 'રાજકુમારી ! રાજકુમારી !' રટતો પાછળ દોડયો.

તે દિવસનો એ તો રાજકુમારીનું રટણ કરે ને ચારે તરફ ગાંડોઘેલો થઇને ફરે પણ રાજકુમારી તો દીઠી નજરે ય પડતી નથી.

દેવદત્ત તો શિવજીનો ભક્ત છે. એણે તો શિવજીને પ્રસન્ન કર્યા છે. શિવજીએ તો એને વરદાન દીધેલાં છે કે 'જા પૃથ્વીમાં ભોગ ભોગવ' એટલે એની ભીડ ભાંગવા ભોળાનાથે પંચશિખ નામના પોતાના ગણને બોલાવ્યો છે. આજ્ઞા કરી છે; 'મૃત્યુલોકમાં જા અને પેલા દેવદત્તને રાજકુમારી શ્રી સાથે વરાવી પરણાવી પાછો આવ.'

પંચશિખે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લીધું. દેવદત્તને સ્ત્રીનાં લૂગડાં પહેરાવ્યાં, સ્ત્રીના શણગાર સજાવ્યા. એક તો આમે ય ફૂટડો. એમાં સ્ત્રીનો ફૂટડો પહેરવેશ પહેર્યો, એટલે દેવદત્તનું રૂપ તો ગલી ઊઠયું. કોઈ કહે નહિ કે આ પુરુષ છે ને પુરુષે સ્ત્રીનો સ્વાંગ સજ્યો છે.

બુઢો બ્રાહ્મણ પુત્રવધૂને લઈને રાજ-દરબારમાં આવ્યો. 'રાજા ! મારો પુત્ર પરદેશ ગયો છે ને પરદેશ ગયા પછી એના કાંઇ સમાચાર નથી. પુત્રને શોધવા જવું છે ને આ પુત્રવધૂની કોને સુપ્રત કરવી એની વિમાસણ છે. એટલે તમારે આશરે આવ્યો છું, રાજા ! તમારી વિના આ સાપનો ભારો કોઈ સાચવી શકે તેમ નથી. મારી આટલી થાપણ અહીં રાખો. પુત્રને શોધી લાવી પાછો આવીશ, એટલે એને લઇ જઇશ.'

રાજાથી ના કહી શકાય નહિ. ના કહે તો રાજધર્મનો લોપ થાય. એણે તો બ્રાહ્મણની પુત્રવધૂને અંતઃપુરમાં મોકલી લીધી. વૃદ્ધ બ્રાહ્મણ રાજાને આશીર્વાદ દઈ રસ્તે પડ્યો.

દેવદત્ત રૂપી સ્ત્રી રાજકુમારી શ્રી સાથે રહે છે. હળેમળે છે ને આનંદ કરે છે ને એમ કરતાં બંને વચ્ચે મહોબત બંધાણી છે. મહોબત બંધાણી છે, પછી તો જાત છાની રાખી નથી. દેવદત્ત અને રાજકુમારીએ ગાંધર્વ લગ્ન કર્યાં છે ને બંને રંગરોળ કરે છે.

ને એમ કરતાં કેટલોક કાળ વીત્યો છે, પછી તો પંચશિખ દેવદત્તને ઉપાડી ગયો છે.

બીજે દિવસે વૃદ્ધ બ્રાહ્મણ પુત્રને લઈને રાજાના દરબારમાં આવ્યો છે : 'રાજા ! મારો પુત્ર મળી ગયો. મારી પુત્રવધૂ પાછી સોંપો.'

રાજાએ અંતઃપુરમાંથી બ્રાહ્મણની પુત્રવધૂને બોલાવી છે તો સમાચાર મળ્યા છે કે બાઈ તો રાતમાં ક્યાંઈક નાસી ગઈ છે. સાંભળીને રાજા તો વિમાસણમાં પડી ગયો.

કારભારીઓને કહે: હવે શું કરશું?

કારભારી કહે: 'આમાં કાંઈક કપટ જણાય છે. આ બ્રાહ્મણ ખરી રીતે આ દુનિયાનો માનવી જ નથી લાગતો. કોઈક દેવ માનવીનું રૂપ ધરી આપને છળવા આવ્યો લાગે છે. પૂર્વે શિબિ રાજાને ઠગવા માટે ઇંદ્ર અને ધર્મ આવ્યા હતા.'

રાજા કહે: 'એ વળી શી વાત છે?'

કારભારી કહે: 'શિબિ' નામનો એક દાનવીર રાજા. એ રાજાની પરીક્ષા લેવા સારુ ઇંદ્રે બાજનું રૂપ લીધું અને ધર્મે પારેવાનું રૂપ લીધું. બાજ પારેવાની પાછળ દોડયો અને પારેવો ઊડતો ઊડતો શિબિ રાજાના ખોળામાં જઈ પડયો.

બાજ કહે: 'રાજા! મારું ખાજ મને આપી દે. મને ખૂબ જ ભૂખ લાગી છે.'

રાજા કહે: 'શરણે આવેલાને હું ન સોંપું. તારે જોઈએ તો એના વજન બરોબર મારું માંસ આપું'

બાજ કહે: 'ભલે. મારે તો ખાવાનું જોઈએ.'

રાજાએ એક પલ્લામાં પારેવાને બેસાડયું અને બીજા પલ્લામાં પોતાના શરીરમાંથી માંસના ટુકડા કાપીને મૂકવા લાગ્યો પણ પારેવાવાળું પલ્લું ઊંચું જ ન થાય રાજાએ તો પગ કાપ્યા. શરીરના અવયવે અવયવ કાપી કાપીને પલ્લામાં મૂકયા તોય પલ્લું ઊંચું ન થાય એટલે તો રાજા પલ્લામાં ચડી બેઠો. એણે બાજ અને પારેવા રૂપે રહેલ દેવોને ઓળખી લીધા. કહ્યુ : 'હવે દેવ! હવે તો પલ્લું ઊંચું થશે ને?'

રાજાની દાનવીરતા જોઈ બંને દેવો પ્રસન્ન થયા. રાજાને હતો તેવો બનાવી દીધો ને પછી આશીર્વાદ દઈ અંતર્ધાન થયા.

ને એમ આ બ્રાહ્મણ પણ કોઈ દેવ હોય કે દેવદૂત હોય તો!

રાજા કહે: 'દેવ હોય કે બ્રાહ્મણ હોય, આપણે સાચી વાત કહી દેવી.'

ને એણે બ્રાહ્મણને કહ્યું: 'મહારાજ! તમારી પુત્રવધૂ તો રાતના કયાંક ચાલી ગઈ છે.'

બ્રાહ્મણ કહે: 'રાજા! એ રીતે બ્રાહ્મણની થાપણ ઓળવી નહિ શકાય. મારી પુત્રવધૂ પાછી આપો નહિતર તમારી પુત્રી મારા પુત્ર વેરે પરણાવો.'

રાજાને તો બીજો રસ્તો ન હતો. એણે દેવદત્ત સાથે શ્રીકુમારીનાં લગ્ન કર્યાં. પંચશિખ કૈલાસમાં પાછો ચાલ્યો ગયો.

એ દેવદત્ત અને શ્રીકુમારી કાળે કરીને મૃત્યુ પામ્યાં અને શિવલોકને પામ્યાં. શિવલોકમાં એનાં પુષ્પદંત અને જયા એવાં નામ ધરાવ્યાં છે.

## ૧૯ ] બૃહત્કથા

કાણભુતિએ ગુણાઢયને સાત વિદ્યાધરોની કથા કહી. ગુણાઢયે તે સાતે કથા સાત લાખ શ્લોકમાં સાત વરસમાં લખી નાખી. શાહી તો ન હતી, એટલે લોહીના અક્ષરે કવિએ એ કથા આળેખી. એ કથા સાંભળવા માટે સિદ્ધો અને વિદ્યાધરો આકાશમાર્ગે આવી ચડયા. આકાશને જાણે ચંદરવા બાંધ્યા ન હોય એવાં રૂડાં એનાં વિમાનો લાગતાં હતાં.

હવે આ કથા કોને અર્પણ કરવી

એ પ્રશ્ન ઊભો થયો. એવો તો એક સાતવાહન રાજા પૃથ્વી ઉપર છે, જે ગુણજ્ઞ અને રસિક છે. પવન જેમ પુષ્પની સુગંધ ધારણ કરે છે, તેમ રસિક હોય તે જ કાવ્યનો મર્મ જાણી શકે છે. સાતવાહનને જ આ કાવ્ય અર્પણ કરવું એમ નક્કી કરી ગુણાઢ્યે એ કાવ્યપોથી લઈને બે શિષ્યોને સાતવાહન રાજા પાસે મોકલ્યા.

પરંતુ કથા પિશાચી ભાષામાં લખી હતી, વળી લોહીનો અક્ષરે આળેખી હતી, એટલે રાજાએ તો તેને અપવિત્ર માની સાંભળવાની ના પાડી.

શિષ્યો પાસેથી કથાના અનાદરની વાત સાંભળી ગુણાઢ્ય ખિન્ન થયોઃ અરેરે! જે કથાનો ગુણજ્ઞ રાજા પણ અનાદર કરે છે, એને સાચવી રાખીને હવે શું કામ છે?

ગુણાઢ્યે તો પર્વત ઉપર એક અગ્નિકુંડ રચ્યો. અગ્નિકુંડ પાસે આસન જમાવ્યું. એ તો કથા વાંચતો જાય અને એક એક પાનાની અગ્નિને આહુતિ આપતો જાય.

કથાનો રસ એવો અદ્‌ભુત હતો કે કથા સાંભળવા જંગલનાં પશુપક્ષી બધાંય પર્વત ઉપર એકઠાં થયાં. ભૂખતરસ બધું ભૂલી જઈ કથા સાંભળવા લાગ્યાં. દિવસ અને રાત બધાંને એક જ લગની લાગી છે. ભૂખ્યાં ને તરસ્યાં બેઠાં બેઠાં કથા સાંભળે છે ને આંખેથી શ્રાવણ ભાદરવો વરસે છે.

હવે આ તરફ સાતવાહન રાજા એકાએક માંદો પડ્યો. વૈદ્યોએ નિદાન કર્યું કે સૂકું માંસ ખાવાથી રાજાને આ રોગ થયો છે. રાજાએ રસોઈયાને બોલાવી ધમકાવ્યો. રસોઈયો કહેઃ 'હું શું કરું? પારધીઓ એવું જ માંસ લાવે છે.'

પારધીઓને બોલાવ્યા. તો પારધીઓ કહેઃ 'અમારો કાંઈ દોષ નથી. પર્વત ઉપર બેઠો બેઠો એક બ્રાહ્મણ કથા વાંચે છે. કથા વાંચતો જાય છે ને વાંચી વાંચીને પાનાં બાળે છે. જંગલનાં પશુપક્ષી બધાં કથા સાંભળવા બેઠાં છે. ભૂખતરસ ભૂલી જઈને બેઠાં બેઠાં કથા જ સાંભળે છે. હરણાંઓ ચરે નહિ, પછી એનું માંસ સૂકું જ હોય ને! એમાં રસ ક્યાંથી હોય?'

રાજા કહેઃ 'એવો તે કયો બ્રાહ્મણ કથા વાંચે છે? ને એવો તે કથામાં કેવોક રસ છે તે પશુપક્ષી પણ કથા સાંભળવા ભેગાં થયાં છે. ચરતાં નથી, ફરતાં નથી ને બેઠાં બેઠાં કથા જ સાંભળે છે!'

રાજા તો પર્વત ઉપર ગયો છે. જોયું છે તો માથે પીંગળી જટા છે, ચારે કોર ધુમાડાના ગોટેગોટા ઊડે છે ને ગુણાઢ્ય કવિ બેઠો બેઠો કથા વાંચે છે. એની ફરતાં પશુપક્ષીઓ બેઠાં છે. આંખેથી આંસુડાં ચાલ્યાં જાય છે ને બેઠાં બેઠાં એક ચિત્તે કથા સાંભળે છે.

રાજા કહેઃ 'અરે! અરે! આ દિવ્ય કથાનો નાશ શા માટે કરો છો?'

ગુણાઢ્ય કહેઃ 'રાજા! આ કથા તો પિશાચ ભાષામાં લખાયલી છે ને વળી લોહીના અક્ષરે આળેખેલી છે. એવી અપવિત્ર કથાને રાખીને શું કામ છે?'

રાજા કહેઃ 'મારો ગુનો માફ કરો, ગુણાઢ્ય. આ કથાના મર્મને અને તેના રસને હું પિછાની શક્યો નહિ. હું આ પશુપક્ષીઓ કરતાં પણ બેથ છું.'

ગુણાઢ્ય કહે: 'રાજા! અફસોસ નકામો છે. જગતમાં જન્મે છે તે બધું કાંઈ ચિરંજીવ હોતું નથી.'

રાજા કહે: પણ આ કથા તો મને આપી દો. હું એને ચિરંજીવ કરીશ.'

ગુણાઢ્ય કહે: '૭ લાખ શ્લોકની ૭ કથાઓ બાળી નાખી. હવે તો એક લાખ શ્લોકની આ સાતમી કથા બાકી રહી છે. ભલે તમે લઈ જાઓ.'

ગુણાઢ્યે બૃહત્કથાની પ્રત સાતવાહન રાજાને આપી દીધી.

ને પછી સતીના શાપે કરીને મનુષ્ય લોકમાં અવતરેલો એ શિવજીનો ગણ શાપની અવધ પૂરી થતાં દિવ્યરૂપ ધારણ કરી કૈલાસ ગયો.

સાતવાહન રાજા ગુણાઢ્ય કવિની નરવાહનદત્તનું ચરિત્ર વર્ણવતી બૃહત્કથા લઈ ને રાજધાનીમાં પાછો આવ્યો. અનેક પ્રકારના રસોથી ભરેલી એ કથા ત્રણે લોકમાં વિખ્યાત થઈ. [ચાલુ

પોલીસ રીપોર્ટ નં. ૧૩

ફરિયાદી રામાનંદ જમાદારે રજૂ કરેલ આસામીઓમાં એક આદમી અને એક ઓરત હતાં, જેમણે સરકારી ધારા વિરુદ્ધ, લોકોને પીવા માટે ભરેલા પાણીના સરોવરમાં નાહવા જવાની તૈયારી કરી હતી

પોલીસ જમાદાર—કે જે ફરિયાદી છે, તેણે વધુમાં જણાવ્યું હતું કે ગઈકાલે મોડી સાંજે મજકૂર આસામી તથા મજકૂર ઓરતને સૂર્યાસ્ત પછી આશરે ૭–૩૦ વાગે તળાવને કાંઠે ઊભેલાં જોયાં હતાં

ત્યાર બાદ આદમીએ ઓરતને કાંઈ કહ્યું હતું જે પછી બન્ને આસામીઓએ પોત-પોતાનાં કપડાં કાઢવાં શરૂ કર્યાં હતાં.

અત્રે બચાવપક્ષના વકીલે ફરિયાદી જમાદારને પૂછ્યું કે 'તળાવમાં નાહવાની મનાઈના હુકમની તમને ખબર હોવા છતાં તમે બન્ને આરોપીઓને રોક્યાં કેમ નહોતાં!'

જેના જવાબમાં મજકૂર પોલીસ જમાદારે જણાવ્યું હતું કે 'મને શી ખબર કે આરોપીઓ નાહવા માટે કપડાં કાઢે છે!'

આ વખતે કોર્ટમાં જરા હસાહસ થતાં નામદાર જજ સાહેબ હથોડી પછાડી એમ્બરમાં ચાલ્યા ગયા હતા.

રીપોર્ટ—આ કેસમાં કશો ફોજદારી ગુનો ન બનતો હોઈ કેસ દફતર દાખલ.

# પુત્રકામના

મણિલાલ અલગારી

ખોળો ખાલી હોય તો નારીને જીવન મરુભૂમિ જેવું લાગે છે. બીજી બધી રીતે સંસારમાં સુખ હોય પણ ખોળાના ખૂંદનાર વિના એ સુખમાં ઊંડી ઊણપ ભાસે છે; ના, એવું સુખ એ સુખ જ નથી લાગતું.

એટલે જ ચંદ્રા વિચારે છેઃ આમ જ શું તેનો નારીજન્મ વીતી જશે? ભગવાન શું તેને મા થવાનો અધિકાર નહિ આપે? એની ઇચ્છા તો કંઇ એવી મોટી નથી–ફક્ત એક, બસ એક જ સંતાન હોય તો તેને છાતી સરસું ચાંપીને જીવનની બધી વેદના તે ભૂલી જઈ શકે. પ્રેમ પારાવારમાંથી ઉદ્‌ભવતી તે અમૂલ્ય સંપદથી તેનું જીવન શું ધન્ય નહિ થાય? જેની તેણે મનોમન સુંદર મૂર્તિ ઘડી છે, જેના આવવાનાં પ્રતિક્ષણે ભણકારા વાગે છે તે આ જગતમાં વાસ્તિવક રૂપ ધરી એકલીનુ જ થઇને નહીં જન્મે? હાય, આ તે કેવું ગોઝારું જીવન! ચંદ્રાની આંખમાંથા આંસુની ધાર ચાલી.

પંદર વરસના વિવાહિત જીવનમાં ઉપાયો કરવામાં કંઈ બાકી રાખી નથી. સંતાનની ઘેલછાથી જેનીતેની બધી સલાહ–સૂચનાઓ તેણે માથે ચડાવી છે. કેટલા ય દેવને દ્વારે ઓશિયાળા થઇને માનતા માની છે. દૈવીશક્તિ ધરાવનારાં માદળિયાં પહેર્યાં છે. ઘણા સાધુ-સંતોની ચરણરજ ભક્તિભેર માથે ચડાવી છે પણ દેવ તોય કશાથી પ્રસન્ન થયા નથી. તેમ છતાં આ બધું તેને સાવધતાથી, છૂપા છૂપા જ કરવું પડતું–સ્વામી જાણી ન જાય એટલા માટે જ. જે કંઈ તેણે કર્યું હતું તે પણ સ્વામીની ગેરહાજરીમાં કે તેમનાથી ખાનગી રીતે. કારણ તેનો સ્વામી વકીલ છે અને આવી બધી બાબતોમાં તેનું વલણ બહુ કડક છે. જંતર-મંતર, દેવદેવ, માનતાફાનતામાં તેને જરા ય આસ્થા નથી. તે કહેતો, 'એ બધું ધતીંગ છે. ભાગ્યમાં હોય તો મળે ને ન હોય તો શરીરે ઢગલાબંધ માદળિયાં બાંધો કે સાધુના ચરણની રજ મૂઠીએ મૂઠીએ લ્યો તો ય કંઈ ન વળે.' ચંદ્રાને તેણે કડક શબ્દોમાં કહ્યું છે કે તે એવી બધી વસ્તુઓમાં મનને ન ભમાવે. વિજ્ઞાનના જમાનામાં આવા ઢંગધડા વિનાના ઉપાયો કરવા એ આવી સંસ્કારી સ્ત્રીને છાજતું નથી.

વકીલ સ્વામીએ ચંદ્રાની ચિકિત્સા કરાવવામાં કંઈ બાકી રાખી નહોતી. પણ તેથી ય કંઈ વળ્યું નહીં. સ્વામી કહે, 'એમાં શું થઇ ગયું. સંતાન ભલે ને ન થાય. પૃથ્વીનાં બધાં નરનારીને ઘેરે સંતાન થવું જોઇએ એવું શું લખી આપ્યું છે?' એટલે સ્વામીને સંતાનને માટે બહુ તીવ્ર ઇચ્છા પણ નથી. એને મતે તો છોકરાં ન હોય એ જ સારું. છોકરાંછૈયાં થાય તો જંજાળ પણ બહુ વધી પડે. તેના કરતાં જેમ છે તે ઠીક છે.

પણ ચંદ્રાનું મન કેમે ય માનતું નથી. એથી તો ઊલટાની તે વ્યથિત થઇ જાય છે. સાસુ તેના મોં ભણી જોઇ તેનું દુઃખ સમજી શકતાં ને તેમને ય લાગી આવતું. ક્યારેક ક્યારેક ક્યાંકથી થોડું મંત્રેલું પાણી લઇ આવી છાનામાના વહુને બોલાવી કહેતાં, 'વહુ, જલ્દી જલ્દી આ પી જા. આ અફળ છે. અને માદળિયું શનિવારે સવારે સ્નાન કરી કમરે બાંધી રાખજે. કેટલી યે ભરભલામણ પછી માંડ માંડ રામરાજા તલાના બાવાજી પાસેથી લાવી છું. બાવાજી એવો મંતર જાણે છે કે દેવોને ય હોંકારો દેવો પડે. પેલા દત્તની મોટી વહુની વાત તો જાણે છે ને તું? તેણે એક શેર માટી માટે આકાશ–પાતાળ એક કર્યાં તો ય કંઈ વળ્યું નહોતું પણ જ્યારે આ બાવાનું મંત્રેલું પાણી પીધું ને માદળિયું કમરે બાંધ્યું કે તરત જ–અહા! કેવો ચમત્કાર થયો! એના ખોળામાં

આતુરતાથી ચંદ્રાએ હાથ લંબાવ્યો પણ પતિનો કડક હુકમ યાદ આવતાં પાછો પડી ગયો: 'વિજ્ઞાનના જમાનામાં એ બધું ધતીંગ છે.' તેથી જ તેનો પતિ ઇચ્છે છે કે ચંદ્રા જોનતેના મૂળિયાં કે પાંદડાં ખાતી ન ફરે.

ચંદ્રાનો હાથ કંપી ઊઠયો. એક ક્ષણમાં તેની બધી વ્યગ્રતા અલોપ થઇ ગઇ. સાસુ તેના મનની વાત સમજી ગયાં. કોમળ કંઠે કહ્યું: 'અરુણના વઢવાની બીક લાગે છે! પણ બેટા, મારો અરુ તો વકીલ છે. વળી એનો સ્વભાવ જ એવો છે. આવી બધી બાબતોમાં એને શ્રદ્ધા જ રહી નથી. એ તો ભગવાનને ય માનતો નથી. એટલે જ એના બાપા દુઃખથી કહેતા, 'મારો દીકરો થઇને એ આવો નાસ્તિક કેવી રીતે થયો!' પણ ભાગ્યની વાત મોટી છે. ભાગ્યમાં લખ્યું હોય તે મિથ્યા નથી થતું. નહીં તો આટલો ભણેલોગણેલો માણસ એટલું ય ન સમજે કે એકાદ દીકરા વગર વંશ જાય.'

ચંદ્રા ચોંકી ગઇ. કંઇક વિચાર કરી તે દુઃખથી બોલી, 'મા, તમારે પગે પડું. ગમે તેમ કરીને તમારા દીકરાને હવે ફરી પરણાવો. મને એનું લેશ પણ દુઃખ નહીં થાય. ઊલટાની તેમને છોકરા થાય તો હું...' વચ્ચે જ સાસુ બોલી ઊઠયાં, 'ભાગ્યમાં હોય તો ને! બીજી વાર પરણાવવા ઘણા પ્રયત્નો કરી જોયા પણ કોઇની મગદૂર નથી કે તેની પાસે હા પડાવે.'

સાસુએ આપેલું પાણી ચંદ્રા ભક્તિભેર પી ગઇ. કેટલી ય આશા–નિરાશાથી તેનું મન હીંચકવા લાગ્યું. મહામહેનતે મેળવેલું માદળિયું સખત રીતે મૂઠીમાં દબાવી તે ધીરે ધીરે ત્યાંથી ચાલી ગઇ.

એવી રીતે આશામાં ને આશામાં તેના દિવસો વહ્યે જાય છે. પુત્રની કામનાથી તો ચંદ્રાની કેટલી ય ઊંઘો બગડી છે. એકાંતમાં એકલી એકલી રડી છે. કેટલી ય વાર બાળકને ચુંબન કરવા જતાં તેનાં સ્વપ્નો ભાંગી ગયાં છે. કદાચ ક્યાંય જો કોઇ બાળકને રડતું સાંભળતી તો તેનું હૈયું હાથ રહેતું નહીં. આમ જ તેના જીવનનાં લાંબાં પંદર વર્ષો ભૂતકાળમાં વિલીન થઈ ગયાં છે.

પણ ચંદ્રાને સ્વામીને માટે નવાઇ ઊપજે છે. એને એમ થાય છે કે પુરુષનું મન ભગવાને કઈ ધાતુથી ઘડ્યું હશે! તેમના પ્રાણમાં શું બાળકનું મોં જોવાની ઇચ્છા નહીં જાગતી હોય! સ્ત્રીઓની જેમ પુરુષો સંતાન માટે ઝંખતાં નહીં હોય! ના, એના સ્વામીના મનમાં તો બાળકને માટે વ્યાકુળતા નથી.

એક દી સાસુએ ચંદ્રાને છાનામાના કહ્યું: 'વહુ! એક ખબર મળ્યા છે. સાંભળ્યા! ગોસાઇનાં વહુ પાસેથી ખબર મળ્યા છે કે કાલિઘાટ પર એક મોટા સંત આવ્યા છે. એમનામાં અદ્ભુત શક્તિ છે. પાસે જઇને ઊભા રહો કે મોં જોઇને મનની વાત કહી દે છે. ને બધાના મનોરથ પૂરા કરે છે. સાક્ષાત જાણે દેવપુરુષ છે! ગોસાઇના દીકરાની નોકરી ગઇ હતી પણ તે સંતની કૃપાથી પાછી કાલથી એક સરસ નોકરી મળી ગઇ–એ સંતને જોવા આખું શહેર ઘાટ પર ઊમટ્યું છે. આપણે એકવાર જઇશું, વહુ! કદાચ આપણી ઉપર દયા કરીને આપણી મનોવાંછા પૂરી કરે. અરુને કહેવા–જણાવવાની કંઇ જરૂર નથી. કોઇને ઘેર બેસવા જઇએ છીએ એમ કહી ત્યાં જતાં આવશું.'

હંમેશની માફક ચંદ્રાએ કોણ જાણે કેમ પણ આજ આતુરતા ન દેખાડી. આવા મોટા સાધુ પુરુષ આવ્યા છે એમ સાંભળ્યા છતાં અગાઉની જેમ તેને આશા ન ઊપજી કે ન તો તે આનંદ પામી. તેના મુખ ઉપર નિરાશાની છાયા ફરી વળી. ફીકું હસીને તેણે કહ્યું: 'પણ હવે કંઇ મળશે મા! આ પંદર વરસમાં કરવામાં તો કંઈ બાકી રાખી નથી. શું વળ્યું!' એક લાંબો નિસાસો નાખીને બોલી: 'શંકરને મંદિરે બલિદાન પણ ચઢાવ્યાં છે. આપણે ધાર્યું'તું, કે ભોળાનાથની કૃપાથી આ વખતે આપણી આશા પૂરી પણ

આ અભાગણીના કર્મમાં લખ્યું હોય તો ને !' એટલું બોલતામાં તો તેની આંખમાંથી દદ દદ આંસુ પડવા મંડ્યાં.

સાસુ કહે, 'કંઇ વળ્યું નથી તે સાચું પણ મન કેમે ય માનતું નથી. મનમાં એમ થાય છે આ વખતે ભગવાન જરૂર આપણી સામું જોશે. એટલે જ કહું છું, એકવાર છેલ્લો પ્રયત્ન કરવામાં શો વાંધો છે?'

ચંદ્રાએ કહ્યું: 'સારું, જઈશું.'

'બીજું કંઇ નહીં તો સંતપુરુષનાં દર્શન તો થશે. આજના છાપામાં એની બારોબાર પ્રશંસા કરવામાં આવી છે અને એને વિષે ઘણી જાણવા જેવી હકીકતો બહાર પડી છે તે તેં વાંચી? તેને ક્યારે ને કેવી રીતે મળી શકાય છે તે પણ તેમાં સવિસ્તર લખ્યું છે.'

'મેં તો વાંચ્યું નથી, ક્યાં છે છાપું !'

ઓચિંતાનું ચંદ્રાને યાદ આવ્યું કે સવારે સ્વામીને આ દેવા જતાં તેણે સ્વામીને છાપામાંથી એક ઠેકાણેથી થોડુંક ફાડીને સંતાડી દેતા જોયા હતા. તેણે સ્વામીને તે વખતે પૂછ્યું પણ હતું, 'કેમ આટલું ફાડી લીધું ?' જવાબમાં સ્વામી ગંભીર કંઠે બોલ્યા હતા 'એમાં કંઈ નથી. અમસ્તું જ.' ખરી વાત તેમણે છુપાવી જ હતી. અત્યારે છાપું ફાડી લેવાનો મરમ ચંદ્રાને બરાબર સમજાયો. રખે ને ચંદ્રાની નજરે એ લખાણ પડે અને સાધુદર્શન માટે તે વ્યાકુળ થઈ જાય. તેથી જ એ ભાગ ફાડી લેવામાં આવ્યો હતો.

સાસુની સાથે વાતચીત પૂરી થયા પછી ઓરડામાં આવીને તેણે છાપું હાથમાં લીધું. એક ઠેકાણે છાપાનો થોડોક ભાગ નહોતો. તે સમજી કે આ જ ઠેકાણે સાધુ સંબંધી લખાણ હતું—હશે.

આકાશની નિર્મળ તડકી ઘરમાં પડવા લાગી. ખુલ્લી બારીમાંથી ચંદ્રા તે તરફ અનિમેષ નેને જોઇને પોતાના પતિની અદ્‌ભુત પ્રકૃતિ વિષે વિચાર કરવા લાગી. આહ ! સંતાન મેળવવા માટે આટલા દિવસ સુધી પોતે શું શું નથી કર્યું ! અને તેના સ્વામીએ ? કે સાચે જ પુરુષને પિતા થવાની ઇચ્છા નહીં થતી હોય?

અમાસને દિવસે પહેલાંની ગોઠવણ પ્રમાણે સાંજ વેળાના છાનામાના સાસુવહુ સાધુનાં દર્શન કરવા બહાર નીકળ્યાં. સદ્‌ભાગ્યે ચંદ્રાના સ્વામી તે દિવસ ઘરે ન હતા. વહેલી સવારે જ ક્યાંક ગયા હતા અને કહેતા ગયા હતા કે આજે તે નહીં આવે. એટલે સાસુવહુને જવાની સુગમતા થઈ ગઈ હતી.

સાસુવહુ બંને વખતસર કાલીઘાટ પરના સાધુના આશ્રમ પાસે આવી પહોંચ્યાં. રસ્તાની એક બાજુએ કેટલીય મોટરો, ઘોડાગાડીઓ, રિક્ષાઓ હારબંધ પડી છે. સાધુનાં દર્શન માટે માણસો એટલા બધા આવ્યા હતા કે તે સ્થળે મેળો ભરાયો હોય એવું લાગતું હતું. ચંદ્રાએ આવી મોટી માનવમેદની પહેલાં કદી જોઈ નહોતી. તેને ભારે નવાઈ લાગી. એક માણસને જોવા માટે આટલી બધી ભીડ! ત્યારે સાચે જ શું આટલે દિવસે તેના પ્રાણની આશા પૂર્ણ થશે! ભગવાન શું દયા કરશે ! એક અજાણી સંભાવનાની આશાથી ચંદ્રાના પ્રાણ નાચી ઊઠયા.

વાત કરતાં કરતાં સાસુવહુ ભીડમાં થઇને ઉપરે સાધુના આશ્રમમાં આવી પહોંચ્યાં. આશ્રમમાં વિશાળ ચોગાન હતું પણ માણસોનુ હૈયેહૈયું દળાય છે. એક બાજુ પુરુષો અને બીજી બાજુ સ્ત્રીઓને આવવા-જવાની તેમજ બેસવા-ઊભવાની વ્યવસ્થા કરવામાં આવી છે અને કેટલાં ય નરનારી આતુર ચિત્તે વાટ જોઈ રહ્યાં છે—સાધુના આશીર્વાદ અને પ્રસાદની. ચંદ્રા અને તેની સાસુ સાંકડમોકડ એક ઠેકાણે બેસી ગયાં.

થોડે દૂર હોમાગ્નિ સળગે છે અને તેની સામેજ માટીની બનાવેલી વેદિકા ઉપર વ્યાઘ્રાસન પાથરી સાધુજી શિષ્યો અને ભક્તોથી વીંટાઇને બેઠા છે. માથાની લાંબી જટા વાંકી છટાથી પીઠ ઉપરથી નીચે ઊતરી જમીનુ

પર પડી છે અને આખી છાતી વિશાળ દાઢીથી ઢંકાઈ ગઈ છે. નયનો ધ્યાનમગ્ન છે. ભભૂત લગાડેલા શરીર ઉપર માત્ર એક લંગોટી સિવાય બીજું એક વસ્ત્ર નથી. મોં ઉપર સતત હાસ્ય રમ્યા કરે છે. હા, છે તો સાધુ જેવા સાધુ! ચંદ્રાનું મન શ્રદ્ધા અને ભક્તિથી સાધુના ચરણમાં આળોટી પડયું.

અંધ, અપંગ રોગી વગેરે કેટલાય લોકો વ્યાકુળતાથી સાધુના મોં ભણી તાકીને બેઠા છે.

સાધુ વચ્ચે વચ્ચે આંખો ઉઘાડી સામેના વાટ જોતાં નરનારી તરફ જુએ છે અને તેમાંથી ક્યારેક એક એક જણને બોલાવી તેની સાથે વાત કરે છે અને ક્યારેક કોઈને કોઈ ઝાડનાં મૂળિયાં આપી કહે છે: 'ઈશ્વર તારા મનોરથ પૂર્ણ કરો. ૐ શાંતિ...'

ચંદ્રા શ્રદ્ધાભર્યા મનથી ચુપ થઈને બેઠી છે. એનું આખુંય અંતર આશા-નિરાશામાં ઝૂલી રહ્યું છે. કોને ખબર છે કે સાધુની કૃપાના પ્રતાપે સંતાન મેળવવા તે ભાગ્યશાળી થશે કે નહીં! વંધ્યાની અંતર્વેદના શું સાધુ સમજી શકશે! કે પછી બધી વખતની માફક આ વખતે ય તેનો પ્રયત્ન એળે જશે!

ચંદ્રાની સાસુ ય તે કદાચ તે વખતે આવા જ વિચારો કરતી હતી. કંઈક વિચાર કરીને તેણે વહુને કહ્યું, 'મને હવે બીક લાગે છે. આટલા મોડે આપણે સાધુનાં દર્શન કરવા આવ્યાં છીએ તે અરુણ જાણી જશે તો! એક તો સાધુસંતમાં માનતો નથી ને વળી ક્રોધી છે. જાણી જશે તો ભોગ મળશે; માટે પાછાં ઘરે જતાં રહીએ તો! વળી આ ભીડ જોતાં આપણો વારો અત્યારે આવે એવું લાગતું નથી. ફરી કોક વાર આવશું.'

ચંદ્રાનું મન પણ એ સાંભળી ખિન્ન થઈ ગયું. સ્વામી જાણે તો તો ભોગ જ મળે ને! કઠણ કાળજાના સ્વામી તેની વ્યથા થોડા જ સમજવાના છે! ચંદ્રાને સ્વામીના શબ્દો સાંભર્યા: 'ચંદ્રા, વિજ્ઞાનના જમાનામાં આ બધું નથી શોભતું.'

વહુ સાસુને કંઈક કહેવા જતી હતી પણ ઓચિંતાનું એક ઠેકાણે તેણે કંઈક જોયું એટલે શબ્દો ગળામાં જ રહી ગયા. આંખો વિસ્મયથી ફાટી ગઈ. પણ એ શું સંભવિત છે!

બરોબર તે જ વખતે સાધુજીએ એક વ્યક્તિને ઇશારતથી પાસે બોલાવી. તે વ્યક્તિએ હાથ જોડ્યા હતા અને આંખો કૃપાતુર હતી. પાસે આવીને તેણે શ્રદ્ધાભેર પ્રણામ કર્યા. જરાક હસીને સાધુએ આશીર્વાદ આપ્યા, 'તારી મનોકામના પૂર્ણ થશે. એક વરસમાં જ ભગવાનની દયાથી પુત્રનું મોં જોવા તું ભાગ્યશાળી થશે. ઈશ્વર તારું કલ્યાણ કરો. ૐ શાંતિ.' એટલું કહીને સાધુજીએ તે વ્યક્તિના હાથમાં મૂળિયા જેવું કંઈક આપ્યું. અને પેલી વ્યક્તિએ ભારે શ્રદ્ધાપૂર્વક તે લીધું.

પણ ત્યાં તો આનંદથી લગભગ ગાંડી જેવી થઈને ચંદ્રા બોલી ઊઠી, 'બાઈજી, બાઈજી! પણે જુઓ તો...' વધારે તે ન બોલી શકી.

સાસુએ જોયું તો તેમનો દીકરો અરુણ! તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહીં. નાસ્તિક પુત્રની ગુપ્ત આસ્તિકતા નિહાળી એમને એટલું તો આશ્ચર્ય થયું કે સૂર્ય કદાચ પશ્ચિમમાં ઊગ્યો હોત તો પણ તેટલું આશ્ચર્ય એમને ન થાત. પણ આજ તો તેમનો દીકરો અરુણ-વકીલ અરુણ જેનાથી એક ક્ષણ પહેલાં તેઓ બીતાં હતાં તે અરુણ જ પુત્રકામનાથી પોતાનો બાળવયથી પોષેલો મત છોડીને દેવજ્ઞના દરબારમાં દોડયો આવ્યો છે. આથી હસવું કે રડવું એ કંઈ ન સૂઝયું. ફક્ત અનિમેષ નેત્ર સ્થિર થઈને પોતાના પુત્ર ભણી જોઈ રહી.

[ શ્રી વિશ્વનાથ ચટ્ટોપાધ્યાયની બંગાળી નવલિકા ઉપરથી

# વાઘ આવ્યો, વાઘ આવ્યો

મુનિકુમાર મ. ભટ્ટ

[ એક રાતે કોઈ કઠિયારો જંગલમાં તાપણી કરીને સહકુટુમ્બ રહ્યો હતો ત્યાં એક લંગડો વાઘ નામે શેરખાન તેના ઉપર છાપો મારે છે અને તેનો એક બાળક વરુની બોડમાં આવી ચડે છે તે ત્યાં ઊછરીને મોટો થાય છે અને વરુઓ તેનું નામ માઉગલી કાદુર પાડે છે. જેમ તે મોટો થતો જાય છે તેમ શેરખાન કે જે માઉગલીને પોતાના મોંમાંથી ઝૂંટવાઈ ગયેલા શિકાર જેવો સમજતો હતો તે તેના સામે વરુઓને ઉશ્કેરે છે. વરુઓની સભા મળે છે અને માઉગલીનો જાન લેવાની શેરખાનની બાજી તો કે ધૂળમાં મળે છે અને શેરખાન હડધૂત થાય છે, પરંતુ માઉગલી વરુ નથી પણ માણસ છે તેટલા માટે તેને વરુના ટોળા-માંથી નાતબહાર કરવામાં આવે છે અને માઉગલી માણસો વચ્ચે રહેવા માટે ગામ તરફ આવે છે. એક નિઃસંતાન દંપતીને ત્યાં રહે છે અને ગામનાં ધણ ચારે છે. ત્યાં તેનો મિત્ર વરુ ભૂરિયો મળવા આવે છે અને શેરખાન વેર વાળવા માગે છે તેના સમાચાર આપે છે. પછી એવું નક્કી થાય છે કે શેરખાન દૂર છે એમ જણાવવા માટે ભૂરિયાએ ખડક ઉપર બેસવું. ]

છેવટ એ દિવસ પણ ઊગ્યો કે જ્યારે માઉગલીએ ખડક ઉપર ભૂરિયાભાઈને જોયો નહીં. એટલે રોજના ચરાણની જગ્યા છોડી માઉગલી ધણને ધૂના પાસેના કેસૂડાના ઝાડ તરફ લઈ ગયો, તે તપાવેલા સોનાના રંગનાં કેસૂડાંથી લચી પડ્યું હતું. જુવે છે તો ભૂરિયો-ભાઈ ત્યાં બેઠો તો હતો પણ તેની રૂંવાટી ઊભી થઈ ગઈ હતી, તે ઉપરથી તેનો ઉશ્કેરાટ દેખાતો હતો.

'શેરખાન તને ગફલતમાં રાખવા માટે એક માસ સુધી છુપાઈ રહ્યો હતો. કાલે રાતે તે તબાકી શિયાળ સાથે પાછો ફર્યો છે, અને તું ક્યાં છો અને શું કરે છે તેની તપાસ કરી તારી પૂંઠ પકડવાના છે.' આટલું બોલતાં ભૂરિયોભાઈ હાંફવા લાગ્યો.

માઉગલીએ ભવાં ચઢાવ્યાં, 'એમ! હું શેરખાનથી તો બીતો નથી પણ તબાકી શિયાળ બડો લુચ્ચો છે.'

'તેની ચિંતા નથી' ભૂરિયોભાઈ હોઠ ચાટતાં ચાટતાં બોલ્યો, 'હું તબાકીને આજ મળસ્કે મળ્યો હતો હવે તો તે પોતાની ડાહી ડાહી વાતો સમળીઓ પાસે જઈને કરે છે, પણ તેની કડ ભાંગી નાખવાની મેં ધમકી દીધી એટલે તેણે મને પોતાની બધી વાત કહી દીધી છે. શેરખાનનો વિચાર એવો છે કે આજ સાંજે ગામના ઝાંપા પાસે તે તારે ખાતર વાટ જોશે. ફક્ત તારે જ ખાતર; બીજા કોઈ માટે નહીં. અને અત્યારે તે વેણ-ગંગાની ઉપરવાસ સૂકા ધરો છે ત્યાં છે.'

'તેણે ખાધું છે કે ભૂખ્યે પેટે શિકાર કરવાનો છે!' માઉગલીએ ચિંતાથી પૂછ્યું કેમકે તેના જવાબ ઉપર જીવનમરણનો આધાર હતો.

'ફિકર ન કર. તેણે આજ પરોઢિયે એક ડુક્કરનો શિકાર કર્યો છે અને ઉપર જતાં વળી પાણી પણ પીધું છે; તને યાદ તો છે જ ને કે ગમે તેમ થાય તોપણ વેર લેવું હોય ત્યારે પણ શેરખાન ભૂખ્યો રહી શકતો જ નથી.'

'કેવો મૂરખ છે! તેને બચ્ચા જેટલી પણ ખબર નથી. ધરાઈને ખાધું પણ છે અને ઉપર પાણી પણ પીધું! તે મનમાં એમ સમજે છે કે તે ઊંઘીને ઊઠે ત્યાં સુધી હું વાટ જોતો હાથપગ જોડી બેસી રહીશ? પણ એ તો કહે કે એ ક્યાં સૂતો છે! આપણે બે જ છીએ તેને બદલે જો દસ જ હોત તો તે જ્યાં સૂતો છે ત્યાં ને ત્યાં તેને પૂરો કરી નાખત. આ ભેંસો તો એવી છે કે જ્યાં સુધી તેને પવનમાં વાઘની વાસ નહીં આવે ત્યાં સુધી ભૂરાઈ નહીં થાય કે ઢોરવા નહીં માંડે. તેમ

મને બીજાની જેમ બોલતાં પણ આવડતું નથી. એવો રસ્તો છે કે આપણે ઢોરને વાસ આવે તેની જગ્યાએ લઈ જઈ શકીએ ?'

ભૂરિયો કહે, 'આપણે એવું કાંઈ ન કરી શકીએ એટલા માટે તો તે વેણુગંગા તરીને પેલી મેર જઈને સૂતો છે.'

માઉગલી બોલ્યો, " એ યુક્તિ એને તબાકી સિવાળે જ બતાવી હશે તેની મને ખાતરી છે, કેમકે તેને તો એવો વિચાર આવે જ નહીં.' આટલું બોલી તે થોડી વાર મનમાં વિચાર કરતો ઊભો રહ્યો. 'અહીંથી બેએક કોસ ઉપર જ્યાં મેદાન છે ત્યાં વેણુગંગા નદી પર્વત ઉપરથી નીચે પડે છે. હું જંગલમાં થઈને ધણને એ ટેકરી ઉપર લઈ જાઉં. ત્યાંથી ઢોળાવ કપરો છે એટલે ધણ દોડતું નીચે તો આવશે. પણ જો સામે ખાનનો રસ્તો બંધ થાય તો જ તે નાસી જઈ ન શકે. તો ભૂરિયાભાઈ દોસ્ત, એટલું કર; આ ધણને બે ભાગમાં વહેંચી આપ. તને એ આવડશે ?'

ભૂરિયો કહે, 'મને તો નહીં આવડે પણ હું મારી સાથે એક મદદગાર લાવ્યો છું તેને આવડશે.' આટલું બોલી ભૂરિયો એક ખાડા તરફ ગયો અને માઉગલીએ જોયું તો ખાડામાંથી માઉગલીને પરિચિત એવો આકાર બહાર આવ્યો. તે આકાર ભૂરિયા જેવો જ પણ તેનાથી ઘણો મોટો હતો. અને થોડી વારમાં જંગલની ગરમ હવા એક તીણી ચીસથી ભરાઈ ગઈ. તે વરુનો મધ્યાહ્નનો શિકારશબ્દ હતો.

માઉગલી આનંદથી તાળી પાડી ઊઠ્યો. 'ઓહો ! ઓહો ! મને ખાતરી જ હતી કે તું મને ભૂલી નહીં જાય. આપણે આજે મોટું કામ કરવાનું છે. આ ધણને બે ભાગમાં વહેંચી આપ ઓહો ! ગાયો અને વાછડાં એક તરફ સાથે રાખ અને બળદ અને ખૂંટ બીજી તરફ લાવ.'

બંને વરુઓ ધણમાં પેસી વાંકાચૂંકા અને આડાઅવળા દોડવા લાગ્યા. ઢોરો માથાં ઊંચાં કરી ખસવા લાગ્યાં. અને તેમના બે ભાગ થઈ ગયા. એક તરફ વાછડીઓ અને ગાયો હતી તે વાછડાંને તાકીને ટટાર ઊભી હતી કે જો વરુ તેમાંથી કોઈને ઉપાડી જવા માગે તો તેનો સામનો કરી છૂંદી નાખે. બીજી તરફ પગા અને તાજા બળદ અને ખૂંટિયા હતા. તે ઘણા બિહામણા લાગતા હતા પણ તેમને કાંઈ વાછડાં બચાવવાં નહોતાં એટલે ભયંકર ન લાગે. ધણના ભાગ એવી સરસ રીતે પડ્યા હતા કે આટલા વખતમાં આવી સરસ રીતે છ જણ ભેગા થયા હોત તોપણ ભાગ પાડી ન શકત.

ઓહા હાંફતો હાંફતો બોલ્યો, 'હવે શું હુકમ છે. જલદી બોલ તો નહીં ધણ પાછું ભેગાઈ જશે.'

માઉગલી એક સૌથી તંદુરસ્ત ખૂંટની પીઠ ઉપર ચઢી બેઠો. ખૂંટનું નામ રામ હતું ઉપર ચઢીને તે બોલ્યો, 'ઓહા ! તું આ બળદના ધણને ડાબી તરફ હાંકી જા. અને ભૂરિયાભાઈ ! તું આ ગાયવાછડાંને તળેટી પાસેના ધુના ઉપર લઈ જા.'

'લઈ તો જાઉં પણ ક્યાં સુધી ?' ભૂરિયાએ પૂછ્યું.

માઉગલી જતાં જતાં બોલ્યો, 'શેરખાન કૂદી શકે તે કરતાં ઊંચી ભેખડ આવે ત્યાં સુધી. અને અમે ત્યાં પહોંચીએ ત્યાં સુધી તેમને ત્યાં જ થોભાવી રાખજે.'

ઓહાએ એક ચીસ પાડી કે તરત બળદ બધા દોડવા માંડ્યા. ભૂરિયો ગાયોની સામે ઊભો રહ્યો. એટલે ગાયો તેના ઉપર હલ્લો કરવા ધસી. પણ ભૂરિયો તળેટીની ભેખડ તરફ દોડવા લાગ્યો' એટલે ગાયો પણ તેની પાછળ પડી. આમ ઓહા ડાબી તરફ અને ભૂરિયો જમણી તરફ રવાના થયા.

માઉગલી ઓહાની સાથે હતો. ઢોરો જે ઝડપથી દોડતાં હતાં તે જોઈ તે બોલ્યો, 'શાબાશ ઓહા ! એક હાકલ કરશું' અને તે ફરી દોડવા માંડશે. પણ ધ્યાન રાખજે હો. વધારે પડતું થશે તો તે બી જઈને બેલ ભગાડી

નાખશે. આમાં તો કાળિયારને દોડાવવા કરતાં પણ વધારે મજા આવે છે. અકેલા, આ ઢોર આટલાં ઝડપથી દોડતાં હશે તેનો તને ખ્યાલ હતો ?'

ઢોરની ખરીથી ઊડની ધૂળમાં અકેલા ઢંકાઈ ગયો હતો. તે કહે, 'મારા વખતમાં મેં આ ઢોરનો પણ શિકાર કર્યો છે. પણ બોલ હવે આને જંગલ ભણી વાળવાં છે ?'

'હા, હા. જલદી વાળી લે. આ રામ તો એવો તેજ થઈ ગયો છે કે બસ. પણ મારે તેની પાસે શું કામ લેવું છે તે તે સમજી જાય તો સારું.'

અને ઢોરને હવે તેઓએ જમણી તરફ વાળ્યાં. અને એક વાડ ઊભી હતી તે તોડીને તે અંદર પેઠાં. માઉગલીની સાથે આવેલા બીજા છોકરાઓ અર્ધો કોસ દૂર ઊભા ઊભા આ જોઈ રહ્યા હતા, અને જેવાં ઢોર વાડ તોડીને અંદર પેઠાં કે તરત તેઓ એકદમ બને તેટલી ઝડપથી ગામમાં દોડી ગયા અને કહેવા લાગ્યા કે ઢોર ભૂરાયાં થયાં છે, અને ભાગી ગયાં છે.

માઉગલીની યોજના તો સાવ સાદી હતી. તેનો વિચાર તો ટેકરી ઉપર ચકરાવો લઈ ને ઊંચી ભેખડની ઉપરવાશ પહોંચી જવાનો હતો. પછી ટેકરીના ઢોળાવનો લાભ લઈ ત્યાંથી ઢોરને શેરખાન ઉપર દોડાવવાં અને એક બાજુ આખો-વાછડાં અને બીજી બાજુ બળદ-પાડાની વચ્ચે શેરખાનને ભીંસમાં લેવો. તેને ખાતરી હતી કે પેટ ભરીને ખાધા પછી અને તે ઉપર ખૂબ પાણી પીધા પછી શેરખાન ન તો લડી શકશે કે ન તો ભેખડ કૂદી શકશે. હવે તે લડાઈને શાંત પાડવા પ્રયત્ન કરવા લાગ્યો અને અકેલા પાછળ દૂર રહી ગયો. ફક્ત છેવાડાનાં ઢોર જરૂ પાછળ રહી ન જાય તેટલા માટે તે જરા જરા ઘુરકાટ કરતો રહ્યો. એ ચકરાવો ઘણો મોટો હતો કેમકે શેરખાનની નજીક જાય તો તે ચેતીને ભાગી જાય. એમ કરતાં કરતાં છેવટ માઉગલી તેમને ટેકરી પાસે લઈ આવ્યો. ત્યાં થોડું લીલું ઘાસ ઊગેલું હતું

અને તરત ટેકરીનો ઢાળ આવતો હતો તેમાંથી સીધું વેણગંગાની ભેખડોમાં ઊતરી જવાય તેમ હતું. એ ઊંચાઈએથી ઝાડની ઉપર થઈને નીચેના મેદાન સુધી નજર પડતી, જો કે માઉગલી તે તરફ જોતો ન હોતો, તેની નજર તો ભેખડોની વચ્ચેના પટ ઉપર જ ચોંટી રહી હતી, તેને જોઈને સંતોષ થયો કે ઊંચીનીચી ભેખડો વચ્ચેનો પટ સીધો હતો અને તે ઉપર અને આજુબાજુ ઝાડ અને વેલાનાં ઝુંડ હતાં એટલે વાઘને કૂદીને આશરો લેવાનું ઠેકાણું મળે તેમ નહોતું.

પછી હાથ ઊંચો કરી તેણે કહ્યું, 'અકેલા, આ બધાંને જરા શ્વાસ ખાવા દઈએ. હજી તેમને વાઘની ગંધ આવી નથી. શ્વાસ ખાવા દે. હવે મારે શેરખાનને ચેતાવવો જોઈએ કે તેનો કાળ આવી પહોંચ્યો છે, આપણે તેને બરાબર સપડાવ્યો છે.'

તેણે મોંમાં આંગળાં નાખી સિસોટી ફૂંકી. તેનું મોઢું ભેખડ તરફ હતું એટલે ભૂંગળામાંથી અવાજ આવતો હોય તેમ લાગ્યું. તે સિસોટીના પડઘા બપોરના એકાંત ખડકો ઉપર ગાજી રહ્યા.

ઘણે લાંબે વખતે એ સિસોટીના જવાબમાં હોય તેમ વાઘનો અર્ધો ઊંઘમાં ન હોય તેવો આળસ ભરેલો લાંબો ઘુરકાટ સંભળાયો: 'કોણ છે એ !' અને અવાજથી બીને ફફડાટ કરતો એક મોર ટેહુક ટેહુક કરતો ભેખડમાંથી બહાર ઊડી ગયો.

શેરખાનને જવાબ મળ્યો: 'હું માઉગલી, તારો કાળ. ઘણુના ચોર ! હવે તારું આવી બન્યું છે. તારો વખત ભરાઈ ચૂક્યો છે. તને સભાની ટેકરી ઉપર લઈ જવા હું આવ્યો છું.' આમ બોલી તેણે ધણને ડચકાર્યું. 'હાંકો નીચે હાંકો. અકેલા ! નીચે હાંક, રામ બાપો, બાપો-નીચે ચાલ.'

ધણ થોડીક વાર ધાર ઉપર અટક્યું પણ ઓવાળે વળી એક વરુના શિકારની લાળી કરી અને એ ઢાળ ઉપરથી અસંખ્ય

ઢોરો નીચે દોડવા લાગ્યાં જેવી રીતે મોટો ધોધ પડતો હોય તેમાં નાખેલાં પાંદડાં અને કાગળની હોડી ઝપાટાથી નીચે જાય છે અને પ્રવાહના જોરમાં વચ્ચે આવે તે બધાને દૂર કરી નાખે છે તે પ્રમાણે એક સતત જોસભેર ધસારો કરી ઢોર નીચે આવવા લાગ્યાં. એકવાર દોટ મૂક્યા પછી તેમના વેગને કોઇ રીતે રોકી શકાય તેમ નહોતું, અને ઢાળ ઊતરી હજી તો બેખડો શરૂ ન થઈ ત્યાં રામને વાઘની ગંધ આવી, અને તેણે અવાજ કર્યો.

માઉગલી તેની પીઠ ઉપર હજી બેઠો હતો તે ખુશી થયો. 'હાં બાપા–હો–બાપા, હવે તને ખબર પડી ને.' અને જાણે કે કાળાં અણીદાર શીંગડાં અને પીળાં ફીણભર્યાં મોઢાં, અને ભૂરીલીલી ચમકતી આંખોનો જાણે એક ધોધ એ બેખડમાં વરસી રહ્યો. વરસાદમાં પાણીના પ્રવાહથી મોટા પાણા પર્વતની નીચે ગબડતા હોય તેમ આ ઢોર ગબડતાં હતાં. હવે તેમને વાઘની ખબર પણ પડી ગઈ હતી. એ ધસારામાં નબળાં ઢોર કોરે થઈ જતાં અને વચ્ચે પાણીદાર બળદ અને ખૂંટોનો વેગવાન ધસારો ચાલી રહ્યો. આ તો આખા ધણનો ધસારો હતો. તેની સામે ઊભા રહેવાનું બાપડા કોઇ વાઘનું ગજું નહોતું. શેરખાને ખરીઓના ચડકાટ સાંભળ્યા, ધીમેથી ઊભો થયો અને બેખડની હેઠવાશ ચાલવા લાગ્યો અને છુપાવાની કે કૂદીને ઉપર જવાની ક્યાંય જગ્યા હોય તો શોધવા માંડ્યો. પણ નદીની બેખડો ઊંચી અને ભીંત જેવી સપાટ હતી. વળી તેણે ખાધું હતું અને ઉપર પાણી પીધું હતું તેથી અંગ ભારે થઈ ગયું હતું. તેથી લડવા કરતાં બીજું ગમે તે કરવા તે તૈયાર હતો. પણ પાણીનું વહેન વટાવી આગળ આવ્યું. ઢોરના ભાંભરવાના અવાજથી સનકાર પ્રદેશ ગાજી ઊઠ્યો. સામેથી માઉગલીએ સામો ભાંભરવાનો અવાજ પણ સાંભળ્યો. શેરખાને પણ તે સાંભળ્યો. એટલું જ નહીં પણ વાછડાંની રક્ષા માટે મરણિયા થઇ ગયેલી ગાયો તેણે જોઇ. તેને ખબર હતી કે આવી બે બાજુની ભીંસ આવે ત્યારે ગાયો સામે લડવા કરતાં બળદ સામે લડવું બહેતર હતું. એટલે સામે ગાયોને જોઇને શેરખાન પાછો વળી ગયો. પણ શેરખાનને બીજો વખત મળે ત્યાર પહેલાં તેના ઉપર હથોડાની જેમ ખરી પડી–રામને કોઇક સુંવાળી વસ્તુની ઠેસ વાગી હોય તેમ લાગ્યું. તે પડતો પડતો રહી ગયો પણ ત્યાં તો અનેક ખરીઓથી એ છૂંદાઇ ગયો અને સામેથી ગાયોનો ધસારો આવતાં બન્ને ધણ ભેળાઇ ગયાં અને નબળી ભેંસો અને ગાયો તો ઊથલીને બાજુએ જઇ પડી. બેઉ ધણ સામસામાં થઈને દોડતાં ભાંભરતાં શીંગ કાઢતાં મેદાન પાસે આવી ગયાં.

માઉગલી આની વાટ જોઈ રહ્યો હતો. તે રામની પીઠ ઉપરથી ઊતરી ગયો અને લાકડી ફેરવવા માંડ્યો. 'ઝટ કર અકેલા, ઝટ કર. ઢોરને છૂટાં પાડી નાખો નહીં તો અંદર અંદર ધીંક મારશે. હાંકી કાઢ અકેલા, હાંકી કાઢ રામ–બાપા હે–બાપા હે–ધીમે. ધીમે બાપા. ખસાસ!'

ફરી પાછા અકેલા અને ભૂરિયાએ ઢોરને છૂટાં પાડવાનું શરૂ કર્યું અને તેમના પગે બચકાં ભરવાનો દેખાવ કર્યો. ધણ ઉપરવાસ ચાલ્યું જતું હતું પણ માઉગલીએ લાકડીઓ મારી રામને હેઠવાશ હાંક્યો અને પછી શાંતિથી ધણ તેની પાછળ ચાલવા માંડ્યું.

શેરખાનને હવે કાંઈ વધારે કરવાનું નહોતું. તે મરી ગયો હતો. અને પોતાને ખાજ મળશે એ આશાએ સમળીઓ ઉપર ચકરાવો લઇ રહી હતી.

'જોયું ને ભાઇઓ!' માઉગલીએ અકેલા અને ભૂરિયાને કહ્યું, 'એ કૂતરાના મોતે મર્યો.' આમ કહી તેણે ગળામાંથી છરી બહાર કાઢી. જ્યારથી તે માણસની વચ્ચે રહેવા માંડ્યો ત્યારથી તે છરી રાખતો. તે બોલ્યો, 'પણ આજ શેરખાનમાં લડવાની તાકાત નહોતી, તે કોઇ રીતે લડત જ નહીં. પણ ઠીક થયું; તેનું ચામડું સભા–ટેકરીના પાણા ઉપર બહુ

શોભશે. પણ આપણે આપણું તે કામ જલ્દી શરૂ કરવું જોઈએ.'

જે છોકરો જન્મથી માણસોની જ વચ્ચે ઊછરીને મોટો થયો હોય તેને તો દશ ફૂટ લાંબા વાઘનું ચામડું એકલા ઉખેડવાનો વિચાર સુદ્ધાં આવે નહીં. પણ માણસો કરતાં વધારે સારી રીતે માઉગલીને ખબર હતી કે જાનવરનું ચામડું તેના ઉપર કેવી રીતે ચોટેલું હોય છે, અને તે કેવી રીતે ઊતરડી શકાય. તેમ છતાં કામ ઘણું કઠણ હતું. એક કલાક સુધી માઉગલી ચામડાને શરીર ઉપરથી જુદું *પાડતા એમ્સતોખૂંદતો અને છરી મારતો રહ્યો.* અને વરુઓ પણ માઉગલી કહે તે પ્રમાણે ચામડું ખેંચતા રહ્યા.

થોડા વખતમાં તેના ખભા ઉપર એક હાથ પડ્યો. માઉગલીએ ઊંચું જોયું તો બળદેવ તેની સામે ઊભો હતો. અને તેના હાથમાં પુરાણી બંદૂક હતી. જ્યારે ઘણુ ચારનાર છોકરાઓએ ઢોર મૂરાયાં થયાની વાત ગામમાં જઈને કરી ત્યારે બળદેવ ઘણો ગુસ્સે થયો અને ઢોરની બરાબર નજર ન રાખવા સારુ ઠપકો આપવા તે આવ્યો હતો. માણસને આવતો દેખી બંને વરુઓ છુપાઈ ગયા.

'આ શી મૂર્ખાઈ માંડી છે?' બળદેવ ગુસ્સે થઈ બોલ્યો, 'તારી જેવડા ટાબરિયાથી તે વળી વાઘનું ચામડું ઊતરતું હશે! બોલ, વાઘને ખૂટાએ કઈ જગ્યાએ મારી નાખ્યો? ઓહો આ તો લંગડો વાઘ દેખાય છે ને શું! ઠીક તો પછી તેં ધણીની નજર નથી રાખી તેનો ઠપકો તને નહીં આપું, અને આ વાઘ મારવા માટે તો એક સો રૂપિયાનું ઇનામ નીરમ્યું છે. બહુ સારું, હું આ વાઘનું ચામડું શહેરમાં લઈ જઈશ અને મને ઈનામ મળશે ત્યારે તને તેમાંથી એક રૂપિયો આપીશ.' આમ કહી તે નીચે નમ્યો. ગજવામાંથી ચકમક કાઢ્યું અને શેરખાનની મૂછો બાળવા માંડ્યો. શિકારીઓ હંમેશા વાઘની મૂછો બાળી નાખે છે કે જેથી તે ભૂત ન થાય, અને મારનારને હેરાન ન કરે.

માઉગલી તો વાઘના પંજા ઉપરથી ચામડું ઉખેડતો રહ્યો અને અર્ધું મનમાં પણ સંભળાય તેમ બોલ્યો, 'એમ કે! તું ચામડું શહેરમાં લઈ જઈશ. તું જ બધું ઇનામ પણ લઈ જઈશ અને વખત પર મને એક રૂપિયો જ આપીશ, એમ ને? પણ મારે તો એ ચામડાનું જ કામ છે, તે હું શેનો આપું. એઈ બુઢ્ઢા, દેવતા સાંધી આઘો રાખ.'

'ઓહો! ગામના મુખ્ય શિકારી સાથે વાત કરવાના ઢંગ તો જો! એ તો તારું નસીબ પાધરું કે વાઘ અહીં હતો અને ઢોર મૂરાયાં થતાં તેને કચરી નાખ્યો. વળી વાઘે ખાધુંપીધું પણ હતું નહીં તો ક્યારનો ય તે અહીંથી દશ ગાઉ દૂર જઈ પહોંચ્યો હોત. તને તો તેનું ચામડું ઉખેડતાં પણ બરાબર આવડતું નથી. ભિખારડા, ચોટ્ટા, ટાબરિયા તું મને–મને–બળદેવને–કહી દે છ કે દેવતા આઘો રાખ. અને મને બુઢ્ઢો કહે છ! સાંભળ માઉગલિયા, એ હું નહીં સાંખી રહું, તને ઇનામમાંથી તો એક પાઈ પણ નહીં આપું અને ઉપર જતાં સોટીએ સોટીએ ફટકાવીશ તે નફામાં. ખસ અહીંથી; છોડી દે વાઘને.'

'શું મારે આખો બપોર આ સડી ગયેલ વાંદરાની કચકચ સાંભળ્યા કરવી એમ!' તે આ વખતે વાઘના ખભા પાસે પહોંચ્યો હતો. 'અકેલા! અકેલા! જો તો આ માણસ મને અકળામણ કરે છે.'

બળદેવ વાઘ પાસે બેસી નીચો વળી જોતો હતો, ત્યાં તેને કોઈએ ધક્કો મારી ઘાસ ઉપર સુવાડી દીધો અને તેણે જોયું તો પોતાના ઉપર ચાંપીને એક વરુ ઊભું રહ્યું છે. માઉગલી તો જાણે કંઈ બન્યું જ ન હોય તેમ ચામડું કાઢ્યે ગયો. પછી દાંત પીસીને બોલ્યો, 'તારી વાત ખરી છે બળદેવ! તદ્દન ખરી. તું મને આ વાઘના ઇનામમાંથી એક-

આની પણ કોઈ કાળે આપત નહીં. કેમકે ઇનામ તને મળવાનું નથી. પણ મારી અને આ લંગડા વાઘની વચ્ચે બહુ જૂનું વેર છે અને તેમાં હું જીત્યો છું. હવે તેનું હું ફાવે તે કરીશ.'

બળદેવ માટે એક વાત તો કહેવી પડશે કે જો તે દસ વરસ નાનો હોત અને તેનો અને અકેલાનો ઝાડીમાં ભેટો થયો હોત તો તો તે અકેલાની સામે થાત પણ અહીં તો એ વરુ એક નાના છોકરાનો હુકમ માનતું હતું અને એ નાના છોકરાને માણસ મારનારા વાઘો સામે જૂની દુશ્મનાવટ હતી એટલે બળદેવને લાગ્યું કે તેને કોઈ સાધારણ જાનવર સાથે ભેટો થયો નથી; આ તો જાદુ-છુમંતર ભૂત, પ્રેત, પલીત, પિશાચનાં કામ હશે એમ તેને લાગ્યું. વળી તેણે ડોકમાં માદળિયું બાંધ્યું હતું તેમાંના દેવ પણ તેની રક્ષા કરશે કે કેમ તેની તેને શંકા પડી. તે તો લાકડાની જેમ શાંત પડી રહ્યો. અને હમણાં જાણે માઉગલી વાઘ બનીને તેને ખાઈ જશે કે શું તેની ધાસ્તીમાં થરથરી ઊઠ્યો.

છેવટ તેનો અવાજ તો સાફ ન નીકળ્યો પણ બોલ્યો, 'માબાપ, એ મોટા મહારાજ !'

'કેમ ?' માઉગલીએ જરા પણ મોં ફેરવ્યા વિના પૂછ્યું.

'મને શી ખબર હોય બાપલા, કે તું આવો મોટો ધનેતર હોઇશ. મેં તો જાણ્યું કે તું ગોવાળ જેવો ગોવાળનો છોકરો છો એટલે બાપલા મારાથી બોલાઇ ગયું પણ હું તો ઘરડો માણસ છું. હવે તું રજા આપ તો હું ઊભો થઇને ઘર ભેગો થાઉં; નહીં તો વળી આ તારો ખવીસ મારું ચામડું ફાડી નાખશે.'

'ભલે તો જા. રામ રામ. પણ યાદ રાખજે કે હવે પછી મારી વાતમાં માથું મારતો નહીં. એને જવા દે અકેલા.'

બળદેવ તો છૂટો થયો કે તરત જ બને તેટલી ઝડપથી ગામ તરફ ચાલ્યો અને પાછળ ફરીને થોડી થોડી વારે જોતો રહ્યો કે રખે માઉગલી રાક્ષસ બનીને તેની પાછળ આવતો હોય. જ્યારે તે ગામમાં પહોંચ્યો ત્યારે તેને હાશ થયું. પણ પછી મંદિરના પૂજારી અને ગામના કુવા પાસે જઈ માઉગલીના મંતર-જંતરની એવી એવી વાતો કરી કે તે ગંભીર બની ગયા.

દરમ્યાન માઉગલી તો તેનું કામ કરતો જ રહ્યો અને લગભગ સાંજ પડી ત્યારે તે આખું ચામડું કાઢી ચૂક્યો. પછી બોલ્યો, 'હવે આપણે આ ચામડું સંતાડી દઈએ અને ધણને ગામમાં લઈ જઈએ. મને મદદ કર દોસ્ત અકેલા.'

સંધ્યાના ઝાંખા થતા જતા ઉજાસમાં માઉગલીએ ધણ ગામ તરફ વાળ્યું. પણ જ્યારે તેઓ ગામની નજીક પહોંચ્યા ત્યારે માઉગલીએ જોયું કે ગામઝાંપે મશાલો બળી રહી છે, શંખના અવાજો થાય છે અને ઝાલરો વાગી રહી છે. તેને લાગ્યું કે જાણે અરધું ગામ તેની વાટ જોઇને ઊભું છે; પહેલાં તો તે મલકાયો અને ધાર્યું કે તેણે શેરખાનને મારી નાખ્યો તેના માનમાં આ સરઘસ હશે; પણ જેવો તે નજીક આવ્યો કે તરત જ તેના ઉપર પત્થરોનો વરસાદ શરૂ થયો. કેટલાક પાણા તેના કાન પાસેથી સસવતા ગયા. ગામ-લોકોની બૂમો સંભળાઈ: 'વઇતાળ, રાક્ષસ, વરુનો બેટો, જંગલનો ખવીસ—ચાલ્યો જા. ભાગી જા. જલ્દી ભાગ નહીં તો આ પૂજારી તને માણસનો વરુ બનાવી દેશે, બળદેવ ક્યાં ગયો ! બળદેવ ! ફોડ બંદૂક, માર, બચાવ.'

અને છેલ્લા અવાજ પછી તરતજ ધડાક કરતી બળદેવની બંદૂક છૂટી અને એક ભેંસ દુઃખથી ચીસ પાડી નીચે પડી ગઇ.

એ ભેંસ બળદેવની જ હતી. ગામના લોકો બૂમ પાડી ઊઠ્યા, 'જોઈ કરામત ! કેવો જાદુ ! પોતાની ઉપર આવતી ગોળી બીજાને વગાડી દીધી અને તે પણ બળદેવની જ ભેંસ !'

માઉગલી કાંઇ સમજ્યો નહીં. તેણે પૂછ્યું.

'પણ આ બધું છે શું?' અકેલા તેની પાસે જ હતો. તે સ્વસ્થતાથી બેસી ગયો અને પછી બોલ્યો, 'ભાઈ માઉગલી, તારા વરુભાઈઓના ટોળા કરતાં આ ટોળું કંઈ કમ નથી લાગતું. આ પત્થર અને બંદૂક અને એ બધાનો અર્થ એટલો જ છે કે તેઓ તને કાઢી મૂકવા માગે છે.'

મંદિરનો પૂજારી ટોળાને મોખરે આવ્યો. તેણે હાથમાં તુલસી, ગળામાં રુદ્રાક્ષ રાખ્યાં હતાં. તેણે બૂમ પાડી, 'વરુ, વરુ, વરુના બચ્ચા ચાલ્યો જા અહીંથી, અહીં વરુનું કામ નથી.'

'ફરી વાર જાકારો? આ શું? ગયે વખતે હું માણસ છું એમ કહી વરુઓએ મને કાઢી મૂક્યો હતો અને અત્યારે હું વરુ છું એમ કહી માણસો મને કાઢી મૂકે છે. આપણું અહીં કામ નથી, ચાલ અકેલા.'

એક બાઈ ટોળામાંથી બહાર નીકળી. તે મેવા હતી. 'અરે દીકરા! મારા લાલ! આ લોકો કહે છે કે તું ભૂત છો અને જાત જાતનાં રૂપ લે છ. હું તે ખરું માનતી નથી પણ બચ્ચા મારા, હમણાં તો તું ભાગી જા. એ લોકો તને મારી નાખશે. બળદેવભાઈ કહે છે કે તું જાદુગર છો; મને શી ખબર જાદુગર કેવો હોય. પણ એ ખરું કે તેં મારા નાથુનું વેર તો વાળ્યું છે.'

'પાછી વળ મેવા, પાછી વળ. આવ છ કે નહીં; નહીં તો તને પણ ટીપી નાખવી જોઈશે.' ટોળામાંથી અવાજ આવ્યો.

માઉગલીને એક નાનો પત્થર મોઢા ઉપર વાગ્યો. તે હસ્યો અને બોલ્યો, 'મેવામા! પાછાં વળો. લોકો બોલે છે તે બધી ગપ છે. રોજ સાંઝે ચોતરા ઉપર બેસીને પણ એ લોકો એવાં જ ગપ્પાં હાંકે છે. પણ તમારા દીકરાનું વેર તો મેં લીધું છે. આવજો મા! જલ્દી પાછાં વળો કેમકે હવે તો ધણ એવું દોડશે કે તે લોકોના ધા પણ ભુલાઈ જશે. તોય હું જાદુગર નથી હોં. મા! જાળવીને જજો. આવજો.' પછી માઉગલીએ અવાજ કર્યો; અને હવે અકેલાભાઈ, એકવાર ફરીથી અને છેલ્લી વાર ધણને હાંક જોઈએ.'

ધણ તો ગામમાં જવા એક પગે ટાંપી રહ્યું હતું. આ વખતે તો તેને ડચકારાની યે જરૂર નહોતી. એટલે લાગ મળતાં જ તે ગામના ઝાંપામાં ધસી ગયું અને પરિણામે ટોળું વીંખાઈ ગયું.

માઉગલી તિરસ્કારથી બોલ્યો, 'ગણી લેજો. જોઈ લેજો. પછી કહેતા નહીં કે માઉગલી ચોરી ગયો. ફરી ફરીને તપાસી લેજો, નહીં તપાસી લ્યો તો પછી મારો ને તમારો ભેટો થવાનો નથી. ચાલો રામ રામ ત્યારે, બધા ભાઈઓબહેનો, છોકરા-છોકરીઓને જય ગોપાળ. હું તો અત્યારે મારા વરુઓની મદદથી તમને ખાઈ જાઉં તેમ છું પણ પાડ માનો મેવાબાનો કે તમે બચી ગયા.'

આટલું કહી તે અકેલાની સાથે ચાલી નીકળ્યો. અને જ્યારે ઊંચે નજર કરી અને આકાશમાં તારા ચમકતા જોયા ત્યારે તેને નિરાંત થઈ, 'હાશ, હવે છટકા જેવા ઘરમાં સૂવું નહીં પડે. અકેલા! ચાલ હવે શેરખાનનું ચામડું લઈ આપણે રસ્તે પડીએ. બીજું કાંઈ ગામના લોકોને નથી કરવું. ગમે તેમ તોય એ મેવાબાનું ગામ છે અને તેણે મારા ઉપર ઘણું હેત રાખ્યું છે.'

જ્યારે ચંદ્રમાએ આકાશમાં ઊંચે આવી મેદાનને દૂધે ભર્યા તળાવ જેવું બનાવી દીધું ત્યારે ભયભીત અને શંકાગ્રસ્ત ગામલોકો ચંદ્રમા આડે બે વરુ સાથે સાથે એક પોટકું મૂકીને ઉતાવળે જંગલ તરફ જતા માઉગલીને નીરખી રહ્યા. પછી તેઓએ પહેલાં કરતાં યે વધારે જોરથી મંદિરના ઘંટ વગાડ્યા અને શંખો ફૂંક્યા. મેવાની આંખમાં પાણી આવ્યાં અને હૈયું ભરાઈ ગયું. અને બળદેવે પોતે જંગલમાં જઈ કેવાં પરાક્રમ કર્યાં તેની વાર્તા જોડી કાઢી અને ઉમેર્યું કે ઘરડો વરુ અકેલા તો બે પગ ઉપર ઊભો રહી માણસની જેમ તેની સાથે વાત કરતો હતો.

માઉગલી અને બીજા વરુઓ જ્યારે સભાટેકરી ઉપર આવ્યા ત્યારે ચંદ્રમા આથમતો હતો. એટલે માઉગલી અને વરુઓ બધા તેમની ખોહમાં નારને મળવા ગયા. માઉગલી બોલ્યો, ‘મા ! મને માણસોએ તો પોતાના ટોળામાંથી કાઢી મૂક્યો છે, અને મારું વચન મેં પાળ્યું છે. વાઘનું ચામડું હું મારી સાથે લઈ આવ્યો છું.’

નાર ટટ્ટાર થઈને ખોહમાંથી બહાર આવી અને જ્યારે તેણે શેરખાનનું ચામડું જોયું ત્યારે તેની આંખો ચમકી ઊઠી.

‘નાના દેડકા ! જ્યારે તે તને ખાઈ જવા માટે સૌથી પહેલો અહીં આવ્યો અને તેનું જંગાતું મોઢું આ ખોહમાં નાખ્યું, ત્યારે તે દિવસે, મેં તેને કહ્યું હતું કે જાળવજે કે એ શિકારનો તું જ શિકાર ન બની જતો. મેં કહ્યું જોજે તું જ તારા શિકારનો શિકાર બની જઈશ. સારું કર્યું. શાબાશ !’

ત્યાં તો પાસેની ઝાડમાંથી એક મધુર ઘુરકાટભર્યો અવાજ આવ્યો, ‘બહુ સારું કર્યું નાનાભાઈ. તારા વિના અમને જંગલમાં એકલું લાગતું હતું’ એમ બોલતો બોલતો બઘીરા માઉગલીના ખુલ્લા પગ પાસે આવી પડ્યો.

તેઓ બધા સભાટેકરી ઉપર ગયા અને માઉગલીએ ખડકના મોટા પત્થર ઉપર જ્યાં પહેલાં અકેલા બેસતો હતો ત્યાં શેરખાનનું ચામડું પાથર્યું અને તેને ચાર વાંસડાથી જડી દીધું. તેની ઉપર અકેલા બેઠો અને સભા બોલાવવા માટેનો પોકાર કર્યો. ‘જોઈ લેજો. બરાબર જોઈ લેજો.’ માઉગલી પહેલો આવ્યો ત્યારે જેમ બોલાતું હતું તેમ જ આજે પણ બોલાતું રહ્યું.

અકેલાને જ્યારથી પદભ્રષ્ટ કરવામાં આવ્યો હતો ત્યારથી વરુના ટોળાનો કોઈ નાયક નહોતો અને બધા જેમ ફાવે તેમ શિકાર કરતાં. છતાં ટેવ પડેલી એટલે સભાનો સાદ સાંભળતાં તેઓ દોડી આવ્યાં. તેમાંનાં કોઈક તો છટકામાં સપડાઈને લંગડાં થયાં હતાં, ત્યારે કોઈક ગોળી વાગવાથી ખોડંગતું હતું, ત્યારે કોઈને નાખાવાનું ખાધાથી ખસ થઈને વાળ ઊતરી ગયા હતા અને ઇતરડી ચડી ગઈ હતી, જ્યારે કેટલાંકનો પત્તો જ નહોતો. પણ જેટલાં બાકી રહ્યાં હતાં તેઓ સર્વ સભામાં આવ્યાં અને જોયું કે શેરખાનનું ચામડું પત્થર પર પડ્યું છે અને તેના મોટા નહોર ચામડાને અડીને નીચે લટકે છે.

‘જોઈ લેજો. બરાબર જોઈ લેજો વરુઓ, જોજો. મેં મારું વચન પાળ્યું છે કે નહીં.’ માઉગલી બોલ્યો. ઘણાએ કહ્યું માત્ર હા અને એક વરુ બોલ્યો, ‘હવે અકેલા, તું અમારો નાયક થા. ફરીથી એકવાર નાયક બન, આ ધણી વગરની રીતે રહી અમે કંટાળી ગયા છીએ. આ સ્વચ્છંદ સહન થતો નથી. અમારે તો ફરી વાર મુક્તલોક બનવું છે.’

બઘીરાએ કહ્યું, ‘ના ના, એમ તો ન બને. વળી તમને સારા શિકાર મળવા માંડશે અને તમે તાજામાજા થશો એટલે વળી એવું ને ગાંડપણ તમારામાં આવશે. તમને બધા મુક્તલોક કહે છે તે અમસ્થા નથી કહેતા. તમે આ સ્થિતિ માટે લડાઈ કરી હતી અને એ તમને મળી છે. રખાય તો રાખો અને ખવાય તો ખાઈ જાઓ.’

માઉગલી બોલ્યો, ‘માણસોએ મને નાત બહાર મૂક્યો છે; વરુઓએ મને કાઢી મૂક્યો છે. હવે તો હું જંગલમાં શિકાર કરીશ તે એકલો જ કરીશ.’

તેના ચાર વરુ ભાઈઓ બોલ્યા, ‘અમે તારી સાથે રહીશું.’

આ પ્રમાણે બોલી માઉગલી ચાલ્યો ગયો. અને તે દિવસથી તે ચાર વરુઓ સાથે એકલો શિકાર કરવા લાગ્યો...એકલો. પણ પછી તો તે મોટો થયો અને થોડાં વરસો પછી તો તે એકલો પણ ન રહ્યો.

કેમકે તે મરદ બન્યો હતો અને પરણ્યો હતો.

પણ તે તો મરદોની વાત છે. [સંપૂર્ણ]

# અરબી સોલોમન

જયંતીલાલ આલગિયા

તે વહેલી સવારે નેવુ ઊંટોનો કારવાં ધરાવનાર પ્રખ્યાત આરબ શેખ ઈસાકની સાથે હું સીરિયાના એતાબ શહેરથી નીકળ્યો. અમારે મધ્યમાં આવતા મેસોપોટેમિયાના મેદાનમાં થઈ બગદાદ પહોંચવાનું હતું. થોડા દિવસમાં અમે એ રણ જેવા મેદાનમાં આવી પહોંચ્યા.

કારવાંના માલિક શેખ ઈસાકે એક મોટા સફેદ ગધેડા પર સ્વારી કરી હતી. શેખને એ ગધેડા તરફ ઘણો જ પ્રેમ અને સદ્‌ભાવ હતો. તે ગધેડાને તેઓ અલ્લાહનું ફરજંદ સમજતા અને રાત ને દિવસ તેઓ તેમના એ પ્યારા ગદ્ધાથી ભાગ્યે જ છૂટા પડતા. દિવસ અને રાત શેખનો હાથ એ ગધેડાની પીઠ પર ભાવથી ફરતો અને પ્યારા બેટાની જેવી તેઓ તેની કાળજી રાખતા. કારવાંમાં બીજા ચોવીશ માણસો હતા. તે બધા જ રણના અજાન છોરુ હતા. શેખ તેમને મન પયગંબર સમાન હતા. તેમનો હુકમ એ જ તેમને મન કાયદો હતો. ઈસાક ખુશ થઈને કોઈની પીઠ થાબડે તો તેને ફુલાવાનું નહોતું અને કોઈને આકરામાં આકરી શિક્ષા કરે તોપણ તેને એ મૂંગા મૂંગા સહન કરી અફસોસ કરવાનો ન હતો.

મારી પાસે ચામડાની થેલીમાં નેવું સોનામહોરો હતી. એ થેલી હું મારી સાથે જ ફેરવતો અને સમય મળ્યે તેમાંથી કંઈ પણ બહાર ગયું નથી તેની ખાતરી કરતો. રાત્રે તે થેલી હું ઓશીકે રાખતો અને સૂરજ ઊગતાં જ મારું પહેલું કામ એ થેલીમાં હાથ નાખી સોનામહોરો ગણી જોવાનું હતું. મુસાફરીની નવમી સવારે મારે ઓશીકેથી થેલી અદૃશ્ય થયેલી મેં જોઈ.

તુરત જ હું ઈસાક પાસે દોડી ગયો. તે તેમના પ્યારા ગદ્ધા પર વહાલથી હાથ ફેરવતાં ફેરવતાં ધેરા અવાજે અરબી બેત લલકારતા હતા. મને ગભરાયેલો જોઈને તે એકદમ ઊભા થઈ ગયા. મેં તેમને કહ્યું; 'શેખ ઈસાક, આઠ દિવસથી હું તમારી સાથે તમારા મહેમાન તરીકે પ્રવાસ કરું છું, હું હૃદયપૂર્વક કહું છું કે તમે એક શાહને છાજે તેવી મારી ખાતર-બરદાસ્ત કરી છે. મારા અંતરમાં એ માટે પારાવાર આભારની લાગણી છે.'

'ખાતર-બરદાસ્ત શ્રેષ્ઠ રીતે કરવી એ અમારી ફરજ છે.' ઈસાકે તેમના પ્યારા ગધેડા પર હાથ ફેરવતાં કહ્યું.

મેં આગળ ચલાવ્યું, 'પરંતુ મને જણાવતાં અત્યંત દુઃખ થાય છે કે મારા આનંદના સૂર્ય આડે એક ઘનઘોર વાદળું આવી ગયું છે.'

અને પછી મેં દુખી અવાજે કહ્યું, 'મારી નેવું સોનામહોરોની થેલી કે જે મારે બગદાદના શેખ ઈબ્ન મૂસાને સુપરત કરવાની હતી તે આજે રાત્રે ચોરાઈ છે.'

શેખ ઈસાક ગંભીરપણે તેમના ગધેડાના વાળ જેવી જ સફેદ દાઢી પર હાથ પસારતાં મૂક બેસી રહ્યા. બહુવાર એમ બેસી રહ્યા પછી બોલ્યા, 'ઇન્શાઅલ્લાહ! થેલી મેળવ્યા વિના આપણે અહીંથી આગળ ચાલશું નહિં.' પછી મારી તરફ જોઈને બોલ્યા, 'તમારી સોનામહોરો તમને પાછી મળી જશે. નચિંત રહેજો!'

પછી તેઓ ચિંતામુક્ત હોય તેમ તેમના પ્યારા ગધેડા પર સ્વારી કરી ડોલતા ડોલતા રણની ક્ષિતિજ પર અદૃશ્ય થઇ ગયા.

તેઓ પાછા ફર્યા ત્યારે સૂર્ય પશ્ચિમ તરફ નમી ગયો હતો. ફરી વાર તેમણે મને કહ્યું, 'ગભરાવાની જરા પણ જરૂર નથી. તમને સોનામહોરો આજ રાત પહેલાં મળી જશે.' અને પછી તેઓ તેમના તંબુમાં ગાયબ થઈ

ગયા. સમય જતો ગયો તેમ તેમ મારી શ્રદ્ધા ઘટતી ચાલી. કારણકે આખા કારવાંમાં ચોરને પકડવાની શક્તિ એક શેખમાં જ હતી અને એ તો તેમના તંબૂમાં આરામથી ઘોરતા હતા. ત્રણેક કલાક પછી તંબૂમાંથી બહાર નીકળી જ્યારે તેમણે ખાણું તૈયાર કરવાનો હુકમ કર્યો ત્યારે મારી રહીસહી શ્રદ્ધા પણ નાશ પામી.

પરંતુ ખાણું લઈને જ્યારે એ ઘરડા શેખ ભભકાદાર પોષાક પહેરીને સજ્જ થયા ત્યારે તેમનો દિમાગ બદલાઈ ગયો. મુખ પરની રેખાઓ કડક બની ગઈ. પોતાના તંબૂમાંથી ધીરે પગલે તેમણે મેદાનમાં આવી બિસ્તરાના ઢગ પર આસન લગાવ્યું અને પછી ઢગ પર સ્થિર થઈ તેમણે કઠોર અવાજે હુકમ કર્યો: 'બધાને અહીં બોલાવો.'

અને થોડી જ મિનિટોમાં બધા જ ન્યાયાસનની આસપાસ ગોઠવાઈ ગયા. સૌના મોઢા પર કોઈ અણધારી આપત્તિનાં ભયચિન્હ હતાં. તેઓ શ્વાસ પણ ડરતાં ડરતાં લેતા હતા.

શેખે એ લુખ્ખા ચહેરાની હાર ઉપર ચિંતનભરી નજર ફેરવી. પાંચેક મિનિટ આવું ને આવું શાંત પણ ભયંકર વાતાવરણ ચાલુ રહ્યું. બધાજ માણસો પર અદ્ભુત અસર થઈ હોય તેમ જણાતું હતું. કોઈના અંગતુયે હલનચલન નહોતું થતું. કોઈ પણ આંખ મટકુંયે નહોતી મારતી. આ મૂક અવલોકન પતી ગયા પછી શેખનો ધીરગંભીર અવાજ બધે ફરી વળ્યો: 'આ મુસાફર અને ખુદાતાલાની નજરમાં આજે મારા નામને બટ્ટો લાગ્યો છે. દુનિયાના ભયંકર ગુનામાં ચોરીનું સ્થાન મોખરે છે. ઇન્સાન અને અલ્લાહ ચોરીને ધિક્કારે છે. પણ જ્યારે કોઈ આશરે આવેલ મહેમાનની જ ચોરી કરે ત્યારે તે અભાગિયો ચોર સાત ગણો નાપાક બને છે. આ મુસાફરે તેની મિલકત અને માથું મને સોંપ્યાં અને મારા જ નેજા નીચે તે લૂંટાયો. આપણા મુકામ પર આ બે બે દિવસમાં કોઈ આવ્યું નથી તેમજ મુકામમાંથી કોઈ બહાર ગયું નથી. તેથી ચોર તો મારી સામે જ સેતાનની માફક બેશરમ બની બેઠો છે અને ચોરી છુપાવી રાખવાના તરંગ કરી રહ્યો છે'

આટલું બોલતાં તો શેખની આંખમાંથી અંગારા વરસવા લાગ્યા. ચોરને માટે આકરામાં આકરી શિક્ષા તેમણે નક્કી કરી અને પછી કહ્યું: 'ખુદા પણ જે ટોળીમાં આવો ઘોર પાપી બેઠો છે તે ટોળી પર નજર કરતાં જ પોતાનું મોઢું ઢાંકી દે છે. ચોર પોતે પોતાની જાતને છતી કરે તો અલ્લાહ પણ તેને જતો કરે છે માટે હું પણ તેને જતો કરીશ.' કહી તેણે તેની આંખ માણસો પર ફેરવી.

કોઈ ઊંહું જ ન થયું.

'ઠીક છે; અલ્લાહ મને ચોરનો નાશ કરવાનું એલાન કરે છે. આ મુસાફરને તેની સોનામહોરો પાછી મળવી જ જોઈએ.' બોલતાં બોલતાં તેમનો અવાજ એકદમ ઘોઘરો બનવા લાગ્યો. 'મારું દૂધ જેવું ગધેડું અલ્લાહનું સર્જન છે. તેને તીક્ષ્ણ ખુદાબક્ષ બુદ્ધિ છે. સત્ય વાત કહેવામાં તે કદી ચૂકતું નથી. આ નાપાક ગુનો કોણે કર્યો છે તે મને મારું ગધેડું કહેશે. ગધેડું આપણી ભાષા બોલે નહિ તો, તેની જ ભાષામાં કહેશે.

'હું ફરમાન કરું છું કે તમે દરેક એક પછી એક મારા તંબૂમાં જાઓ અને પછી પડદો બંધ કરો જેથી મારું ગધેડું અને અલ્લાહ સિવાય ત્રીજો કોઈ તમને જોઈ ન શકે. પછી તમે ગધેડાની પૂછડીને પકડો. નિર્દોષ હાથ જો પૂછડીને અડશે તો ગધેડું નહિ બોલે પણ જેવો પાપી હાથ ગધેડાની પૂછડીને અડ્યો કે તરત જ ભૂંકશે, અને પછી આપણે સહુ ભેગા મળી તે ચોરને ટીપી નાખશું.'

અને પછી શેખની ઇશારતની સાથે જ પંગતનો પહેલો માણસ તંબૂમાં ગયો. તે પાછો આવ્યો પછી બીજો...ત્રીજો...ચોથો...આ અજાયબ જેવા મુકદ્દમામાં તે લોકોને વધારે

અસર થઇ કે મને એ કહેવું મુશ્કેલ છે. ગધેડું ન્યાય આપશે જ એમ મેં ધારી લીધું હતું. અને પછી ચોરને જે શિક્ષા થવાની હતી તેની કલ્પનાથી હું કંપી ઊઠતો હતો. ઓગણીસમો માણસ અંદર જઈ આવ્યો છતાં યે ગધેડું ભૂંક્યું નહિ. હવે તો પાંચ જ જણ બાકી રહ્યા. આખરે ઉંહો માણસ તંબુમાં દાખલ થયો. મને લાગ્યું કે ઇસાક નક્કી ચાટ પડશે! અમે અમારું નસીબ એક ગધેડાના હાથમાં મૂકી દીધું અને તેણે અમને દગો દીધો. ઉંહો માણસ તંબુની બહાર આવ્યો છતાં યે ગધેડાને ભૂંકવાનું મુનાસબ ન લાગ્યું!

પરંતુ શેખ ઇસાકે મને શાંત રહેવાની ઇશારત કરતાં કહ્યું: 'બધું થઈ રહેશે.'

હવે બધા જ માણસો શેખની સામે અસલના ક્રમમાં ગોઠવાઇ ગયા. 'ખડે હો જાવ' શેખનો હુકમ થયો. બધા જ ઇલેક્ટ્રીક પૂતળાંની માફક ઊભા થઇ ગયા. 'તમારી હથેળીઓ આગળ ધરી રાખો.' બધાએ તેમ કર્યું. પછી શેખ તેમના ઉચ્ચ આસનેથી નીચે ઊતર્યા અને ધીરગંભીર પગલે તેઓ પહેલા માણસ પાસે ગયા અને નીચા વળી તેની હથેળીઓ સુંઘી અને એ જ પ્રમાણે બીજા દસ માણસની હથેળીઓ સુંઘી પણ જ્યારે તેમણે અગિયારમા માણસની હથેળી સુંઘી ત્યારે ઝબકારામાં તે પાછા કૂદ્યા અને ઝટ દેતીકને તલવાર ખેંચી અને બરાડ્યા: 'નાપાક કુત્તા—બધી સોનામહોરો લાવી આપ નહિ તો તારા પ્રાણ કાઢી નાખીશ!'

પેલો માણસ શેખને પગે પડ્યો અને રહેમને વાસ્તે કાકલૂદી કરવા લાગ્યો. પછી તે ઊભો થયો અને ઊંટોના કૂંડાળાની બહાર જઈ એક પત્થર ખસેડી સોનામહોરોની થેલી લઈ આવ્યો અને શેખને ચરણે મૂકી.

'આ મુસાફરને આપ.' શેખ બરાડ્યા.

અને થેલી મારા હાથમાં પડી. બધી જ સોનામહોર અકબંધ હતી. પછી પેલા ચોરને ફટકા મારવાનું શરૂ થયું. ચારપાંચ હળવા ફટકા પછી હું વચ્ચે પડ્યો અને પેલા ચોરને છૂટો કરાવ્યો.

મને મારા પૈસા સહીસલામત મળી ગયા તેનો આનંદ તો થયો પણ ચોરને કેવી રીતે શોધી કાઢ્યો તે જાણવાની મારી ઇંતેજારી વધી ગઈ. ખૂબ વિચારવા છતાં કોઇ પણ ઉકેલ હું શોધી શક્યો નહિ.

બીજે દિવસે મુસાફરી કરતાં મે ઇસાકને મોઢામોઢ ખુલાસો કરવા વિનંતી કરી. શેખે મૂછમાં હસતાં હસતાં કહ્યું, 'મારા માણસોને કહેશો નહિ. ગધેડાની પૂછડી હીંગના પાણીમાં પલાળીને સૂકવી નાખી હતી. બધાએ પૂછડી પકડી પણ ચોરે વિચાર્યું કે કોણ જુએ છે! પૂછડી પકડું તો ગધેડું ભૂંકે ને! એ પૂછડીને અડ્યા સિવાય પાછો આવ્યો. ફક્ત એના જ હાથમાંથી હીંગની વાસ નહોતી આવતી.'

અને મેં ત્યારે જ ખાતરી કરવા ગધેડાની પૂછડી સુંઘી જોઇ. ખરેખર તેમાંથી હીંગની ઉગ્ર વાસ આવતી હતી.

[ જેમ્સબાર્ટનના અંગ્રેજી પરથી

---

પ્રવચનને અંતે, બાળકેળવણીકાર સ્વ. ગિજુભાઇને એક સન્નારીએ પૂછ્યું, 'મારા બાળકને હું ક્યારથી કેળવણી આપવાનું શરૂ કરી શકું?'

'બાળક જન્મે ત્યારથી.'

'જન્મે ત્યારથી?' પેલાં સન્નારી બોલ્યાં, 'એ તો અત્યારે પાંચ વર્ષનો થઈ ગયો છે.'

'અરે બહેન,' ગિજુભાઇએ કહ્યું. 'તો પછી મારી સામે ઊભાં રહી વાત કરવામાં તમારો સમય બગાડો મા. ઘરે જ પહોંચો, કારણકે બાળકનાં સારામાં સારાં વર્ષો તો તમે ખોયાં છે.'

—આ. કથા.

# ઘવાયેલી હરણી

મનોગમ

આન્ટિસ ગામની હિપસ હૉરોનેસ નામની હોટેલમાં રાતે ખાણું લઈને એ ત્રણે જણા મોટરમાં નીકળવા માટે તૈયાર થઈ ગયા. તુરતમાં એક ૧૬–૧૭ વર્ષની છોકરી દેખાઈ. ખાણું લેતી વખતે એ રૂમમાં બેવિલ પોતાનો કૅમેરા ભૂલી ગયો હતો. એ છોકરીએ બેવિલને એ કૅમેરા આપી દીધો. એક શબ્દ બોલી નહીં અને હોટેલમાં પાછી ચાલી ગઈ.

'એ બોલકી નથી.' તેણે કહ્યું.

'ઓહ!' મોટર ગેરેજ પરના માણસે કહ્યું. 'એ બ્રિટાન છોકરી છે. બ્રિટનથી બે દિવસ પહેલાં જ આવી છે અને ફ્રેન્ચનો એક અક્ષર પણ જાણતી નથી.'

'બ્રિટાન છોકરી!' બેવિલે સામો ઉચ્ચાર કર્યો.

'કેમ! તમે જાણતા નથી!' મોં હસતું બાળીને પેલાએ કહ્યું. 'અહીં જેવી હોટેલોમાં– નાના ગામની હોટેલમાં તેઓ એકાદ બ્રિટાન છોકરી રાખે છે. મુસાફરો માટે ખાસ કરી, જેમ કે......'

ત્રણે જણા હસ્યા. મોટર ચાલી અને થોડી વારમાં તેઓ ખુલ્લા પ્રદેશમાં જઈ પહોંચ્યા.

'હવાની સુગંધ તમને પરખાય છે કે! છે કે નહીં એ આલ્હાદક!' બેવિલે પોતાની બાજુમાં બેઠેલને પૂછ્યું.

'હા.' બોટિએકસે જવાબ આપ્યો, 'કારણ કે વરસાદ વરસી ગયો છે ને જમીન હજુ હૂંફવાળી છે, ને મોટર ખૂબ ઝડપથી જાય છે એથી હવા સુગંધભરી છે.'

બેવિલે પોતાની જાત લંબાવી. અર્ધી ઊંઘમાં અને ખાણા વખતે જે શૅમ્પેઇન પીધેલા તેના થોડાક કેફમાં ને ઉનાળાની આવી તાજગી ભરી' ખુશનુમા, હવાની એકધારી લહેરોની અસરની કેફમાં સુસ્તીની અને અસ્વસ્થ કામ-ઉત્તેજનાની અસર તેના શરીરમાં તે અનુભવવા લાગ્યો. હવે તે જમીન પર હતો નહીં. પણ એથી અદ્ધર તરતો હતો અને થોડી થોડી વારે એ પોતાના હાથને પહોળા કરતો હતો, કેમ જાણે પોતાના મનની કોમળ વસ્તુને પકડી લેવા માગતો ન હોય!

'કમનસીબી, કે અહીં ઓઓ નથી. એ હા જાલિન!' પણ જાલિન, મોટરનો માલિક, જે મોટર હંકારતો હતો તેણે પોતાનું માથું પણ ફેરવ્યું નહીં. રસ્તા પર મોટરના મશીનને બરાબર કાબૂમાં રાખીને તેને ચલાવતું હતું. એ રસ્તો માથા પરની વીજળીની બત્તીથી ખૂબ પ્રકાશમયો સફેદ લંબાતો હતો અને બંને બાજુ સીધી હારમાં ઘટાદાર ઝાડવાં હતાં. જાણે નક્કર દીવાલો હોય! એટલી ઝડપથી તે મુસાફરી કરતા'તા. તેણે ફક્ત તુચ્છકારભર્યા ધીમા અવાજે કહ્યું, 'ઓઓ! ખરે જ નહીં.'

એની સમજદાર તરીકેની બધી તાકાત, ઉત્સાહ, બધા યે અત્યારે એના મગજમાં અને હાથમાં સમાઈ ગયાં હતાં. છતાં પણ બીજા પેઠે ઉનાળાની રાતની હવાની સુગંધ લેતાં તેનાં નસકોરાં ફૂલતાં હતાં. આજુબાજુના લાઈમનાં ઝાડોની ડુંગરાળ જમીનની અને હજારો નાનામોટા છોડવા કે જેનાં નામ કોઈ જાણતું પણ નથી અને જે કેવળ સૂર્યના તાપથી ફૂલોને ખીલે છે અને રાત વખતે પરસ્પર પાન પડવાથી અનોખી મસ્તીનો આનંદ અનુભવે છે એની સુગંધ ફેલાઈ રહી હતી. એટલું જ તેને માટે બસ હતું એ ફક્ત ધીરેથી આટલું બોલ્યો: 'મઝાનું છે. નથી શું!'

સસલાંઓ મોટરના ધધડાટભર્યા અવાજથી ઝબકીને અને ઉપરની વીજળીની બત્તીથી અંજાઈને, રસ્તા બાજુના ખાડાઓમાંથી કૂદીને ભયથી વ્યાકુળ થઈ જઈ ગમે તેમ રસ્તો

ઓળંગવા લાગ્યા, પણ તુરત એ રસ્તો આ મોટ ગાડીમાં અંધારામાં ઊતરી પડયો, અને ગાડીમાંથી ઉપર કયારેક જ આકાશ દેખાતું હતું એક પળ પહેલાં જે મશીન ખરતા તારા માફક દુનિયાનું એક જ પ્રકાશ દેનારું સ્થાન લાગતું હતું એ નકામું થઇ પડ્યું. પણ અંધાર-ભરી દુનિયાનું કેન્દ્ર જેવું બની ગયું. જ્યારે બીજી વસ્તુઓ અંધારામાં સજીવ થઇ બ્હાવી ઊઠી. એ અજાણતાં એકાએક અને એક લેતાં થયું. જાલિન બોલી ઊઠ્યોઃ 'ભગવાન, ભગવાન. લાઈટ હોલવાઈ ગઈ.'

'તો તે ફરી લાઇટ કર.' ઓટિઓકસે કહ્યું.

જાલિને ખભા ઉલાળ્યા. 'એ લાઇટ માટે હવે કાંઇ થઇ શકે તેમ નથી.'

'તો, પડખાની નાની લાઇટથી થવા દે.'

'પણ એ ખરેખર બહુ ફિક્કી લાઇટ છે.' જાલિને ઉત્તર આપ્યો.

'પણ એ પોલીસને માટે પૂરતી છે. ગમે તેમ! જવા દે. આપણે પેરિસ તો જવું જ જોઇએ. મારે પેરિસમાં ઊંઘવું છે.'

જાલિને માથું ધુણાવ્યું. આઠ હોર્સ પાવર-ની મોટરને રેઇસના ઘોડાથી કઇ રીતે ધીમે હંકારી શકાય? માણસ ગમે તેમ કરે, એ મશીન માણસના કાબૂમાં આવે વખતે ન જ રહે. સાઠ માઇલ દૂરની વસ્તુ પર એ સેકન્ડમાં જ આવી પડાય એવી સાઠ માઇલની ગતિથી અંધારામાં ગાડી દોડાવવી તે મૂર્ખાઇ છે એ જાલિન જાણતો હતો. છતાં પણ તેણે હા કહી. બીજા બેની પેઠે એ ખૂબ આનંદ, અતિ ઉત્સાહ અને જે વિચારો પર પણ પોતાને કાબૂ નથી તેના આવેગની મઝા અનુભવતો હતો. યુદ્ધમાં અશ્વસૈન્યને દોડાવતાં આવું જ હોય છે. માણસ સીધો મરણ તરફ ધસે છે અને છતાં પોતાની જાતને તેમ કરતાં તે રોકી શકતો નથી.

તેમની ઉપર, અને રસ્તાની બને બાજુ અંધારું વધારે ગાઢું થયું. તેઓ એક કોટ ઓળંગવા પધાર થતા હતા. ડાળી,-ગાડીઅવળી ઝાડની અનેક ડાળીઓ જાણે સામસામી અટવાઈ ગઇ હતી. એ અંધારું હતું, એવું અંધારું કે એ આંખમાં સામે અથડાતું હતું. અને પોતાના હાથથી એ જાણે પોતાની આંખોને કોઈ આઘાતથી બચાવવા ન માગતા હોય તે રીતે તેઓ આંખ ઉપર હાથનું રક્ષણ મૂકવા પ્રેરાતા'તા અને એ જ વખતે, જ્યારે આ ભય પ્રેરતી સ્થિતિ તેમને વધારે ખરાબ લાગી તે જ વખતે જાલિનને લાગ્યું કે તેમની સામે કોઇક વસ્તુને તેમણે પારખી છે; એક ઓછાયો, ફરતા અંધારાથી પણ વધારે ઘેરો કાળો, એ જીવતો ભયભીત પડછાયો. સ્ટીઅરિંગ વ્હીલને એણે વેગથી ફેરવ્યું અને બ્રેક મારી. અત્યારની મશીનનો જેને ખ્યાલ છે તેને મશીન તુરત રોકવાને અંગેના પરિણામનો પૂરેપૂરો અનુભવ હશે. પૂરપાટ જતી ગાડીને સીધે રસ્તે બ્રેક મારી થોભાવવી એટલે ગાડીને ઊંધે માથે ગુંલાટ ખવરાવવી, અને મોતને પ્રત્યક્ષ જોવું. પણ આ મોટર ઘણી મોટી અને બેઠા ઘાટની હતી. એટલે એ ઊંધી ન પડી પણ બની શકે ત્યાં સુધી કાબૂમાં રહી. એક પત્થરના ઢગલા પર ચડી ગઇ, અને ખૂબ ધ્રૂજીને ઊભી રહી.

'શું થયું!' ભયથી બેવિલે પૂછ્યું.

ઓટિઓકસ બહાર કૂદી પડ્યો અને જાલિ-નને સાથ આપ્યો. જાલિન પોતાનું માથું નમાવીને નમીને એક દયાપ્રેરક વસ્તુ તરફ જોતો હતો. જમીન પર ફસડાઇ પડેલ એ વસ્તુ તરફડાટ મારતી હતી. મોટરની બાજુની ઝાંખી બત્તીના ફિક્કા પ્રકાશમાં એ દેખાતું હતું.

'કેવી કમનસીબી છે!' બેવિલે કહ્યું. એ પણ મોટરમાંથી નીચે ઊતર્યો હતો. એ તો એક ફક્ત હરણી છે.

ત્રણે ય જણાએ ઊંડા શ્વાસ ખેંચીને મૂક્યો. અને એના છુટકારાના દમનો પડઘો બાજૂનાં ઝાડવાંમાં પડ્યો. એમના વજનદાર ઓવરકોટ, ટોપીઓ અને ગોગલ્સથી એ વિચિત્ર રીતે ઓળખવા લાગતા હતા. ફક્ત–

દેખાવડા માણસો—જુવાનીના જોમવાળા, પૈસાના મદવાળા અને શક્તિવાન.

'કેવી કમનસીબી !' જાલિને પુનરુચ્ચાર કર્યો.

પણ એનું હાસ્ય, જે બીજા બે સાથે ભળ્યું, તે તુરત ઓસરી ગયું. એની નજર એકાએક હમણાં જ હરણીની આંખ પર ગઈ હતી. એ આંખો, એટલી કોમળ, એટલી વિષાદભરી અને એટલી આકુળતાથી વ્યગ્ર, અને એ નહીં સમજીને કે આ શા માટે અહીં આવી પડ્યું છે અને આ રાતે શું એને વાગ્યું છે ! ગરીબ સામાન્ય જીવ ! અણસમજુ રાંક, જંગલનું પ્રાણી ! કેવું વન્ય અને નિર્દોષ ! તેઓએ આવાં ઘણાં પ્રાણીઓને, શિકારી કૂતરાઓ સાથે લઈ, ઘોડે ચઢીને જંગલમાં શિકાર કર્યો હતો. પણ એના જેવું આ ન હતું એ કચડાઈ કૂસકાઈને પડ્યું હતું, ઘવાયેલું અને મરી જતું. અને એટલી બધી વેદનાથી ધ્રૂજતું'તું એની નિરાશાભરી નજર એની વેદનાભરી આંખોમાં તરતી'તી.

'ચાલો, ભાઈ, આપણે બાન્ટેસ પાછું જવું પડશે,' જાલિને કહ્યું. 'મારી મુખ્ય બત્તી વગર આપણે આગળ જઈ શકીએ તેમ નથી. આપણે જ્યાં ખાણું લીધું હતું ત્યાં જ સૂઈ શકાશે.'

એણે મોટર પાછી લીધી અને બને તેટલી ધીમી ગતિએ ચલાવીને તેઓ બાન્ટેસ પાછા આવ્યા.

ઘવાયેલા પ્રાણીની યાદ ધીમે ધીમે તેમના મનમાંથી ઓસરી ગઈ. કદાચ એ હરણીને બદલે માણસ હોત, કદાચ તેઓ પોતે જ અકસ્માતથી મરાઈ ગયા હોત, અને ખરેખર એક પળ માટે તો તેઓ મોતની સામેજ આવી ગયા હતા. તેઓ જીવતા હતા. એમની નસોમાં તાજગીભર્યું લોહી વહેતું હતું. અને હજી ભવિષ્યમાં ઘણાં વરસો સુધી જીવવા માટે દુનિયા તેમની સામે હતી. સુખના દરિયા પર નાખી નજર પહોંચે એટલે ક્ષિતિ સુધી આવી આનંદનાં મોજાં એમની સામે ઊછળતાં હતાં.

ડિમસ કોર્નેલ્સ હોટલના દરવાજા બંધ હતા. દરેક ઊંઘમાં હતું. બત્તી દેખાય ત્યાં સુધી ઘણી વાર સુધી તેમને દરવાજો ખખડાવવો પડ્યો. અને ત્યાર પછી થોડો વખત તેમને ઊભા રહેવું પડ્યું. નાના ગામમાં માણસોએ સાવચેતી રાખવી પડે છે. કેવા માણસો સાથે તેમને કામ લેવાનું છે એ તેઓ પહેલેથી જાણી લેવા માગતા હોય છે.

'જુઓ,' આખરે જ્યારે બારણું ઊઘડ્યું ત્યારે ઓટિઓકસે કહ્યું; 'એ પેલી બ્રિટોન છોકરી છે.'

નાના ફાનસોમાંનું એક તેણે પોતાના હાથમાં ઝાલ્યું હતું અને દીવાનો ફફડતો નાની ચીમનીથી પવન સામે બચાવ કરતો'તો. આ બત્તીનું આખું અજવાળું તેના કોમળ નિર્દોષ અણસમજુ મુખ પર પડીને તેની લાલાશમાં ઉમેરો કરતું'તું. એ સિવાયની બીજી દરેક વસ્તુ, તેનાં ખરબચડાં ગતનાં પહેરવાનાં કપડાં પર ઉતાવળે પહેરી લીધેલું જાકેટ, તેનો લિનનનો પેટીકોટ, સ્લીપર વગરના ઉઘાડા પગ, બધું પડછાયાના અંધારામાં દેખાતું ન હતું. જે કંઈ દેખાતું હતું તે હતું તેનું અણસમજુ-વેદનાશીલ કોમળ મોઢું, અંધારામાં હવામાં સામે એકલું દેખાતું. જાણે કે અશરીર આત્મા અદ્ધર હતો.

'રૂમ !' એના ગામડિયા અવાજથી તેણે પૂછ્યું, એ ઢબે કે જે પરભાષા ન જાણનાર માણસો બોલે છે.

'હા ઊંઘવું છે. પથારીઓ જોઈએ. હા ! સરસ પથારીઓ !' ઓટિઓકસે વિનયથી કહ્યું.

તેણે તેઓ માટે મીણબત્તીઓ સળગાવી, હસી ને તેઓને તેમના સૂવાના રૂમ બતાવી ચાલી ગઈ.

પણ જ્યારે એવિલ પથારીમાં પડ્યો ત્યારે તેને સમજાયું કે પોતે ઊંઘી શકે તેમ નથી.

પોતે વધારેપડતો અસ્વસ્થ થઈ ગયો હતો તેમ તેને જણાયું હતું. અને રાતની ખુશનુમા હવાથી, મોટરના વેગથી અને અકસ્માતથી બચી જવાને અંગે દરેકને પોતાના જીવ તરફ જે તીવ્ર ઉપકારની લાગણી થઈ આવે છે તેવી લાગણીની અસરથી એ આવેશમાં આવી ગયો હતો અને ત્યારે ગેરેજ પરના માણસના શબ્દો તેને યાદ આવ્યા, 'બ્રિટોન છોકરી ! અને એ જ કારણે તે ત્યાં રાખી છે.' એ પોતાના સૂવાના રૂમમાંથી બહાર આવ્યો—ઉઘાડા પગે, અને ગૅલેરીમાંથી વિના અવાજે ચૂપકીથી સરી ગયો.

બેવિલને ખ્યાલ હતો કે બ્રિટોન છોકરી ક્યાં સૂવે છે. ભોંયતળિયું અને પહેલા માળ વચ્ચેના દાદરાની આડમાં પટારા પર એને સૂવાનું ઠેકાણું હતું. હાથની મીણબત્તીના પ્રકાશથી તે સીધો ત્યાં ગયો. એ ખ્યાલ ખરો હતો. એ પટારા પર પાથરણું નાખી પડી હતી. ખભા પર માથાના વાળ અસ્તવ્યસ્ત થઈ પથરાયા હતા અને ઓશીકાના અભાવે એક હાથ માથા નીચે રાખી તેણે માથું ટેકવ્યું હતું. જે કંઈ એના શરીરનું જોઈ શકાતું હતું તે હતી તેની કોમળ ગોળ ગરદન અને તાજી ભરાતી કોમળ છાતી. બેવિલે તેના ખભા પર હાથ મૂક્યો અને ચુંબન કર્યું. તેણે મીણબત્તી ઠારી નાખી હતી. છોકરી સફાળી જાગી અને હાથ આડા દીધા, કોઈ અંદરની પ્રેરણાથી જાતના બચાવ માટે જેમ આડા દેવાય તેમ.

'મા ડોવ !' તે બોલી.

પણ બેવિલના હાથો વચ્ચે એ આવી જ ગઈ હતી. પોતાના માથા પર તેનું માથું પણ તોળાઈ ગયું હતું. હા, એ હકીકત હતી કે તે બ્રિટોન છોકરી હતી, એ માટે તો એને નોકરી મળી હતી, તેનો પગાર મળતો હતો—એક મહિનાના ૩૦ ફ્રાન્ક અને વધારામાં મહેમાનો તરફથી જે કંઈ ભેટ મળે તે. અને ઉપરાંતમાં આ માણસ તો વળી 'જેન્ટલમેન' હતો. એના દેશ પરની ફ્રાન્સની હકૂમત જેને બળે ગુલામી જેવી સ્થિતિ આવી હતી તેણે તેની આખી પ્રજાને શીખવ્યું હતું કે પ્રજાએ હંમેશા 'જેન્ટલમેન'—જેઓ આગેવાન, હતા ધણી હતા—તેને તાબે રહેવું. તેમના પુરુષોએ તેને લડાઈના મેદાનમાં અનુસરવું, તેમની સ્ત્રીઓએ તેની પથારીમાં વશ વર્તવું. માટે તેણે તાબે થવું જ જોઈએ. આમ ઘડાયેલું એનું નાનું મન તેની સામે બંડ જગાવી શકતું ન હતું. ફક્ત તેનું શરીર ભયથી બેવડાઈ છૂટવા મથતું હતું, કારણકે એ હજી પવિત્ર હતું. આ બ્રિટોન છોકરી, રાંક અણસમજુ જેઓ આગળના વખતમાં વેચાતી, પણ હવેના વખતમાં જે વધુ અધમતાથી મળતી એ બ્રિટોન છોકરી, અતિશય ભયનો કંપ અનુભવવા લાગી. પોતાને જવા દેવા માટે તેણે આજીજી કરી, ઉતાવળા ભાંગ્યાતૂટ્યા શબ્દોમાં અને પોતાની ભાષામાં—જે ભાષા ફ્રાન્સના પશ્ચિમ દરિયાકાંઠાના માણસો બોલે છે ને જે એક જ ભાષા પોતે બોલી શકતી હતી તે ભાષામાં—પણ બેવિલ કંઈ સમજ્યો નહીં.

બેવિલને કદી સમજ ન પડી કે શા માટે તે છોકરીને કાબૂમાં લેતી વખતે છોકરીએ પોતાને સામાં ચુંબન ન આપ્યાં ! એ પણ એ સમજી શક્યો નહીં કે જ્યારે તૃપ્તિ લઈને છતાં ખેદ અને મનની ગ્લાનિ લઈને પોતે પાછો ફર્યો ત્યારે શા માટે સન્માનશીલ ઉમળકા એ છોકરીએ બતાવ્યો નહીં ! અને છતાં શા માટે દયાભરી કોમળ વાણી અને હાથના અડવા વગેરેમાં ભય હતો અને છતાં વાગી ન જાય એ બાબતની જાણે કાળજી હોય તેટલી કોમળતા હતી ! એ છોકરી પર જે ગુજર્યું તે છોકરીની દિલની ખરી કોમળતાના પડછાયાની સ્મૃતિની રેખા માત્ર હતી. પણ એથી વધારે કંઈ નહીં. એ ફક્ત ચાલ્યો ગયો અને એથી વધુ પરવા ન હતી.

વળતે દિવસે સવારે જૉલિન આવ્યો અને તેના બંને મિત્રોને જગાડ્યા, જ્યારે બેવિલ નીચે

આવ્યો ત્યારે એ બધુંય ભૂલી ગયો હતો. સુખી માણસોને જાણે કે કોઈ સ્મૃતિ જેવું હોતું નથી. એ હંમેશાં આગળ જીવતા હોય છે અને ભાવીનાં સુખ એ રોજબરોજ થાપણ મુકાવતા હોય છે. ગઈ રાતના બનાવ વિષે એને કંઈએ વિચાર આવે તો એને ફક્ત એટલું જ થાય કે પોતે તેના તરફ ખરાબ વર્તાવ કર્યો હતો, પણ એવો વિચાર આવે તો બીજે વાળવા એ ધ્યાન લે તેવો બેવિન હતો. જાસિને નીકળવા માટે બધી તૈયારી કરી લીધી હતી. બિલ ચૂકવાઈ ગયાં હતાં ને મોટરનું મશીન ચાલુ થઈ ગયું હતું. એમણે પોતાના ઓવરકોટ ને ટોપીઓ મોટરમાં ફેંકી દીધાં.

'આપણે નીકળી પડીએ છીએ.'

મોટરને વાળવા તેણે દરવાજા તરફ પાછી ફેરવી અને એ વખતે ત્યાં બારણામાં પેલી મેરઉપયોગ કરાયેલી ગુલામ છોકરી દેખાઈ કે જેણે આગલી રાતે તેમને હોટેલમાં અંદર આવવા દીધા હતા. પોતે જ્યાં પડી હતી ત્યાંથી એ હમણાં જ ચાલી આવતી હતી. ખરેખર એ ત્યાં જાગતી કલાકો સુધી પડી રહી હશે, એકલી અને ધવાયેલી. તેણે એજ કપડાં પહેરેલાં હતાં, સારાં, એટલાં સારાં કે ભિખારી જેવાં કહી શકાય તેટલાં ખરાબ; જાડી ચોળા અને આકાર વગરનું જાકિટ. તેણે પોતાના વાળ સરખા કર્યા નહતા. તે દેખાવડી નહતી. એનું યૌવન પણ જાણે એકાએક ફિક્કું નિર્જીવ બની ગયું હતું. આ ત્રણેય જણા તરફ નિરાશાભરી નજરે તે તાકી રહી; એ આંખો અતિ દુઃખભરી હતી કારણકે ભયથી–બેદથી નાહિંમત કરતો બનાવ ગઈ રાતે તેણે વેઠવો પડ્યો હતો કે જેનું રોજનું દુઃખકારક પરિણામ તેને કદાચ હવે ભોગવવાનું હતું, અને એ બનાવ રાતના ગાઢ અંધારામાં બની ગયો. અને એ કહી શકે નહીં કે આ ત્રણમાંથી એ કોણ માણસ હતો; અને એ પોતે કદીયે જાણી પણ શકશે નહીં.

મોટર ફરી અને ઠીક કાબૂમાં રહી ઊપડી ગઈ. બોટિએક્સે જરા કલ્પના કરી કહ્યું: 'પેલી બ્રિટોન છોકરીની આંખો......મને એ કોની યાદ આપે છે ? ઓહ ! ખરું. એ એના જેવી જ હતી કે જેવી ગઈ રાતે હરણીની જોઈ હતી. તમે એ જોઈ ?'

'ના,' બેવિને ઉત્તર આપ્યો, 'મારું ધ્યાન ગયું નો'તું.'

[Pierre Millની વાર્તા પરથી

રાત્રે બે વાગે ડૉક્ટરના ટેલિફોનની ઘંટડી વાગી. ડૉક્ટરે રીસીવર ઉપાડ્યું તો સામે છેડેથી તેમના એક નિયમિત ઘરાકનો અવાજ આવતો હતો. 'ડૉક્ટર! મારી પત્નીને આંતરડાનો દુખાવો ઉપડ્યો છે. જરા આવી જાવ તો.'

'તેમને સોડા કે આદુનું પાણી પાઓ એટલે મટી જશે,' ડૉક્ટરે કહ્યું, 'અને સવારે હું આવી જઈશ.'

'પણ ડૉક્ટર,' સામે છેડેથી જરા મોટો અવાજ આવ્યો, 'તેનું આંતરડું સડે છે અને તેથી બહુ પીડાય છે.'

'અરે ભલા માણસ,' ડૉક્ટરે કહ્યું, 'તેમનું સડેલું આંતરડું તો મેં એક વર્ષ પર ઓપરેશન કરીને કાઢી નાખેલ છે–અને તમે જાણો છો કે કોઈને બે આંતરડાં હોતાં નથી.'

'પણ ડૉક્ટર' સામેથી અવાજ આવ્યો, 'કોઈને બે પત્ની તો હોયને!'

અને તરતજ ડૉક્ટર પોતાની બેગ લઈને બહાર નીકળ્યા. —બા. બો.

# મોડી પડેલી કુદરત

મગનલાલ પડિયા

તે દિવસે વાઢ-કાપ (ઓપરેશન)ની અગત્ય અને બિનઅગત્યની ચર્ચા કરતાં અમે વાઢકાપના અખતરાઓના દાખલાઓ ઉપર ચડી ગયા. તેમાંથી ડૉ. દવેએ કહેલો દાખલો મને ખાસ યાદ રહી ગયો છે. હું તમને તે તેમના શબ્દોમાં જ કહીશ. ડૉ. દવેએ કહ્યું:

અમારા રાજ્યે મારી અને મારા મદદનીશની ભલામણ ઉપરથી આંખો માટેના ઓપરેશનની ખાસ વ્યવસ્થા કરી નહોતી ત્યાં સુધી, અમારા ભાગના ઘણાખરા લોકો, બીજા દાખલાઓમાં દરબારી દવાખાને ઓપરેશન કરાવવા આવતાં છતાં, આંખના કામ માટે અમદાવાદ કે મુંબઈ જ દોડતાં.

લોકો કહે છે તેમ મારા હાથમાં જશરેખા હશે એટલે, કે પછી મારી કાળજીના પરિણામે તથા મારા મદદનીશના કાર્યક્ષમ ઉત્સાહને લીધે પણ હોય, પણ ધીમે ધીમે આંખના દરદીઓ અમારી પાસે સારા પ્રમાણમાં આવવા લાગ્યા. ઓપરેશન વગર ચાલે એમ હોય ત્યાં સુધી તો હું દવાઓથી જ ચલાવવાનું કહેતો પરંતુ જ્યાં જરૂર જ હોય તેવા કેસોમાં વહેલી તકે ઓપરેશન કરાવી લેવાની ભલામણ પણ કરતો.

ધીમે ધીમે આંખના અસાધ્ય ગણાતા રોગો સુધીના ઓપરેશન માટે લોકો અમારે ત્યાં આવવા લાગ્યા—રાજ્યના અને આસપાસનાં રાજ્યોના પણ. આંખો માટેનો અમારો વિભાગ જ જુદો અને સ્વતંત્રપણે કામ કરવા લાગ્યો. ખાટલાઓ વધારવામાં આવ્યા અને અઠવાડિયું પંદર દિવસથી માંડીને એક માસ રહેવાની જરૂર પડે એવા બધા દરદીઓની વ્યવસ્થા પણ કરવામાં આવી.

પણ હવે હું મૂળ વાત ઉપર આવું. એક દિવસ એક અસાધારણ કેસ આવ્યો. દરદીની ઉંમર પચાસેકની આસપાસ હશે. સમાજના નીચલા થરનો અને મજૂરી ઉપર જીવનનિર્વાહ કરતો માણસ લાગ્યો. એક અમે તો એને રાજના એક અમલદારની ભલામણથી દાખલ કર્યો હતો.

એની એક આંખ તો ગયેલી જ હતી. અને બીજી આંખના દુખાવાની ફરિયાદ લઈને એ આવ્યો હતો. આધુનિક સાધનોની મદદથી તપાસ કરતાં આંખનો પડદો એક બાજુના સાંધામાંથી છૂટો પડી ઢીલો પડી ગયો હતો. એટલે દશ્યો બરાબર ઝીલાતાં નહોતાં. ઓપરેશન કરી એને ઠીક કરવામાં આવે તો જ દરદી દેખતો થાય એમ હતું. પણ આ જાતનું ઓપરેશન મારે માટે તો પહેલવહેલું જ હતું. જ્યાં આવાં ઓપરેશનો કરવામાં આવતાં ત્યાં પણ એને જોખમી જ ગણવામાં આવતું. સફળ થવાનો સંભવ પચાસ ટકાથી વધુ ગણવામાં આવતો નહિ.

દરદીને અમે આ વાત કરી.

'આમે ય આંધળા જેવો તો છું જ.' દરદીએ કહ્યું, 'ભગવાનની મહેરબાની હશે તો સવળું સવળું જ ઊતરશે. ને તમારા હાથમાં જશરેખા છે ડૉક્ટર સા'બ—વાંધો નહિ આવે. ને ન કરે નારાયણ ને કાંઈ થયું તો મને એનો વાંધો નથી. તમતમારે ખુશીથી ઓપરેશન કરો.

એ માણસનો ચહેરોમહોરો જ એવો હતો કે સામેના માણસના મનનો થડકો દૂર થઈ જાય.

એના આ શબ્દોથી મારામાં પણ કાંઈક શ્રદ્ધા જાગી અને અમે ઓપરેશન કર્યું.

આ ઓપરેશનની બીજી એક વિચિત્રતા એ હતી કે ઓપરેશન પૂરું થયા પછી પણ એની સફળતા-નિષ્ફળતા વિશે કહી શકાતું નહિ, લગભગ એક માસ જેટલી લાંબી મુદત

સુધી દરદીની આંખે પાટા રાખવા પડતા અને છોડવાનો સમય આવે ત્યારે કુદરતનો જે અંજામ જાહેર થાય તે સાચો; એ વિશે અગાઉથી કોઈ જ કહી શકાય નહિ.

અને સામાન્ય માણસને માટે તો ઓપરેશન કરતાં પણ વધારે કસોટીનો કાળ આ એક મહિનાની લાંબી મુદત સુધી પાટા રાખવાના હોય તો પણ, અનિશ્ચિત ભાવિનું માનસિક દબાણ એવું અકળાવનારું થઈ પડતું કે સારા સ્વભાવની નર્સો પણ ઘણી વાર દરદીના 'હવે શું થશે?'ના સતત પ્રશ્નથી કંટાળી જતી.

ત્યારે અહીં તો એક માસ સુધી રાહ જોવાની હતી. ભૂરું આકાશ, લીલાછમ ખેતરો, પોતાને પ્રિય એવું ઘર, એથી પણ પ્રિયતમ સગાંસ્નેહીઓ એ બધાંને જોતી પ્રકાશની દુનિયામાં શેષઆયુ વીતવાનું કે કોઈની આંગળીએ દોરાઈને, કે લાકડીના ઠબકારે મારગ શોધતા, અંધારાના જગતના પ્રવાસી બનવાનું એ બે વિચારો વચ્ચે સતત એક માસ સુધી ઝૂલ્યા કરવું એ સૂતરને તાંતણે લટકતી તલવાર નીચે ઊંઘવાનો પ્રયત્ન કરવા કરતાં પણ વધુ વિકટ કામ હતું.

એટલે અમને એમ હતું કે ભાવુભા હવે અકળાશે. ચારપાંચ દિવસમાં તે પોતાના પાટાઓથી કંટાળી જશે અને ઝટ પાટા છોડી નાખવાની ઉતાવળ કરશે.

રોજ વિઝીટ વખતે અમે સામાન્ય નિયમ પ્રમાણે 'કંઈ ગભરાવાનું નથી, હો ભાઈ' બધાને કહેતા તેમ ભાવુભાને પણ કહેતા પણ ચોથે જ દિવસે એણે તો અમને સામું કહ્યું: 'ગભરાવાનું ઈમાં શું છે? રામજીની મરજી હશે ઈમ થાશે. તમે 'તમારું' કામ કર્યું. હવે હું મારું કામ કરું ને ઈ વાલાનું સ્મરણ કરું છું. તમ તમારે ઠીક પડે ત્યારે પાટા ખોલજો. આપણે તો એ ને નિરાંતે તમે કો' એટલા દી આંય પડ્યા રહેવું છે. આંહીંથી નીકળ્યા કેડે કાંઈ આરામ થોડો મળવાનો છે!'

આમ, એક પખવાડિયું તો ભાવુભાએ જોતજોતામાં કાઢી નાખ્યું. એણે અમને ચિંતાભર્યા પ્રશ્નો પૂછી હેરાન ન કર્યાં એટલું જ નહિ એની કુદરતી આત્મશ્રદ્ધામાંથી ઉત્સાહ લેતા, બીજા દરદીઓથી કંટાળેલી નર્સો ભાવુભાના ઓરડામાં પાંચેક-દસેક મિનિટ જાણે કે ધીરજની નવી પ્રેરણા મેળવી લેતી.

એક બીજો કેસ આવ્યો. દરદી અમારા રાજ્યની બાજુના રાજ્યના એક ધનિક ગૃહસ્થ હતા. દવાખાનામાં દાખલ થતાં પહેલાં જ એમણે પોતાને માટે બધી અલાયદી સગવડો કરાવી લીધી હતી. સ્પેશ્યલ વોર્ડનો એક ખાસ રૂમ તેમના માટે તૈયાર કરવામાં આવ્યો હતો. તેમના નોકરચાકર માટે રહેવાની સગવડ પણ દવાખાનાને 'ઓરેન્જ ક્વોર્ટર્સ'માં કરી આપી હતી.

કેસ બરાબર ભાવુભા જેવો જ હતો. એટલે ઓપરેશનની વાત કરતાં તેમાં રહેલા જોખમની વાત પણ ખુલાસાવાર કરવામાં આવી. જોખમની વાત સાંભળતાં જ શેઠ સાહેબ ઢીલા થઈ ગયા. 'આંહીંના ડૉક્ટરોનું તો રોતા જાય ને મૂવાના સમાચાર લાવે, એના જેવું જ ને. પહેલેથી કાળવાણી બોલે ત્યાં મારે ઓપરેશન નથી કરાવવું.'

જો કે તેમના આ શબ્દોએ અમે તો નિરાંત જ થઈ. આવા માણસો જ જશરેખાને અપજશરેખામાં ફેરવી નાખતા હોય છે એટલે તેમના અમદાવાદ કે મુંબઈ જવાના મતને મેં ટેકો આપ્યો.

પણ મારે નસીબે શેઠનું ઓપરેશન કરવાનું જ હશે. સાંજે શેઠાણી મળવા આવ્યાં અને એમણે કંઈ કરામત કરી એ તો એ જાણે ને શેઠ જાણે પણ બીજે દિવસે સવારે શેઠે ઓપરેશન માટે તૈયારી બતાવી. જો કે એમના એ મારેલા શબ્દો બહુ જ વિચિત્ર હતાઃ 'ઘરની બૈરીને જ પોતાના સૂવાની નથી પડી, પછી શું! ભલે પછી આખો જન્મારો બન્ને હાથ મુકાવીને દોર્યા કરે. કરો તમ તમારે ઓપરેશન.'

આવા મનથી ઓપરેશન કરાવવું ઠીક નહિ એમ સમજાવવા જતાં તો વાત વધુ વણસતી લાગી. એટલે પછી લાંબી ચર્ચા નહિ કરતાં બીજે દિવસે ઓપરેશન કરવાનું જ નક્કી કર્યું.

અને ઓપરેશન કર્યું પણ ખરું.

ખરો કસોટીનો કાળ તો હવે જ આવતો હતો. અને અમને ભય હતો એ સાચો જ પડ્યો. બીજે દિવસથી જ શેઠના 'હું તો જાણતો'તો જ કે આંધળો થવાનો. શેઠાણીને બધું પોતાની આંખ સામે કરવું'તું તે લો હવે દોર્યાં કરે જન્મારો આખો' એવા પ્રલાપ શરૂ થઈ ગયા પાટો ઉઘાડવાની મુદત સુધી કંઈજ નિશ્ચિત કહી શકાય નહિ એવા અમારા જવાબનો અર્થ એ તો એમ જ કરતા કે અમે જાણી જોઈને સાચી વાત કહેવામાં ઢીલ કરીએ છીએ ને છુપાવીએ છીએ. કોઈ કોઈવાર તો એ નર્સને ઊધડી જ લેતા: 'હવે ઉઘાડી નાખને ભાઈ પાટા; બે દી મોડો આંધાપો કળાવા દઈશ તો તને શું લાભ થવાનો છે! એના કરતાં બે દી વહેલો છૂટકો થાય તો સારું.' એક નર્સથી દિવસભર આ જાતનું લાવણ્ય સાંભળવું અશક્ય થઈ પડે એમ સમજી અમે વારા ફરતી દિવસમાં ચાર નર્સો રોકતી.

કોઈવાર વળી શેઠ બોલી ઊઠતા, 'અરે દાક્તર સાહેબ, પાટા ન ઉઘાડો તો કંઈ નહિ. મને ઓલી આંધળા માટેની કાણા કાણાવાળી ભાષા શીખવાનું કાંઈક કરી આપો ને. મારો વખત તો ખૂટે. ને મોડુંવહેલું એ શીખવાનું તો છે જ હવે. તો વહેલું શું ખોટું?'

આમ ને આમ ઓપરેશન કર્યાને છસાત દિવસ થયા ત્યાં તો શેઠ, સાહેબે બધાને તંગ કરી મૂક્યાં.

એક દિવસ મારા મદદનીશે કહ્યું: 'આપણે શેઠની અને ભાવુભાની મુલાકાત કરાવી હોય તો?'

મને થયું વાત તો વિચારવા જેવી છે. પણ વળી થયું, 'એ સોગિયો ભાવુભાને ય એનો ચેપ લગાડે એવો છે.' ને પાછલો વિચાર મેં મારા મદદનીશને કહ્યો યે ખરો.

'ના ના, ભાવુભાની શ્રદ્ધા એમ ડગે એવી નથી.' મારા મદદનીશે કહ્યું અને મેં મંજૂરી આપી.

ભાવુભાને શેઠની વાત કરવામાં આવી. શેઠની અશ્રદ્ધા અને એમની નિરાશાની વાત કરી. હવે તો ભાવુભા શેઠની સાથે વાત કરે અને કંઈ......

ભાવુભાએ હા પાડી.

અને પછી શેઠને વાત કરવામાં આવી કે એમના જેવો જ બીજો એક દરદી છે અને એને પણ એમના જેવું જ ઓપરેશન કર્યું છે. શેઠ જો મળવા માગે તો......

'લાવો ને ભાઈ,' શેઠ બોલ્યા, 'એક કરતાં બે ભલા. અમે બેય ભેગા મળી પેલી આંધળાની ભાષા શીખશું. જો કે મારા કરતાં ઈ વ્હેલો આવેલો એટલે એનો વ્હેલો છુટકારો થાશે, એટલો એ નસીબદાર.'

ભાવુભાની પૈડાંવાળી ખુરશીને શેઠના ઓરડામાં લાવવામાં આવી. અને એકબીજાની ઓળખાણ કરાવી આપવામાં આવી. શેઠ પહેલાં વાત કરતાં જરા ખચકાયા એનો લાભ લઈ ભાવુભાએ વાતને, ડાક્ટરો ને આંખનું દરદ ને ઓપરેશનના જોખમો અને એવી એવી બંને વચ્ચે સમભાવ જાગૃત કરતી વાતો તરફ વાળી લીધી. થોડી વારમાં શેઠનો સંકોચ દૂર થયો અને તે પણ છૂટથી વાતો કરવા લાગ્યો.

વાતમાં ને વાતમાં શેઠે કહ્યું: 'તમે ઝાલા-વાડી લાગો છો; તમારી બોલીમાં ઝાલાવાડી-પણું દેખાઈ આવે છે.'

'ના, હું ઝાલાવાડમાં બહુ રહ્યો નથી. પણ મારા બાપાના બાપા ત્યાં રહેતા.'

'વઢવાણમાં કે લીંબડીમાં?'

'વઢવાણમાં.'

'વહેવાનું પણ એક અજબ શહેર છે એમ તમને નથી લાગતું? શે'રમાં જાવ તો તદ્દન જુનવાણી ને કાંપમાં આવો તો અપ-ટુ-ડેટ.'

ભાવુભાએ પણ શેઠની વાતને ટેકો આપ્યો. મનગમતી વાતો યાદ કરવા આડે શેઠને આંખના પાટા યાદ જ ન આવ્યા.

અને પછી તો શેઠની જ માગણીથી શેઠની ને ભાવુભાની મુલાકાતો રોજની થઇ. દિવસનો મોટો ભાગ ભાવુભા શેઠની સાથે જ ગાળતો. અમને બધાને પણ શેઠની બાબતમાં એથી મોટો આરામ રહેતો, એટલે અમે પણ એ ચાલવા દીધું. શેઠની ફરિયાદો ઓછી થઇ, એટલું જ નહિ ભાવુભાની પેઠે થોડીઘણી શ્રદ્ધા પણ એ વ્યક્ત કરવા લાગ્યાઃ 'ભાવુભા તો કહે છે કે ડૉક્ટર હવેનું ઓપરેશન ફેલ જાય જ નહિ. મને લાગે છે હું પણ દેખતો જ ઘેર જઇશ.'

અને આખરે ભાવુભાને જવાનો દિવસ આવી પહોંચ્યો. અને મુકરર કરેલે સમયે મેં એના પાટા ખોલ્યા. ભાવુભાની આત્મશ્રદ્ધાએ અમને બધાને એટલા બધા શ્રદ્ધાવાન બનાવી દીધા હતા કે હોસ્પીટલમાં દરેકને ખાતરી જ હતી કે ભાવુભા સહુની સાથે હાથ મિલાવતો ઘેર જશે. મેં પાટા છોડ્યા. એ પણ જરાયે સંકોચ કે ક્ષોભ કે આતુરતાની લાગણી અનુભવ્યા વગર—જાણે માથેથી રજાઇ ખેંચી લઇને કોઇ માણસને કહેવું હોય કે; ઊઠ હવે.

પણ, ભાવુભાને દેખાતું નહોતું એ ખ્યાલ બે મિનિટ પછી એણે હાથ પસારવા માંડ્યા ત્યારે જ મને આવ્યો. ડૉક્ટર તરીકેના ધંધામાં નિષ્ફળતાઓ તો કોઇક ને કોઇક વાર ઊભી જ હોય છે ને મેં પણ આ પહેલાં ઘણી વાર નિષ્ફળતા સહન કરેલી—પણ આજની આ નિષ્ફળતાનો આઘાત મને લાગ્યો છે એવો આઘાત બીજી કોઇ નિષ્ફળતાનો નથી લાગ્યો. એ જ મને સમજાતું નહોતું. હું જાણે ... બની ગયો હતો.

'જેવી મારા ધણીની મરજી.' ... એ જ અમારો ક્ષોભ ભાંગતાં કહ્યું. 'હવે દિવસે દિવસે એવી અધરમી થતી છે કે એનો એ અધરમ ન જોવાય એ પરભુનો પાડ માનવો, ભાઈ!'

અને એટલું કહીને, એણે એને આવેલ માણસ સાથે જવાની તૈયારી ... અમારાં બધાંનું આશ્ચર્ય એટલું બધું ... તેને વિદાયના બે શબ્દો પણ અમે ... કહી શક્યા નહિ.

ભાવુભા જવા તૈયાર થયો. એટલામાં ઓરડામાંથી નર્સ આવી. શેઠ ભાવુભાને ... માગતા હતા. શેઠને સાચી વાત કરવી કે ... કે પછી કંઇક બહાનું કાઢી ભાવુભા જતો ... એમ કહેવું એ વાતનો અમે હજી ... કરતા હતા ત્યાં ભાવુભા જ બોલ્યો: 'હા ... ડૉક્ટર સા'બ, શેઠ જાણે રહ્યા મુલાયમ મા... એમને તો તમારે એમ જ કે'વાનું કે ભ... દેખતો થઇને ગયો છે.'

અમે કહ્યું કે એમ જ કહીશું.

ત્યાં તો શેઠે બીજો સંદેશો મો...

'ભાવુભા મને મળીને જાય.'

'હોવે, એમાં શું! શેઠને મળી... જાઇશ ને' ભાવુભાએ જ એ સંદેશાનો ... આપ્યો.

હું તો અજબ જ થઇ ગયો હતો. ભાવુભાના કહેવા પ્રમાણે મેં કર્યું. ભા... સાજો થઇને—દેખતો થઇને એની પાસે ... હોય એમ અમે તેને શેઠની પાસે લઇ...

'ઠીક થયો ત્યારે શેઠ સા'બ, રામરા...' ભાવુભાએ ઓરડામાં દાખલ થતાં કહ્યું,' ... તો ઊપડ્યો—ને થોડા દી કેડે તમારો ... આવશે.'

જવાના.' શેઠે કહ્યું, 'ભગવાન ભલો હશે તો મને ય વાંધો નહિ આવે. પણ ભાવુભા, તમે જરા તમારું ઠેકાણું એક કાગળ પર લખીને મૂકતા જાઓ. હું અહીંથી છૂટી સીધો તમને જ મળવા આવીશ.'

'ભલે.' કહીને ભાવુભાએ એક કોરા કાગળનો કટકો શેઠને આપતાં કહ્યું, 'આમાં મારું ઠેકાણું છે. લ્યો ત્યારે રામ રામ.'

અને ભાવુભા ગયો. જતાં જતાં કહેતો ગયો, 'શેઠ દેખતા થાય ને એને સાચી વાતની ખબર પડે તો પડે એ જે થાય તે. પણ મારું ઠેકાણું કોઈ ભલા થઈને એમને આપતા નહિ. મારા માટે કોઈને ય દુખ થાય એવું મારે ન જોઈએ.'

ત્યાર પછી આઠદસ દિવસે શેઠના પાટા પણ છોડવામાં આવ્યા. ભાવુભા જેવા શ્રદ્ધાવાન માણસની આત્મશ્રદ્ધા પણ જ્યાં નહોતી ફાવી ત્યાં શેઠ જેવા પોચા દિલના આદમીનું પરિણામ નિષ્ફળતાજ હોય એ ભયે પહેલાં તો મેં વિચાર્યું કે પાટા છોડવાનું મારા મદદનીશને જ સોંપી દઉં. પણ એ ય એક જાતની બીરુતા હતી એમ લાગતાં જે થવાનું હોય તે ભલે થાય, પણ તેનો બહાદુરીભર્યો સામનો તો કરવો જ એમ વિચારી મેં પોતે શેઠના પાટા ઉખેળ્યા.

બે મિનિટ સુધી કાંઈ જ બન્યું નહિ અને મારો ભય સાચો પડ્યો છે એવી મને ખાતરી થઈ. પણ ત્રીજી જ મિનિટે શેઠનો અવાજ આવ્યો, 'કો' ન કો' પણ તમારા હાથમાં જશરેખા છે એ શેઠાણીની વાત સાચી પડી ખરી. હો ડાક્ટર!'

ત્યારે જ મને સમજાયું કે શેઠનું ઓપરેશન સફળ થયું હતું.

શેઠ પણ દવાખાનામાંથી વિદાય થયા. તેમણે મારી જશરેખાની ઘણા લોકોમાં પ્રસિદ્ધિ પણ કરી.

પણ જ્યારે જ્યારે હું આ બે કેસનો વિચાર કરું છું ત્યારે મને પેલી આપણી પુરાણી વીરપસલીની વ્રતકથા યાદ આવી જાય છે. જેમાં વીરપસલી લઈને જતો ભાઈ ભૂલો પડી જતાં મોડો પહોંચે છે.

મને થાય છે કે કુદરતે પણ 'સફળતા અને સંપૂર્ણ આરામ'ને રવાના તો વહેલાં કરેલ પણ કોઈક આકસ્માતને કારણે ભાવુભાના પાટા છોડતાં પહેલાં તે પહોંચી શક્યાં નહિ અને એનો જ લાભ જાણે કે શેઠને મળી ગયો.

પ્રો. ફ્રેડરિક-વરશો, પ્રખ્યાત જંતુશાસ્ત્રીએ એક વખત બિસ્માર્કની ટીકા કરતાં કહ્યું કે બિસ્માર્કમાં જર્મનીના ચૅન્સેલર થવાની લાયકાત નથી. પરિણામે બિસ્માર્કે પ્રોફેસરને દ્વંદ્વયુદ્ધનું આવાહ્ન આપ્યું.

આવાહન મળતાં વૈજ્ઞાનિકે બિસ્માર્કને જણાવ્યું, 'તમે યુદ્ધનું આમંત્રણ આપો છો એટલે મહેમાન તરીકે કઈ રીતે લડવું તે મારે નક્કી કરવાનું રહે છે.'

બિસ્માર્કે પુછાવ્યું: 'તમે કઇ રીતથી લડવા માગો છો?' જેના જવાબમાં વૈજ્ઞાનિકે જણાવ્યું, 'મારી પાસે એક જ રંગનાં બે પીણાં તૈયાર છે. એકની અંદર થોડી જ ક્ષણમાં મૃત્યુને લાવી શકાય તેવાં જંતુઓ છે અને બીજું સ્વાદિષ્ટ પીણું છે. આપ નામદાર ગમે તે એક પસંદ કરીને પી શકો છો અને બીજું હું પી જઈશ.'

બીજી જ મિનિટે બિસ્માર્કે હસતાં હસતાં પીવાનું આમંત્રણ પાછું ખેંચી લીધું.

—આ. વ્યા.

# દોલત અને દિલ

બાબુભાઈ વ્યાસ

૧

લીલીછમ હરિયાળી ભૂમિ પર, ન તો ઊંટ કહેવાય કે ન તો બોતડું કહેવાય એવા આકારના પશુને દોરતો એક પચ્ચાશેક વર્ષનો આદમી આવે છે. તે છે માસ્તર. ઓદરી એ તેની નિશાળ છે. તેને છાપરાની કે ભીંતની જરૂર નથી; નથી જરૂર ખુરશીની કારણ કે પેલા પ્રાણીને ટેકો દઈને તે બેસે છે. તેની સામે બેઠાં છે વીસપચીસ ભૂલકાંઓ.

અને તે ભૂગોળ ભણાવવી શરૂ કરે છે:

'બાળકો! આજે હું તમને આપણી પવિત્ર ભૂમિની ભૂગોળ શીખવીશ. પણ તે પહેલાં હું તમને આ ભૂમિના નિખાલસ, પવિત્ર દિલના લોકોની એક પ્રચલિત વાર્તા કહીશ.'

અને દૃશ્ય બદલાય છે—લીલી હરિયાળી ઉપર જાણે ગુલાબનાં ફૂલો ઊગી નીકળ્યાં હોય તેમ લાલ ફ્રોક પહેરેલી છોકરીઓ રમતી દેખાય છે, અને ભૂરાં અને ધોળાં કપડાંમાં સજ્જ થએલી માસ્તરાણી બધી છોકરીઓને કહે છે: 'બધાં સાંભળો.'

આ છે છોકરીઓની નિશાળ. પાંચ વર્ષથી માંડીને વીસ વર્ષ સુધીની બધી જ છોકરીઓ અહીં છે.

'બધાં સાંભળો.' લાલ ફૂલોમાં ધોળું ફૂલ તરી આવે એમ છોકરીઓમાં તરી આવતી માસ્તરાણી બોલી. 'આજે આપણે ત્યાંથી યોલેન્ડા જવાની છે.'

'ક્યાં?' એક નાની છોકરીનો અવાજ.

'તેને પોતાને ઘેર.'

'શું કામ? અહીં શું ખોટું છે?' વગેરે અવાજો આવે છે અને માસ્તરાણી કહે છે. યોલેન્ડાને તેની જાગીરનો વહીવટ સંભાળવા જવાનું છે તેને મોટો બધો વારસો મળ્યો છે.

થોડી વાર શાંતિ, પછી મધપૂડા જેવો ગણગણાટ અને પછી માસ્તરાણીએ કહ્યું 'યોલેન્ડા! અહીં આવ.'

અને એક અઢારેક વર્ષની છોકરી માસ્તરાણી પાસે આવે છે. તેનું મોઢું પડી ગયું છે—તેને તે નિશાળ છોડવી ગમતી નથી. 'જાગીરમાં જઈને હું શું કરીશ? આ બધાં વિના ત્યાં મને ગમશે?' એવા સવાલોથી મૂંઝાતી તે માસ્તરાણીને પૂછે છે...જેના જવાબમાં 'તું ત્યાં જઈશ એટલે બધું તને આવડી જશે. અમારે તો તને મોકલવી જોઈએ' માસ્તરાણીએ કહ્યું.

અને બીજે દિવસે 'અભિનંદન યોલેન્ડા સુખી થજે' બોલતી માસ્તરાણી તેને વળાવે છે.

પેટ્રીઆના સુંદર પ્રદેશમાં પાણીના રેલા જેવી ટ્રેઈન આગળ ધસ્યે જાય છે. આ ગાડીમાં બે આદમી બેઠા બેઠા છાપામાં કંઈક જોયા કરે છે. થોડી વારે તેઓમાંથી જે જરા નાનો અને સભ્ય દેખાતો હતો તેણે પૂછ્યું 'તને શું લાગે છે દોસ્ત?'

આ બંને છે એક નંબરના ચોર. જહોની રીઠ દૂબળો સહેજ ચાલાક, વાતચીતમાં સભ્ય અને નૃત્યમાં એક્કો—બીજો તેનો ભાઈબંધ વીક્ટર દ્રાઉટ સહેજ સ્થૂળ, દેખાવમાં બુદ્ધિ વગરનો છતાં હસમુખો.

'તને શું લાગે છે? આ છોકરીને સપાટામાં ઉતાર્યા વિના રહેશે ખરો?' જહોનીએ છાપામાંનું ચિત્ર જોતાં જોતાં પૂછ્યું.

'જો ભાઈ' દ્રાઉટે કંઈ પણ ખખડી ઊઠે એવા અવાજે હસતાં કહ્યું, 'તને એ છોકરીની દયા આવતી હોય તો તું એનો વાલી થા ને!'

'વાલી થવાની જરૂર નથી સાહેબો, બંને મિત્રોની વાતચીત દરમિયાન પાસે આવી'

પહોંચેલા પોર્ટરે કહ્યું, કારણકે મિસ યોલેન્ડા એગ્યુવિવા, પેટ્રીઆની મોટામાં મોટી નસીબદાર છોકરી, આ ટ્રેનમાં આપની સાથે જ છે અને તેની કાકી જે તેની વાલી છે તે હજી હયાત છે એટલે આપ બંનેને તેના વાલી થવાની માથાકૂટ નહીં કરવી પડે.' કહીને પોર્ટર બીજા મુસાફરો પાસે ગયો.

'પણ હેં ભાઈબંધ,' બુદ્ધિ વગરનાએ કહ્યું, 'તને કેમ ખબર પડી કે સમાજ એ છોકરીને છેતરશે!'

'જોતા નથી!' જ્હોનીએ કહ્યું, 'આ ડબામાં બેઠેલા દરેક જણ છાપામાંથી, આ છોકરીવાળું પાનું જ વાંચે છે તે!'

અને ખરેખર ડબામાં બેઠેલા બધા ઉતારુઓની આંખો છાપામાં આવેલા યોલેન્ડાના નિર્દોષ ફોટા તરફ નહીં, પણ તેની નીચે છપાએલા 'બેતિર કરોડનો વારસો'વાળા મોટા અક્ષરો પર જ ચોંટી રહી હતી. છાપું જોતા જોતા કોઈક વિચારમાં પડી જતા હતા તો કોઈકની આંખો ચમકી ઊઠતી હતી... સ્ત્રીઓ અંદર અંદર નિસાસા નાખતી હતી. અને એ બધાને લઈ જતી ગાડી આગળ ને આગળ ચાલી જતી હતી.

'આ પેલો જોયો!' જ્હોનીએ, સામેની બેઠક પર બેઠેલા એક ચાલીસેક વર્ષની ઉંમરના દેખાતા ગૃહસ્થને દેખાડીને ટ્રાઉટને કહ્યું: 'મને લાગે છે કે એ આપણો હરીફ થશે.'

'ભલેને થતો, આપણે તો બે જણ છીએ ને.' ટ્રાઉટે કહ્યું.

'તું તો અક્કલ વગરનો જ રહ્યો...આપણે મારામારી નથી કરવી.' જ્હોનીએ પેલા ગૃહસ્થ તરફ નજર નાખતાં કહ્યું: 'એ આપણી પહેલાં ન પહોંચે તેની તકેદારી રાખવાની છે.'

દરમિયાન પેલા ગૃહસ્થે સિગાર સળગાવી, યોલેન્ડાવાળા પાના પર ઊંડી નજર નાખી પછી જરા હસ્યા અને મનમાં બબડ્યા, 'એકદમ પહોંચવું પડશે!' તેમનું નામ મિ. કેન્ડલ.

બંને મિત્રોએ ગામની એક સુંદર હોટેલમાં ઉતારો રાખ્યો છે...યોલેન્ડાના બંગલાની માહિતી પણ મેળવી લીધી છે. અત્યારે બન્ને ભાઈબંધો યોલેન્ડાના બંગલા તરફ જવા નીકળ્યા છે. રસ્તામાં એક મકાનને દરવાજે એક આદમી ઊભો છે. બન્ને જણને જોઈને કહે છે: 'કોણ છો તમે!'

'અમે અમેરીકનો છીએ.'

'તો અમેરીકન સિગરેટ પાવ.' પેલાએ કહ્યું અને બન્ને જણ તેને સિગરેટ ધરી આગળ ચાલ્યા અને છેવટે યોલેન્ડાના બંગલાને દરવાજે, અંદર દાખલ કેમ થવું તેનો વિચાર કરતા ઊભા.

અંદરના બાગમાં યોલેન્ડા, નિશાળમાં જેવી દેખાતી હતી તેવી જ નિર્દોષ પણ સહેજ કંટાળી ગયેલી, બગીચામાં આંટા મારી રહી હતી. તે આ વૈભવથી કંટાળી ગઈ હતી...પાંચ દસ નહીં પણ હજારો નોકરોનો કાફલો તેની તહેનાતમાં હાજર રહેતો...એક વસ્તુ માગે અને પાંચ જણા તે લેવા દોડતા...આટલા બધા પૈસાનો તેને કંટાળો આવવા માંડ્યો હતો. બગીચામાં એક ફિરસ્તાની આરસની પ્રતિમા હતી...નિશાળમાં પરીઓ અને ફિરસ્તાની વાતો વાંચેલી યોલેન્ડાએ આ પ્રતિમાનું શરણું લીધું. તે આ મૂર્તિ નજીક આવી ગોઠણીએ પડી અને બોલી: 'હે દેવદૂત! તું મને મદદ કર; મને આ આફતમાંથી છોડાવ. તે દિવસ શાળાના મેળાવડામાં ઉપકારના બે શબ્દો બોલવા હું ઊભી થઈ અને બધું ગોખેલું ભૂલી ગઈ ત્યારે તેં મને મદદ કરી હતી...તું મારા મગજમાં આવ્યો અને મને બધું યાદ આવી ગયું...હે દેવદૂત! તારે તો બીજા ઘણાને મદદ કરવાની હશે; પણ ઓસન્માનમાં તું માનતો હોય તો પહેલાં મને મદદ કર. આ પૈસા મને વળગ્યા છે...આ નોકરોનું ટોળું અને મારાં કપડાં પણ મારી મેળે નથી પહેરવા દેતું... તું મને એકવાર આમાંથી છોડાવ; હું તારો ઉપકાર નહીં ભૂલું. અહીં તો નથી કોઈ મિત્ર, નથી કોઈ ઓળખીતું, આના કરતાં મને મારી

# દોલત અને દિલ

બાબુભાઈ વ્યાસ

લીલીછમ હરિયાળી ભૂમિ પર, ન તો ઊંટ કહેવાય કે ન તો બોતડું કહેવાય એવા આકારના પશુને દોરતો એક પચ્ચાશેક વર્ષનો આદમી આવે છે તે છે માસ્તર. ઓરડી એ તેની નિશાળ છે. તેને છાપરાની કે ભીંતની જરૂર નથી, નથી જરૂર ખુરશીની કારણ કે પેલા પ્રાણીને ટેકો દઈને તે બેસે છે. તેની સામે બેઠાં છે વીસપચીસ ભૂલકાંઓ.

અને તે ભૂગોળ ભણાવવી શરૂ કરે છે.

'બાળકો! આજે હું તમને આપણી પવિત્ર ભૂમિની ભૂગોળ શીખવીશ. પણ તે પહેલાં હું તમને આ ભૂમિનાં નિખાલસ, પવિત્ર દિલના લોકોની એક પ્રચલિત વાર્તા કહીશ'

અને દૃશ્ય બદલાય છે–લીલી હરિયાળી ઉપર જાણે ગુલાબનાં ફૂલો ઊગી નીકળ્યાં હોય તેમ લાલ ફ્રોક પહેરેલી છોકરીઓ રમતી દેખાય છે, અને ભૂરા અને ધોળા કપડામાં સજ્જ થએલી માસ્તરાણી બધી છોકરીઓને કહે છે 'બધાં સાંભળો'

આ છે છોકરીઓની નિશાળ પાંચ વર્ષથી માંડીને વીસ વર્ષ સુધીની બધી જ છોકરીઓ અહીં છે.

'બધાં સાંભળો.' લાલ ફૂલોમાં ધોળું ફૂલ તરી આવે એમ છોકરીઓમાં તરી આવતી માસ્તરાણી બોલી 'આજે આપણે ત્યાંથી યોલેન્ડા જવાની છે'

'ક્યાં?' એક નાની છોકરીનો અવાજ.

'તેને પોતાને ઘેર.'

'શું કામ! અહીં શું ખોટું છે?' વગેરે અવાજો આવે છે અને માસ્તરાણી કહે છે યોલેન્ડાને તેની જાગીરનો વહીવટ સંભાળવા જવાનું છે તેને મોટો બધો વારસો મળ્યો છે.

થોડી વાર શાંતિ, પછી મધપૂડા જેવો ગણગણાટ અને પછી માસ્તરાણીએ કહ્યું 'યોલેન્ડા! અહીં આવ.'

અને એક અઢારેક વર્ષની છોકરી માસ્તરાણી પાસે આવે છે. તેનું મોઢું પડી ગયું છે–તેને તે નિશાળ છોડવી ગમતી નથી–'જાગીરમાં જઈને હું શું કરીશ! આ બધાં વિના ત્યાં મને ગમશે?' એવા સવાલોથી મૂંઝાતી તે માસ્તરાણીને પૂછે છે એને જવાબમાં 'તું ત્યાં જઈશ એટલે બધું તને આવડી જશે. અમારે તો તને મોકલવી જોઈએ' માસ્તરાણીએ કહ્યું

અને બીજે દિવસે 'અભિનંદન યોલેન્ડા સુખી થજે' બોલતી માસ્તરાણી તેને વળાવે છે

પેટ્રીમાના સુંદર પ્રદેશમાં પાણીના રે જેવી ટ્રેઈન આગળ ધસ્યે જાય છે ગાડીમાં બે આદમી બેઠા બેઠા છાપામાં ક૰ જોયા કરે છે થોડી વારે તેઓમાંથી જે૰ નાનો અને સબળ દેખાતો હતો તેણે પૂ૰ 'તને શું લાગે છે દોસ્ત!'

આ બન્ને છે એક નંબરના ચોર. જ્હો૰ રીઝ દૂબળો સહેજ ચાલાક, વાતચીતમાં સ૰ અને નૃત્યમાં એક્કો–બીજો તેનો ભાઈબ૰ વીક્ટર દ્રાઉટ સહેજ સ્થૂળ, દેખાવમાં શું૰ વગરનો છતાં હસમુખો

'તને શું લાગે છે! આ છોકરીને શમા૰ ઉતર્યાં વિના રહેશે ખરો?' જ્હોનીએ બા૰ માંનુ ચિત્ર જોતાં જોતાં પૂછ્યું

'જો ભાઈ' દ્રાઉટ કશો પણ બબડી એવા અવાજે હસતાં કહ્યું, 'તને એ છોકરી દયા આવતી હોય તો તું એનો વાલી થા ને!

'વાલી થવાની જરૂર નથી આપણે મને મિત્રોની વાતચીત દરમિયાન પાસે આવ

બળ-બુદ્ધિ-તેજ
વધારનાર

ઝંડુ
ચ્યવનપ્રાશ

આ યુ ર્વે દ નું
અનુપમ ઔષધ

વૃદ્ધ-યુવાન
બાળક
સૌ કોઈ
આજથી જ અજમાવો

જીવનમાં:—
અતિ આવશ્યક
સ્વાદિષ્ટ
પૌષ્ટિક—ખોરાક
એ જ

જી
વ
ન

લીલાં આંબળાં સાથે બીજાં
પાચક અને લોહી વધારનાર
ઔષધો મેળવી બનાવેલ

સાધારણ નબળાઈમાં અને મગજની
નબળાઈમાં સંગીન કામ આપનાર
સાત્વિક ઉપાય

: મળવાનું ઠેકાણું :

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી મુંબઈ — ૨

— અશ્વિન —



આદર્શ
અને
આરોગ્યપ્રદ
રસોઈ માટે—

# રસદા

પૌષ્ટિક તત્ત્વોથી ભરપુર
(વનસ્પતિ)

અશ્વિનની
અન્ય બનાવટો:
* રીફાઈન્ડ ઓઈલ્સ
* સાબુ
* રેકટીફાઈડ સ્પીરીટ
* ડીસ્ટીલરી પ્રોડક્ટ્સ



દેશના પ્રાન્તપ્રાન્તમાંના
અમારા ઓથોરાઈઝ્ડ
એજન્ટો પાસેથી
મળી શકશે.

## અશ્વિન ઇન્ડસ્ટ્રીઝ લી.

વડોદરા
સમલાયા

: મુંબઈ :
જૈન ટ્રેડીંગ કું.
૪૬, ભીલે સોઈવાડો,
મુંબઈ: ૨

: ગુજરાત :
મેસર્સ. રસદા એજન્સી.
૪, રંગવાલા માર્કેટ, રેલ્વેપુરા,
અમદાવાદ

'ORION' Advr,

શક્તિ માટે સર્વોત્તમ

# અમૃત ગુટીકા

રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક 'જેનસ' નં. ૮૦૨

વીર્યવિકારનાં તમામ દર્દો જડમૂળમાંથી દૂર કરી બદન તાકાતથી ભરપૂર અને પ્રફુલ્લિત બનાવે છે, નિસ્તેજ ચહેરાને કાંતિવાન અને આનંદી બનાવે છે. મગજની કમજોરી, બદનનો દુઃખાવો, માંદગી પછીની નબળાઈ, અરૂચી, અપચો ઇત્યાદી અનેક પ્રકારની નબળાઇઓ દૂર કરી નસોની શીથીલતા મટાડે છે. દરેક ઋતુમાં એક સરખો ગુણ આપે છે.

કિં. ૩૨ ટીકડીઓની ૧ ટ્યુબના રૂ. ૨) ટ. ખ. જુદું.

દરેક જાણીતા દવા વેચનારને ત્યાંથી બધાં શહેરોમાં મળી શકશે.

સ્ટોકીસ્ટ—કંચનલાલ વાડીલાલની કં૦ મંગળદાસ રોડ, પ્રિન્સેસ સ્ટ્રીટ–મુંબઈ

જે. એન. શેઠના નડીઆદ [ગુજરાત]

---

બચ્ચાંઓને થતાં ઝાડા, ઊલટી, તાવ, કૃમિનો ઊપદ્રવ, ધુડ ખાવાથી પેટનું મોટું થવું, હાથપગ ગળી જવા, દસ્તની કબજીઆત, ધાવણ કે દુધનું પાચન ન થવું વિગેરે અનેક દરદો મટાડી અજબ કૌવત આપનારી અમૃતતુલ્ય ઔષધ

# કાઠીયાવાડી બાલામૃત સોગઠી

વાપરો [રજીસ્ટર્ડ]

દર્દથી રીબાતાં હજારો બાળકો આરોગ્ય આનંદ અને નવચેતન પામ્યાં છે.

કીં. ડબી એકના રૂપિયો એક (વી. પી. પો. જુદું).

વૈદ્ય નવનીધરાય હરજીવનદાસ મહેતા

ઠે. કાઠીયાવાડી બાલામૃત સોગઠી ડીપો—આંબાચોક—ભાવનગર

મુંબઈમાં મળવાનું ઠેકાણું-કેશકલ્યાણ મસાલા ડીપો, ૧ લી સુતારગલીના નાકે-મુંબઈ નં. ૪

---

# ધી બોમ્બે લાઇફ એશ્યૉરન્સ કું. લી.

[ સ્થાપના ૧૯૦૮ ]

મુંબઈ તથા પરામાં નીમવાના છે પગારથી એજન્સી ઓરગેનાઈઝરો

—: લખો અથવા મળો :—


એમ. એ. દોશી


એજન્સી ઇન્સપેકટર

ઘરનું ઠેકાણું
૫૨ નં. ૨૭ ડૉ. વીલ્સન સ્ટ્રીટ, વીઠલભાઈ પટેલ રોડ
મુંબઈ નં. ૪



ઓફીસનું ઠેકાણું
બોમ્બે લાઈફ બીલ્ડીંગ
૪૫/૪૭ ચર્ચગેટ સ્ટ્રીટ
કોટ મુંબઈ
ટે. નં. ૨૭૦૦૭-૮

## રાષ્ટ્રપિતા પૂ. મહાત્મા ગાંધીજી, કવિવર રવીન્દ્રનાથ ટાગોર અને ભિક્ષુ અખંડાનંદે સાહિત્યસેવા આપી છે

- ગામડાની અજ્ઞાનતા દૂર કરવા માટે લોકશિક્ષણના પ્રચાર અર્થે ૫૦૦થી ઓછી વસ્તી ધરાવતા ગામડા માટે રૂ. ૧૦૦)ના પુસ્તકો ખરીદનારને ૧૫ ટકા મદદ આપીશું.
- સ્વર્ગસ્થ વડીલોનું સ્મારક રાખવા માટે કોઈપણ સદ્ગૃહસ્થ પુસ્તકોમાં તેમના નામો લખી સ્મૃતિ અર્થે આપી શકે છે.
- અમારી પાસે ૧૫૦ ગામડાંની પુસ્તિકા માટે માગણી છે. તમારી મદદની જરૂર છે તો આપનો ઉદાર હાથ લંબાવશો.

## ગોરધનદત્ત લાયબ્રેરી ચેરીટેબલ સોસાયટી

પો. બો. ૯૭૮ : મુંબઈ-૧

શર્દી અને દુખાવા
માટે તાત્કાલીક ઉપાય
પેન બામ

દિલચસ્પ અને ઉદ્બોધક ગઝલો—ગીતોનો અભિનવ સંગ્રહ

## આત્મગુંજન

કર્તા : 'કિસ્મત'

કિંમત ૦-૮-૦ ☆ પોસ્ટેજ ૦-૧-૬

શ્રી મયૂર કૃત
ત્રણ વાર્તાપુસ્તકો
મેડકકુમારી
જંગલનો રાજા
ફૂલમણી
દરેકના ૦॥૦ ટ. ખ. જુદું

શ્રી સરસ્વતી પ્રકાશન મંદિર : દાણાપીઠ : ભાવનગર

સ્વાદિષ્ટ રસોઈ, પાપડ તથા અથાણાં માટે સર્વોત્તમ

## "રોહિણીચંદ્ર" છાપ હીંગ

(રજીસ્ટર્ડ)

ઈરાની ખડા તથા રસકણી

[ રતલી તથા અર્ધરતલી ડબ્બામાં ]



Telegram: 'SANSCRIT'], મળવાનું ઠેકાણું [ટેલીફોન : ૨૪૭૫૪

### વરજીવનદાસ હીરજીની કું૦

હીંગ, શ્રી વિષ્ણુ છાપ કેશર, એલચી, સુંઠ તથા કરીઆણાના વેપારી

૨૪૦, સેમ્યુઅલ સ્ટ્રીટ, વડગાદી : મુંબઈ-૩

ઝગઝગાટ
રોશની માટે
"પ્રભાત" ના વિશ્વાસલાયક
લેન્ટર્નસ, મેન્ટલસ અને
સ્પેર પાર્ટસ.



મુંબઈ શહેર અને ઈલાકાનાં

સોલ એજન્ટસ **વેસ્ટર્ન ઈન્ડીયા લાઈટ કું.**

૪૬A, અબ્દુલ રહેમાન સ્ટ્રીટ, પાયધુની, મુંબઈ ૩.

વર્ષ – ૪
અંક – ૪

# કહાની

એપ્રિલ
૧૯૪૮



## વાર્તા મોકલનારને

'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે અસ્વીકૃત વાર્તા પરત કરવામાં આવતી નથી. તેને રદ કરવામાં આવે છે. સ્વીકૃત વાર્તાના ખબર લેખકને પખવાડિયામાં અપાશે. — સંપાદક

કહાની કાર્યાલય
૪૦૫, ભીમરાજ બીલ્ડીંગ બીજે માળે, કાલબાદેવી રસ્તો : મુંબઈ–૨
સંપાદન અને વ્યવસ્થા અંગે:- કહાની કાર્યાલય દાણાપીઠ : ભાવનગર

વાર્ષિક દેશમાં ૬–૧૨–૦
„ પરદેશમાં ૯–૦–૦
છૂટક દેશમાં ૦–૧૦–૦
„ પરદેશમાં ૧–૦–૦

## કહાની
— ની —

### છૂટક પ્રતો નીચેનાં લોકપ્રિય અખબારગૃહો પરથી મળી શકશે

મેસર્સ એ. એચ. વ્હીલર રેલ્વે બુકસ્ટોલ

એમ. એચ. શુક્લ
ન્યુસપેપર એજન્ટ : સિદ્ધપુર

ગુજરાત બુકસ્ટોલ
લક્ષ્મી ટોકીઝ સામે : સુરત

—આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
પો. બો. ૬૨૦, : મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો. બો ૩૯૭, મોમ્બાસા

—લવાજમ ભરવાનાં સ્થળો—

ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઈ–૨
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ
કોઠી પોળ સામે, રાવપુરા : : વડોદરા

એલ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

કહાની કાર્યાલય
મુંબઈ અને ભાવનગર

તંત્રી, પ્રકાશક અને મુદ્રક રતિલાલ છોટાલાલ પારેખ : શ્રી સરસ્વતી છાપખાનું : દાણાપીઠ, ભાવનગર

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક



એપ્રિલ ૧૯૪૮

વર્ષ ૪ : અંક ૪

काव्येषु रम्या कथा

# ગુરુ રામાનંદની સ્નાનશુદ્ધિ

લે. રવીન્દ્રનાથ ઠાકુર
અનુવાદક સુશીલ

વહેલી સવારે સ્નાન માટે આવેલા ગુરુ રામાનંદજી ગંગાના વહેતા પાણીમાં પગ બોળી પૂર્વ દિશા સામે નિહાળી ત્યાંના ત્યાં જ થંભી ગયા.

આછાં સુવર્ણકિરણો ગંગાના જળ સાથે ગેલ કરતાં હતાં. પ્રાતઃકાળના પવનના સ્પર્શે તરંગો ઊછળતા હતા. રામાનંદ જવાકુસુમ જેવા સૂર્યોદય તરફ મીટ માંડી ઊભા રહી ગયા.

મનમાં જ ગણગણ્યા: 'હે દેવ! આપનું કલ્યાણતમ રૂપ મારા અંતઃપ્રદેશમાં કેમ નથી પ્રવેશતું? આડે કોઈ આવરણ હોય તો ઉખેડીને ફેંકી દેને!'

શાલવનના માથે સૂર્ય સહેજ ઊંચો થયો. વાહણવાળા નાવિકોએ સઢ ચડાવ્યા. બગલાઓનાં ઝુંડ સોનેરી આકાશને છાઈ દેતાં સામા કિનારા તરફ ઊડવા લાગ્યાં. પણ હજી રામાનંદનું સ્નાન તો અધૂરું જ રહી ગયું છે.

શિષ્યે પૂછ્યું: 'પ્રભુ! બહુ વાર લાગી. પૂજનો વખત થઈ ગયો.'

રામાનંદે જવાબ આપ્યો: 'દેહ હજી શુદ્ધ નથી થયો. ગંગા હજી મારા અંતરથી આઘી જ રહી છે.'

શિષ્ય મૂંગે મોઢે ગુરુ સામે તાકી રહ્યો.

સરસવના ખેતરમાં તડકો છવાઈ ગયો. માલિનીએ ફૂલના ટોપલા ખુલ્લા મૂકી દીધા. ગોવાળણો માથે દૂધની માટલીઓ મૂકી ચાલી નીકળી.

ગુરુજીને કોણ જાણે મનમાં શું થયું! પાણીની બહાર આવી ઊભા રહ્યા. અને જે તરફ ખડ ઊગી નીકળ્યું હતું, દેડકાં દોડાદોડ કરતા હતા તે દિશામાં મોઢું ચાલવા.

શિષ્યે પૂછ્યું: 'ક્યાં જાવ છો, પ્રભુ! એ તરફ કોઈ સારા માણસો નથી રહેતા.'

ગુરુએ કહ્યું: 'મારું સ્નાન હજી પૂરું નથી — સ્નાન બાકી છે.'

રેતી પથરાયેલી પડી હતી ત્યાં ઊંચાણે એક નાનું ગામ હતું. ગુરુ એ ગામની એક ગલીમાં દાખલ થયા ત્યાં આંબલીની ઘન છાયા ફેલાઈ હતી. ડાળે ડાળે વાંદરાઓ કૂદાકૂદ કરતા હતા. ભાજન મોચી આ ગલીની અંદર જ રહેતો હતો.

મરેલા પશુના ચામડાની ગંધ આવતી હતી. આકાશમાં ઊંચે ગીધ તથા સમળીઓ ઊડતી હતી. એક ખસલું કૂતરું એક બાજુ હાડકું ચૂસતું બેઠું હતું.

શિષ્યના મોંમાંથી શબ્દો સરી પડ્યા: 'અરેરે! રામ! રામ!' એ તો હોઠો ચુસાવતો, ગામની બહાર જ ઊભો રહ્યો.

ભાજન મોચી દોડતો, ગુરુ સામે આવ્યો. આઘેથી એણે બળવીને ગુરુને પ્રણામ કર્યાં. ગુરુ એને ઓચિંતા ભેટી પડ્યા—છાતી સરસો ચાંપ્યો. મોચી બીચારો ગભરાયો:

'આ શું કર્યું? પ્રભુ! આપના પવિત્ર દેહને મારા ઘરની મલિનતાથી મેલો કર્યો?'

રામાનંદે કહ્યું: 'ગંગામાં સ્નાન કરવા ગયો હતો. તમારી આભડછેટ લાગશે એ બીકે તમારી શેરીથી આઘો જ ચાલતો હતો. એટલે જે સૌ કોઈને ધોઈને નિર્મળ બનાવે છે તેની સાથે મારા મનનું મિલન ન થઈ શક્યું.

'હવે અત્યારે તારા દેહ અને મારા દેહમાં વિશ્વને પાવન કરનારી એ ધારા વહી નીકળી છે: સવારે સૂર્યને પ્રણામ કરવા ગયો. પણ કોણ જાણે કેમ પ્રણામ જ ન થાય! કંઈક ઊણપ રહી જતી હોય એમ મનમાં જ હું બોલી રહ્યો:

''હે દેવ! તમારામાં જે જ્યોતિ છે એ જ મારામાં છે; છતાં એ બહાર કેમ નથી કળાતી?' આજે—અત્યારે એ જ્યોતિનાં મને દર્શન થયાં.

'હવે મારે મંદિરે જવાની જરૂર નથી.'

# હું કોણ છું ?

લેખક : ખ્વાજા અહમદ અબ્બાસ
અનુવાદક : મણિલાલ અલગારી

....તમે બધા જાણવા માગો છો ને કે હું હસું છું કેમ! મરતો માણસ આમ હસતો હોય એની નવાઈ લાગે છે ને! ડાક્તર સાહેબ, હવે તમે ચિંતા ન કરો. દવાખાને જઈને દર્દીઓને નિરાંતે ક્વીનાઈન મિક્ષ્ચર અને એસ્પીરીનની ગોળીઓ આપો. તમે હવે મને નથી બચાવી શકવાના. તમે શું-કોઈ મને બચાવી શકે તેમ નથી; કારણ કે મને જે બે છરાના ઘા થયા છે તેમાંથી એક પાંસળાથી તે ઠેઠ લીવર સુધી ઊંડો છે અને બીજો ઘા પેટ પર થયો છે. જોતા નથી મારાં આંતરડાં નીકળી જાય છે તે!

પણ હું હસું છું કેમ એ જાણવા તમે... તમે બધા આતુર થઈ રહ્યા છો. તમને એમ થાય છે કે મારી ઘડીઓ ગણાઈ રહી છે છતાં હું આમ વિચિત્ર રીતે હસું છું કેમ! સાંભળો ત્યારે. એનું કારણ એમ છે કે મને હમણાં જ યાદ આવ્યું છે કે હું કોણ છું.

...શું કહ્યું, ભાઈ! એમાં હસવા જેવું શું છે એમ!

પણ ધીરજ રાખીને મારી પૂરી વાત સાંભળો તો જ તમને ખબર પડશે કે મરતી વખતે હું કેમ હસું છું.

બે મહિનાથી ય વધારે વખતથી હું કોણ છું એ જાણવાનો પ્રયત્ન કરતો હતો. મુસ્લિમ છું, હિંદુ છું કે શિખ છું! બ્રાહ્મણ છું કે હરિજન છું! તવંગર છું કે ગરીબ છું! પૂર્વ પંજાબનો છું કે પશ્ચિમનો! લાહોરમાં રહું છું કે અમૃતસરમાં! એકલા મેં જ નહીં પણ બીજા ઘણાએ મારાં નામ, જાત અને વર્ણ જાણવાનો પ્રયત્ન કર્યો છે પણ કોઈ એ ભેદ ઉકેલી શક્યું નથી. તનતોડ મહેનત કરવા છતાં હું પણ એ યાદ કરી શક્યો નહોતો. પણ હમણાં એકાએક હું જ્યારે મરણપથારીએ છું ત્યારે હું કોણ છું એ યાદ આવ્યું છે.

તમને આટલી બધી ચિંતા કરતા જોઈને મને હસવું આવે છે. તમારી ચિંતાથી કંઈ વળવાનું નથી. જગતનો કોઈ ડૉક્ટર હવે મને બચાવી શકે તેમ નથી. તમે શા માટે મૂંઝાઓ છો એ હું જાણું છું. મને છરાના બે ઘા એવા કઢંગી રીતે થયા છે કે કયો પહેલો લેવો એ આપ નક્કી કરી શકતા નથી. તમે જો મને ચત્તો સુવારશો અને આંતરડાં પેટમાં નાખી પેટના ટાંકા પહેલા લેવા જશો તો પીઠના ઘામાંથી મારું બધું લોહી વેગે વહી જવાનું અને પેટનો પહેલો ટાંકો નહીં દેવો ત્યાં જ હું મરી જઈશ. અને જો પીઠના ઘાને પહેલાં સાંધવા જશો તો આંતરડાં, યકૃત અને મૂત્રાશય બહાર નીકળી પડશે. માટે ચિંતા નાખી દો. એને બદલે મારી કથની જ સાંભળો.

ઘણા દિવસો સ્મૃતિભ્રષ્ટ અને ચિત્તભ્રમમાં વિતાવ્યા પછી, લગભગ બે મહિને જ્યારે મને ભાન આવ્યું ત્યારે હું નવી દિલ્હીની સરકારી હૉસ્પિટાલમાં સૂતો હતો.

ડૉક્ટરે પૂછ્યું, 'તારું નામ શું?'

મેં મારા મૂંઝાયેલા અને ધુંધવાયેલા મનથી વિચારવાનો બહુ પ્રયત્ન કર્યો પણ મારે કહેવું પડ્યું, 'દિલગીર છું. નામ મને નથી યાદ.'

'હિંદુ છે કે મુસ્લિમ!' ડૉક્ટરે બીજો પ્રશ્ન પૂછ્યો.

પણ મારે કહેવું પડ્યું, 'એ પણ મને યાદ નથી આવતું.'

મારા ભૂતકાળ વિષે મને કંઈ યાદ નહોતું આવતું–ધર્મ, જાત, કુટુંબ કે ઘર એમાંનું કંઈ પણ નહીં. હું પરણેલો છું કે કુંવારો એ પણ ભૂલી ગયો હતો. મારી ઉમરનો ખ્યાલ પણ મને નહોતો રહ્યો. પણ એવું કંઈક યાદ હતું કે હું યુવાન હોવો જોઈએ. પણ જ્યારે

મેં અરિસામાં જોયું ત્યારે મારા મોં ઉપર કરચળીઓ પડી ગયેલી, દાઢું ઊગી ગયેલું અને વૃદ્ધની જેમ ડાચું ભળી ગયેલું. એ ચહેરો મને તદ્દન અપરિચિત લાગ્યો. મેં એવો ચહેરો પહેલાં કદી જોયો હોય એવું ન લાગ્યું.

નવી દિલ્હીના ડોક્ટરોએ મારી યાદદાસ્ત તાજી કરવા ઉત્તમમાં ઉત્તમ ઉપાયો અજમાવ્યા પણ જ્યારે તેઓ તેમાં નિષ્ફળ ગયા ત્યારે હું કોણ ને કેવો છું એ શોધી કાઢવામાં તેમણે મને બનતી મદદ કરી. મેં પણ હું કોણ છું એ જાણવા મારું મન મથી નાખ્યું કારણ કે મારું નામ જાણ્યા વિના મારું અસ્તિત્વ જ હું અનુભવી નહોતો શકતો. કેમ જાણે હું જીવતો જ નથી એમ લાગતું! પૂછપરછ કરતાં મને માલૂમ પડ્યું કે પંજાબથી જે કેટલાક ઘાયલ નિરાશ્રિતો લાવવામાં આવ્યા હતા તેમાં હું પણ હતો. ઘણાખરા તો હોસ્પીટલમાંજ મરણ પામ્યા હતા. મેં તેમને પૂછ્યું, 'તેઓ શું હિંદુ, શિખ કે મુસ્લિમ છે?' ત્યારે મને કહેવામાં આવ્યું કે તેઓ ત્રણે ય કોમના હતા. વાત એમ હતી કે લાહોર અને અમૃતસર વચ્ચે નિરાશ્રિતોને લઈ જતી ગાડી ઉપર ઉપરાઉપરી બે વાર હુમલા થયા હતા અને પાટા પરથી ગાડી ખેડવી નાખી હતી. તેમાંથી એક ગાડીમાં હિંદુ નિરાશ્રિતો પશ્ચિમ પંજાબથી અમૃતસર આવતા હતા અને બીજી ટ્રેનમાં મુસ્લિમ નિરાશ્રિતો પૂર્વપંજાબથી લાહોર જતા હતા. રાતે અગિયારના સુમારે ટ્રેન એક પુલ ઉપરથી જ્યારે પસાર થતી હતી ત્યારે પાટામાં ધડાકો થયો અને એંજીન અને આગલા થોડા ડબા નીચે નાળામાં પડી ગયા. કેટલાક મરી ગયા અને કેટલાક ઘાયલ થયા અને જે પાછલા ડબાઓમાં બચી ગયા હતા તેઓની ઉપર જંગલમાં સંતાઇ રહેલા સંહારકોએ ગોળીઓનો વરસાદ વરસાવ્યો. ઘવાયેલા આંધળાની જેમ રઘવાયા થઇને આશરા માટે જંગલમાં નાઠા.

એકાદ કલાક પછી દિશામાંથી આવતી ટ્રેનના પણ ત્યાંથી એક માઈલ છેટે એજ હાલ થયા. તેમાં ઘવાએલા માણસોએ પાસેના જંગલ-માં આશરો લીધો. કેટલાક અંધારે જતા જતા ખેતરોમાં જ ઢળી પડ્યા.

બીજે દિવસે જ્યારે હિંદીસંઘ અને પાકિ-સ્તાનનાં લશ્કરો પોતપોતાની સરહદનું રક્ષણ કરવા ગયાં ત્યારે તેઓએ બંને બાજુએ બેય ટ્રેનના મરણશરણ થયેલા ને ઘાયલ થયેલા ઘણા માણસોને નવી મુકરર કરેલી સરહદ પર પડેલા જોયા. તેઓ એટલા બધા દયાજનક રીતે ભેળસેળ થઇ ગયા હતા કે કોણ હિંદુ ને કોણ મુસ્લિમ છે એ નક્કી કરવું મુશ્કેલ હતું. હું પણ તેમનો એક હતો. હું ક્યાં બેભાન પડ્યો હતો તે મને સ્ટ્રેચરવાળાએ કહ્યું. મારાં ચલ્વાર ને ખમીસ લોહીમાં લીંજાયેલાં હતાં ને હું સરહદ ઉપર એવી રીતે પડેલો કે પગ પાકિ-સ્તાનમાં અને ધડ હિંદીસંઘમાં અને ખેવર વચ્ચેથી જતી નવી સરહદ લોહીથી દોરેલી! એ લોહી હિંદુ, શિખ અને મુસલમાનોનું હતું; એકબીજામાં ભળી જઇ એકજી અને અવિભાજ્ય ધરતીમાં શોષાઇ ગયું હતું.

માનની ય મૌલાના સાહેબ, મારી સામે તાકી કેમ રહ્યા છો! તમારા મનમાં શું છે એ જાણું છું. આ મારી મરણઘડી છે એ ન ભૂલો અને મરતી વખતે માણસને બધું યાદ આવે છે. હું મારી જાતને મુસ્લિમ તરીકે જાહેર કરું એવી આપ આશા રાખો છો જેથી મારા મરી ગયા પછી અંજુમને ખુદ્દામુલ મુસ્લમીનની વતી મને દફનાવવાની તૈયારી કરી શકો.

...અને મહાશયજી, તમે પણ હું હિંદુ છું એમ કહું એની રાહ જોઇ રહ્યા છો જેથી ધર્મસેવક સંઘ વતી મને અગ્નિસંસ્કાર કર-વાની તૈયારી કરી શકો.

...મેં સાંભળ્યું છે કે મુંબઈના પારસીઓ શબને ગીધડાં ખાઈ જાય તે માટે દખમુમાં (Tower of Silence) રાખે છે અને પછી ભક્ષની રાહ જોતાં ગીધડાં આકાશમાં

ભીડયા કરે છે પણ મને ખબર નહોતી કે એવા માનવગીધો પણ છે જે મરતા મનુષ્ય ઉપર ભક્ષાતુર થઈને ભીડયા કરે છે.

...પણ મને મારી વાત કહેવા દો કારણ કે હું હવે વધુ વાર વાત કરી શકું તેમ લાગતું નથી. સરહદ પર થયેલા જખમો બહુ ગંભીર નહોતા. ચૈચાર અઠવાડિયામાં રુઝાઈ ગયા. પણ ડાક્તરોએ કહ્યું કે મારા મગજ ઉપર એવો ઊંડો આઘાત થયો હતો કે જેને લઈને મારી સ્મૃતિને ઈજા પહોંચી હતી. એટલે નનામા માણસ તરીકે હું જગબત્રીશીએ ચડયો. હિંદી સંઘ અને પાકિસ્તાનનાં છાપાંઓમાં મારા ફોટા છપાયા. પણ કોઈ સગું, મિત્ર, પાડોશી કે ઓળખીતું મને લેવા ન આવ્યું. કદાચ એ બધાને મારી નાખવામાં આવ્યા હોય. કદાચ હવે હું એકલો જ હોઉં. એવામાં નવા નિરાશ્રિતો આવ્યા. એટલે દવાખાનાના ડાક્તરોએ મને કહી દીધું કે હવે તેઓ મને વધુ વખત રાખી નહીં શકે, એટલે ગાંડાની ઈસ્પીતાલ શોધવા માટે હું બહાર નીકળી પડયો.

આખા શહેરમાં રખડયા પછી હું જામે મસ્જિદ પાસે આવ્યો. ત્યાં મેદાનની સામે નિરાશ્રિત માટે એક છાવણી ખોલવામાં આવી હતી.

છાવણીના વ્યવસ્થાપકને મેં કહ્યું, 'હું નિરાધાર છું; મહેરબાની કરી મને છાવણીમાં રાખશો ?'

તેણે પૂછ્યું: 'તું હિંદુ છે કે મુસલમાન ?'

મેં કહ્યું, 'મને યાદ નથી આવતું.' આ હકીકત હતી. ખોટું બોલવાનો મારો ઇરાદો ન હતો.—

વ્યવસ્થાપકે ટૂંકમાં જ કહ્યું, 'આ છાવણી કેવળ મુસલમાનો માટે જ છે.'

પછી રખડતા રખડતા હું નવી દીલ્હી પહોંચ્યો. અહીં વળી એથી મોટી છાવણી જોઈ એટલે હું ત્યાં પહોંચ્યો ને એક સ્વયંસેવકને આશરો આપવા આજીજી કરી. એટલું પણ હું માંડ માંડ બોલી શક્યો હતો કારણ કે ત્રણ દિવસથી મેં કંઈ ખાધું નહોતું.

તેણે મને પૂછ્યું, 'તમે હિંદુ છો કે મુસ્લિમ?'

ફરીથી મારે કહેવું પડ્યું, 'મને યાદ નથી આવતું.'

'નામ ?'

'એ ય યાદ નથી આવતું–મને કંઈ જ યાદ નથી.'

'તો બીજે ક્યાંક જાઓ: આ છાવણી તો હિંદુઓ માટે જ છે.'

અને એમ છાવણીએ છાવણીએ રખડ્યો. હિંદુઓ માટે છાવણીઓ હતી, મુસલમાનો માટે છાવણીઓ હતી પણ ક્યાંય માનવો માટે છાવણીઓ ન હતી.

મારા પગમાં ફરફોલા પડી ગયા હતા અને હું થાકીને એટલો બધો લોથ થઈ ગયો હતો કે તે રીતે એક શિખ સરદારના બંગલા આગળના રસ્તા પર બેહોશ થઈને પડી ગયો. એ સરદાર સેક્રેટરિયટમાં સામાન્ય અમલદાર હતા. મને આવી હાલતમાં પડેલો જોઈને તેઓ મને ઘરમાં લઈ ગયા ને દૂધ પાયું. હું જ્યારે હોશમાં આવ્યો ત્યારે તેમણે મને ન પૂછ્યું કે હું હિન્દુ છું કે મુસલમાન છું. એમણે ફક્ત એટલું જ પૂછ્યું, 'હવે સારું છે ને ભાઈ!'

હું થોડાક દિવસ તેમને ત્યાં રહ્યો. સરદાર સાહેબ, તેમનાં પત્ની અને તેમનાં બાળકો પણ મારા તરફ માયાળુ હતાં. મેં મારી ખરેખરી હકીકત કહી હતી તેમ છતાં તેઓ મારી તરફ ભલાં અને માયાળુ રહ્યાં હતાં. પણ થોડા દિવસે પછી રાવલપીંડીથી નિરાશ્રિતોની ખાસ (સ્પેશ્યલ) ટ્રેનમાં તેમનાં કેટલાંક સગાં આવ્યાં. તેમાંના કેટલાકને મુસ્લિમ ઘાતકોને હાથે ઘણું સહન કરવું પડ્યું હતું. તેઓને પરાણે વટલાવવામાં આવ્યા હતા, તેમની દાઢી ને કેશ મુંડાવી ન નખાવ્યા હતા. કેટલાકની સુન્નત પણ કરવામાં આવી હતી અને

તેમની સ્ત્રીઓને શિયળભંગ કરવામાં આવી હતી. તેઓએ પોતાનાં સગાંઓનાં ખૂન થતાં નજરો નજર લાચારીથી જોયાં હતાં અને તેથી તેમનાં હૃદય કડવાશ અને ધિક્કારથી ભરાઈ ગયાં હતાં. તેમની વાતો સાંભળીને હું પોતે પણ મુસ્લિમોને ધિક્કારવા મંડી પડ્યો.

સરદાર સાહેબે તેમને મારા જેવા એક સ્મૃતિભ્રષ્ટની વિચિત્ર વિતકકથા સંભળાવી. કેટલાક વૃદ્ધોએ મને આશ્વાસનના શબ્દો કહ્યા અને મારી યાદદાસ્ત પાછી જાગ્રત કરવાના પ્રયત્નો પણ કર્યા પણ જુવાનો મને શંકા અને અવિશ્વાસની નજરે જોવા મંડ્યા. એક રાતે મેં તેમને વાતો કરતા સાંભળ્યા, 'પણ ધારો કે તે જૂઠું બોલતો હોય તો! અને એણે ખરેખર યાદદાસ્ત ગુમાવી હોય પણ ઊલટે મુસ્લિમ નીકળે તો!' અને મેં તેમની આંખમાં ભયંકર કિન્નો જોયો.

'હું મુસલમાન હોઉં તો!' મને એ જ વિચાર વારે વારે આવવા લાગ્યો. 'હું ઘાયલ થયો ને સ્મરણશક્તિ ગુમાવી તે પહેલાં મેં પણ આવાં ખૂનો અને જુલ્મો નહીં કર્યાં હોય એની શી ખબર! કદાચ મારાં કુકર્મોની જ પ્રભુ મને આ સજા કરી રહ્યો છે!'

તે જ રાતે સરદાર સાહેબને ઘરેથી હું નાસી છૂટ્યો.

પાછો સરિયાન રસ્તા ઉપર એકલો પડી ગયો. અલબત્ત ભૂખ સાથે હતી.

આ છાવણી મુસ્લિમો માટે છે.
'તું કોણ છે?
તારું નામ શું?
તમારો ધર્મ કયો?
ક્યાંથી આવો છો?

આવા ને આવા અનેક પ્રશ્નોની ઝડી વરસની પણ હું તેના જોઈએ તેવા જવાબો આપી શકતો નહીં કારણકે મારી સ્મરણશક્તિ નષ્ટ થઈ હતી. હું યાદદાસ્ત વગરનો માણસ હતો. ચાલવાની પણ શક્તિ ન રહી ત્યારે મરી જવાનો નિશ્ચય કરીને જામે મસ્જિદના પગથિયા ઉપર આવીને પડ્યો. પડ્યા ભેગો જ હું બેહોશ થઈ ગયો અને કેટલો વખત એમ ત્યાં પડી રહ્યો હઈશ એ પણ ખબર નથી પણ જ્યારે આંખ ઉઘાડી ત્યારે મેં એક નાના આઠેક વરસની ઉમરના છોકરાને મારી પાસે ઊભેલો જોયો અને તે મને વારે વારે કહેતો હતો, 'બેઠો થા ને મારી માએ મોકલેલ આ ચપાટી ને દાળ ખા.'

મારા નિશ્ચેતન મન ઉપર અન્નનું નામ અથડાવાથી જ હું જાગી ગયો પણ બેઠા થવાની પણ મારામાં શક્તિ નહોતી. તે નાના બાળકે મને બેઠા થવામાં મદદ કરી તે ચપાટી ને દાળ ખાવા આપ્યાં. દાળ–ચપાટીનું એ સાદું ખાણું કેટલું સ્વાદિષ્ટ હતું! મેં એ કેવી લહેજતથી ખાધું હતું! મેં છેલ્લો કોળિયો ભરી પછી વાસણ સાફ કરતાં તેને આશીર્વાદ આપ્યા, 'સો વરસનો થજે' અને આભાર દર્શાવવા જેવો હું તેના હાથને અડ્યો કે તે આશ્ચર્યભેર મોટેથી બોલી ઊઠ્યો, 'અહા! તાવથી તમારું શરીર તો ધગી રહ્યું છે! ચાલો મારી સાથે, મારા બાપા પાસે, તેઓ હકીમ છે અને તમને તરત જ સાજા થઈ જાઓ એવી દવા આપશે.'

અને એવી રીતે મારો નાનો મિત્ર મને પોતાને ઘરે લાવ્યો. હકીમ સાહેબ ધર્મિષ્ઠ વૃદ્ધ મુસ્લિમ હતા. તેઓ પાંચ વાર દરરોજ નમાજ પઢતા અને હિંદુ કે મુસ્લિમના ભેદભાવ વગર દવા આપતા. તેઓએ મને કંઈક યુનાની દવા, દરરોજ ત્રણ વાર પીવા માટે દૂધ અને સૂવા માટે પથારી આપ્યાં. જો કે તેથી મારો તાવ ઊતરી ગયો પણ તેમના જેવા નામાંકિત હકીમ પાસે પણ મારી યાદદાસ્ત જાગ્રત કરવા માટે દવા ન હતી. મારી પૂરું હકીકત કહેતાં મેં કહ્યું, 'કદાચ હું હિંદુ હોઉં એટલે મારે તમારું ઘર છોડી બીજે જવું જોઈએ.' પણ દયાળુ વૃદ્ધ હકીમે મને રહેવાનો આગ્રહ

હિંદુઓ શું અલ્લાહના પેદા કરેલા નથી?' એટલે હું રહી ગયો.

પણ પછી એવું બન્યું કે ત્યાં વધારે રહેવું અશક્ય થઈ પડ્યું. એક દિવસ હકીમ સાહેબનો તે નાનો દીકરો મારા જેવા બીજા કોઈ ભૂખ્યા નિરાધારને ખાવાનું આપવા ગયો પણ ઘણી વાર થવા છતાં પાછો આવ્યો નહિ. હકીમ સાહેબ અને હું તેને શોધવા ગયા પણ પત્તો ન લાગ્યો. રાતે અમે દુઃખદ સમાચાર સાંભળ્યા કે જ્યારે મસ્જિદથી પાછા ફરતી વખતે દરીબામાંથી પસાર થતો હતો ત્યારે કેટલાક હિંદુઓએ તેનું ખૂન કર્યું હતું. ઝનાનામાં હૃદયવિદારક શોકકળ થઈ ગઈ અને તે કુમળા બાળકની દયાળુ માતા મૂર્છિત થઈ ગઈ. મને ભ્રમણાઓ થવા લાગી. દિવસરાત જાણે મારા નાના મિત્રનું ભૂત પરિચિત ને કોમળ કંઠે કહી રહ્યું હતું, 'તમે મરવા પડ્યા હતા; મેં અન્ન આપ્યું હતું એ યાદ છે! તેમ છતાં તમે મારું ખૂન કર્યું.'

અલબત્ત મેં એનું ખૂન નહોતું કર્યું પણ મારા મગજ ઉપર એક જ વિચાર અથડાયા કરતો હતો. 'ધારો કે હિંદુ હોઉં તો!' અને મેં પણ મારી યાદદાસ્ત ગુમાવી તે પહેલાં હકીમ સાહેબના છોકરા જેવા મુસલમાન છોકરાઓનાં ખૂન કર્યાં હોય તો!' મારા હૃદયમાં મર્મવિદારક વેદના થવા લાગી તેથી એક પરોઢિયે બધા ઊઠે તે પહેલાં છાનોમાનો ભાગ્યો.

તે દિવસોમાં દિલ્હીમાં કાળોકેર વર્તી રહ્યો હતો. લોકો ધોળે દિવસે ખૂનો કરતા હતા અને રાજમાર્ગો ઉપર ચારે કોરથી ગોળીઓની ઝડી વરસતી હતી. ક્યાં જવું એનું કંઈ ઠેકાણું નહોતું. પરંતુ નિશાનો ચૂકવતો ચૂકવતો અથડાતો, કૂટાતો માંડ માંડ હું રેલ્વે સ્ટેશને પહોંચ્યો. મેં સાંભળ્યું હતું કે અહીં કરતાં મુંબઈમાં શાંતિ છે એટલે હું ફ્રન્ટીઅર મેઈલમાં ચડી બેઠો. એ ભીડવાળા ડબ્બામાં મારી પાસે જ પંજાબનો એક યુવાન હિમ્મીરીમાં બેઠો હતો.

ટ્રેન ઊપડી ત્યારે તેણે મને પૂછ્યું: 'તમે કેવા છો, ભાઈ?'

'મને ખબર નથી. કદાચ હિંદુ હોઉં કે મુસ્લિમ હોઉં.'

'મેં સાંભળ્યું છે કે મુસ્લિમો માટે આ ટ્રેનમાં જવું ખતરનાક છે, તમારે દાઢી છે એટલે મારે આ કહેવું પડ્યું.'

તેને મેં મારી આખી વિતકકથા કહી પણ ઘણા દીથી વધી ગયેલી મારી દાઢી તરફ તેણે આખે રસ્તે શંકાની નજરે જોયા કર્યું. તેણે મારી વાત માની નહીં. ત્યાર પછી તેના સંબંધી વાતો નીકળી અને લાહોરમાં તેની ઘરદુકાન કેવી રીતે લૂંટાઈ ગયાં, તેના કુટુંબીઓને કેવી રીતે મારી નાખવામાં આવ્યાં તેમજ તેમાંના અત્યારે કેટલાકનો પત્તો જ નહોતો વગેરે વિતકો તેણે કહ્યાં. તે પોતાનું ભાગ્ય અજમાવવા મુંબઈ જતો હતો. ટ્રેનને ભરતપુર પાસે રોકવામાં આવી અને જેઓ મુસ્લિમ હોય એમ લાગતું હતું તે બધા ઉતારુઓને નીચે ઉતારવામાં આવ્યા અને વગર વિલંબે ગોળીએ દીધા.

...એનો વિચાર કરું છું ત્યારે હજી મને હસવું આવે છે. આખું દશ્ય કેવું બીભત્સ અને રમૂજી હતું! તમને એમ થતું હશે કે ઠંડે પેટે ખૂન થતાં હોય તેમાં વળી રમૂજ શી હોઈ શકે! સાંભળો ત્યારે. જેઓ મુસ્લિમોને ગોળીએ દેતા હતા કે વાંકી છૂરી પેટમાં ઘોંચી દેતા હતા તે બધા ખૂનીઓ 'મહાત્માજીકી જય' બોલાવતા હતા. ખરેખર મરતી વખતે પણ માણસને હસાવવા માટે આટલું બસ છે.

...વારુ, ખૂનીઓ જ્યારે મારા ડબ્બે આવ્યા ત્યારે હું મૃત્યુને ભેટવા તૈયાર થઈ ગયો હતો. હું મુસ્લિમ હતો કે નહીં એ મને ખબર નહોતી પણ મારે દાઢી હતી. મને મારી નાખવા માટે એટલું બસ હતું. પણ પેલા મારા સાથી ઉતારુએ તે પહેલાં મને કામળો ઓઢાડી દીધો અને તેઓએ જ્યારે મારા વિષે પૂછપરછ કરી ત્યારે તેણે કહ્યું, 'મારો ભાઈ છે, લાહોરમાં

ઘાયલ થયેલ છે ને જવાબ આપી શકે તેવી સ્થિતિમાં નથી.'

તેઓ સંતુષ્ટ થઈ ચાલ્યા ગયા. ગોળીઓના ધડાકા થયા, ભોગ બનેલાના આર્તનાદો થયા અને પછી ટ્રેન રસ્તે પડી.

આખરે હું મુંબઈ પહોંચ્યો. પણ અહીં તમારી સુખી નગરીમાં પણ એ ભાગ્ય નિર્ણાયક પ્રશ્ન મને પૂછવામાં આવ્યો, 'તમે હિંદુ છો કે મુસ્લિમ?'

અને મને એવો વિચાર કે આવ્યો હિંદુ કોણ કહેવાય? ખરો મુસ્લિમ કોણ?

હું મુસ્લિમ જેવો લાગવા છતાં જેણે મારી જિંદગી બચાવી તે પેલો યુવાન શું હિંદુ છે કે દરીબા આગળ હકીમ સાહેબના નિર્દોષ છોકરાને રેંસી નાખનાર પેલા શેચાઓ હિંદુ છે?

અને મુસ્લિમ પેલા હકીમ અને એનો પરિવાર ગણાય કે રાવલપીંડીના શિખોને મારી નાખ્યા, રીબાવ્યા અને તેમની સ્ત્રીઓના શિયળ લૂંટ્યાં તે હેવાનો? અને શિખ કોણ છે? સરદાર સાહેબ અને તેનો પરિવાર કે જેઓએ દિલ્હીમાં કાળો કેર કર્યો તેઓ? મુસ્લિમ, હિંદુ કે શિખ કોને ગણવા એ પ્રશ્ન મારા મગજમાં ઘર કરી ગયો અને ઉલટું મારું મન પૂછવા માંડ્યું, 'તું કોણ છે? હિંદુ કે મુસ્લિમ? મુસ્લિમ કે હિંદુ?...હું કોણ હઈશ? હિંદુ કે મુસ્લિમ? એ પ્રશ્ન રાત-દિવસ મને પજવવા લાગ્યો. જ્યારે હું ઊંઘતો હોઉં ત્યારે પણ રાક્ષસો ભાલા ઉગામીને આ પ્રશ્નનો જવાબ માગતા: 'તું કોણ છે? હિંદુ કે મુસ્લિમ? મુસ્લિમ કે હિંદુ?' ને સ્વપ્નામાં ઝબકીને મારાથી ચીસ પડાઈ જતી, 'મને એકલો છોડો. હું કોણ છું એની મને ખબર નથી. હું હિંદુ નથી, મુસલમાન નથી કે શિખ નથી. હું કંઈ નથી. હું ફક્ત માણસ છું.'

મુંબઈમાં પણ નિરાશ્રિતોની છાવણીઓ હતી. જો તમે શિખ હો તો સીધા ખાલસા કોલેજમાં જાઓ; જો તમે હિંદુ હો તો રામકૃષ્ણ આશ્રમમાં આશરો મળે, જો તમે મુસ્લિમ હો તો અંજુમને ઈસ્લામ હાઈસ્કૂલને રસ્તે પડો. પણ મારે ક્યાં જવું? હું કોણ છું એ તો હું કંઈ જાણતો ન હોતો. મારે જવાનું ક્યાંય ઠેકાણું ન હોતું કારણ કે હું તેમાંથી કોઈ નહોતો.

અરે મને ભિક્ષા પણ મળતી નહીં. ભિક્ષા કે દાન દેતા પહેલાં હું તેમની કોમનો છું કે નહીં તે તેઓ જાણવા માગતા. પણ મારે કોઈ કોમ નહોતી.

ત્યારે શું મારે આમરણાંત અનશન કરવું? ના ના; ગમે તેમ કરીને મારે શોધી કાઢવું જોઈએ કે હું કોણ છું? તે સિવાય જીવવાની કોઈ આશા નહોતી.

કોઈએ મને સલાહ આપી કે ડૉક્ટર સમાણી પાસે જાઓ. તે એક જ એવા ડાક્ટર છે કે તમારી યાદદાસ્ત તાજી કરી શકે. તમે એનું નામ તો સાંભળ્યું હશે. તે એક માનસશાસ્ત્રી છે. તે તેના રોગીઓને વાઢકાપ કરીને નહીં પણ વાતો કરીને અને કરાવરાવીને સારા કરે છે.' અને તેથી હું તેમની પાસે ગયો.

તેમના રૂમમાં આંખને ઠારે તેવું તેજ હતું. દીવાલો સફેદ હતી અને ડાક્તર તેમજ નર્સના કપડાં પણ તેવાં જ સફેદ હતાં. બધું જ સફેદ, કોમળ અને શીતળ હતું પણ સૌથી શીતળ તો ડાક્ટરનો કંઠ હતો. તેમણે કોમળ, શાંતિપ્રદ કંઠે કહ્યું, 'તમારા મનને મોકળું મૂકી દો. પરાણે વિચારવાની કે મન ઉપર બળજબરી કરવાની જરા જેટલી પણ કોશિશ ન કરતા અને પછી તમારા મગજમાં જે વિચારો આવે—ભલે ને એકબીજાને કંઈ સંબંધ ન હોય—તો પણ બોલ્યે જાઓ. પછી તેમણે કાગળ-સિસાપેન લીધાં—હું જે બોલું તે લખી નાખવા. મેં આંખો બંધ કરી ને મારા મનને મોકળું મૂકી દીધું.

અને હું બોલી ઊઠ્યો, 'નીલ આકાશ!' કેમ જાણે વિશાળ વસુંધરાના દૃશ્યો યાદ આવતાં

હોયની ! 'નીલ આકાશ. દિગંત વસ્તુત હરિયાળાં ખેતરો....'

ડાક્ટર મને પ્રોત્સાહન આપવા માંડ્યા, ''વાહ ! બોલ્યે જાઓ. અટકશો નહીં.' અને મેં કટકટ કરતી સિસાપેનનો અવાજ સાંભળ્યો.

મારા મગજમાં જે વિવિધ દૃશ્યો સ્ફૂર્યાં તે મેં લખાવ્યે રાખ્યાં; 'નીલ આકાશ ! હરિયાળાં ખેતરો...વર્ષામાં ઊભરાતી ઊછળતી, વહી જતી નદી...નદીમાં માલ ભરી જતી હોડીઓ...એક બીજાને પાણીના છાંટા ઉડાડતાં ઉડાડતાં કાંઈ નાહતાં બાળકો, અને એ બાળકોમાં પાણીમાં રમતો અને હાથવડે પાણીની ઝાલક ઉડાડતો હું ઊભો છું...'

'એ બાળકો કોણ છે ?' જાણે બહુ દૂરથી દાક્તર મને પૂછતા હતા, 'તેઓ હિંદુનાં છે, મુસલમાનનાં છે કે શિખનાં છે ?'

'એ તો ફક્ત બાળકો જ છે.' મેં મને જવાબ દેતો સાંભળ્યો.

'વારુ, બોલ્યે જાઓ.'

'મોલાત લણાયેલ એક ખેતરમાં સોનેરી ધાન્યનો મોટો ઢગલો પડ્યો છે, કાપણીનો ઉત્સવ થઈ રહ્યો છે. જુઓ ઢોલક વાગી રહ્યું છે અને સાંભળો સાંભળો ગીત ગવાઈ રહ્યું છે ! અહા !...'

'ગીત કોણ ગાય છે ?'

'સ્ત્રીઓ.'

'હા, પણ હિંદુ સ્ત્રીઓ, મુસ્લિમ સ્ત્રીઓ કે શિખ સ્ત્રીઓ ?'

'પંજાબી સ્ત્રીઓ—હિંદુમુસ્લિમ અને શિખ સ્ત્રીઓ ભેગી મળીને ગાય છે.'

દાક્તરના મુખમાંથી નિરાશાનો નિસાસો નીકળતો મેં સાંભળ્યો. તેમણે કહ્યું, 'વારુ, પછી ?'

'હવે મને કંઇ નથી સંભળાતું. કંઈ દેખાતું પણ નથી.' મેં કહ્યું.

'કેમ શું થયું ?'

'મારું માથું સખત દુઃખવા આવ્યું છે. બધે અંધારું છવાતું જણાય છે. અને ભડકા ને ભયંકર હોકારા...'

'એકવાર જનતો પ્રયત્ન કરી જુઓ; કંઈ દેખાય છે ?'

'હા. આકાશ સુધી અગ્નિના ભડકા નાચી રહ્યા છે ને આખાં ગામોનાં ગામ એમાં બળી રહ્યાં છે. હોકારા, પડકારા, વધારે જોરશોરથી ચાલી રહ્યા છે ને સ્ત્રીઓના આર્તનાદો...'

'બરોબર. આ લોકો હુલ્લડખોરો છે. તેમણે તમારા કુટુંબને મારી નાખ્યું છે, ઘર બાળી નાખ્યું છે અને તેના આઘાતથી તમારી સ્મૃતિ ચસકી ગઈ છે. સાંભળો, ધ્યાનપૂર્વક સાંભળો જોઈએ—તેઓ શું બોલી રહ્યા છે ?'

'મને કંઇ નથી સમજાતું. કાનના પડદા ફાટી જાય એટલો હોલાહલ થઇ રહ્યો છે. ફક્ત એક જ શબ્દ સમજી શકાય છે, 'મારો–કાપો' બચાવો, બચાવો ડોક્ટર સાહેબ !'

'હવે ધ્યાન દઈને સાંભળો, બારીકીથી જુઓ અને ઓળખવાનો પ્રયત્ન કરો. તમારું ઘર બાળનારા અને કુટુંબીને મારનારા એ કોણ છે ? તમારે એનું વેર લેવું જોઈએ. વેર !'

એ શબ્દ સાંભળતા જ મારાં મનને કોઈએ લાલ બત્તી ધરી. હવે હું મુસલમાન છું, હિંદુ છું કે શિખ છું એ દાક્તર જાણવા માગતા હતા.

ત્યારે હવે !

'હું મુસ્લિમ છું. મેં સરદાર સાહેબના સગાંઓને મારી નાખ્યા છે. જેણે મારી જિંદગી બચાવી હતી તે પેલા પંજાબી હિંદુ યુવાનની દુકાન લૂંટી લીધી છે. મે હજારો શિખો ને હિંદુઓનાં ખૂન કર્યાં છે.

'હું હિંદુ છું. મે હકીમ સાહેબના દીકરાને અને સેંકડો મુસલમાન સ્ત્રીપુરુષ ને બાળકોને માર્યા છે...'

'ના! ના!' હું ચીસ પાડી ઊઠયો, 'હું કોણ છું એ જ મારે નથી જાણવું. મારે હિંદુ, મુસ્લિમ કે શિખ બનવું જ નથી. મારે માત્ર માણસ તરીકે જ રહેવું છે.'

મેં એકદમ આંખો ઉઘાડી નાખી અને દાક્તરના કોમળ અને શાંતિપ્રદ કંઠની માયા છોડી ભાગ્યો. દાક્તરને કંઈ કહેવાનો ય વખત ન મળ્યો. તેઓ તો આશ્ચર્યમાં ગરક થઈ ગયા.

'હું હિન્દુ છું.'

'હું મુસલમાન છું!'

'હું હિન્દુ છું–હું મુસલમાન છું.'

'હું મુસલમાન છું. હું હિન્દુ છું.'

'હું શું છું? કોણ છું?'

હું કંઈ નથી–હું કંઈ નથી

'હું હિન્દુ છું. હું મુસ્લિમ છું.'

રોગચાળાના ચેપની બીકે જેમ કોઈ ભાગે તેમ હું ભાગ્યો પણ જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં એ પ્રશ્નો મારી વાંસે પડ્યા હતા.

હું કઈ જગ્યાએથી પસાર થઈ રહ્યો હતો એ મને ખબર નહોતી. ત્યાં એક જડસા જેવા માણસે મને રોકયો, 'એય, સાલા ક્યાં જાય છે? કોણ છે?'

તે મુસ્લિમ મવાલી હતો. એની આંખમાં ખુન્નસ ભર્યું હતું અને હાથમાં કાળમુખો છરો હતો પણ મારું મન તો મારો પ્રશ્ન ઉકેલવામાં જ રોકાયેલું હતું એટલે હું તો મારી મેળે મેળે બોલ્યે જતો હતો,' હું હિંદુ છું. હું મુસ્લિમ......'

ત્યાં તો તેણે મારી પીઠમાં બખ કરતો છરો ભોંકી દીધો. તમે જે જોઈ રહ્યા છો તે જ એ ઘા, દાક્તર સાહેબ!

મારો જીવ બચાવવા માટે હું ગડથોલિયાં ખાતો ખાતો થોડે આઘે નીકળી ગયો એટલે ગુંડાને બોલતા સાંભળ્યો,' 'કાફિરકા બચ્ચા' મેં લથડતા લથડતા ચાલવા માંડયું. મારી પાછળ મારા તાજા લોહીનો રેલો થઈ રહ્યો હતો. માન્યામાં નથી આવતું? ભલે તો ન માનતા. મારી મરણઘડીએ મારે તમારું પ્રમાણપત્ર નથી જોઈતું.

વારુ પછી પડતો, આખડતો અને મારી જાતને ઘસડતો ઘસડતો હું બીજી જગ્યાએ પહોંચ્યો. આ વખતે મને એક હિંદુ ગુંડાએ પડકાર્યો, 'એય કોણ છે? હિંદુ કે મુસ્લિમ?' અને તેણે ગજવામાં સંતાડેલી અણીદાર કુકરી બહાર કાઢી.

હું તો મારો અણઉકેલ્યો પ્રશ્ન ઉચ્ચાર્યે જતો હતો. 'હું, મુસ્લિમ છું...હું હિંદુ... પણ વાક્ય પૂરું થાય તે પહેલાં પેટ પર કુકરીનો ઝાટકો થયો.

મને આ બે ઘા કેવી રીતે થયા છે તે હવે તમે જાણ્યું ને દાક્તર સાહેબ! મને હિંદુ અને મુસલમાન બંનેના છરા વાગ્યા છે એટલે કહું છું કે દાક્તર સાહેબ, તમે મને નથી બચાવી શકવાના અને તમે બધા જેઓ મારું મૃત્યુ આતુર થઈને જોઈ રહ્યા છો તેઓ પણ કોઈ બચાવી શકે તેમ નથી. ખરી વાત એમ છે કે તમારે કોઈએ મને બચાવવો નથી. એની...એની કોઈને પડી જ નથી. હા તમારે મારા ખૂનનું વેર વાળવું છે. જો હું મારી અંતિમ ઘડીએ હું હિંદુ છું એમ જાહેર કરું તો આ બહાદુર હિંદુઓ તરત જ બદલામાં ચાર નિર્દોષ મુસ્લિમોના ખુન કરવાનો નિશ્ચય કરશે. અને જો હું મુસ્લિમ છું એમ જાહેર કરું તો આ બહાદુર મુસલમાનો આખી હિંદુ જાતિ ઉપર વેર લેવા તૂટી પડશે.

અને હું હસું છું તો એટલા માટે કે હું કોણ છું તે હવે મને યાદ આવ્યું છે. હવે મને બધું ય સાંભરી આવ્યું છે–મારી પત્નીની સુંદર કાળી આંખો અને મારા બાળકની નિર્દોષ લીલા અને તેઓ બંનેને મારી નજર સામે જ મારી નાખવામાં આવ્યાં હતાં. મારી સ્મૃતિ નષ્ટ થવાનું કારણ એ જ હતું. હા, હવે મરતી

વખતે મારાં ખેતરો, મારું ગામ, મારા મિત્રો, વગેરે બધું જ મને યાદ આવે છે. મરણની ઘડીએ માણસને બધું જ યાદ આવે છે.

પણ મારા મિત્રો ! તમે નિરર્થક આશા રાખી રહ્યા છો. હું મુસ્લિમ છું કે હિંદુ એ હું કદાપી તમને કહેવાનો નથી. એટલું જ નહીં પણ મારો મુસ્લિમ કે હિંદુ હુમલાખોર ખૂની કદી નહીં જાણે કે તેમાંથી કોણે મને 'ભૂલથી' પોતાની કોમના માણસને માર્યો છે. આ જ મારું વેર છે–ફક્ત તેઓ બેની ઉપર જ નહીં પણ મારા જેવા હજારો માનવોના ખૂન કરનારા અને મારા વહાલા વતન પંજાબના ઊજળા નામ પર કલંક લગાડી તેને જેઓએ હલકું પાડ્યું છે તેવા બધા હિંદુ, મુસ્લિમ અને શિખો ઉપર.

હું હિંદુ હતો કે મુસ્લિમ, હું મુસ્લિમ હતો કે હિંદુ ! એ પ્રશ્ન રાતદિવસ ભૂતની માફક એમને સતાવ્યા કરશે. યંત્રોના ધડધડાટમાં અને કારખાનાઓમાં, ટ્રામ, રેલ અને બજારના ખખડાટમાં–જ્યારે જ્યાં ને ત્યાં આ એક જ ભયંકર પ્રશ્ન તેઓ સતત સાંભળ્યા કરશે, 'તે હિંદુ હતો કે મુસ્લિમ !' અને તેઓને, તેમના પુત્રોને કે પુત્રોના પુત્રોને કદાપિ શાંતિ નહીં લેવા દે. ભયંકર–આવું ભયંકર મારું વેર છે !

હજી તમારે જાણવું છે કે મર્યા પછી પણ હજી હું કેમ હસું છું !

## માશાને તાંતણે

ભૂરિયો અને કાળિયો બે જિગરજાન દોસ્તો. કાળિયો ગામના શેઠને ત્યાં રહે. ભૂરિયો ગામના પટેલને ત્યાં રહે.

સાંજટાણે ગામને પાદર બધા કૂતરા ભસવા ભેગા થાય ત્યારે ભસી કરીને એકબીજાના સુખદુઃખની વાતો કરીને છૂટા પડે.

દિવસે દિવસે કાળિયાને દૂબળો પડતો જોઈ ભૂરિયો કહે: 'અલ્યા કાળિયા ! દહાડે દહાડે દૂબળો કેમ પડતો જાય છે ?'

કાળિયે ઘણા દુઃખ સાથે કહ્યું: 'શું કહું યાર, શેઠાણી ખૂબ કંજૂસ છે, ખાવાનું પૂરું આપતાં નથી.'

ભૂરિયો કહે: 'ત્યારે ચાલ્યો આવ અમારી શેરીમાં. અમારી પટલાણી રોટલે પહોળી છે. શેરી આખીનાં કૂતરાં ધરાય છે.'

કાળિયો કહે: 'તું કહે છે એટલે આવવાનું મન થાય છે, પણ યાર, શેઠાણીને એક આઠ-દશ વર્ષની દીકરી છે; ખૂબ ચાલાક અને રૂપાળી પણ નટખટ એટલી. કોઈ કોઈ વાર શેઠાણીને કનડે ત્યારે શેઠાણી એને કહે છે કે 'તને આ કાળિયા કૂતરાને દઈશ.' એટલે કોક દી શેઠાણી એને મારી જોડે પરણાવશે એ આશાએ ત્યાં ભૂખ્યોદુખ્યો પડી રહ્યો છું.'

---

## સરનામામાં સુધારો સૂચવશો

પોતાના સરનામામાં સુધારો અથવા ફેરફાર સૂચવવા ઇચ્છતા ગ્રાહક મહાશયોને આ અંક મળતાં જ કાર્યાલયને તે મુજબ સૂચના આપી દેવા વિનંતી છે.

—વ્યવસ્થાપક

# રિક્કી-ટિક્કી-ટવી

મુનિકુમાર મ. ભટ્ટ

આ રિક્કી-ટિક્કી-ટવી નામના નોળિયાએ એકલે હાથે જે યુદ્ધ સિગૌલિ નામના લશ્કરના વડા અમલદારના બંગલાની નાહવાની ઓરડીમાં કર્યું તેની આ વારતા છે. દરજી નામનું એક પક્ષી થાય છે તે અને એક છછુંદર એ બે તેની મદદમાં હતાં. છછુંદર કોઈ વખત ઓરડા કે ઓસરીની વચ્ચે તો ચાલતી જ નથી પણ દીવાલની કોરે કોરે ફર્યા કરે છે. તે નોળિયાને સલાહ આપતી પણ યુદ્ધ તો રિક્કી-ટિક્કી-ટવીએ જ કર્યું હતું.

તે એક નોળિયો હતો. તેની આંખો અને નાકનો ભાગ રાતાં હતાં, અને ખરજ આવે ત્યારે તેના ચારમાંથી ગમે તે પગ વડે તે ગમે ત્યાં ખંજવાળી શકતો. અને જ્યારે તે તેની પૂંછડીના વાળ ઊભા કરી ફુલાવતો ત્યારે તે શીશી સાફ કરવાના બ્રશ જેવા લાગતા. અને જ્યારે તે ઘાસ ઉપર શિકારની શોધમાં દોડતો ત્યારે રિક-ટિક-ટિક્કી-ટક એવો અવાજ કરતો તે ઉપરથી જ તેનું આવું નામ પડ્યું હતું.

પહેલાં તો તેનાં માબાપ સાથે એક દરમાં તે રહેતો હતો પણ એકવાર વરસાદને લીધે પાણી આવ્યું તેમાં તેનું દર ભેળાઈ ગયું, અને પાણીના પ્રવાહ ભેગો તે પડતોઆખડતો રસ્તાની પાસેની ખાઈમાં જઈને પડ્યો. ત્યાં તેણે ઘાસનો પૂળો તણાતો જોયો એટલે તેને તે બાઝી પડ્યો તો ખરો પણ પછી બેશુદ્ધ થઈ ગયો. જ્યારે તે ફરી શુદ્ધિમાં આવ્યો ત્યારે તે કોઈ બગીચાના નાના રસ્તા ઉપર હતો. સૂર્ય માથે તપતો હતો અને એક છોકરાને તેણે બોલતાં સાંભળ્યો, 'જુવો તો આંહીં એક નોળિયો મરી ગયો છે. ચાલો તેને આપણે દાટી દઈએ.'

બીજો અવાજ આવ્યો, જે છોકરાની માનો હતો. તે કહે, 'રહેવા દે, રહેવા દે. તેને અંદર લઈ જા અને જરા ટાઢ ઊડવા દે. વખતે તે જીવતો હશે. તેને કળ ચઢી લાગે છે. બિચારો ઠૂંઠવાઈ ગયો લાગે છે.'

તેઓ તેને અંદર લઈ ગયા. અને એક ઉંમરે પુગેલ માણસે તેને હળવેથી બે આંગળી ને અંગૂઠાની વચ્ચે ઉપાડ્યો. અને કહ્યું કે આ કોઈ મરી નથી ગયો ફક્ત મૂંઝાઈ ગયો છે.

તેઓએ બધાએ ભેળા થઈ રૂની ગાદી બનાવી તેમાં નોળિયાને લપેટ્યો અને પછી પાસે તાપણી કરી. જરા ગરમાવો મળતાં નોળિયાએ આંખો ઉઘાડી અને છીંક ખાધી.

એ ઉપરથી તે માણસે કહ્યું, અને તે માણસ એ બંગલાનો માલેક હતો, 'જુઓ એ જીવે છે. તેને બીવડાવશો મા, તે સાજો થશે પછી તે શું કરે છે તે જોવાની આપણને મઝા પડશે.'

પણ નોળિયાને બીવડાવવો એ સહેલું કામ નથી. નોળિયાને બધી વાતનું કુતૂહલ બહુ ભારે. બધા નોળિયાનો જાણે એક જ મુદ્રાલેખ હોય છે કે, 'દોડીને શોધી કાઢો. ખાતરી કરો.' અને રિક્કી-ટિક્કી-ટવી પણ આખરે તો ખરેખરો નોળિયો જ હતો ને!

જ્યારે નોળિયો હોશમાં આવ્યો ત્યારે પહેલાં તો તેણે આસપાસ જોયું પછી રૂની ગાદી તપાસીને ખાતરી કરી કે તે ખાવાનો પદાર્થ નથી. પછી તેને જ્યાં બેસાર્યો હતો ત્યાં આંટા માર્યા. વળી તેણે પોતાની રૂંવાટી બરાબર સાફ કરી થોડીક વાર ખંજવાળ્યું અને પછી પાસે ઊભેલા છોકરાના ખભા ઉપર ચઢી ગયો.

બીજો છોકરો હોત તો ભડકી જાત પણ તેનો બાપ પાસે જ ઊભો હતો. તેણે કહ્યું, 'ગભરાઈશ નહીં બટુક, એ તો તારી સાથે રમત કરવા આવ્યો છે.'

'ઓ, ઓ,' બટુક બોલ્યો, 'મને તો ગલી-પચી થાય છે.'

રિક્કી-ટિક્કીએ પહેલાં તો ખભા ઉપરથી ખમીસના કોલરની અંદર જોઈ જોયું, પછી તેની ગરદન જોઈ, પછી કાન સૂંઘ્યા અને પછી નીચે કૂદી પડ્યો. અને બેઠો બેઠો પોતાનું નાક પંપાળવા લાગ્યો.

'ઓ-મા,' બટુકની બા બોલી. 'આ જાનવર તો જુવો! આ તો ચંદનઘો જેવું લાગે છે, પણ જાનવરને ય કેવી ખબર પડે છે! આપણે તેનો જીવ ઉગાર્યો તે એ જાણતો લાગે છે, એટલે સ્તો આટલો હળી ગયો ને!'

'ના ના, નોળિયા હળી તો જલદી જ જાય છે. અને આપણો બટુક તેને પૂંછડીથી પકડી ઊંચો નહીં કરે અથવા તેને ઉંદરિયામાં પૂરી નહીં દે તો આખો દિવસ ઘરમાંથી બહાર અને બહારથી ઘરમાં ફર્યા કરશે. પણ હવે તેને ખાવાનું આપવું જોઈએ.'

પછી તેઓએ દૂધમાં પલાળેલા રોટલાની રાબ ખાવા આપી અને તે તેને ખૂબ ભાવી. ખાવાનું પૂરું કરીને તે ઓસરીમાં ગયો. પછી ઓટલા ઉપર તડકો આવતો હતો ત્યાં ગયો અને પોતાની ભીંજાઈ ગયેલી રુંવાટી સૂકવી, પછી તે સાજો થયો લાગ્યો.

તેણે વિચાર કર્યો: આ ઘર મોટું છે અને તેમાં એટલું બધું ભરેલું છે કે હું અને મારું આખું કુટુંબ અમારી આખી જિંદગીમાં શોધી શકીએ તેમ નથી. પણ હું તો અહીં જ રહીશ અને શોધાશે તેટલું બધું શોધી કાઢીશ.

આખો દિવસ તેણે ઘરમાં આમતેમ ફરવામાં ગાળ્યો. એકવાર તો પાણીની બાલદીમાં ડૂબી મરતો માંડ બચી ગયો. એકવાર શાહીના ખડિયામાં નાક બોળ્યું તે કાળું કાળું થઈ ગયું. એકવાર હરિમંદિરની દીવીની વાટ ચાવવા ગયો અને દાઝી ગયો. જ્યારે રાત પડી અને બધાને સૂઈ જવાનો વખત થયો ત્યારે તે બટુકના ઢોલિયા પાસે જઈને સૂતો. પણ જેવો જરાક અવાજ થતો કે તરત તે અવાજ કોણે કર્યો અને શાથી થયો તે જોવા સારુ દોડી જતો.

સૂઈ જતાં પહેલાં બટુકના માબાપ જોવા આવ્યાં ત્યારે નોળિયો જાગતો હતો. બટુકની માએ કહ્યું: 'આ તે કેમ ખમાય! એ નોળિયો છોકરાને કરડશે તો!'

પણ બટુકના બાપે કહ્યું, 'એમ નહીં બને. નોળિયો તો ઊલટો તેનું રક્ષણ કરશે. કૂતરા કરતાં યે વધારે. અને સરપ તો પાસે ઢૂકશે જ નહીં, કોને ખબર છે, આપણે તો અહીં હમણાં જ રહેવા આવ્યાં છીએ અને સરપ બરપ હોય તો...' એમ બટુકની મા તો એ વિચાર આવતાં જ છળી ઊઠી.

બીજા દિવસની વહેલી સવારે નોળિયો બટુકના ખભા ઉપર ચઢીને નાસ્તો કરવા આવ્યો. અને તેને એક કેળું ખાવા મળ્યું. પછી તો નોળિયો એક પછી એક કરીને સહુના ખોળામાં બેસી આવ્યો, અને સભ્ય નોળિયાની એ કુળ-રીતિ છે કે પાળેલા જાનવર તરીકે રહેવું અને આખા મકાનમાં ફરવું. રિક્કી-ટિક્કીની મા તો સરકારના કોઈ મોટા સેનાપતિના મકાનમાં રહેતી હતી. અને જ્યારે સભ્ય-અને સંસ્કારી કુટુંબમાં જવાનું થાય ત્યારે કેવી રીતે વર્તન કરવું તેનું તેને વારંવાર શિક્ષણ આપ્યું હતું.

પછી રિક્કી-ટિક્કી બગીચામાં ફરવા નીકળ્યો કે જેથી ત્યાં પણ જે જોવા લાયક હોય તે જોઈ લેવાય. તે ઘણો વિશાળ બાગ હતો. તેના અર્ધા ભાગમાં ખેડ કરી હતી: થોડો બાગ જેમનો તેમ હતો, તેમાં મોટા મોટા ઊક ઊગ્યા હતા અને એક નાના ભાગમાં બગીચો હતો, તેમાં ગુલાબ અને ડાંગર રોપવામાં આવ્યા હતા; ઉપરાંત લીંબુ, મોસંબી, નારંગીના રોપ હતા તેમ ઉવાડે વાંસની ઝાડ પણ હતી. આ જોઈને રિક્કી-ટિક્કી તો બહુ ખુશી થયો અને મનમાં બોલ્યો કે અહીં શિકાર કરવાની ઘણી મઝા પડશે. આ વિચારના જોસમાં તેની પૂંછડીના વાળ ઊભા થઈને બાટલી સાફ કરવાનું બ્રશ આવે છે. તેના જેવા થઈ ગયા. આનંદમાં તે આમ તેમ ફરવા લાગ્યો તેવામાં

એક બાવળના ઝાડ પાસેથી તેને આક્રંદનો અવાજ આવ્યો. તે એક પક્ષી હતું. જેને અંગ્રેજીમાં દરજી પક્ષી કહે છે અને પાસે તેની માદા હતી. એ પક્ષીઓએ ઝાડનાં પાંદડાંને કાંટાથી સીવીને સરસ માળો બનાવ્યો હતો. અને વચ્ચેની કોથળીમાં રૂ, ઊન અને તેવી પોચી વસ્તુઓ મૂકી ગાદી જેવું કર્યું હતું. તેઓ દુઃખની ચીસો પાડતાં માળા નજીકની પાતળી ડાળી ઉપર બેઠાં હતાં અને ડાળ હલવાથી માળો પણ હલતો હતો.

રિક્કી-ટિક્કીએ પૂછ્યું, 'શું છે?'

પક્ષીએ કહ્યું, 'અમે ઘણાં હેરાન છીએ. અહીં અમારો માળો છે તેમાંથી અમારું બચ્ચું ગઈકાલે પડી ગયું અને નાગ તેને ખાઈ ગયો.'

'અરર ઘણું ખરાબ,' નોળિયો બોલ્યો. 'પણ હું તો અહીં નવો જ આવ્યો છું. કહો જોઈએ એ નાગ કોણ છે!'

પણ તેનો જવાબ આપવાને બદલે દરજી અને તેની માદા બંને ચુપચુપ માળામાં લપાઈ ગયાં; કારણ કે માળાની નજીકમાં ઊગેલા ઘાડા ઘાસમાંથી એક ચિત્કાર સંભળાયો. તે અવાજ ભયંકર લાગતો હતો અને નોળિયો પણ તે સાંભળી બે ફૂટ દૂર જઈ ઊભો. ત્યાર પછી ધીરે ધીરે એક એક તસુએ કરીને ઘાસમાંથી એક આકાર બહાર આવ્યો, તેમાં ફેણ જરા ઊંચે દેખાતી હતી. તે પાંચ ફૂટ લાંબો કાળો સર્પ હતો. તેણે ગૂંચળું વળીને ફેણ ઊંચી કરી ત્યારે તે જાણે કાળું સૂર્યમુખી ફૂલ ઝૂલતું હોય તેવું લાગતું હતું, અને તે સર્પે પોતાની નજર રિક્કી-ટિક્કી ઉપર ઠેરવી. સર્પની આંખો મીંચાતી નથી અને જે તેની આંખથી આંખ મેળવે છે તે નજરમાં બંધાઈને સ્તબ્ધ થઈ જાય છે.

'નાગ કોણ એમ પૂછ્યું તો જોઈ લે હું જ એ નાગ છું. મારી ફેણ જો. અમે એ ફેણ ઉપર બ્રહ્માએ તિલક કર્યું છે તે જો. એ તિલક ભગવાન શેષશાયીને માથે છત્ર ધરવા બદલ નાગલોકને કરવામાં આવે છે. તે જો અને તેનાથી ડરતો રહે.'

એ પ્રમાણે બોલીને સર્પે પોતાની ફેણ પ્રસારી. રિક્કી-ટિક્કીએ તેના ઉપરનું તિલક પણ જોયું. પળવાર તો તે ડરી ગયો પણ કોઈ નોળિયો લાંબા વખત સુધી ડરતો રહેતો નથી. તેના સ્વભાવમાં જ ડરવાનું હોતું નથી. રિક્કી-ટિક્કીએ અગાઉ કોઈવાર સર્પને જોયો નહોતો પણ તેની માએ ઘણી વાર તેને મરેલા સર્પોની ઉજાણી કરાવી હતી. અને નોળિયાને ખબર હતી કે દરેક ઉંમરે પુગેલા નોળિયાનું જીવનમાં મુખ્ય કર્તવ્ય સર્પો સાથે લડવાનું અને તેમને ખાવાનું હતું. પણ સર્પને પણ એ વાતની ખબર હતી અને અંદરખાનેથી તો તે પણ બીતો હતો.

રિક્કી-ટિક્કીએ જવાબ આપ્યો, 'કેમ શું છે!' અને તેની પૂંછડીના વાળા ટટાર થઈ ગયા. 'તું ગમે તેવું ટીલું લઈને આવ્યો તેથી શું થયું! માળામાંથી પડેલાં પક્ષીનાં બચ્ચાં ખાઈ જવાં એ કાંઈ સારું કામ નથી.'

સર્પ પણ મનમાં વિચાર કરી રહ્યો હતો. અને નોળિયાની પાછળ ઘાસમાં જરા યે હિલચાલ થાય તે બારીકીથી નીરખી રહ્યો હતો. તેને પાકી ખબર હતી કે જે બગીચામાં નોળિયા હોય ત્યાં સર્પનું અને તેના આખા કુટુંબનું વહેલે-મોડે નિકંદન નીકળ્યા વિના રહેવાનું નથી. પણ તે તો રિક્કી-ટિક્કી જો જરા પણ અસાવધ બને તો તેનો લાભ લેવા માગતો હતો. એટલા માટે તેણે પોતાની ફેણ જરા નીચી કરી અને માથું એક બાજુ જમીન ઉપર ટેકવ્યું.

તે કહે, 'ચાલો આપણે વાતો કરીએ. ઈંડાં તો તું પણ ખાય છે તો હું બચ્ચાં કેમ ન ખાઉં!'

પણ ત્યાં તો દરજી પક્ષીની બૂમ સંભળાઈ, 'સાવધાન. પાછળ જો સાવધાન, પાછળ જો.'

રિક્કી-ટિક્કી પળનો પણ વિલંબ કરે તેવો

ન હોતો. તેણે એકદમ ઊંચો કૂદકો માર્યો અને તેથી જ તે જ્યાં હતો તે જગ્યા નીચેથી તેણે નાગણને ચાલી જતી જોઈ. જ્યારે નાગ વાતો કરીને નોળિયાનું ધ્યાન બીજી તરફ દોરી રાખવા યત્ન કરતો હતો ત્યારે નાગણ તેની પાછળ છાની છાની બહાર નીકળી આવી અને તેને ડંખ મારીને મારી નાખવા માગતી હતી. પણ જેવી જે ડંખ મારવા ગઈ તેવો જ નોળિયો કૂદ્યો. નાગણની તરાપ નકામી ગઈ તેથી તેના મોઢામાંથી એક ચિત્કાર નીકળી પડ્યો. પછી તો નોળિયો બરાબર નાગણની ઉપર જ આવી પડ્યો. અને જો તે મોટો અને અનુભવી નોળિયો હોત તો તેને ખબર પડત કે તે જ ખરેખરો નાગણને ખલાસ કરવાનો લાગ હતો, કે એક જ વખત પીઠ ઉપર કરડી તેના બે કટકા કરી નાખે. પણ તેને નાગણની બીક લાગી. તે નાગણને કરડ્યો તો ખરો પણ બહુ કરડ્યો નહીં. કરડીને તરત નાગણની પૂછડીનો સપાટો લાગે ત્યાર પહેલાં તે દૂર હટી ગયો. નાગણ ખૂબ ગુસ્સે થઇ હતી અને ઘાયલ પણ થઇ હતી.

'લુચ્ચો દરજી!' નાગ બોલ્યો અને બની શકે તેટલા ઊંચા થઇ તેણે માળાને પહોંચવાનો યત્ન કર્યો પરંતુ દરજીએ તે માળો વધારે ઊંચો સલામત જગ્યાએ બાંધ્યો હતો, એટલે ડાળીના જરા હલવાથી વધારે કાંઈ બન્યું નહીં.

રિક્કી-ટિક્કીની આંખો લાલ અને ગરમ થઇ હતી. અને જ્યારે નોળિયાની આંખો લાલ થાય ત્યારે તે ગુસ્સે છે એમ સમજવું જોઇએ. તે પોતાની પૂછડી પાછળ રાખીને બે પગ ઉપર કાંગારૂની જેમ બેઠો. (ખિસકોલીઓ પણ ઘણી વાર તેમ બેસે છે.) તે ઘણો ગુસ્સે થયો હતો. તેણે આસપાસ જોયું પણ નાગ અને નાગણ તો ચાલ્યાં ગયાં હતાં, અને ઘાસમાં અદૃશ્ય થઇ ગયાં હતાં. નાગલોકની આ એક ખાસિયત છે કે જ્યારે કોઈ નાગ તેના શિકારનું નિશાન ચૂકે છે ત્યારે પછી તે શું કરશે તેની કોઇને ખબર પડવા દેતો નથી. રિક્કી-ટિક્કી તેમની પાછળ પડવા ઇચ્છતો નહોતો કેમકે એકી સાથે બે સર્પ સાથે તે લડી શકે કે કેમ તેની તેને ખાતરી ન હોતી. એટલે તે ઘરની નજીક રેતીનો રસ્તો બનાવ્યો હતો ત્યાં ગયો અને વિચાર કરવા લાગ્યો. કારણ કે એ એક ગંભીર બનાવ હતો. જ્યારે નોળિયો સાપ જોડે લડે છે અને લડતાં લડતાં સાપ તેને ડંખ મારે છે ત્યારે તે દોડીને અમુક વેલો ખાઈ જાય છે તેથી તેને સાપનું ઝેર ચડતું નથી અને તે સાજો થઈ જાય છે. એ વાત સાચી નથી. સાપ નોળિયા-વચ્ચેના યુદ્ધમાં વિજયનું કારણ આંખની ઝડપ અને પગની ઝડપ ઉપર જ આધાર રાખે છે. સાપ તેની ફેણ પછાડે ત્યાર પહેલાં નોળિયો કૂદી જાય તો તે જીતે. હવે જ્યારે એવી લડાઇ થાય છે ત્યારે એટલી ઝડપથી સાપ તેની ફેણ પછાડે છે કે આંખથી તે જોઈ શકાય નહીં. એટલે કોઈ જાદુ વેલો જે નોળિયાને જીવતો રાખે તે કરતાં પણ વધારે અદ્દભુત તો એ ઝડપ છે. રિક્કી-ટિક્કી જાણતો હતો કે આખર તો તે માત્ર નાનો નોળિયો જ હતો, પણ તેને હરખ તો એ વાતનો થયો કે તેણે નાગણનો પાછળથી આવતો ઘા ચુકાવ્યો હતો. તેથી કરીને તેનામાં આત્મવિશ્વાસ જાગ્યો હતો. તેથી જ્યારે તેને શોધતો શોધતો ટેડ્ડી બહાર આવ્યો ત્યારે તે ગેલ કરવા લાગ્યો. ટેડ્ડીએ તેને પંપાળ્યો. જ્યારે ટેડ્ડી નોળિયાને લેવા માટે નીચો વળ્યો ત્યારે ત્યાં ધૂળમાં થોડો સળવળાટ થયો. અને એક ઝીણો અવાજ આવ્યો, 'સમાલો હું મોત છું.' જોયું તો ધૂળિયા રંગનો એ ઘણો નાનો સાપ કરાયત હતો. કરાયતનો ડંખ બીજા સાપ જેટલો જ ઝેરી હોય છે. તે ધૂળમાં જ રહે છે. એ એટલો નાનો છે કે કોઈ તેનો ખ્યાલ કરતું નથી, અને તેથી જ તો એ લોકોને વધારે નુકસાન પહોંચાડે છે.

રિક્કી-ટિક્કીની આંખો ફરી વાર લાલ થઇ ગઈ. તેના કુળને વારસામાં મળેલ શિક્ષાના જોરે તે કરાયતની આસપાસ ઊંચે-નીચે,

આડુંઅવળું નાચવા લાગ્યો. અમસ્તું કોઈ એની હિલચાલ કરતું હોય તો જોનારને હસવું આવે પણ તેમાં એટલી ખૂબી છે કે તેથી ધારી જગ્યા ઉપર કૂદી જઈ શકાય છે. ખાસ કરીને જ્યારે સાપ સાથે કામ પડ્યું હોય ત્યારે આ ઘણું કામ આપે છે. રિક્કી-ટિક્કીને ખબર નહોતી કે પોતે અત્યારે નાગ સામે લડવા કરતાં ઘણું વધારે જોખમમાં કામ કરી રહ્યો હતો. કરાયત એટલો નાનો સાપ છે, અને એટલો ઝડપથી ફરે છે કે જો નોળિયો તેને મોં નીચેથી પકડે તો જ તેનો લાગ ફાવે અને નહીં તો તેના મોઢાની કે પૂંછડીની થપાટ તેને લાગ્યા વિના રહે નહીં. અને તેની આંખ કે મોઢાને ઈજા થયા વિના રહે નહીં પણ રિક્કી-ટિક્કીને એ જોખમની ખબર નહોતી. તેની આંખો લાલચોળ થઈ ગઈ હતી. તે આગળ તેમજ પાછળ આમથી તેમ કૂદતો અને કરાયતને પકડવાનો લાગ શોધતો હતો. એક વખત તો કરાયતે ઝાપટ મારી, રિક્કી-ટિક્કી પડખે કૂદી ગયો અને આગળ દોડવા જતો હતો ત્યાં તેના આગલા પગનાં મૂળ નજીક તેણે કરાયતનું મોઢું જોયું. તે કરાયતની ઉપરથી કૂદ્યો ત્યાં પણ કરાયતનું માથું તેની પાછળ રહ્યું. આ બધું ઘણી ઝડપથી બન્યું.

બટુકે બૂમ મારી, 'અરે જુવો જુવો નોળિયો સાપને મારી નાખે છે. સાપ અને નોળિયાની લડાઈ!' પછી રિક્કી-ટિક્કીએ બટુકની માની ચીસ સાંભળી. બટુકનો બાપ હાથમાં સોટી લઈને બહાર આવ્યો તો ખરો પણ જેવો તે સાપ પાસે પહોંચ્યો ત્યારે તો કરાયતથી એકવાર જરા લાંબું મોં ખેંચવાથી નોળિયાને જોઈતો લાગ મળી ગયો. નોળિયો કૂદ્યો, સાપના મોં પાછળ બરાબર પકડ લીધી અને બે પગ વચ્ચે પોતાનું મોઢું લાવી પોતાના મોઢામાં સાપના માથા પાછળનો ભાગ લઈ બચકું ભરીને આડો પડી ગયો. બચકું ભરતાની સાથે સાપ જડ થઈ ગયો અને મરી ગયો. અને રિક્કી-ટિક્કી તેને પોતાની જાતના રિવાજ મુજબ પૂંછડીથી શરૂ કરીને ખાઈ ગયો હોત પણ તેને યાદ આવ્યું કે જો બહુ ધરાઈને ખવાય તો નોળિયા સુસ્ત અને જાડા થઈ જાય છે; પણ જો ઝડપ અને બળ સાચવવાં હોય તો થોડું ખાવું જોઈએ. એટલે તે એરંડાના ઝાડ નીચે ધૂળથી સ્નાન કરવા ચાલ્યો ગયો.

બીજી તરફ બટુકના બાપે કરાયતને સોટીથી પૂરો કરવા માંડ્યો. રિક્કી-ટિક્કીને થયું કે હવે શા માટે નાહકની મહેનત કરતા હશે. એ સાપને તો મેં જ પૂરો કર્યો છે. થોડી વારે બટુકની મા બહાર આવી તેને ધૂળમાંથી તેડી લીધો; તેને પંપાળવા માંડી અને મોટેથી બોલી, 'આ નોળિયાએ આજ મારા બટુકનો જીવ ઉગાર્યો છે.' બટુકનો બાપ પણ કહેવા લાગ્યો, 'હા ખરું છે. ભગવાને જ નોળિયાનો અવતાર લઈ આપણા બટુકને બચાવ્યો છે. આપણો તો એ જ ભગવાન.' અને બટુક આ શું થાય છે અને બોલાય છે તે જાણ્યા કે સમજ્યા વિના તાકી રહ્યો. રિક્કી-ટિક્કીને ઘણી ગમ્મત પડી, જોકે તે પણ કાંઈ સમજ્યો તો નહોતો જ. જો બટુકની મા તેને ધૂળમાં રમવા માટે પડત તોપણ તેને એટલી જ ગમ્મત પડત.'

તે રાતે વાળુ ટાણે નોળિયો બધાનાં ભાણાં પાસે આમતેમ ફરતો હતો; અને તેને મનભાવતું ખાવાનું મળતું હતું. રિક્કી-ટિક્કી ઘણો ખુશી થતો હતો. બટુકના ખભા ઉપર તે નાચતો હતો, બટુકની મા તેને પંપાળતી હતી, અને બટુકનો બાપ તેને સારું ખાવાનું આપતો હતો તોપણ નોળિયો નાગ અને નાગણને ભૂલ્યો નહોતો. તેનો વિચાર આવતાં તેની આંખો લાલ થઈ જતી; અને કોઈ વાર તેનો યુદ્ધનાદ રીક-ટીક-ટિક્કી-ટિક્કી-ટક એવો પણ સંભળાતો.

બટુક તેને પોતાના ઓરડામાં સુવા લઈ ગયો. અને તેના પોતાના ખાટલામાં સુવાર્યો.' બીજી રીતે તો રિક્કી-ટિક્કી પાળેલા જાનવર જેવો જ શોભે હતો તોપણ જેવો બટુક સૂઈ

ગયો કે તરત રિક્કી-ટિક્કી ઘરની આસપાસ ફરવા નીકળી પડ્યો. ત્યાં એક છછુંદર હતી. જે ઘરની દીવાલની કોરે ફરતી હતી. છછુંદર તદ્દન હિંમત વગરનું અને ભાંગેલા જિગરવાળું પ્રાણી છે. તે આખી રાત ચુંચું અવાજ કર્યા કરે છે અને ઘણી વાર દીવાલની ઓથ છોડી ઓરડાના મધ્યમાં જવાનો પ્રયત્ન કરે છે પરંતુ તેને અમલમાં મૂકવાનું જિગર ચાલતું નથી.

છછુંદર નોળિયાને જોઈ તરત બોલી ઊઠી, 'મને મારી નાખશો મા, રિક્કી-ટિક્કી, મને મારી નાખશો મા.'

રિક્કી-ટિક્કીના અવાજમાં તિરસ્કાર હતો. તે બોલ્યો, 'તને એમ લાગે છે કે જે નાગનો શિકાર કરે છે તે નાનકડી છછુંદરને મારશે.'

છછુંદર કહેઃ 'જેઓ નાગનો શિકાર કરે છે તેઓ નાગના શિકાર પણ બની જાય છે. અને બીજી વાત કે રાતના અંધારામાં નાગ ભૂલથી મને જ નોળિયો સમજી મારી ન નાખે તેની શી ખાતરી?'

રિક્કી-ટિક્કી કહેઃ 'તેવી ધાસ્તી જરા પણ ન રાખવી. કેમકે સાપ તો બગીચામાં રહે છે અને તું કોઈ દિવસ બગીચામાં જવાની નથી.'

'એ તો મારો પિત્રાઈ ભાઈ ઉંદરભાઈ છે તે મને કહેતો હતો.' છછુંદર એટલું બોલી અને અટકી ગઈ.

નોળિયાએ પૂછ્યું, 'ઉંદરે તને શું કહ્યું?'

'ચૂપ, ચૂપ.' છછુંદર બોલી, 'નાગ તો બધે ફરે છે. ઉંદરભાઈએ મને શું કહ્યું તે તારે તેમને જ પૂછી લેવું હતું ને?'

'મેં નથી પૂછ્યું એટલે તું મને કહી દે નહીં તો હું તને કરડી જઈશ.'

છછુંદર નીચે બેસી ગઈ. અને રડવા લાગી, 'હું છું જ અભાગણી. મારાથી કોઈ દિવસ ઓરડાની વચ્ચે જઈ શકાતું નથી. પણ ચૂપ. ચૂપ. મારાથી તમને કાંઈ નહીં કહેવાય. તમને કાંઈ સંભળાય છે રિક્કી-ટિક્કી?'

રિક્કી-ટિક્કી સાંભળવા સારુ ધ્યાન ધરી રહ્યો. ઘર બધું નીરવ અને શાન્ત હતું. અને તોપણ તેમાં તેને બહુ જ ધીમો અવાજ સંભળાયો. કોઈ માખી કાચ ઉપર ચાલતી હોય તેના અવાજ જેટલો તે ધીમો હતો પણ તે અવાજ ઈંટ ઉપર ઘસાતી સાપની કાંચળીનો હતો.

રિક્કી-ટિક્કી મનમાં બોલ્યો, 'એ કાં તો નાગ અને નહીં તો નાગણ હશે. તે જળ વાટે નાહવાની ઓરડીમાં જતાં લાગે છે.' પછી મોટેથી કહ્યું, 'તારી વાત ખરી છે છછુંદર, મારે ઉંદરભાઈ સાથે વાત કરવી જોઈતી હતી.'

નોળિયો ધીમેથી પહેલાં પાણિયારા તરફ ગયો. ત્યાં તો કોઈ નહોતું. પછી નાહવાની ઓરડીમાં ગયો. ત્યાં નાહવાનું પાણી જવા માટે ઈંટ કાઢીને એક બાકોરું બનાવ્યું હતું. જ્યારે નોળિયો તે ઓરડીમાં આવ્યો ત્યારે તેણે નાગ અને નાગણ વચ્ચે થતી વાતચીત સાંભળી.

નાગણ નાગને કહેતી હતી, 'જ્યારે ઘરમાંથી બધાં માણસો જશે ત્યારે પેલાને પણ જવું જ પડશે, અને ત્યાર પછી મકાન અને બગીચો બધું આપણું થશે. માટે તમે હવે ચુપચુપ જાઓ. યાદ રાખજો કે જે માણસે કરાયતને મારી નાખ્યો તેને કરડવાનું છે. એ કામ પૂરું કરીને મને કહેજો એટલે આપણે બેઉ થઈને રિક્કી-ટિક્કીને પૂરો કરશું.'

નાગે પૂછ્યું, 'પણ તને એટલી તો ખાતરી છે ને કે આ માણસોને મારી નાખવાથી જ આપણને લાભ છે?'

નાગણ કહે, 'હા રતો. જ્યારે આ મકાનમાં પહેલાં કોઈ રહેતું નહોતું ત્યારે બગીચામાં કોઈ નોળિયો પણ નહોતો. જ્યાં સુધી મકાનમાં કોઈ રહેતું નહીં હોય ત્યાં સુધી બગીચાના રાજારાણી આપણે જ રહીશું. વળી બીજી વાત એ છે કે તડબૂચના ક્યારામાં મેં આપણાં ઈંડાં મૂક્યાં છે તેમાંથી જ્યારે બચ્ચાં થશે ત્યારે તે બચ્ચાં માટે આપણે વધારે જગ્યા અને વધારે શાંતિ જોઈશે.'

નાગ કહે, 'અરે હા. તે વાત તો હું ભૂલી ગયો. હું તો આ ચાલ્યો, પણ પછવાડેથી નોળિયાને શોધીને મારી નાખવાની જરૂર નથી. હું પેલા માણસને કરડીશ. પછી તેની વહુને અને પછી બનશે તો છોકરાને અને પછી પાછો ચાલ્યો આવીશ. આમ થશે એટલે મકાન ખાલી થશે અને મકાન ખાલી થતાં નોળિયો પણ ચાલ્યો જશે.'

આ સાંભળી રિક્કી-ટિક્કી ગુસ્સાથી લાલ બની ગયો. તેવામાં એ બાકોરા વાટે પ્રથમ નાગનું માથું બહાર આવ્યું અને પછી તેનું આખું પાંચ ફૂટનું શરીર અંદર આવ્યું. રિક્કી-ટિક્કી ગુસ્સે તો થયો હતો તોપણ તેને નાગનું પાંચ ફૂટનું મોટું કદ જોઇ બીક પણ લાગી કેમ કે સાપ ઘણો મોટો હતો. તે અંદર આવી ગૂંચળું વળીને બેઠો, પછી માથું ઊંચું કર્યું અને અંધારામાં નાહવાની કોટડીમાં આસપાસ ચારે બાજુ જોવા લાગ્યો. અને નોળિયાને પણ નાગની પ્રકાશિત આંખો દેખાઇ.

નોળિયાએ વિચાર કર્યો કે જો હું નાગને અહીં જ મારી નાખીશ તો નાગણને ખબર પડશે, અને જો ખુલ્લી ઓસરીમાં લડીશ તો નાગ ફાવી જશે. આમાં મારે કરવું શું?

નાગ ગૂંચળું વળી ફેણ ઊંચે રાખી ડોલતો હતો. પછી જે ત્રાંબાકુંડીમાં નાહવા સારુ પાણી રહેતું હતું તેમાંથી તેને પાણી પીતો સાંભળ્યો. નાગ બોલ્યો, 'આ ઘણું સરસ છે. જ્યારે કરાયતને મારી નાખ્યો ત્યારે પેલા મોટા માણસ પાસે લાકડી હતી, અને અત્યારે પણ વખતે હશે; પણ સવારના જ્યારે તે નાહવા આવશે ત્યારે તેની પાસે લાકડી નહીં હોય. માટે તે નાહવા આવે ત્યાં સુધી હું અહીં રાહ જોઇશ. નાગણ! ઓ નાગણ! સાંભળે છે કે, હું તો દિવસ ઊગશે ત્યાં સુધી અહીં ઠંડકમાં જ રહીશ.'

પણ બહારથી નાગણે કાંઇ જવાબ આપ્યો નહીં તેથી રિક્કી-ટિક્કી સમજ્યો કે નાગણ તો ચાલી ગઇ છે. નાગે પોતાની ફેણ નીચી કરી અને ત્રાંબાકુંડી આસપાસ કૂંડાળું વળી પડી રહ્યો. અને રિક્કી-ટિક્કી પણ શાંત ઊભો રહ્યો. એક કલાક પછી રિક્કી-ટિક્કી આગળ વધ્યો. અને ત્રાંબાકુંડી તરફ ગયો. નાગ ઊંઘી ગયો હતો અને તેના મોટા કદને જોતો જોતો નોળિયો ચૂક ભરવા માટેની સૌથી 'અનુકૂળ જગ્યા શોધી રહ્યો. તેણે વિચાર્યું કે જો હું પહેલે જ કૂદકે તેની કડ ભાંગી શકું નહીં તો તે સામો થશે અને જો તે સામો થયો તો રિક્કી-ટિક્કી, તારું આવી જ બન્યું સમજવું. ફરીથી તેણે નાગની ફેણ નીચેની ગરદન તરફ નજર કરી, પણ તે તો ઘણી જાડી હતી. જ્યારે પાતળો ભાગ પૂંછડી તરફ હતો પણ ત્યાં કરડે તો તો નાગ તેના ભુક્કા જ બોલાવી દે ને. છેવટ તેણે મન સાથે નક્કી કર્યું કે પકડવો તો માથાનો ભાગ જ, અથવા ફેણ ઉપરનો મોઢાનો ભાગ અને એકવાર પકડ્યા પછી છોડવો નહીં.

આમ નક્કી કરી તે કૂદ્યો. સાપનું માથું ત્રાંબાકુંડીથી જરા દૂર આગળ પડતું હતું. નાગ ઉપર ત્રાંબાકુંડી હતી તેની ઓથ લઇ જોર કરવાનું નોળિયાને ફાવ્યું અને તેણે નાગનું મોં પકડી દાંત બેસાર્યા પણ તે સ્થિતિ એકાદ સેકંડ ચાલી. પછી તો નાગની ફેણની સાથે તે પણ આમતેમ, ઉપર-નીચે આડે-અવળે પછડાવા લાગ્યો. પણ તેની આંખો લાલ હતી અને પોતાની પકડ જરા પણ ઢીલી કરી નહીં. પણ આ લડતમાં, લોટો, સાબુની પેટી, વગેરે કંઇક ચીજો આફટમાં આવી ને તેના પછડાવાનો અવાજ થયો. પણ જેમ જેમ નોળિયો વધારે અકળાતો ગયો તેમ તેમ તેણે નાગના મોં ઉપરની ચૂડ સખત કરવા માંડી કે જેથી જો તે આ લડાઇમાં મરી જાય તોપણ તેના કુલનું માન અને ગૌરવ સચવાઈ રહે કે નોળિયો મરી ગયો, પણ તેની પકડ છોડી નહીં. તેને ચક્કર આવતાં હતાં અને થાકીને અધમૂઓ થઈ ગયો હતો. તેવામાં તેની પાછળ એક

મોટો ભડાકો થયો! તેના થોડાક વાળ ડાળથી દાઝી ગયા અને તે બેશુદ્ધ થઈ ગયો. બન્યું એવું કે બંદૂકના અવાજથી બટુકનો બાપ જાગી ગયો. તેણે પોતાની બંદૂક ઉપાડી અને નાગને ઠાર કર્યો હતો.

રિક્કી–ટિક્કી તો પોતાના દાંત પીસી આંખ મીંચી પડી જ રહ્યો. તેને તો ખાતરી હતી કે તે મરી જ ગયો છે, પણ સાપનું માથું હતું બંધ થઈ ગયું. જ્યારે બટુકના બાપે સાપને ઉપાડ્યો ત્યારે તેણે નોળિયાને જોયો અને કહ્યું, 'ફરી પાછો નોળિયો.' તેણે ફરીવાર આપણા બધાનો જીવ ઉગાર્યો છે. ત્યાં તો બટુકની મા પણ આવી પહોંચી. તે બીકથી એકદ પૂણી જેવી થઈ ગઈ હતી. પછી તેઓ તેને બટુકના ઓરડામાં લઈ ગયા, ત્યાં તેને સુવાડ્યો. ને ઓરડામાં રિક્કી–ટિક્કીએ બાકીની રાત આરામ લેવામાં ગાળી અને તેને ખાતરી થઈ કે તે મરી પણ નથી ગયો તેમ જ તેના શરીરના ચાળીસેક ટુકડા પણ નથી થયા.

સવાર પડ્યું ત્યારે તે જકડાઈ તો ગયો હતો તો પણ તે પોતાના પરાક્રમથી ખુશ હતો. તેણે વિચાર્યું કે હવે ફક્ત નાગણ સાથે જ હિસાબ પતાવવાનો રહે છે. અને તે તો પાંચ નાગ કરતાંયે ભૂંડી હતી. વળી તેણે ઈંડાં મૂક્યાં છે તેમાંથી બચ્ચાં ક્યારે થશે તે જાણવાનું કંઈ સાધન નથી. પણ મારે હવે જલદી જઈને દરજીને* મળવું જોઈએ.

વિચાર આવતાં જ નાસ્તો પણ કર્યા વિના તે દરજી પક્ષીનો માળો હતો ત્યાં ગયો. તો ત્યાં દરજી ખુશખુશાલ બનીને વિજયનું ગીત ગાઈ રહ્યું હતું. નાગ મરાયો છે એ ખબર આખા બગીચામાં પસરી ગયા હતા, કારણ કે ભંગી વાળવા આવ્યો ત્યારે તેણે નાગને ઉપાડી ઉકરડે ફેંકી દીધો હતો.

રિક્કી–ટિક્કી દરજીને ગાતો જોઈ ખિજાઈ ગયો. 'અરે એઈ પીંછાના ભાલોડિયા, આ તે શું ગાવાનો વખત છે!'

પણ દરજી તો ગાતું જ રહ્યું, 'નાગ મૂવો, નોળિયા ભાઈનો ભાગ ફૂલ્યો–નાગ મૂવો રે નાગ મૂવો. પછી તો માણસે આવીને ધડાકો કર્યો અને રિક્કી–ટિક્કી તેના ગળે બરાબર ચોંટી પડ્યો. એટલે નાગભાઈના થયા બે કટકા. હવે મારા બચ્ચાંને કોઈ ખાય નહીં જાય.'

રિક્કી–ટિક્કી કહે, 'એ બધું તો ઠીક પણ નાગણ ક્યાં છે!'

દરજી કહે, 'નાગણ નાવાની ઓરડી પાસે આવીને નાગને બોલાવતી હતી. પણ નાગ તો ભંગીની લાકડી ઉપર લટકીને બહાર આવ્યો અને પછી ઉકરડે નખાયો. વાહ ભાઈ વાહ. નાગ મૂવો રે નાગ મૂવો' અને વળી દરજી ગાવા લાગ્યું.

'ચૂપ કર' રિક્કી–ટિક્કી બોલ્યો, 'નહીં તો હું તારા માળા ઉપર આવીને તારાં બચ્ચાં ખાઈ જઈશ. તને તો કંઈ ભાન જ નથી. અને ક્યારે શું શોભે તેની ખબર નથી. તું તો તારા માળામાં સલામત છો પણ મારે તો હજી લડાઈ બાકી જ છે. બંધ કર તો તારું ગાણું, દરજી!'

---

*અંગ્રેજીમાં જેને ટેઈલર બર્ડ કહેવામાં આવે છે તે પક્ષીનું નામ દરજી નથી પણ દરજીડો છે. પરંતુ મૂળલેખકે વાર્તામાં જ તેનું નામ દરજી રાખેલું છે કે જેથી તેની વિલક્ષણતા વરત ધ્યાનમાં આવે. સારા માળા બાંધનાર પક્ષીઓ આપણે ત્યાં છે, એક સુઘરી અને બીજું દરજીડો. તેમાં દરજીડા-ની વધુ વિગત ઉપર આપવામાં આવી છે. તે ચાંચથી પણ નાનું પ્રાણી છે, તેના કદનો ખ્યાલ દરજીડા નામથી આવી જ જાય; તે કારણથી પણ ઉપરની કથામાં દરજી નામ કાયમ રાખવામાં આવેલું છે.

આપણું દેશી પંખીઓની વ્યવસ્થા રાજવ્યવસ્થા કે સમાજવ્યવસ્થા જેવી છે, અને તેઓ એક-બીજાને ઉપકારક બનીને રહે છે. કેટલાં–ક પ્રાણીમાં દરેક એ કાસદનું કામ કરે છે અને આવતા જોખમ-ને પહેલું ધ્યાન ઉપર મૂકે છે. તે જ પ્રમાણે જોખમ જતાં તે જ તેના ખબર આપે છે. —અનુવાદક

દરજી કહે તો, 'પન્નગ વિજેતા—નકુલાવતંસ-રિક્કી-ટિક્કીના માન ખાતર હું ગાયન બંધ કરું છું. પણ વાત શી છે તે તો કહો મારા મહેરબાન.'

રિક્કીએ પૂછ્યું, 'આ ત્રીજી વાર કહું છું નાગણ ક્યાં છે!'

દરજી કહે, 'તબેલાની બાજુમાં ઉકરડા પાસે એ રહી રહી રડે. નોળિયાભાઈની જય. વાહ નોળિયાભાઈ વાહ, શું તારા દાંત છે!'

રિક્કી કહે, 'મારા દાંતની વાત બાળ. પણ કહે તો તેણે ઈંડાં ક્યાં મૂક્યાં છે તેની તને ખબર છે!'.

'હા, દીવાલની નજીકના બાગમાં તરબૂચનો ક્યારો છે ને ત્યાં જ્યાં આખો દિવસ તડકો રહે છે એ બાગમાં તેણે તે મૂક્યાં છે.'

'એમ કે! એ તને ખબર હતી તો પછી મને તેં કહ્યું કેમ નહીં! શું તને તે મામૂલી વાત લાગી!'

'તમારે તેનું શું કામ! પણ કહોને તમારે બિચારી નાગણીનાં ઈંડાં ખાઈ તો નથી જવાં ને!'

'ના ના. મને કાંઈ એવી ભૂખ નથી, પણ તારામાં જો છાંટાભાર પણ અક્કલ પરમેશ્વરે નાખી હોય તો તો તારે હમણાં જ એ તરબૂચના ક્યારા પાસે જઈ તારી પાંખ કપાઈ ગયાનો ઢોંગ કરવો જોઈએ એટલે નાગણ તારી પાછળ પડશે. તેને એ રીતે ફોસલાવીને અહીં સુધી લઈ આવ. મારે ગમે તેમ કરીને તરબૂચના ક્યારા પાસે જવું જ પડશે અને જો હું હમણાં જઈશ તો તે મને જોઈ જશે. અને તે ઠીક નથી.'

દરજી ઘણી ઓછી અક્કલવાળું પંખી છે. તેના મગજમાં એકી સાથે એક કરતાં વધારે વાત સમાતી નથી. તેને એટલી તો ખબર હતી કે નાગણનાં બચ્ચાં પણ તેની જેમ જ ઈંડાંમાંથી નીકળે છે; એટલે એ ઈંડાં ભાંગી નાખવાની વાત તેને ગળે ઊતરતી નહીં. તોપણ દરજીની માદા જરા વધારે સમજુ હતી કેમકે તેને ખબર હતી કે નાગનાં ઈંડાં હોય તો પછવાડેથી તેટલા જ નાગ થાય. એટલે તે પોતાના માળામાંથી ઊડી, અને પોતાનાં બચ્ચાંની ભાળ દરજીને સોંપી. અને દરજીએ બચ્ચાં સંભાળતાં સંભાળતાં ગાવાનું કામ પણ ચાલુ રાખ્યું. દરજી પંખી આ કિસ્સામાં માણસ-ધણીને ઘણો મળતો આવતો હતો.

દરજી પંખણી ઊડતી ઊડતી તબેલા આગળના ઉકરડા પાસે પહોંચી અને પછી ચીસો પાડવા માંડી, 'ઓ મારી પાંખ તૂટી ગઈ રે. પેલા ઘરમાંથી છોકરે પાવો ફેંકીને મારી પાંખ તોડી નાખી રે.' અને એમ બોલતી બોલતી ફડફડાટ કરતી જાણે પડતી હોય તેમ નીચે આવી.

નાગણે ફેણ ઊંચી કરીને ચિત્કાર કર્યો. અને બોલી, 'હવે લાગમાં આવી ખરી. હું નોળિયાને ડંખવા જતી હતી ત્યારે જ તેં તેને ચેતાવી દીધો, કેમ! પણ હવે તારું મોત તને અહીં લાવ્યું છે. ભગવાને બહુ જ સારી જગ્યાએ અને સારી વખતે તારી પાંખ ભાંગી છે.' અને એમ બોલી નાગણ દરજી પંખણીની પાછળ પડી.

'છોકરે પાવો માર્યો રે; મારી પાંખ તૂટી રે.' દરજી બોલી.

નાગણ કહે, 'એમ કે! જ્યારે હું તને મારીને ખાઈ જઈશ ત્યાર પછી હું તે છોકરાનો પણ પીછો પકડીશ કે મારા શિકારની પાંખ કેમ ભાંગી. માટે તું શોક ન કર. યાદ રાખ. મારો ધણી અત્યારે તો ઉકરડા ઉપર પડ્યો છે પણ આજની રાત પહેલાં પેલો છોકરો તેના કરતાં યે વધારે શાંત પડી જશે. પણ એઈ તું દોડે છે ક્યાં! તને એમ છે કે મારા સપાટામાંથી બચીને તું નાસી જશે. તો એ તારી ભૂલ છે. જો આમ મારી સામું જો.'

દરજી પંખણીને ખબર હતી કે નાગની

સામે જે જુવે તે તમામ જાનવર અને પંખી પછી બીકથી સ્થિર બની જાય છે અને હાલી-ચાલી શકતાં નથી. એટલે નાગણ કહે તોપણ પંખણી તેની સામે તો જુવે તેમ નહોતી. એટલે તે તો પાંખ ભાગ્યાનો ફફડાટ કરતી ધીમે ધીમે પોતાના માળા તરફ જવા લાગી એટલે નાગણે પોતાની ઝડપ વધારી.

અને એ પ્રમાણે રિક્કી-ટિક્કીએ તેમને તબેલા પાસેથી દૂર જતાં જોયાં, એટલે જરા ય ઢીલ કર્યા વગર તે તરબૂચના ક્યારા પાસે પહોંચી ગયો. અને ત્યાં તરબૂચના વેલામાં ઘણી ખબીદારીથી સંતાડેલાં પચીસ ઈંડાં તેણે જોયાં. તે ઈંડાં મુરઘીનાં ઈંડાંથી સહેજ નાનાં હતાં. અને કઠણ કોટલાં ને બદલે ફક્ત સફેદ ચામડીનાં હતાં.

'હાશ. હું બહુ મોડો પડ્યો નથી.' રિક્કી-ટિક્કી બોલ્યો કેમ કે તેણે એક-બે પાકી ગયેલાં જોયાં. અને જરાક મોડું થયું હોત તો તેમાંથી બચ્ચું બહાર આવત અને એ બચ્ચું પણ માણસને કે નોળિયાને મારી નાખી શકે તેટલું ઝેરી હોત. તેણે એવાં બચ્ચાંને કચડી નાખ્યાં અને બીજાને જેમ બને તેમ જલદીથી ભાંગવા લાગ્યો. અને પછી એ ઢગલામાંથી કોઈ બાકી તો રહેતું નથી તે જોવા લાગ્યો. છેવટ ત્રણ ઈંડાં બાકી રહ્યાં ત્યારે નોળિયાએ છુટકારાનો દમ લીધો. પણ ત્યાં તો તેને દરજી પંખણીની ચીસો સંભળાઈ: 'રિક્કી-ટિક્કી આમ આવો. દોડજો, દોડજો. હું નાગણને ઘરનાં બારણાં સુધી તો લઈ ગઈ. પણ પછી તો તે પરસાળમાં ગઈ છે, અને નક્કી કોઈકને આભડશે માટે દોડજો.'

રિક્કી-ટિક્કીએ તોપણ બે ઈંડાં તો ભાંગી નાખ્યાં અને ત્રીજાને મોમાં લઈ ખૂબ ઝડપથી ઘરમાં પરસાળમાં દોડ્યો. ત્યાં જઈને જુવે છે તો પરસાળમાં શિરામણ કરવા માટે ટેડુકનાં મા અને બાપ બેઠાં હતાં પણ તેઓ કાંઈ ખાતાં નહોતાં; ઊજળાં પૂણી જેવાં થઈ ગયાં હતાં, હલતાં નહોતાં ચલતાં નહોતાં અને તેમની આંખ એકજ ઠેકાણે ખોડાઈ રહી હતી. ત્યાં ટેડુક હતો અને તેને ડંખ મારવાને નાગણ ટાંપી રહી હતી. તે ટેડુકની ઘણી જ નજીક હતી અને ટેડુકના ખુલ્લા પગને તરત પહોંચી શકે તેમ હતી. તે ખુશાલીમાં આમતેમ ડોલતી હતી.

'મારા નાગને મારનાર પુરુષના પુત્ર! સ્થિર રહે,' નાગણે અવાજ કર્યો, 'હજી તને ડંખ મારવાની નથી. હું તૈયાર થાઉં છું; થોડી વાર થોભ. તમે ત્રણે હલ્યાચલ્યા વિના બેસી રહો. જો હલ્યાં તો મર્યાં સમજો. મૂર્ખ લોકો! તમે જ મારા નાગને મારી નાખ્યો છે.'

ટેડુકની આંખો તેના બાપ તરફ ખોડાઈ રહી હતી. પણ તેનો બાપ પણ કાંઈ કરી શકે તેમ નહોતો. તે માત્ર એટલું જ બોલ્યો, 'હલતો નહીં ટેડુક! સ્થિર બેસી રહેજે.'

બરાબર એ જ વખતે રિક્કી-ટિક્કી ત્યાં આવી ચડ્યો. નાગણને જોઈને તે બોલ્યો, 'નાગણી! મારી સામે જો. તારી સાથે લડનાર આવી પહોંચ્યો છે. થઈ જા તૈયાર.'

નાગણ જરા પણ હલી નહીં. તે બોલી, 'તારે વખતે તારો વારો. તને પણ હું જીવતો નહીં છોડું; પણ હમણાં તારા ભાઈબંધોના હાલ તો જો! કેવા ધોળા પૂણી જેવા થઈને બેઠા છે. તેમને ડર લાગે છે. તેઓ હલીચલી યે શકતા નથી. અને તું પણ જો હવે જરા પણ આગળ વધ્યો છે તો તને પણ મારી નાખીશ.'

નોળિયો કહે, 'તે તો ભલે પણ પશે તરબૂચના ક્યારામાં તેં તારાં ઈંડાં મૂક્યાં હતાં તેની શી વલે થઈ છે તે તો જો. મરજી હોય તો જરા જઈને જોઈ આવ.'

હવે નાગણે મોઢું ફેરવ્યું. જુવે છે તો એક ઈંડું પરસાળમાં પડેલું હતું એટલે તે બોલી, 'તે મને આપી દે.' પણ રિક્કી-ટિક્કીએ પોતાના બેઉ પંજા ઈંડાની બન્ને બાજુ મૂક્યા. તેની આંખો ચણોઠી જેવી લાલ થઈ ગઈ. 'બોલ આ ઈંડા માટે શું કિંમત આપે છે? આ નાગના ઈંડાની શું કિંમત ઊપજે છે, આ

જેટલું એક જ બાકી છે. બોલી જા હિંમત. બીજાં બધાં ઈંડાંની તો અત્યારે કીડીઓ મીજબાની ઉડાવે છે.'

નાગણ હવે ઈંડા સિવાયની બીજી બધી વાત ભૂલી ગઈ, અને તે પાછી ફરી. જેવું તેનું મોં ફર્યું કે તરત જ બટુકના બાપે બટુક જ્યાં હતો ત્યાંથી તેને ઊંચકીને સહીસલામત સ્થળે મૂકી દીધો.

'ફસાવી, ફસાવી; નાગણને કેવી ફસાવી. રીક-ટક-ટક,' નોળિયો બોલ્યો, 'હવે બટુક સલામત છે. અને તને ખબર છે? કાલે રાતે *નોકરાણી ઓરડીમાં નાગને મોંથી પકડનાર* પણ હું જ હતો.'

આમ બોલી તેણે ચારે પગે કૂદવાનું શરૂ કર્યું; 'અને મને એણે આમતેમ ઘણો ફેરવ્યો પણ મારી પકડ છોડાવી શક્યો નહીં. અને બટુકના બાપે આવી તેના કકડા કર્યા ત્યાર પહેલાં તો તે મરી ગયો હતો, એ બધું મેં કર્યું હતું. રિક્કી-ટિક્કી-ટક-ટક-મારે હવે તો તું પણ આવી જા નાગણ. અને જોઈ લે મારા ઝપાટા. તારો રંડાપો પછી લાંબો નહીં ચાલે.'

નાગણે જોયું કે બટુકને ડંખ મારવાનો લાગ રહ્યો નહોતો. અને પોતાનું ઈંડું નોળિયાના બે પગની વચ્ચે હતું, એટલે તે બોલી, 'રિક્કી-ટિક્કી, મારું ઈંડું મને પાછું આપી દે. તે લઈને હું ચાલી જઈશ અને ફરી કોઈ વાર આ તરફ આવીશ નહીં.'

'હવે સાચું બોલી. તું અહીંથી જઈશ અને ફરી કોઈ દિવસ પાછી નહીં આવે. એ તદ્દન ખરું છે. તું અહીંથી જમરાજાને ઘેર જઈશ. તારું શરીર તારા નાગની પાછળ ઉકરડે પડશે. મારે લડવું હોય તો તૈયાર થઈ જા. નહીં તો બટુકનો બાપ તને ગોળીએ દેશે.'

રિક્કી-ટિક્કી નાગણની ચારે બાજુ કૂદતો હતો. અને છતાં તેની ફેણની ઝાપટમાં ન આવી જાય તેટલે દૂર રહેતો હતો. અને તેની આંખો બળતા અંગારા જેવી લાલ થઈ હતી. નાગણ પણ હવે વીફરી અને નોળિયા તરફ ફેણ પછાડી પણ તે તેણે ફૂદીને ચુકાવી દીધી. વારંવાર તેણે નોળિયાને મારવા યત્ન કર્યો અને બધી વાર તેની ફેણ પરસાળની જાજમ ઉપર જ પછડાઈ. પછી તે ગૂંચળું વળીને બેઠી એટલે નોળિયો ગોળાકારમાં ફરવા લાગ્યો. જેમ જેમ નોળિયો ફરતો ગયો તેમ તેમ નાગણ પણ ફરતી ગઈ. અને સૂકાં પાંદડાં પવનથી ખડખડે એવો અવાજ થઈ રહ્યો.

પણ નોળિયો ઈંડું ભૂલી ગયો હતો. તે હજી પરસાળમાં હતું ત્યાં જ પડ્યું હતું. અને *નાગણ તેની પાસે ખસતી ખસતી જરા આવી.* ઉપરે જ્યારે નોળિયો શ્વાસ ખાવા થોડી વાર થંભ્યો કે તરત નાગણે ઈંડું પોતાના મોંમાં લઈ લીધું અને દોટ મૂકી. અને નોળિયો તેની પાછળ પડ્યો. જ્યારે કોઈપણ સાપ મરણિયો થઈને દોડે છે ત્યારે તેની ઝડપ ઘોડાની પીઠ ઉપર લગાવવામાં આવતા ચાબુક જેટલી હોય છે. તે તીરની માફક રસ્તાને વટાવી ગઈ. રિક્કી-ટિક્કીએ જાણ્યું કે તેણે પણ ઝડપ કરવી પડશે. કેમકે નહીં તો મહેનત બધી ધૂળમાં મળી જશે. નાગણ તો રસ્તો વટાવીને સીધી દરજીનો માળો હતો તેની પાસે મોટું ઘાસ ઊગ્યું હતું ત્યાં ગઈ. અને નોળિયો પણ તેની પાછળ પાછળ દોડવા લાગ્યો. જ્યારે દરજીના માળા પાસે આવ્યો ત્યારે દરજી તો હજી પોતાનું પહેલું ગાન ગાઈ રહ્યું હતું. પણ દરજીની માદા વધારે ચતુર હતી. જ્યારે નાગણ નજીક આવી ત્યારે તે ઊડીને નાગણની ફેણ ઉપર પાંખો ફફડાવવા લાગી. અને જો દરજીએ મદદ કરી હોત તો તો નાગણને બીજે રસ્તે જવું પડત. પણ નાગણ તો પોતાની ફેણ જરા નીચી કરીને આગળ વધવા લાગી. તોપણ તેમાં જે વખત લાગ્યો તેટલામાં તો રિક્કી-ટિક્કી નાગણને આંબી ગયો. ત્યાં પાસે જ નાગણનું બોણ હતું અને ત્યાં જ તે અને નાગ રહેતાં હતાં. તે તેમાં દાખલ થવા માંડી એટલે નોળિયો ફક્ત નાગણની પૂંછડી જ પકડી શક્યો.

તેણે દાંત એટલા મજબૂત ભરાવ્યા હતા કે તે પોતે પણ પૂંછડી સાથે ઘસડાયો. નોળિયાઓ ભલે તેવા વૃદ્ધ અને અનુભવી હોય તોપણ તેમનો કોઈ સર્પ પાછળ તેના દરમાં પેસતો નથી. વળી દરમાં અંધારું હતું. વળી નોળિયાને કેમ ખબર પડે કે ક્યારે દર પહોળું થશે અને અને ક્યારે નાગણી પાછી ફરીને સામે થશે. તો પણ તેણે તો જોસથી પૂંછડી પકડી રાખી અને દરના મોં આગળની જમીનમાં પોતાના પગ ભરાવી દીધા. પછી તો દર ઉપરનું ઘાસ પણ ખસતું બંધ થઈ ગયું. અને દરજી બોલ્યું, 'મામલો ખલાસ ! રિક્કી-ટિક્કી મરાઈ ગયો લાગે છે. આપણે તેના મરણના મરશીઆ બનાવીને ગાવા પડશે. બહાદુર નોળિયાભાઈ ગુજરી ગયા. એમ જ હોય, નાગણના દરમાં તે નાગણ તેને માર્યા વિના રહે ખરી !'

પણ ત્યાં તો ઘાસમાં ફરી સળવળાટ થયો. અને ધૂળથી ખરડાયેલો નોળિયો ધીમે ધીમે દરમાંથી બહાર આવ્યો. દરજી બોલતો અટકી ગયો. નોળિયાએ પોતાના ઉપરથી ધૂપ ખંખેરીને છીંક ખાધી. 'બસ ખલાસ' તે બોલ્યો, 'એ ભિખારી રંડીરાંડ નાગણ હવે દરમાંથી કદી બહાર નીકળવા પામશે નહિ.' આ વાક્ય આસપાસ રહેતી લાલ કીડીઓએ પણ સાંભળ્યું અને તે ખરું છે કે નહિ તેની તપાસ કરવા ચાલી.

રિક્કી-ટિક્કી તો ઘાસમાં જ ઊંઘી ગયો. એટલું બધું ઊંઘ્યો કે બપોર થઈ ગયા તેની પણ તેને ખબર રહી નહીં. પણ નમતે પહોરે તે જાગ્યો, પછી દરજીને કહે, 'દરજી ! લેલાને કહે કે નાગણ પણ મરી ગઈ છે. પછી લેલું એ બધે ઠેકાણે ખબર પહોંચાડશે.'

લેલું એ બાબકાની વાડીઓનો કાસદ છે. તેનો અવાજ તાંબાના વાસણ ઉપર પછડાતી હથોડી જેવો છે. અને તે હંમેશા સમાચાર બધે પહોંચાડે છે. જ્યારે રિક્કી-ટિક્કી ઘરના રસ્તા ઉપર પહોંચ્યો ત્યારે તેણે પણ સાંભળ્યું, 'લે-લા-નાગ મર્યો; લેલા નાગણ મરી.' એટલે બગીચાનાં બધાં પક્ષી આનંદમાં આવીને ગાવા લાગ્યાં. દેડકાં પણ ડ્રુઉ ડ્રુઉ કરવા લાગ્યાં. જ્યારે નોળિયો ઘરમાં પહોંચ્યો ત્યારે બટુક, બટુકની મા અને તેનો બાપ બધાં તેના ઉપર ખુશ થઈ ગયાં. અને તેને ખૂબ ખાવાનું આપ્યું અને પછી તે બટુક સાથે રાતે સૂવા ચાલ્યો ગયો.

બટુકની મા બોલતી હતી, 'આ નોળિયાએ તો બટુકના અને આપણા બધાના પ્રાણ બચાવ્યા છે.'

પણ એટલા અવાજથી નોળિયો જાગી ગયો. તે કહે, 'હવે તમે શાની ચિંતા કરો છો ! બધા સાપ મરી પરવાર્યા. અને હજી કોઈ જીવતો હશે તો યે હું છું ને !'

અને એ રીતે તે બગીચામાં રહ્યો. પછી તો કોઈ સાપની તાકાત નહોતી કે તેની હદમાં પોતાનું મોં સુદ્ધાં બતાવે.

[ રડયાર્ડ કિપ્લીંગની 'જંગલબુક' પરથી

એક સમાચાર : આજે ૪ ને ૨૫ મિનિટે જંગલના મધ્યભાગમાં પ્રાણીઓની એક વિરાટ સભા મળી હતી અને બુચના ઝાડ નીચે બેઠેલા શ્રી. હાથીભાઈ, શ્રી. માંકડભાઈ તથા મંકોડાને અનુક્રમે મધ્યસ્થ સમિતિમાં લેવામાં આવ્યા હતા...ત્યાર બાદ બધાં પ્રાણીઓએ પોતપોતાનાં પૂંછડાં ઊંચાં કરીને હર્ષનાદ કર્યો હતા જેનો ધ્વનિ 'એકમનો જય' એવો સંભળાતો હતો.

—બા. બધા.

પત્રવ્યવહાર કરતી વખતે આપનો ગ્રાહક નંબર જરૂર લખશો

# ફ્રેન્ચ રાજવિપ્લવ

ડોલરકુમાર ભટ્ટ
એમ. એ.

રમેશને બી.એ. થયાને ત્રણ વર્ષ થયાં છતાં તે ઠેકાણે પડયો નહોતો. થોડુંક છૂટક કામ, થોડાં ટયુશનો વગેરેથી તે પોતાનો ગુજારો કરતો હતો. જે સારી નોકરી તેને મળે તે કાં તો સારા પગારની ન હોય, અથવા તો થોડા કામવાળી ન હોય. ને ઉપરે કંઈ નહિ તો શેઠ કે મેનેજરની મુખાકૃતિ કે એકાઉન્ટન્ટ કે કેશિયરના અવાજ સામે તેને વાંધો હોય. આમ ગમે તે નોકરી હોય પણ તેને ફાવતી જ નહિ. બેત્રણ મહિના માટે હોય તો ગમે તેવી નોકરી તે સ્વીકારવા તૈયાર થઈ જતો. પણ હમેશની નોકરી માટેનો તેનો ખ્યાલ કંઈક અસામાન્ય હતો. મૂળથી જ જરા કલ્પનાપ્રધાન ને તેમાં બી.એ.માં અંગ્રેજી સાહિત્ય ઐચ્છિક વિષય તરીકે લીધેલું. તેના સાહિત્યપ્રેમે તેને કાવ્ય, નાટક, નિબંધ, વાર્તા, વિવેચન વગેરે લખતા પ્રેરેલો. પણ શારીરિક સંપત્તિ સારી ન હોવાથી તેનામાં ક્યાંકથી નિરાશાવાદ ઊતરી આવેલો—એ બધાનું તારતમ્ય એ કે જીવન જોઈએ તેટલું સરળ નહોતું—અગર વધારે સારી રીતે કહીએ તો જીવન જોઈએ તે કરતાં વધારે પડતું સરળ વહેતું હતું.

પડોશણ વિધવા બાઈની ઓળખાણે તેને હમણાં એક સારું તો નહિ પણ સામાન્ય ટ્યુશન અપાવેલું. સામેના બંગલામાં એક શેઠની મનોહર પુત્રી મનોરમાને આ વખતે જ મેટ્રિકમાં પાસ થવું હતું. ખાસ કરીને અંગ્રેજી કાચું હોવાથી ટ્યુશન રાખવું પડેલું. પણ જેમ એક કામ બીજાને લાવે તેમ ગણિત, સંસ્કૃત, થોડી ભૂગોળ, થોડું વિજ્ઞાન...એમ રમેશને શીખવવું પડતું; પણ જેમ કામ કામને શીખવે તેમ રમેશને પણ મુશ્કેલી નહોતી પડતી.

મનોરમાને ઈતર વાંચન કરાવવું જરૂરી છે એમ જાણ્યા પછી મહાન આંગ્લ નવલકથાકાર ડિકન્સનું 'ધી ટેલ ઑફ ટૂ સીટીઝ' નામનું નવલ વાંચવાનું તેણે કહેલું. પરંતુ અંન્યનાં કરેલ સૂચનોનો પોતે સ્વતંત્ર રીતે અમલ ન કરવો એવો સ્થુલ પાઠ તેના વેપારી પિતાએ શીખવેલો હોઈ મનોરમા સાથે રમેશને પોતાને ય વાંચવું પડતું રમેશને તો વધુ મજા પડવા લાગી ને ક્ષણભર બન્નેનાં હૃદય આ મહાન નવલકથાકારના રસપ્રદ નવલથી, તેની ઝમકદાર ભાષા અને ચમકદાર પાત્રાલેખનથી મુગ્ધ થઈ ગયાં, અને એ મુગ્ધ દશાની કોઈ નિર્બળ પળે, તેઓને અંદરનું પેલું ડૉક્ટર મેનેટનું પાત્ર ઊંડી અસર કરી ગયું.

બીજાં પાત્રોએ ઓછી અસર કરી હતી એમ અમારું કહેવું નથી પણ ફ્રાન્સના પ્રખ્યાત બેસ્ટીલના સળિયા પાછળ, લોહીતરસ્યા ઉમરાવોનું જાણે પ્રાયશ્ચિત કરવા ડૉક્ટર મેનેટે વર્ષોની ગુલામી સ્વીકારી હતી. ને ફ્રાન્સના, એ જૂની સડેલી ગુલામી મનોદશાના મૃત્યુદૂતના જાણે જોડા સીવવા માંડયા હતા, તે વાત બન્નેના દિલમાં ઊંડે ઊંડે કોરાયા વગર નહોતી રહી.

*

ગયા ઑક્ટોબર મહિનામાં તેના મિત્ર ભાનુના કહેવાથી તેણે એલએલ. બી. ના વર્ગોમાં હાજરી આપવી શરૂ કરી હતી. ભાનુનું જીવન એક બહુ સ્થુલ સિદ્ધાંતને અનુસરી રહ્યું હતું; ને તે એ કે માણસે કાં તો કમાવું ને નહિતર ખરચવું: કમાવું પણ નહિ, ને ખર્ચવું પણ નહિ એ નિષ્ક્રિય મનોદશાની પરિસીમા હતી. આદર્શ નિષ્ક્રિયતાના જીવંત દૃષ્ટાંત સમા પોતાના મિત્ર રમેશના જીવનસિદ્ધાંતો તેને ખટકતા; કારણકે જીવન એ તેને મન કર્મભૂમિ, કાર્યક્ષેત્ર હતું. અનેકવિધ નિષ્ક્રિયતામાં જીવનનો આનંદ લૂંટનાર રમેશ પણ ભાનુની સચોટ દલીલો સામે નિષ્ક્રિય બની તે કહે તે સાંભળી લેતો. તેની પાસે દલીલોનો ઢગલો હતો. કારણ કે આવડી ઉમરમાં તેણે

સ્વ. દ્વિજેન્દ્રલાલ રૉય કૃત 'મેવાડપતન'ના અમરસિંહની માફક બાધિડોક કર્યા સિવાય બીજું કંઇ જ કર્યું નહોતું. પણ એ દલીલો બાણની સામે મૂકનાર તો કોઇ લેખકે ને! તેણે હાર સ્વીકારી. આમ, વન્યમાંથી જગત ઊપજે તેમ નિષ્ક્રિયતામાંથી કાર્ય સંભવ્યું અને તેણે વર્ગો ભરવા માંડ્યા.

વર્ગો ભરવાનું સાંજે રાખેલું. પણ તે બપોર પછી તેના એક મિત્ર બળવંતની ઓરીસે, બોરી બંદર પર જતો. ત્યાં થોડી વાર કંઇ કંઇ નોકરીની તેણે ના પાડી, ને શા માટે ના પાડી તે તેને સમજાવતો ને પછી ધીમેથી 'જઉં છું' કહીને ઊતરી પડતો. લૉ-કૉલેજ એ વખ . એલ્ફીન્સ્ટન કૉલેજમાં બેસતી, તે તરફ ચાલવા લાગતો. ઊંચાં ઊંચાં મકાનો આસપાસ વ્યવહાર કરતાં વાહનો, ટીફીન બાસ્કેટમાંથી વધ્યુંસધ્યું ખાતા છોકરાઓ, બસ માટે રાહ જોતી ખ્રિસ્તી ટાઇપીસ્ટ છોકરીઓ, ને 'આવી બધી સરસ વસ્તુઓ ક્યારે પામીશું?' આમ દ્વારા પ્રકટ થતી લિપ્સા-વાળા 'વ્હાઇટવે'ના શો કેસીઝ તરફ નજર નાખતા ગરીબ લોકો, કોરસેટ બોડીસ વગેરે ઉપવસ્ત્રોની સુંવાળપથી મનને ગલગલિયાં ઉપજાવી આનંદ માણતા પારસી વૃદ્ધો—એ બધું એટલું બધું ને સરસ લાગતું કે તેને જોતાં જોતાં તેના પર માનસિક ટીકા કરતાં કરતાં તે ધીમે આગળ વધતો. હાઇકોર્ટના મકાનો તરફ જોતાં તે વિચારતો કે 'ક્યારે આ મકાનોમાં · કાળો ઝભ્ભો પહેરીને ગરીબ નિરાધાર, વગર અમર થોડા વાંકે માર્યા જતા લોકોના બચાવમાં ઊભો રહીશ?' હાઇકોર્ટની ગલી છોડીને તે આગળ વધતો. બંધ બારણાંવાળાં, લાંબી મજાલવાળાં મકાનોની બાંધેલી પગથી પરથી તે ચાલ્યો જતો. જમણી તરફના બંધ બારણા પાસેનાં પગથિયાં પર બેઠેલ, એક ગાંડા જેવો વૃદ્ધ માણસ, એકાદ પૂર્વપશ્ચિમનો હમેળ સૂચવતો અપરાસી, વૂરેલા કાથીના ખાટલા પર મધાતું ગોદડું નાખી બેઠેલો નિષ્કામ, નિષ્ક્રિય પઠાણ—એ સિવાય તેને મન કોઇ બીજી રસપ્રદ વ્યક્તિ નહોતી—એ બધાં તરફ પોતાની નિષ્ક્રિય દૃષ્ટિ નાખી તે આગળ વધતો—ને કોઇ કોઇ વખત ખોટો સમય દેખાડતા મુંબઇના પેલા પ્રખ્યાત રાજાબાઇ ટાવર પ્રત્યે આક્ષેપભરી દૃષ્ટિ નાખી તે કૉલેજમાં ઉતાવળે પહોંચી જતો.

*

મનોરમા માટે તેણે ખાસ સચિત્ર આવૃત્તિ આણી હતી. તેમાં ત્રણચાર ચિત્રો હતાં, પણ પહેલા પાના પર એક સરસ ત્રિરંગી ચિત્ર હતું—ડૉ. મેનેટનું. તે લાંબા અસ્તવ્યસ્ત રૂપેરી ઝુલ્ફાં, અસંખ્ય કરચલીવાળું ઉજ્જ્વળ કપાળ, ઊંડી ગયેલી આંખો, લબડી ગયેલી ગાલ પરની પીળી ચામડી, મોં પરનું નૈરાશ્યમય, શાંત ભયંકર ઝનૂન, ફાટેલું કાળું જાકીટ, પડખે પડેલ ચામડું, એક જૂની કાટ ખાઇ ગયેલી રાંપી, ને એ સર્વને આછા ટમટમતા પ્રકાશની અર્ધપ્રકાશિત અર્ધઆછેરી ભભક મીણબત્તી—એકંદરે હૃદય-સોંસરું નીકળી જાય તેવું, ગુલામીના કળશ સમું વાતાવરણ ઊભું કરતું એ ચિત્ર હતું. જેટલી શબ્દશક્તિની મદદથી ડિકન્સે ડૉક્ટર મેનેટનું પાત્ર ઘડ્યું હતું એટલી જ રંગશક્તિથી કલાકારે તેનો સાક્ષાત્કાર કરાવ્યો હતો. મનોરમા તેમજ રમેશ-બંનેના હૃદયમાં ડૉ. મેનેટના પાત્રે આટલી બધી અસર કરી હતી તેનું એક કારણ આ અદ્ભુત ચિત્ર પણ હતું.

એક દિવસ સાંજે લૉ-ક્લાસમાંથી, શિયાળાના અંધારા ઠંડા વાતાવરણમાં રમેશ પાછો ફરતો હતો. અંધારાને લીધે મનુષ્યમનની કોઇ અણુઉકેલી ગૂંચને પરિણામે ઠંડી જરા વધારે લાગે છે; સુધરાઇના 'બ્લાઉન આઉટ' દીવા પ્રકાશ કરતાં અંધકારને વધારતા હતા. યુનિવરસિટીના બગીચા પાસેથી આગળ વધીને તે હમેશ બંધ જણાતાં મકાનોની પેગથી પરથી પસાર થતો હતો ત્યાં તેણે, એક ગાંડા જેવો લાગતો ડોસો એક અર્ધઆછેરી બળી રહેલી મીણબત્તીના અસ્થિર પ્રકાશમાં બેઠો બેઠો નીચે

વળી કંઈક કરી રહ્યો હતો તે જોયું. આવો કદી નહિ નિહાળેલો દેખાવ જોઇ તેની સ્વાભાવિક કુતૂહલવૃત્તિ સતેજ થઈ. પહેલી જ વાર તેણે બુઢ્ઢાને ઝીણી નજરે નિહાળ્યો–અને તે ચમકી પડ્યો. જાણે કોઇ ભૂતપ્રેત જોયું હોય તેમ તેના મોંમાંથી ચિત્કાર નીકળી ગયો. તેનાં રોમ રોમ ખડાં થઇ ગયાં. આ શો ચમત્કાર હતો! પોતે જાગ્રત હતો કે સુષુપ્ત તે નક્કી કરવા તેણે જોસથી પોતાનો ડાબો પગ પગથી પર પછાડ્યો! પગમાં પછડાટથી ઝણઝણાટી ઉત્પન્ન થઈ–પાદપ્રહારથી એ લાંબી પાકી બાંધેલી 'ગજારમાં જાણે કયાંય સુધી ચાલ્યો જતો પ્રતિધ્વનિ ઊઠયો. ના, પોતે ઊંઘમાં નહોતો. તેણે ફરી, પણ આ વખતે સ્થિર નજરે પેલા બુઢ્ઢા સામે જોયું–તેના મગજમાં પ્રકાશ પડ્યો–સાથે આકાશમાં વીજળીનો ચમકારો થઇ અદૃશ્ય થઇ જાય તેમ એક સણકો આવી ગયો–તે જરા જોસથી બોલી ઊઠયો, 'ડૉક્ટર મેનેટ!!'

ડૉક્ટર મેનેટ! એ તો કેમ જ. હોઈ શકે! તેની બુદ્ધિ જાણે બહેર મારી ગઇ. તેણે આ ભ્રમને–આ દૃષ્ટિએ તથા જ્ઞાનભેદને–દૂર કરવા જોરથી માથું ધુણાવ્યું–અને ફરીથી તેણે જોયું–શું? એ જ લાંબાં અસ્તવ્યસ્ત રૂપેરી ઝુલ્ફાં, એ જ અસંખ્ય કરચલીવાળું ઉન્નત કપાળ, એ જ ઊંડી ગયેલી આંખો, એ જ લબડી ગયેલી ગાલ પરની પીળી ચામડી, એ જ મોં પરનું નૈરાશ્યમય, શાન્ત, ભયંકર ક્રંદન, એ જ ફાટેલું કાળું જાકીટ–ને હજી તો વિશેષ સમઝવાનું હતું–તે જાણે જૂની કાટ ખાઇ ગયેલી રાંપી! આ માણસ પણ ચામડાને રાંપીથી કાપી જોડા બનાવવા મથતો હતો!

અદ્ધર શ્વાસે રમેશ ફરી બોલ્યોઃ 'ડૉક્ટર મેનેટ!...મને આ શું થાય છે...' એટલું બોલે ન બોલે ત્યાં તો પવનના ઝપાટાથી, જાણે તેનાં ભય અને આશ્ચર્ય સહઅસ્ત્રણું વધારવા માટે ભીણબત્તી બુઝાઇ ગઈ–એ જ પળે પેલા વૃદ્ધે ઊંચું જોયું–ને એક ભયંકર ચિત્કાર કરી રમેશ ત્યાંથી જીવ લઇને ભાગ્યો. આખી રાત ખાધાપીધા વગરનો તેને ઘાણી ફૂટે એવો સખ્ત તાવ શાથી આવી ગયો તે તેની પત્ની સવિતા ન સમજી શકી.

*

બીજે દિવસે રમેશ જરા મોડો ઊઠયો. શિયાળાની રાતને આગલા દિવસનો માનસિક થાક એ બે વસ્તુ હોવા છતાં, આખી રાત તેણે બેસ્ટીલ, ડૉક્ટર મેનેટ, પેલો વૃદ્ધ માણસ અને તૈયાર થતા જોડાનાં જ સ્વપ્નાં જોયા કર્યાં હતાં. ટયુશન પર જવાનું મોડું થવાથી નાહવાનું ને એવું એકાદ બિનજરૂરી કામ મુલતવી રાખ્યું.

મનોરમા કયારની તેની વાટ જોતી હતી. 'કેમ રમેશભાઈ, આજે મોડું!' કહી તેણે ચોપડી ઉઘાડી. પહેલે પાને જ ડૉક્ટર મેનેટનું ચિત્ર હતું–ને તે જોતાં જ રમેશના મોંમાંથી આશ્ચર્યમિશ્રિત ભયનો ઉદ્ગાર નીકળી ગયો. તેણે જરા તીવ્ર અવાજે મનોરમાને કહ્યું: 'મનુ, એ બંધ કરી દે!'

આવી અપૂર્વ અને વિચિત્ર વર્તણૂકથી મનોરમા બહુ વિસ્મિત થઇ ગઈ–'કેમ ભાઇ આજે આમ કેમ? તબિયત તો સારી છે ને?' કહી તેણે રમેશને કપાળે હાથ મૂકી જોયો. 'હાય, હાય. કેટલો તાવ ભર્યો છે! જાઓ, ઘેર જઇને સૂઇ જાઓ. તાવ છતાં પરાણે ટયુશન માટે મોકલવા માટે સવિતા ભાભીને ઠપકો આપવા હું પણ આવું છું.' આટલા વખતે બન્ને વચ્ચે આટલો તો શુદ્ધ અને ઘનિષ્ઠ સંબંધ બંધાયેલો.

અને પછીનો અર્ધો કલાક ગઇ રાતનો વિચિત્ર અને અદ્ભુત બનાવ રસપ્રદ રીતે વર્ણવવામાં ગયો. સભ્યતા અને વાર્તાના શોખની ખાતર સવિતા અને મનોરમાએ એ વાતમાં અર્ધખરાં આશ્ચર્ય ને રસ દેખાડ્યાં.

*

તે દિવસે શુક્રવાર હતો. લૉ–કૉલેજમાં આજે રમેશને બે કલાક ભરવાના હતા. સામાન્ય રીતે જ તેને શુક્રવાર તરફ ગુસ્સો આવતો

અને તે ગુસ્સાનાં મૂળ આ સાંજના પોણાછથી પોણા આઠ સુધીના માથું પકવતા વર્ગોમાં હતાં.' તે દિવસે તેને માથું દુખવા આવતું, તાવ ચડી આવતો, ભૂખ લાગતી અને ઊંઘ પણ આવતી ! રોજ તો તે પાછળના બાંકડા પર બેસી છાપું કે નવલકથા વાંચી કે વાતો કરીને એક કલાક પસાર કરતો. પણ શુક્રવારે તો તે ઊંઘી જ જતો. ' વિદ્યાર્થી-જીવનના સૌથી વધુ યાદ રહે તેવા ફક્ત શુક્રવારના જ દિવસો છે ' એમ તે પોતાના વધુ ઉદ્યમી મિત્રોને કહેતો. એ બે કલાકોમાં તેણે પોતાનું, કાયદાનું, કાયદાશિક્ષકોનું અને આ મહા-જંજાળમાં ફસાવનાર પેલા બદમાશ બાપુનું આલોક-પરલોકનું જીવન કેવી રીતે જશે તેના બહુ જ આકર્ષક કાર્યક્રમો ગોઠવી નાખ્યા હતા. ને દર શુક્રવારે તે કાર્યક્રમોમાં વધુ ને વધુ આકર્ષક ઉમેરો થયા જ કરતો.

*

પણ આજે એ કાર્યક્રમ વિષે તેને વિચાર સરખો પણ ન આવ્યો. ને ઘડીભર જાણે એ સર્વનો ભયંકર, દુઃખકર કાર્યક્રમ ત્યાંથી અટકી ગયો. આજે તેને પેલી, ડોસાવાળી જગ્યાએ જલદી પહોંચવાની તાલાવેલી લાગી હતી. વારંવાર આકળવિકળ થતી આંખે તે વર્ગનાં ઘડિયાળ સામે નજર નાખતો-છેવટે એ બે કલાક પૂરા થયા. કદી તેને છુટકારાનો આટલો સંતોષ નહોતો થયો. નાસવાની નાની બારી મળતાં સપડાયેલી બિલાડી નાસે તેમ તીરની માફક તે નાસી છૂટયો.

ઉતાવળાં, જમીનને ભાગ્યે જ અડતાં પગલાં યુનિવરસિટી ગાર્ડનની પેલી પાર તેને લઈ જતાં હતાં-જ્યાં આઉટના અર્ધદગ્ધ પ્રકાશને ભેદીને એક મીણબત્તીનો પ્રકાશ પડતો હતો ત્યાં. ડાબી બાજુના પેલા મકાનની લાંબી અર્ધપ્રકાશિત ગલાર અને પગથી ઉપર પેલો વૃદ્ધ, અર્ધગાંડા જેવો, હાથમાં તેનાં ઓજારો લઈને બેઠો હતો. અર્ધી થઈ ગયેલ એ પાતળી મીણબત્તીના ટમટમતા પ્રકાશમાં પેલો ડોસો ચોપડીના ચિત્રની માફક, બેઠો બેઠો ઊંધું ઘાલી જૂની ઢબના ખાસડાં, અનાકર્ષક જોડા સીવતો હતો ! મુંબઈનાં સામાન્ય જાન્યુઆરી-ના ટાઢના દિવસોમાં થાય તેના કરતાં જરા વધુ ધ્રુજારી રમેશના દિલમાં આવી ગઈ. તેના પગલામાંથી જોમ અને ઉત્સાહ જાણે ઓસરતાં જતાં હતાં. કોઈ અદૃશ્ય બળે તેના પગ જમીન સાથે ચોંટતા હતા. આછો પ્રકાશ આપતી મીણબત્તી પાસે, ડોસાથી ફક્ત બે જ વાર દૂર તે આવીને ઊભો રહ્યો. કોઈ આત્મ-બળે તે ખેંચાઈ આવ્યો હતો અને તે જ આત્મબળ તેને ત્યાં જ ચોંટાડી દેતું હતું.

બીજા રહે દસેક સેકન્ડ થઈ હશે ત્યાં બહુ જ ધીમેથી ને ખૂબ જ દૃઢતાપૂર્વક પેલા વૃદ્ધે માથું ઊંચક્યું. લટકતાં ઝુલ્ફાં પરથી મીણ-બત્તીનો ઝાંખો પીળો પ્રકાશ ધીમે ધીમે સરી કપાળ, ભમ્મર, નાક ને છેવટે હડપચી પર પડ્યો. કોટના કાંઠલા પાછળથી કોઈએ બરફનો ટુકડો પીઠ પર સરકાવી દીધો હોય તેવી ધ્રુજારી રમેશને આવી-એ જ લાંબા, અસ્ત-વ્યસ્ત રૂપેરી ઝુલ્ફાં, એ જ અસંખ્ય કરચલી-વાળું ઉન્નત કપાળ, એ જ ઊંડી ગયેલી આંખો, એ જ લબડી ગયેલી ગાલ પરની પીળી ચામડી, એ જ મોં પરનું નૈરાશ્યમય, શાન, ભયંકર ઝનૂન ! તે સ્તબ્ધ થઈ રહ્યો ! તેના મોંમાંથી ગુપ્ત નિશ્વાસ સમો એક જ ધીરો અવાજ નીકળ્યો, ' ડોક્ટર મે...ને...ટ ! '

' હા, હું ડોક્ટર મે...ને...ટ.' બહુ જ ચોકસાઈથી જેમ કોઈ મશીનમાંથી એક સરખી વસ્તુઓ બહાર પડે તેમ મોંમાંથી શબ્દો બહાર પડતા હતા. ' મારી સાથે આવ...' હજી પોતે શું સાંભળે છે તેનો પૂરો ખ્યાલ રમેશને નહોતો આવ્યો. તુરત તેના હાંજા ગગડ્યા. તેના પગ પલાયન કરવા જતા હતા ત્યાં પેલાએ તેનું કાંડું પકડ્યું !

આવડી ઉંમરમાં તેણે ઘણાનાં કાંડાં પક-ડ્યાં હતાં, ને તેનાં કાંડાં પણ ઘણાએ પકડ્યાં હતાં-તેમાં સ્ત્રીઓનાં તેમ જ પુરુષોનાં કાંડાંનો

સમાવેશ પણ થતો હતો. પણ તેમાં એક પણ કોડું એક જ વખતે આટલું સખ્ત અને સુક્કું નહોતું. પાતળાં, ગાંઠાવાળાં લાંબાં આંગળાં, જાણે નહોરની માફક ચોંટયાં હતાં.

રમેશ ધ્રૂજી ઊઠયો. એને કંઈક વિચિત્ર રીતે 'કપાલકુંડલા'નો કાપાલિક યાદ આવ્યો. ડૉક્ટર મેનેટ અહીં અત્યારે ક્યાંથી હોય? તે મને ક્યાં લઈ જાશે? તેનું હિન્દુ વારસાનું અભ્યાસી ભેજું અત્યારે જાણે નકામું થઈ ગયું. 'મને—મને...જવા...દો' તે કરગરી ઊઠયો. 'ચાલ!' પહેલાં કરતાં વધુ ધીમા અને હિમપ્રદેશના ઠંડા સુસવાટા સમા અવાજે પેલા વૃદ્ધે કહ્યું અને ઝડપથી નીચા વળી રાંપી લીધી. કીર્તિદેવના હાથે કાકા હિંગળાજ ચાચરમાં જેમ ઢસડાયો હતો તેમ રમેશ ઢસડાયો. યંત્રવત્ પેલો વૃદ્ધ વાર્ધક્યને દુર્લભ એવી ઝડપથી પગલાં ઉપાડતો હતો.

તે ઝડપથી એડવર્ડના અશ્વારોહી પૂતળા આગળ થઈ મ્યુઝીઅમ તરફના, ટ્રામ જાય છે તે રસ્તા પર થઈ દલાલ સ્ટ્રીટની પાછળની ગલીના એક અર્ધ પ્રકાશિત મકાન આગળ આવી પહોંચ્યો. મકાન બે માળનું, નીચા માટનું હતું. અંદર વીજળીના દસ કેન્ડલ પાવરના ગ્લોબ જેટલું જ અજવાળું હતું. એક બાજુ અર્ધખુલ્લા નાના બારણામાંથી એક દાદરાનાં ત્રણેક પગથિયાં દેખાતાં હતાં. પેલો વૃદ્ધ તે તરફ ધસ્યો—રમેશ પાછળ ઢસડાયો. દાદરાનાં પાટિયાં ચું ચું બોલતાં હતાં. પગમાં કાગળના ટુકડા, લૂગડાના ભીના ડૂચા અને પાંઉના નાખી દીધેલા ટુકડા કચરાતા હતા. તેલ, સડેલાં ઈંડાં ને તળેલી ડુંગળીની મિશ્ર વાસ આવતી હતી.

બીજે માળે જમણા હાથ પરની છેલ્લી રૂમમાં ડોસો તેને લઈ ગયો. રૂમ પર તાળું નહોતું. ધક્કો મારતાં તે ઊઘડી ગયું. અંદર અંધારું હતું. પેલા ડોસાએ, અંધારામાં પણ બધું જોઈ શકતો હોય તેમ, ક્યાંકથી બાકસ કાઢી મીણબત્તી સળગાવી.

મીણબત્તીનો પ્રકાશ જોતાં રમેશના જીવમાં જરા જીવ આવ્યો. ચારે બાજુ જોતાં બેસવાનું કોઈ પણ સાધન, એક ખૂણામાં પડેલ ફાટેલ સાદડી સિવાય દેખાતું નહોતું. મૂળ રંગ કદાચ સફેદ હોય, પણ મેલને લીધે લગભગ કાળાં દેખાતાં કપડાં, ને તેવાં જ ચાનાં વાસણો વગેરે ગમે તેમ પડ્યાં હતાં. એક બાજુ પર ધૂળવાળાં, ફાટેલાં પૂંઠાં ને વળેલાં ખૂણાવાળાં માસિકો, કેટલાંક નકામાં જણાતાં પુસ્તકો વગેરે પડ્યાં હતાં. રમેશને આવા માણસોને ત્યાં પુસ્તકો જોવાથી અચંબો લાગ્યો—પણ તેની નજર તે તરફ વળેલી જોઈ ડોસો બોલી ઊઠયો. 'જો આ...' ને હાથ હવામાં વીંઝ્યો—અને—અને તેની સાથે જ રમેશ સામે એક ત્રિરંગી ચિત્ર, જાણે હવામાંથી આવ્યું હોય તેમ, કોણ જાણે ક્યાંથી આવ્યું! તે ચિત્ર પર મીણબત્તીનો ટમટમતો પ્રકાશ પડતાં રમેશ અવાક થઈ ગયો. ડૉક્ટર મેનેટનું ચિત્ર! તેની એક કિનાર ચિત્ર ચોપડીમાંથી ફાટેલ હોય તેવું દેખાડી આપતી હતી. મનોરમાની ચોપડીમાંથી તો નહિ હોય?

'તમારી પાસે આ ક્યાંથી?' રમેશ બોલી ઊઠયો.

'હું જ ડૉક્ટર મેનેટ—જો આ વાંચ...' ડોસાએ એક ખૂણામાંથી ધૂળ ખંખેરી બેત્રણ ટાઈપ કરેલા કાગળો તેને વાંચવા આપ્યા. સાચે જ તેમાં ડૉ. મેનેટનું, ડીકન્સે કરેલું અક્ષરશઃ વર્ણન હતું! ચિત્રના ખૂણા પર 'મેકમીલન' એમ ઝીણા અક્ષરે લખેલું હતું.

ઓચિંતો ડોસો ખડખડ હસવા માંડ્યો. રમેશને આ બધું સમજાતું નહોતું. તેણે ઊંચે જોયું તો સામેની ભીત પર એક કોલસા વતી દોરેલું ચિત્ર હતું—જેલની બારી જેવું—નીચે કૅચમાં 'બે-સ્ટી-લ' એમ મોટા છૂટા અક્ષરે લખેલું હતું.

રમેશ બેઠો થઈ ગયો—ડોસો તેની પાસે આવે, તેને અટકાવે તે પહેલાં તેણે એક જ ફલાંગે એ અક્ષરો બંને હાથ વતી ભૂંસી નાખ્યા,

હાથ પર નજર કરે તો લોહી થયેલ જણાયા– 'લોહી!' ચીસ પાડી તે ત્યાંથી નાઠો–અથડાતો કૂટાતો તે ફ્લોરા ફાઉન્ટન પાસે આવ્યો ત્યારે રાતના દસ વાગી ગયા હતા.

ચર્ચગેટ હાથમાં પોઈ ૧૦–૨૦ની ટ્રેનમાં આવ્યો. પહેલા ડબ્બામાં કોઈ નહોતું એટલે તે એક બારી પાસે ખૂણામાં બેઠો. ગાડી ઊપડી. મરીન લાઈન્સ ગયું...ચર્નિરોડ...ગ્રાંટરોડ... સેન્ટ્રલ...એમ ધીમે ધીમે સ્ટેશનો પસાર થવા લાગ્યાં. દાદરથી ટ્રેન ઊપડી ત્યારે કોઈ હતું નહિ. પણ તેની નજર ડબ્બાના એક અંધારા ખૂણામાં બેઠેલા એક વૃદ્ધ માણસ પર પડી. તેણે કાળો સૂટ તથા પીળાશ પડતી ટાઈ પહેરેલી હતી. પીળાશ પડતી ટાઈ સામે રમેશને હંમેશનો વિરોધ હતો. આ માણસ ક્યારે આવીને બેસી ગયો હતો? પોતે બેઠો ત્યારે કોઈ નહોતું પછી પણ કોઈ ચડ્યું નહોતું–ભ્રમ હશે–એ વિચાર કરતો અટક્યો.

પેલો વૃદ્ધ ઊભો થયો, 'ના, ભ્રમ નથી.' શુદ્ધ, સ્પષ્ટ ઉચ્ચારે બોલાયેલું આ વાક્ય સાંભળી રમેશ બેઠો થઈ ગયો. પેલાએ કહ્યું, 'તમે હમણાં ડૉક્ટર મેનેટ પાસેથી આવો છો ને!'

રમેશ દંગ થઈ ગયો. 'તમને કેવી રીતે... શું...તમે કોણ છો?'

પેલો હસ્યો. મોંની અંદરથી અર્ધા પીળા દાંતોની વચ્ચે બે સોને મઢેલા દાંતો પર ડબ્બાની લાઈટનો ચમકારો ઘડીભર આકાર પામી ગયો. તેણે પીળી ટાઈ જાકીટમાંથી બહાર કાઢી જરા પવનમાં ફરકવા દીધી, તમાકુથી પીળા થયેલ સફેદ મૂછોને વળ દીધો, ખિસ્સામાંથી એક ચીરૂટ કાઢીને સળગાવી. 'તેનું તમારે શું કામ છે? જુઓ આ...' કહીને તેણે ખિસ્સામાંથી એક નાનો પેન્સિલ સ્કેચ કાઢી રમેશ સામે ધર્યો. એ ડોક્ટર મેનેટના ચિત્રનો સ્કેચ હતો!

હવે રમેશને લાગ્યું કે કંઈક અમાનુષી બની રહ્યું છે. તેણે બારી બહાર નજર નાખી. માહીમની ખાડી ઉપર ટ્રેન જઈ રહી હતી. તે બોલ્યો, 'હવે સમજાયું, આ ભૂત લેખો! તમે જ મેકમીલન ખરું ને!' પેલો આંખો પહોળી કરી જોઈ રહ્યો– 'ના–ના એ કોક જ મેકમીલન છે, હું તો મૂળ ડૉક્ટર મેનેટ છું! આ જુઓ આટલાં ૧૫૦–૨૦૦ વર્ષથી તમાકુ પીને મારી છાતી બળીને ખાલી થઈ છે, એટલે તો અંદર 'ટેલ ઑફ ટુ સીટીઝ'ના કાગળના ડૂચા ભરી ઉપર જાકીટ પહેરવું પડે છે, જુઓ. કહી તેણે જાકીટ ખોલ્યું–અંદરના કાગળના ડૂચા હેઠા પડ્યા–રમેશે આંધળા બળથી પોતાના કાળા હાથની મુક્કી તેની છાતીમાં મારી–ત્યાં કંઈ જ ન હોતું! ફક્ત કપડાં જ!

'પેલો ડોસો તો ચિત્રકાર છે–પણ તેનો ચહેરો, એ એમ માને છે કે હાં. મેનેટ જેવો છે એથી એ વાતાવરણ લાવવા કંઈક ઢોંગ કરે છે. પેલું ચિત્ર તેણે જ કરેલું છે. અમારે એને શરત હતી, મોસ્યો રમેશ...' પોતાનું નામ સાંભળતાં રમેશ ચમક્યો–'ચમકો છો શું! હું બધું જ જાણું છું–એ શરત હું જીત્યો એથી મોજ કરું છું ને પેલો રખડે છે તેણે મારું જ ચિત્ર દોરેલું પણ મેં મારું ચિત્ર દોરેલું તે વધુ સરસ છે. જુઓ.' કહી ક્યાંકથી કાઢી તેણે એક નાનકડું ત્રિરંગી ચિત્ર બતાવ્યું. 'મારી અલ્પ યાદ તરીકે ભેટ આપું છું' કહી તેણે 'ડૉ. મેનેટ તરફથી' એમ લખી આપ્યું અને પોતાનું કાર્ડ પણ આપ્યું. રમેશે વાંચ્યું, 'મેનેટ, લુઈ શેઠ, બાંદરા' એમ છાપેલું હતું. 'કોઈ વખત બાંદરા ઊતરો તો આવજો,' કહી તે ગાડી ઊભી રહેતાં બાંદરા સ્ટેશને ઊતરી ગયો. ગાડીનાં પૈડાં સરક્યાં.

*

બીજે દિવસે રમેશ જાગ્યો ત્યારે પેલા બે ભયાનક લાગતા ડોસાઓના ચિહ્નામણાં મોંને બદલે ચિંતાથી વધુ રૂપાળાં દેખાતાં બે અત્યંત પરિચિત અને અત્યંત પ્રિય મુખારવિંદો જોયાં. સવિતાએ નીચા વળી તેના કપાળે હાથ મૂકી પૂછ્યું, 'હવે કેમ લાગે છે! આ બનાવું! પીશો?'

તેઓ પરણ્યાં ન હતાં પણ પ્રેમમાં તો હતાં જ. રોજ સાંજે ક્યાંક ને ક્યાંક મળી લેતાં. બાગમાં, કલબમાં, દરિયાકાંઠે અને ક્યાંઈ નહિ તો છેવટે બજારમાં જવા આવતાં. પણ ચારપાંચ દિવસથી તેઓ એકબીજાને મળ્યાં ન હતાં. અરસપરસ ધારતાં કે કોઈ વિઘ્ન નડ્યું કે શું? વડીલોની બીકે કે વાંકે તેઓ એકબીજાને ઘેર તો જઈ શકતાં નહિ.

શહેર બહાર રસ્તા પર સામસામાં ભટકાઈ પડ્યાં. રમેશ એકલો હતો પણ રમાની સાથે એની સમવયસ્ક એક યુવતી હતી. રમેશે તેને કદી જોઈ ન હતી એટલે તે પરગામની હશે તેમ માની લીધું. બન્નેનાં દિલ ધડક્યાં, મો મલક્યાં ને નેન નાચ્યાં પણ હોઠ હાલ્યા નહિ કારણ કે કોઈક અજાણ્યું ત્રીજું હાજર હતું. છેવટે રમેશ બોલ્યો: 'રમા! આજે રાત્રે એક મિજલસ છે તેમાં તમારે આવવું પડશે. બહુ આનંદ આવશે. ના નહિ કહેવાં.'

'પણ ક્યાં ને કોને ત્યાં તે તો કહેતા નથી. બસ, નોતરું દેવામાં જ સમજ્યા છો?' રમા આંખો ઉછાળતાં વદી.

'ક્યાં તે મારે ત્યાં' ટૂંકો પણ અર્થસૂચક નજરસહી જવાબ મળ્યો. અને ઉમેર્યું; 'ગાન, પાન અને ખાનથી તમે રાજી રાજી થઈ જશો. આખી રાતનું સાટું કરીને આવજો.'

'પણ...આઠની ગાડીમાં તો આ સુમતિબહેન જવાનાં છે ને મને એકલીને કાકા કંઈ આવવા દે?'

'સુમતિબહેન! તમે રોકાઈ જાઓ, કાલ જજો.' રમેશે સુમતિ બહેનને ઉપલકિયો આગ્રહ કર્યો.

'માફ કરો!' બે હાથ જોડી સુમતિબહેન મંદ હસ્યાં. તે આ પ્રેમકિસ્સાથી વાકેફ હતાં.

'તો પછી સંદીપને તમારી સાથે લેતાં આવજો... કાકા ના નહિ કહે.' રમેશે રમાને કહ્યું. સંદીપ રમાનો પાંચ વર્ષનો ભાઈ હતો.

'પણ આમંત્ર્યાં છે કોને કોને?' રમાએ પૂછ્યું અને ઉત્તર મળે તે પહેલાં તો પગ ઉપાડ્યા કારણ કે સુમતિબહેન બે ડગલાં આગળ નીકળી ચૂક્યાં હતાં. તે સમજુ લાગ્યાં.

'કોણ કોણ? આખું જગત. તું-માં મારું આખું જગત. બા તો કાલનાં વડોદરે ગયાં છે ને સંદીપ સૂઈ ગયો હશે. મુંબઈથી આણેલા થોડાક સાધન મારે તને બતાવવાં છે. ના નહિ કહેતી.'

'પણ...' રમાનું ભોળાઈ ભેર મન પીગળ્યું હતું પણ વિવેકથી ચોકખીચટ હા નહોતી કહેતી.

'હવે ઉપડો, ઉપડો, ગોઠવ્યાં છો તે' સુમતિબહેનનો સાદ પડ્યો.

'કહો ત્યારે જરૂર આવજે. બધાં આવવાનાં છે.' મોટેથી બોલતો અને સુમતિબહેનને નમસ્કાર કરતો રમેશ રસ્તે પડ્યો. — ચિ.

# લગ્ન અને લેખન

કેશવલાલ કા. જાની

પરીક્ષાનો છેલ્લો પેપર પૂરો કરીને જયંત બહાર નીકળ્યો કે તરત જ ઊર્મિએ પૂછ્યું, 'કેમ, આજનો પેપર કેવો ગયો?'

'સરસ!' એમ જવાબ આપી જયંત ચાલવા લાગ્યો. ઊર્મિ પણ તેની સાથે સાથે ચાલી. રસ્તામાં જયંતે વાત છેડી, 'ઊર્મિ, મારે તને થોડી વાત કહેવી છે.'

જયંતના ગંભીર બનેલા ચહેરા તરફ જોઈ ઊર્મિએ કહ્યું, 'મને વાત કરવાની છે? પણ તેમાં આટલા બધા ગંભીર થવાની શી જરૂર છે?'

'નહિ, ઊર્મિ, એ વાત જ એવી છે!'

'એમ કે?' ઊર્મિએ જરા આશ્ચર્ય પામીને કહ્યું, 'તો પછી ચાલો મારી રૂમ પર. ત્યાં જ બેસીએ.'

બંને ઊર્મિની રૂમમાં ગયાં. ઊર્મિ કૉટ ઉપર બેઠી, અને જયંત કૉટ પાસે ખુરશી પર બેઠો.

જયંતે શરૂઆત કરી, 'ઊર્મિ, સોમવારે જ અમારા આડતિયા રમણીકલાલનો વઢવાણથી પત્ર આવ્યો છે. પરીક્ષાની ઉતાવળમાં તને બતાવવો રહી ગયો હતો.'

'શું લખે છે?' ઊર્મિએ અધીરા બની પૂછ્યું.

'મેં તેમને દુકાનમાંથી મારી ભાગીદારી કાઢી નાખવા લખ્યું હતું......'

'શા માટે?' ઊર્મિએ પ્રશ્ન કર્યો.

'કારણ દેખીતું જ છે' જયંતે કહ્યું. 'મારા પિતાશ્રી દસ વર્ષથી તેમની ભાગીદારીમાં ધંધો કરતા હતા તેનો અર્થ કાંઈ એમ નહિ કે મારે પણ એ જ ધંધો કરવો. ઊર્મિ, તેમનો માર્ગ જુદો હતો, અને મારો માર્ગ જુદો છે. તેમણે વેપારમાં પૈસો મેળવ્યો, ત્યારે હું લેખનપ્રવૃત્તિમાંથી પૈસો મેળવીશ અને એ પ્રમાણે જ મેં આડતિયાને લખી જણાવ્યું. પણ તેઓ રહ્યા જરા જૂના વિચારના. તેમને મારો વિચાર પસંદ ન આવ્યો. તેમણે મને પત્રમાં એ પ્રમાણે લખ્યું પણ ખરું, પણ મારો નિશ્ચય પાકો હોવાનું તેમને જણાવતાં જ નાછૂટકે મારી ભાગીદારી તેમણે કાઢી નાખી.'

'તમારા ભાગમાં કેટલી રકમ આવી?'

'રકમ તો કંઈ જ ન આવી. પિતાશ્રીની હાજરીમાં જે કંઈ મળતું, તેમાંથી તેમણે બને દીકરીઓનાં લગ્ન કર્યાં, મને ભણાવ્યો, અને એક ઘર લીધું. બે હજારના દાગીના પણ કરાવ્યા. દુકાનમાં તેમના ખાતામાં પાંચેક હજાર જમા હતા, પણ તે તેમની માંદગી દરમિયાન અને મારા શિક્ષણખર્ચમાં વપરાઈ ગયા.' આટલું કહી જયંત જરા અટક્યો. 'પણ મને તેની જરા ય ફિકર નથી. હવે અભ્યાસની ચિંતા ન હોવાથી હું મારો બધો વખત લેખનપ્રવૃત્તિને આપી શકીશ, અને તેમાંથી ખૂબ પૈસા મેળવી શકીશ.'

આટલું બોલી તેણે એકવાર ઊર્મિ તરફ જોયું. તે ચુપચાપ બેઠી હતી.

જયંત બોલ્યો, 'ઊર્મિ, હવે હું અહીં રહેવાનો નથી. મારો અભ્યાસ પૂરો થયા પછી મુંબઈમાં રહી નકામું વધારે ખર્ચ શા માટે કરવું? વળી મારા પિતાના અવસાન પછી મારી માતા એકલી જ રહે છે. તો હવે હું તેની પાસે વઢવાણ જઈને રહીશ, અને મારી લેખનપ્રવૃત્તિ ચાલુ રાખીશ. તું શું કરશે?'

'હું તો અહીં જ રહેવાની.' ઊર્મિએ કહ્યું.

'આપણે બંને એકબીજાથી દૂર રહેવાનાં,' જયંતે દીર્ઘ નિશ્વાસ મૂકી કહ્યું.

થોડી વાર બેમાંથી કોઈ કાંઈ બોલ્યું નહિ. અને શાંતિનો ભંગ જયંતે જ કર્યો. તે બોલ્યો, 'ઊર્મિ, આજ સુધી આપણે જે આશા ઉપર મીટ માંડીને આપણો સંબંધ વધાર્યો છે તેનું શું? આપણાં લગ્ન ક્યારે?'

'પણ એ જ કે આપણા ભરણપોષણનું સાધન શું?'

'હમણાં જ મેં તને ન કહ્યું?' જયંતે જવાબ આપ્યો. 'તું જાણે છે કે અત્યાર સુધીમાં મારી પચીસેક નવલિકાઓ, ત્રીસેક કાવ્યો અને બાર-પંદર પ્રકીર્ણ લેખો સામયિકોમાં પ્રગટ થઈ ગયાં છે. અને મારી લેખનપ્રવૃત્તિ નિયમિત ચાલુ રાખું તો એક વર્ષમાં એટલું જ બીજું લખી શકું એમ મારી ખાતરી છે.'

'પણ મારા પ્રશ્નનો જવાબ!' ઊર્મિ વચ્ચે બોલી ઊઠી.

'આમાં જ તારા પ્રશ્નનો જવાબ નથી?' જયંતે કહ્યું. આટલી સામગ્રી તૈયાર હોય તો પછી તેને ગ્રંથસ્થ કરાવતાં કેટલી વાર? દર વર્ષે બે જ પુસ્તકો પ્રગટ થાય તો પણ માસિક સો રૂપિયા મળે. પણ મારો વિચાર તો દર મહિને ચાર પુસ્તકો પ્રગટ કરવાનો છે.'

'તમારી ભૂલ થાય છે, જયંત,' ઊર્મિ બોલી. 'સાહિત્યપ્રવૃત્તિને ધંધા તરીકે સ્વીકારનારા લેખકવર્ગના અનુભવ ઉપરથી એમ કહી શકાય કે લેખનવ્યવસાય ઉપર આધાર રાખવાની તમારી આશામાં તમને સફળતા મળવાનો સંભવ ઓછો છે.'

જયંતના ચહેરા પર ઊર્મિએ મક્કમતા જોઈ. તે બોલી, 'વારુ, પ્રયાસ કરી જુઓ.'

'પણ ઊર્મિ, આપણાં લગ્નનું શું?' જયંતે મૂળ મુદ્દા પર આવતાં પૂછ્યું.

'લગ્ન!' ઊર્મિએ જવાબ આપ્યો, 'જયંત, તમારા સિવાય બીજા કોઈની સાથે હું લગ્ન કરવાની નથી તે તમે જાણો છો. પણ તમે કંઈક કમાતા થાઓ પછી જ આપણે લગ્ન કરવાં એમ મેં નક્કી કર્યું છે.'

'પણ ઊર્મિ, હું હવે કમાવાનો જ છું ને! આવતા અઠવાડિયામાં જ હું જુદા જુદા પ્રકાશકોને મળીને મારાં પુસ્તકોના પ્રકાશન માટે નક્કી કરી લેવાનો છું.'

'શરૂઆતનો ઉત્સાહ છેવટ સુધી ટકી રહે તો સારું.' ઊર્મિ શંકાશીલ સ્વરે બોલી:

'પણ મારા પ્રશ્નનો જવાબ...'

'જવાબ એક વર્ષ પછી હું આપીશ. ત્યાં સુધીમાં તમે તમારી લેખનપ્રવૃત્તિમાંથી ખૂબ પૈસા કમાયા હશો, અને હું પણ મેટ્રિક પાસ થઈ ગઈ હોઈશ.'

આ જવાબથી જયંતને જરા પણ સંતોષ

થયો નહિ. 'ઊલટું' તેને પણ જ ખોટું લાગ્યું. તેનો ચહેરો ઊતરી ગયો.

તેના ચહેરા પરનો ભાવ જોઈને ઊર્મિ બોલી, 'જયંત, જરા દીર્ઘદૃષ્ટિથી વિચાર કરો. હંમેશા કલ્પનાના ઘોડા નચાવવાને બદલે, જે જગતમાં આપણે રહીએ છીએ તે જગતમાં શું ચાલી રહ્યું છે તે જુઓ. આપણા બંનેનો, અને આપણી થનારી સંતતિનો ઉદરનિર્વાહ કરવાની શક્તિ આપણામાં આવે ત્યારે જ લગ્ન કરવાં એ શ્રેયસ્કર છે એમ, જરા વધારે વિચાર કરવાથી તમને સ્પષ્ટ રીતે સમજાઈ જશે. તમે કમાવા માંડો કે તરત જ આ ઊર્મિ તમારી ગૃહિણી થવા તૈયાર છે એમ ચોક્કસ માનજો.'

જયંતને ઊર્મિની સૂચના પસંદ ન પડી. પોતાનું સુખમય ભાવિ પોતાની નજર સામે સ્પષ્ટ દેખાતું હતું, અને પોતાના લેખનમાંથી સારી કમાણી થશે એમ પોતાનું મન સાક્ષી પૂરતું હતું, છતાં પણ ઊર્મિને તે વિષે શંકા કરતી જોઈને જયંતને બહુ જ નવાઈ લાગી. પણ તે બાબત વધારે વાદવિવાદમાં ઊતરવાનું તેને યોગ્ય લાગ્યું નહિ, 'જેવી તારી મરજી' કહીને તે ઊઠ્યો, અને જવા માટે તૈયાર થયો.

'જયંત, જઈને તરત પત્ર લખશો ને!' ઊર્મિએ પૂછ્યું.

'હં!'

'અને પછી!'

'લખતો જ રહીશ.'

ઊર્મિના મુખ પર આનંદ છવાયો.

'અને ઊર્મિ, તું?'

'હું પણ લખીશ!'

'જરૂર!'

'હા, પણ શંકા કેમ આવી!'

કંઈ પણ જવાબ આપ્યા વગર જયંત રસ્તે પડ્યો, તે નજર બહાર ગયો, ત્યાં સુધી ઊર્મિ બારણામાં ઊભી રહી તેને જતો જોઈ રહી.

વડવાણ પહોંચ્યો કે તરત જ જયંતે જુદા જુદા પ્રકાશકોને પોતાની કૃતિઓ પ્રસિદ્ધ કરવા માટે પત્રો લખ્યા, અને જવાબ માટે દોઢ દોઢ આનાની ટિકિટો બીડી. પણ તેના ધાર્યા મુજબ જવાબ આવ્યો નહિ. તેણે ફરીથી યાદી-પત્રો લખ્યા, ત્યારે એકાદબે પ્રકાશકો તરફથી જવાબ આવ્યા. તેમાં તેમણે જયંતને રૂબરૂ મળવા બોલાવ્યો હતો.

જયંત તેમને રૂબરૂ મળવા ગયો. પણ જેટલી આશાથી તે તેમને મળવા ગયો હતો તેટલી જ નિરાશાથી પાછો ફર્યો. છપાઈ વગેરે માટે થતો ખર્ચ જયંત આપે તો તેનું પુસ્તક પ્રગટ કરવા તે તૈયાર હતા.

તેના કરતાં તો પોતે જ પુસ્તક પ્રગટ કરવું સારું, એમ જયંતને લાગ્યું. કારણ કે તેથી વધારે ફાયદો થાય. તેનાં કાવ્યો ઉપર લોકો આફરીન છે એમ લાગવાથી પહેલાં તેણે એક કાવ્યસંગ્રહ છપાવવાનું નક્કી કર્યું, અને તે દિશામાં પ્રયત્ન શરૂ કર્યા.

એક સિદ્ધહસ્ત સાક્ષર પાસે તેણે પોતાના કાવ્યસંગ્રહની પ્રસ્તાવના લખાવી. અને છપાવવાના ખર્ચ માટે ઘરમાંથી દાગીના ઘરેણે મૂકી પૈસા વ્યાજે લીધા, અને કાવ્યસંગ્રહ છપાવ્યો. પુસ્તકના પૈસા આવશે કે તરત જ દાગીના છોડાવી લઈશ એમ તેણે માન્યું હતું.

પણ તેની માન્યતા મુજબ તેનો કાવ્યસંગ્રહ ખપ્યો નહિ. જો કે તેનું પુસ્તક ઘણે ઠેકાણે જોવામાં આવતું હતું, છતાં પણ તેનાં પુસ્તકો ખપતાં ન હતાં. આ વસ્તુસ્થિતિ તે સમજી શક્યો નહિ. છેવટે બારીક તપાસ કરતાં તેને માલમ પડ્યું કે જે છાપખાનામાં તેણે પોતાનું પુસ્તક છપાવ્યું હતું તે છાપખાનાના માલિકે વધારે નકલો છપાવી હતી, અને જયંત પોતાનું પુસ્તક બજારમાં રવાના કરે તે પહેલાં જ છાપખાનાવાળાએ પોતાના એજન્ટો મારફત ચારે બાજુ તે વેચવા માટે રવાના કરી દીધું હતું. ઉપરાંત જે જે બુકસેલરોને તેણે પુસ્તક

વેચવા આપ્યું હતું તેઓ તે બારે આપીને પૈસા મેળવતા હતા, અને જયંતનાં પુસ્તકો બિલકુલ ન ખપતાં ધૂળ ખાતાં પડયાં હતાં.

આ બધાની અસર જયંતના મન ઉપર થયા વગર રહી નહિ. કાવ્યસંગ્રહમાંથી કમાણી કરવાની વાત તો બાજુ પર રહી, પણ તેમાં રોકેલા પૈસા પણ ઊભા થવા મુશ્કેલ થઈ પડ્યા.

શરૂઆતમાં તો આ બધી બાબતો તે ઊર્મિ-ને પત્ર દ્વારા ખુલાસાવાર લખી જણાવતો, અને ઊર્મિ પણ તેને મૃગજલની પાછળ ન પડતાં દ્રવ્યોપાર્જનનો બીજો કોઈ માર્ગ સ્વીકારવાની સૂચના કરતી. પણ જયંતને તે મુદ્દલ રુચતું નહિ. પણ પછી તો જયંતને એમ જ લાગ્યું કે ઊર્મિ પોતાને દાઝયા ઉપર ડામ દેવા માટે જ આવા પત્રો લખે છે. તેથી તે ખૂબ ચિડાયો, અને તેની સાથેનો પત્રવ્યવહાર બંધ કર્યો.

ઊર્મિએ ત્યાર પછી તેને બે-ત્રણ પત્રો લખ્યા, પણ જયંતે જવાબ આપ્યો નહિ, અને પોતાના પત્રોના જવાબ ન મળવાથી ઊર્મિએ પણ પત્ર લખવાનું માંડી વાળ્યું.

હવે જયંત બેચેન બન્યો, પોતે પત્ર નહિ લખે તો યે ઊર્મિ પત્ર લખીને તેની તપાસ કરતી રહેશે, અને જવાબ આપવા માટે આજીજી કરતી રહેશે એમ જયંત ધારતો હતો. પણ આ બધી આશાઓ વ્યર્થ ઠરી. ઊર્મિને પત્ર લખીને પોતાની મનોવ્યથા જણા-વવાનું જયંતને મન થતું, પણ તેની સ્વમાનની ખોટી ભાવના તેને તેમ કરતાં અટકાવતી.

હજી પણ પોતાના લેખન દ્વારા કમાણી કરવાની તેની આશા નિર્મૂળ બની નહોતી. તે કેટલાક પ્રકાશકોને મળ્યો, અને કેટલાકને પત્ર દ્વારા પોતાનાં પુસ્તકોના પ્રકાશન માટે લખ્યું. પણ કોઈ ઠેકાણેથી તેને સહકાર મળ્યો નહિ.

આમ ને આમ એક વર્ષ વીતી ગયું. આ વખત કેમ વીતી ગયો તેની તેને ખબર ન રહી. પણ આ બાબતની તેને ખબર પડે તેવી એક ઘટના બની.

એક દિવસ સવારે જયંત ઊઠીને નિત્ય-કર્મથી પરવાર્યો, ત્યાં ટપાલવાળાએ આવીને એક લાલ કવર તેના હાથમાં આપ્યું. કવર ઉપર ઊર્મિના અક્ષર તેણે ઓળખ્યા, અને તેને આનંદ થયો. ઉત્સાહમાં ને ઉત્સાહમાં તેણે કવર ફોડ્યું, અને વાંચવાની શરૂઆત કરીઃ

પ્રિય જયંત,

આપણે એકબીજાથી દૂર થયાં આજે એક વર્ષ વીતી ગયું છે. છૂટા પડતી વખતે એકબીજાને પત્ર લખવાનો આપણે નિરધાર કર્યો હતો, પણ તમે એ વચન પાળ્યું નથી. પત્ર લખવાનું પણ તમે બંધ કર્યું છે, તો વર્ષ આખરે મળવાનું તમે વચન આપ્યું હતું તે તો ક્યાંથી જ પાળો!

જયંત, આ જ તમારો મારા પરનો પ્રેમ ને! મેં બે-ત્રણ પત્રો લખી તમારા સમાચાર પુછાવ્યા, તમારા લેખનમાંથી તમને કેટલી કમાણી થઈ તે બાબત પુછાવ્યું, તો તમે પત્ર લખવાનું જ બંધ કર્યું. તમારા વર્તન પરથી મારે શું સમજવું!

પોતાનાં પુસ્તકોમાંથી ખૂબ કમાણી થતી હોવાથી તમને ધનનો મદ ચઢ્યો હશે અને તેથી મારું વિસ્મરણ થવાથી પત્ર લખવાનું બંધ કર્યું હશે! અગર તો મેં અગાઉ ભાખેલા ભવિષ્ય પ્રમાણે લેખનવ્યવસાયમાંથી કંઈ જ કમાણી ન થવાથી મને મળવાની તો શું, પણ પત્ર લખવાની યે તમને શરમ થતી હશે!

જયંત, આ બંને બાબતો દુઃખમય છે. અત્યાર સુધી મેં તમારા તરફ ઘણી જ મમતા રાખી છે. તમારું સુખ તે મારું સુખ અને તમારું દુઃખ તે મારું દુઃખ એમ હું માનતી હતી. અને તેથી જ મેં તમને સાવચેત રહેવા સૂચવ્યું હતું. સમજો તો હજી પણ બગડી બાજી સુધરી શકે તેમ છે, પહેલાં કરતાં પણ સુધરે તેમ છે. માટે તમારા લેખન-વ્યવસાયમાંથી કમાણી કરવાની ધૂન છોડી દઈ દ્રવ્યોપાર્જન માટે બીજો કોઈ ધંધો શોધી કાઢો. વધારે શું લખું?

તમારા પત્રની આતુરતાથી રાહ જોઉં છું.

આપની જ

ઊર્મિ

તા. ક. મારી પરીક્ષા પૂરી થઈ છે. પેપરો બધા સારા ગયા છે. પાસ થવાની પૂરેપૂરી ખાતરી છે. મારી માતાને મારા કરતાં પણ વધારે ખાતરી છે. તેથી તે અત્યારથી જ લગ્ન માટે મારી પાછળ પડી છે. દરરોજ નવાં નવાં સ્થળ સૂચવે છે. જયંત, હું તેને શો જવાબ આપું? તમે અહીં કયારે આવશો? આ વર્ષે તમારા પુસ્તકોમાંથી તમે કેટલું કમાયા તે તમારે મોઢેથી જ સાંભળવા હું ઘણી જ આતુર છું.

ઊર્મિ

પત્ર વાંચીને જયંતનો બધો ઉત્સાહ અદૃશ્ય થઈ ગયો, અને તેના ચહેરા પર વિષાદ છવાઈ ગયો. તેણે હતાશ હૃદયે પત્ર ટેબલ ઉપર મૂકયો, અને કૉટ પર પડીને તે વિચાર કરવા લાગ્યો. વિચાર કરતાં તેને લાગ્યું કે બધી હકીકત જાણવા છતાં પે, પોતાને ચીડવવા અને ઉતારી પાડવા માટે જ, અજ્ઞાતતાનો દેખાવ કરીને ઊર્મિએ આ પત્ર લખ્યો છે.

ક્રોધાવિષ્ટ બની તે ઊઠયો, અને ઊર્મિને પત્ર લખી નાખ્યો:

પ્રિય ઊર્મિ,

તારો પત્ર મળ્યો. જે આશાથી મેં એ પત્ર ખોલ્યો હતો તે આશા પત્ર વાંચતાં જ નિરાશાના રૂપમાં પલટાઈ ગઈ. અત્યંત વિકટ પરિસ્થિતિમાંથી હું પસાર થઈ રહ્યો છું એ વખતે તારા તરફથી સહાનુભૂતિ અને દિલાસો મળવાને બદલે તારા પત્રથી હૃદયને ખૂબ આઘાત થયો છે. ઘડીભર મનમાં એમ પણ વિચાર આવે છે કે આના કરતાં તો તારો પત્ર ન આવ્યો હોત તો જ સારું હતું.

ઊર્મિ, સ્ત્રીજાતિ પૈસાની જ સગી છે એ સાંભળેલી વાત અત્યારે મને સાચી લાગે છે. મારી માતા સિવાય બીજી સ્ત્રીઓ જ સ્ત્રીનો મને સહવાસ હતો, અને તે તારો! તું મને એક અપવાદાત્મક સ્ત્રી લાગતી હતી. દુનિયાની બધી સ્ત્રીઓ પૈસાની પૂજારી હોય છે. પણ મારી ઊર્મિ એ નિયમને ખોટો પાડે છે એમ હું ખરા અંતઃકરણથી માનતો હતો; અને તે બદલ મને અભિમાન પણ હતું.

પણ તારા આ પત્રથી મારી બધી આશાઓ ખોટી પડી છે. તારું જે કલ્પનાચિત્ર મારા મનમાં મેં ખડું કર્યું હતું તેમાં અને પ્રત્યક્ષ તારામાં ઘણો જ તફાવત છે એમ મને માલમ પડયું છે, મારી ખાતરી જ થઈ ગઈ છે.

આજ સુધી હું એમ માનતો હતો કે તું મને ચાહે છે. પણ હવે મને સમજાઈ ગયું છે, તારો પ્રેમ મારા પર નથી, પણ મારા પૈસા પર છે.

ઊર્મિ, જો કે મારા લેખનમાંથી મારી ધારણા મુજબ આજે હું કમાણી કરી શકયો નથી, છતાં પણ કીર્તિ તો મેળવી જ છે. કીર્તિ મેળવી છે, એટલે પૈસા તો આજે નહિ તો કાલે મેળવી શકાશે.

હું નવો લેખક હોવાથી પ્રથમ વર્ષમાં કંઈ પણ અર્થપ્રાપ્તિ કરી શકયો નથી. પણ થોડો સમય જતાં જ એક સાક્ષર તરીકે મારી નામના જામશે, અને પછી પ્રકાશકો જ મારી અને મારા લેખનની ખરી કિંમત જાણતાં તેઓ મારાં પુસ્તકો માટે સારી એવી રકમ આપવા તૈયાર થશે એ નિઃશંશય હકીકત છે. પણ તેને થોડો સમય લાગશે.

અને દીવા-જેવી સ્પષ્ટ દેખાતી આ વાત પર દૃષ્ટિ રાખીને હું આજે મારી માતના મૂગે મોઢે સહન કરી રહ્યો છું. અંત એ સલાવી લેવાની તારી તૈયારી હોય તો મને જણાવજે. હું ખુશીથી તારી સાથે લગ્ન કરીશ. તારી સાથે લગ્નગ્રંથિથી જોડાવા માટે હું આતુર છું એ ફરીથી કહેવાની જરૂર નથી. પણ જે હાથમાં તું તારો હાથ મૂકવા માગે છે તે હાથ અત્યારે તો ખાલી જ છે તે ભૂલતી નહિ. આ પત્રમાં લખેલી હકીકતથી તને કદાચ

:ખ ચશ, પણ ... પાછળની ભાવના તરફ
લ રાખીને મને માફ કરજે.

તારા પત્રની આતુરતાથી રાહ જોઉં છું.

તારો જ
જયંત

જયંતને વધારે વખત રાહ જોવી પડી નહિ. પાંચમે દિવસે જ ઊર્મિનો પત્ર મળ્યો.

મંદ હાસ્ય કરી જયંતે કવર ફોડયું. વાંચીને તરત જ તે ઢગલો થઈને કોટ પર પડ્યો. તેનું મન કોઈ અકથિત વ્યથા અનુભવી રહ્યું હતું. અંદર એક ટૂંકો પત્ર હતો, અને ઊર્મિના લગ્નની આમંત્રણપત્રિકા હતી. જયંતે બે-ત્રણ વાર તે વાંચી જોઈ-ગુલાબી કાગળ પર સોનેરી અક્ષરથી છાપેલી ઊર્મિના લગ્નની તે કુંકુમ-પત્રિકા હતી.

પત્ર ટેબલ પર ફેંકીને તે કોટ પર પડયો. થોડી વારે દુઃખ અસહ્ય થવાથી તે અશ્રુ વાટે વહેવા લાગ્યું.

પંદરેક મિનિટ પછી તેનું હૃદય જરા હલકું પડયું. તે કોટ પરથી ઊઠયો, અને ધડકતે હૈયે ઊર્મિનો કાગળ વાંચવાની શરૂઆત કરીઃ

પ્રિય જયંત,

તમારો પત્ર વાંચીને હું અત્યંત હતાશ બની. બાર મહિનામાં તમારાં પુસ્તક પ્રગટ થયા છતાં પણ દ્રવ્યપ્રાપ્તિ ન થઈ તે નવાઈ-ની વાત છે. આવી પરિસ્થિતિમાં તમારી સાથે લગ્ન કરવા હું બિલકુલ તૈયાર નથી.

તેથી માતાએ એક સ્થળ સૂચવતાં જ મેં તે કબૂલ કરી લીધું છે. મારા પતિ અહીંના જાણીતા વ્યાપારી છે, અને તેમનો એક નાનકડો બેઠા ઘાટનો બંગલો પણ છે. ઘરમાં નોકરચાકર પણ ઘણા છે, અને તેમની પોતાની એક નાની ઑસ્ટિન ગાડી પણ છે.

જયંત, તમે લગ્નમાં જરૂર આવજો, એટલે આ બધી હકીકત તમને નજરે બતાવીશ. વળી હું તેમની સાથે તમારી ઓળખાણ પણ કરાવીશ. ગર્ભશ્રીમંત હોવા છતાં પણ તેમનો સ્વભાવ ઘણો જ ઉમદા છે. તેમની સાથે હું તમારો પરિચય કરાવીશ, એટલે તેઓ તમને ખાસ આગ્રહ કરીને બેચાર દિવસ પોતાને ત્યાં રોકયા વગર રહેશે નહિ.

અત્યારે તો હું ખૂબ ધમાલમાં છું. દિવસો થોડા છે, ને કામ ઘણું છે. રૂબરૂ મળીશું ત્યારે ઘણી વાતો કરીશું.

આપની
ઊર્મિ

પત્ર વાંચીને જયંતે તેના ઝીણા ઝીણા કટકા કરી નાખ્યા અને ખૂણામાં ફેંકી દીધા. ત્યાર પછી તેનું મન વિચાર-ચકડોળે ચડ્યુંઃ 'પૈસો! પૈસો! અત્યારનું જગત પૈસાનું જ સગું છે. સ્ત્રીઓ પણ પૈસો હોય તો જ પ્રેમ કરે છે. મારી પાસે પૈસા હોત તો ઊર્મિની શી તાકાત હતી કે મને આવો પત્ર લખે! હું નિર્ધન છું તેથી મારી સાથે લગ્ન ન કરવાનું તે પત્રમાં સ્પષ્ટ લખી જણાવે છે! અને સાથોસાથ પોતાના શ્રીમંત પતિરાજની બેફામ પ્રશંસા પણ કરે છે. તે તેને સુખી કરી શકશે! પૈસો! પૈસો!'

અમિતની માફક કેટલી યે વાર તેણે ઓરડી-માં આમતેમ આંટા માર્યા કર્યા. ઘણો વિચાર કર્યા પછી કંઈક નક્કી કરીને તેણે કોટ પહેર્યો, અને ઉતાવળે પગલે રમણીકલાલના ઘર તરફ ચાલી નીકળ્યો. રમણીકલાલને મળીને પોતે ભાગીદારીમાં રહેવા તૈયાર છે એમ જણાવ્યું. આથી રમણીકલાલને ઘણો જ આનંદ થયો. હર્ષના આવેશમાં તેણે તેને બાથમાં લીધો અને તેની પીઠ પર વહાલથી હાથ ફેરવતાં કહ્યું, 'બેટા જયંત, આટલા વખતે પણ તારી આંખો ઊઘડી તે જોઈને મને ઘણો જ આનંદ થાય છે. તે બદલ હું અંતર્યામી ઈશ્વરનો આભાર માનું છું. જયંત, તું પેઢીનું કામકાજ હાથમાં લઈશ, એટલે ખાતરીથી આપણે સારું કમાશું પણ એક બાબત ધ્યાન રાખજે. કામ કરવામાં જરા પણ પ્રમાદ કરતો નહિ. ઉદ્યમી માણસને જ લક્ષ્મી વરે છે તે યાદ રાખજે.'

જયંત તેમની શિખામણ પ્રમાણે વર્તવા લાગ્યો. આખો દિવસ તે પેઢી પર કામ કરતો, અને સાંજે ઘેર જઈ સૂર્યાસ્ત પછી વાળુ કરીને પાછો પેઢી પર આવતો. રાત્રે સૂતાં પહેલાં એકાદ–બે કલાક લેખનકાર્ય પણ કરતો.

આ રીતે એક વર્ષ વીતી ગયું. દિવાળી માથે આવવાથી જયંત અને રમણીકલાલ સરવૈયું કાઢવામાં મશગૂલ હતા, અને મોડી રાત સુધી તેમને જાગવું પડતું હતું.

સરવૈયાનું કામ પૂરું થયું. જયંતના ભાગમાં ઓછામાં ઓછા બે હજાર રૂપિયા આવતા હતા. રમણીકલાલે તેની પીઠ થાબડી, અને ભવિષ્યમાં વધારે ને વધારે કમાવાના આશીર્વાદ આપતાં કહ્યું, 'જયંત, હવે વહુને લઈને પગે લાગવા ક્યારે આવીશ !'

કંઈ પણ જવાબ ન આપતાં જયંત નીચું જોઈ ઊભો રહ્યો. રમણીકલાલને લાગ્યું કે તે વિનયથી ઊભો હતો. પણ તેમને કલ્પના યે નહોતી કે ખરું કારણ જુદું જ હતું. લગ્નની વાત નીકળતાં જ તેને ઊર્મિ યાદ આવી, અને તેથી તેનું મન જરા ઉદાસ બન્યું. ઉદાસ હૃદયે તે ઘેર આવ્યો.

તેની વૈરવૃત્તિ જાગ્રત થઈ. ઊર્મિએ કરેલા અપમાનનો બદલો લેવાનું તેને મન થયું. અને તેથી તેણે ઊર્મિને પત્ર લખ્યો:

પ્રિય ઊર્મિ,

તારાં લગ્ન વખતે હાજર રહેવાની અને તારા પતિ સાથે મારી ઓળખાણ કરાવવાની ઇચ્છા તારી લગ્નપત્રિકા સાથેના તારા પત્રમાં તેં વ્યક્ત કરી હતી. મને પણ એ વિચાર યોગ્ય લાગ્યો હતો, અને હું આવવાનો જ હતો. પણ અમુક અનિવાર્ય સંજોગોને લીધે મારાથી આવી શકાયું નહિ, અને તારા પતિની સાથે ઓળખાણ કરવાની તક જતી કરવી પડી.

પણ એ અતૃપ્ત રહેલી ઇચ્છા તૃપ્ત કરવા માટે મેં એક રસ્તો શોધી કાઢ્યો છે. મારા પિતાની પેઢી ઉપર હું કામ કરું છું, અને આ વર્ષમાં મારા ભાગમાં બે હજાર રૂપિયા આવશે એવો અંદાજ છે.

દર સાલ પ્રમાણે આ સાલ પણ દિવાળીના તહેવારો અમે ભારે ઉલ્લાસભેર ઊજવવાના છીએ. મેં પેઢીનું કામ હાથમાં લીધા પછી આ પહેલી દિવાળી હોવાથી આ દિવાળી પૂરા ઠાઠમાઠથી ઊજવવાનું મેં નક્કી કર્યું છે. અને તારા વગર મારું નિકટનું સ્નેહી બીજું કોઈ ન હોવાથી, તું તારા પતિ સાથે ચાર-પાંચ દિવસ મારે ઘેર આવે તો મને ઘણો જ આનંદ થશે, અને તારા પતિની સાથે મારી ઓળખાણ પણ થશે.

ક્યારે આવો છો તે ખબર વળતી ટપાલે લખજો.

તારો જ

જયંત

તા. ક: તને દિવાળીના દિવસમાં અહીં બોલાવવાનો બીજો પણ એક હેતુ છે. મારી માતા ને મારા હિતેચ્છુ રમણીકલાલ લગ્ન કરવા માટે હવે મને ખૂબ આગ્રહ કરે છે. અત્યાર સુધી હા–ના કરીને આ બાબત મેં મુલતવી રાખી હતી, પણ હવે તેમ કરી શકાય તેમ નથી. કેટલેક ઠેકાણેથી કહેણ આવ્યાં છે, તેમાંથી કોની પસંદગી કરવી એ તું આવ્યા પછી જ નક્કી કરવાનો છું. કારણ, મારો સ્વભાવ તારા કરતાં વધારે કોણ જાણે છે? માટે જરૂર આવજે.

જયંત

આ પત્રથી ઊર્મિ ખૂબ ખોટી પડી, અને ફરીથી તેનું નામ પણ નહિ લે એમ જયંતને લાગ્યું હતું. પણ પાંચમે જ દિવસે ઊર્મિનો જવાબ આવ્યો:

પ્રિય જયંત,

તમારું આમંત્રણ બરાબર વખતસર મળી ગયું. અમારી પહેલી દિવાળી હોવાથી આનંદમાં અને અતિશય નિકટના સંબંધીના સહવાસમાં પસાર કરવાનો વિચાર કરીને 'ક્યાં જવું' તે નક્કી કરતાં હતાં, એવામાં તમારો પત્ર મળ્યો.

જયંત, તમારો વિચાર મને ઘણો જ ગમ્યો છે. અને મારા પતિને વાત કરતાં તેમણે પણ સંમતિ આપી છે. તમારા સિવાય મારું બીજું કોઈ નિકટનું સ્નેહી નથી. આપણે એકબીજાને મળવાનો, ને દિવાળીના તહેવારો એકબીજાના સહવાસમાં આનંદથી પસાર કરવાનો તમારો ઉદ્દેશ પણ પાર પડશે.

મારે તમારી સાથે ઘણી ઘણી વાતો કરવાની છે. કેટલી યે બાબતો કહેવાની છે અને પૂછવાની છે. આ એક વર્ષના ગાળામાં તમારા અને મારા જીવનક્રમમાં જે ફેરફાર થયો છે તે આપણે એકબીજા પાસેથી જાણી શકીશું.

આ બધાને માટે ચાર દિવસ બહુ થોડા છે. તેથી અમે થોડા દિવસ અગાઉથી જ આવીશું. સોમવારે દિવાળી છે, તો અમે ગુરુવારે સવારે ત્યાં આવી પહોંચીશું. અમને લેવા સ્ટેશન પર આવશો ને ! આપની

ઊર્મિ

પત્ર વાંચી જયંત ખૂબ જ અકળાયો. આ તો ઊંધુ પડયું. જે ઉદ્દેશથી પત્ર લખ્યો હતો તેથી ઊલટી જ અસર થઈ. ઊર્મિનો આવવાનો ઉદ્દેશ બીજો કંઈ જ નહિ, પણ પોતાની શ્રીમંતાઈની બડાઈ મારવાનો અને સાથોસાથ મારી ગરીબાઈનો ઉપહાસ કરવાનો હોવો જોઈએ એમ જયંતને લાગ્યું. તે મનમા જ બબડ્યો, 'આવી રીતે એ મને હલકો પાડવા માગે છે. પણ ફિકર નહિ. તેની સાથે તેના શ્રીમંત પતિની પણ બરોબર રેવડી દાણોદાણ કરું છું....'

અને પોતાનો હેતુ પાર પાડવા તેણે એક યુક્તિ શોધી કાઢી. ઊર્મિ પોતાના પતિ સાથે ગુરુવારે સવારની ગાડીમા આવી પહોંચવાની હતી અને તેમને લેવા માટે સ્ટેશને આવવા તેણે જયંતને સૂચના કરી હતી. પણ જયંતે નક્કી કર્યું કે સ્ટેશને તો ન જ જવુ, પણ તે દિવસે ગામમા યે ન રહેવુ. તે સ્ટેશન પર નહિ જાય, એટલે ઊર્મિ અને તેનો પતિ દુકાને જશે અને ત્યાંથી જયંત બહારગામ ગયો છે એ ખબર જાણતાં જ તેઓ ચાટ પડીને પાછાં જશે. આ રીતે ઊર્મિનુ અને તેના શ્રીમંત પતિનું અપમાન કરવાનો પોતાનો ઉદ્દેશ સફળ થશે.

આ પ્રમાણે ગુરુવારે પરોઢિયે જયંત બહારગામ ઊપડી ગયો.

સવારની ગાડીમા ઊર્મિ ઊતરી. તેણે ચારે તરફ નજર ફેરવી, પણ જયંતને સ્ટેશન પર જોયો નહિ. તેને કંઈ પણ નવાઇ લાગી નહિ. ઊલટું તેના મુખ પર આછું સ્મિત ફરક્યું.

તરત જ તે ઘોડાગાડી કરીને દુકાને પહોંચી અને ત્યાંથી તપાસ કરી જયંતને ઘેર ગઈ.

ઘેર ગઈ કે તરત જ જયંતની માતાએ તેનો સામાન ઉતારી ઘરમાં લીધો, અને જયંત પરોઢિયે જ બહારગામ ગયો છે એ સમાચાર આપ્યા. ઊર્મિ બોલી, 'કંઇ ફિકર નહિ. બે-ત્રણ દિવસે તો પાછા આવશે ને !'

જયંતની માતાએ પૂછ્યું, 'તમે આજે આવવાના છો એની જયંતને ખબર હતી !'

'હા !'

'તમારી અને તેની કોલેજની ઓળખાણ લાગે છે !' માજીએ તેને નખશિખ નિહાળીને પૂછ્યું.

'હા.' આછુ હસતાં ઊર્મિએ જવાબ આપ્યો.

'હા, પણ તમારે અહીં આવવું શા માટે થયું છે !' માજીએ મૂળ મુદ્દા પર આવતાં સવાલ કર્યો.

'મારે અહીં એક જરૂરી કામ છે,' ઊર્મિ પણ કંઇ લીધી જાય તેમ નહોતી.

છતાં માજીએ પૂછ્યું, 'કોની સાથે, જયંત સાથે !'

'હા.' ઊર્મિએ જવાબ આપ્યો.

'ત્યારે તો તે બહારગામથી આવતાં સુધી તમે રોકાશો !'

'હાસ્તો.' ઊર્મિએ કહ્યું.

હવે જયંતની માતા જરા વિચારમાં પડી. ઊર્મિએ પોતાના આવવાના ખબર જયંતને

પત્રથી આપ્યા હતા, છતાં પણ બરાબર તે જ દિવસે જયંત બહારગામ જતો રહ્યો, અને તે પણ ખાસ કારણ વગર, એ બદલ તેને ઘણી નવાઈ લાગી. અને તે બહારગામથી આવતાં સુધી પોતે રોકાવાની છે એમ જ્યારે ઊર્મિએ કહ્યું ત્યારે તો માજીના અચંબાનો પાર રહ્યો નહિ. તેમના બધા સવાલોના ઊર્મિએ આપેલા જવાબો ટૂંકા અને સંદિગ્ધ હતા તેથી માજી ખૂબ વિમાસણમાં પડી ગયાં.

અને ખરેખર જયંત આવતાં સુધી ઊર્મિ રોકાઈ પણ ખરી. જયંત શનિવારે પાછો આવ્યો. તેણે ઘરમાં પગ મૂકતાં જ નોકરે કહ્યું, 'સાહેબ, એક બાઈ મહેમાન આવ્યાં છે.'

'આવ્યાં છે કે આવ્યાં હતાં?' કપડાં ઉતારતાં જયંતે પૂછ્યું.

સવાલ બરાબર ન સમજવાથી નોકર જયંતની સામે જોઈ રહ્યો.

'અરે, આમ ગાંડાની માફક જોઈ શું રહે છે?' તેના મૌનનું કારણ ન સમજાવાથી જયંત ચિડાયો. 'ગુરુવારે જે મહેમાનો અહીં આવ્યાં હતાં તે ક્યારે ગયાં?'

'ગુરુવારે એક બાઈસાબ આવ્યાં છે, અને તે તમારી રાહ જુવે છે.'

'હેં!' જયંતે આશ્ચર્ય પામી કહ્યું, 'એકલાં બાઈ આવ્યાં છે, અને હજુ મારી રાહ જુએ છે! એકલાં જ...'

'હા જી. તે સાચું જ બોલે છે.' ઊર્મિએ પ્રવેશ કરતાં કહ્યું.

જયંત એકદમ ચમક્યો. પોતાનું ભાષણ ઊર્મિએ સાંભળ્યું હશે એમ માનીને મૂંઝાયો, અને થોડી વાર કંઈ બોલ્યો નહિ.

ઊર્મિ વસ્તુસ્થિતિ સમજી ગઈ. અને જરા સત્તાપૂર્ણ અવાજે બોલી, 'જયંત, ઉપર ચાલો, મારે તમારી સાથે થોડી વાત કરવી છે.'

'અહીં વાત નહિ કરી શકાય?'

'નહિ. એટલા માટે તો હું તમને ઉપર આવવાનું કહું છું.'

જયંત જરા કડક નજરે ઊર્મિ તરફ જોઈ રહ્યો, અને પછી દાદર ચડવા લાગ્યો. ઊર્મિ પણ તેની પાછળ પાછળ દાદર ચડી ગઈ. જયંતની ઓરડીમાં બંને જતાં જ ઊર્મિએ બારણું અંદરથી બંધ કરી દીધું.

જયંત કોટ પર આડો પડ્યો, અને ઊર્મિ તેની પાસે ખુરસી પર બેઠી.

થોડી વાર બેમાંથી કોઈ બોલ્યું નહિ, કે એકબીજા તરફ જોયું પણ નહિ. જયંતના ચહેરા પર ક્રોધની છટા હતી, પણ ઊર્મિના ચહેરા પર મંદ હાસ્ય ચમકતું હતું. થોડી વાર પછી, અવાજમાં બની શકે તેટલી ગંભીરતા લાવી તેણે કહ્યું, 'જયંત, આમ કરવું તમને શોભે છે?'

'મારું અત્યારનું વર્તન મને શોભે છે કે નહિ તે પૂછતાં પહેલાં તારું જ અગાઉનું વર્તન તને શોભે છે કે કેમ, તેનો તું જ વિચાર કરી જો.' જયંત ઉશ્કેરાઈને બોલ્યો.

તેના કહેવાનો મર્મ ઊર્મિ તરત જ સમજી ગઈ, પણ તે બહાર ન દેખાડતાં અજ્ઞાનનો દેખાવ કરી બોલી, 'મને શોભે નહિ તેવું વર્તન મેં કર્યું હોય એમ મને યાદ આવતું નથી.'

'ન જ આવે' જયંત એકદમ કોટ પરથી ઊભો થઈને બોલ્યો, 'તું એમ માને છે કે હું કંઈ સમજતો નથી?'

'પણ તમે જે સમજો છો તે મને સમજાવશો કે નહિ?' ઊર્મિ શાંતિથી બોલી, 'હું તો ફક્ત એટલું સમજું છું કે થોડાક દિવસમાં જ અમે માણસને તમારી માફક ભૂલી જતાં નથી.'

'પણ પ્રેમ ભૂલી જાઓ છો,' હવે જયંત ખૂબ ચિડાયો.

'એમ શા ઉપરથી કહો છો?'

'શા ઉપરથી! હું મારા લેખનવ્યવસાયમાંથી પૈસા કમાઈ શકવાનો નથી એમ માનીને મને આપેલું લગ્નનું વચન તું ભૂલી ગઈ અને બીજા સાથે લગ્ન કરી લીધું. એટલું જ નહિ પણ મને ખીજવવા માટે તારા લગ્નની કંકોત્રી

મને મોકલીને મને એ પ્રસંગે હાજર રહેવાનું લખી જણાવ્યું અને તારા શ્રીમંત પતિનાં મુક્ત કંઠે વખાણ કર્યાં. મારા ઉપરનો તારો પ્રેમ ભૂલી જવાનો આથી બીજો સબળ પુરાવો શો હોઈ શકે? બે વર્ષ પહેલાં આપણે એકબીજાથી છૂટાં પડ્યાં ત્યારે તેં જ કહેલું કે 'જયંત, હું બીજા કોઈની સાથે લગ્ન કરી શકવાની જ નથી.' તમારા વગર મારું જીવન વ્યર્થ છે. આ કથનનો દરેક શબ્દ સાચો માનીને હું ભરમાયો: પણ હવે મારી આંખો ઊઘડી છે.'

જયંત અતિશય આવેશથી બોલતો હતો. ઊર્મિ ઉપર તે અતિશય ગુસ્સે ભરાયો હતો એમ તેના લાલચોળ બનેલા ચહેરા પરથી જાણી શકાતું હતું.

અને છતાં ય ઊર્મિ કંઈ પણ બોલી નહિ અને મોઢા આડે રૂમાલ રાખીને હસતી હસતી બેઠી. આ જોઈ જયંત વધુ ચિડાયો. તે એકદમ કોટ પરથી નીચે ઊતર્યો, અને બોલ્યો, 'અને મને ફસાવ્યા બદલ તને આનંદ થાય છે કેમ? અનીતિ તદ્દન...પણ જવા દે હવે. કોલસા ગમે તેટલા ધોઈએ તોપણ ઊજળા થવાના જ નહિ. અને ઉપરથી પાછી મઝા કરવા માટે આવી છે! તારા શ્રીમંત પતિને કેમ લાવી નથી? તેના દેખતાં હું તારી બરાબર ખબર લઈ નાખત.'

'પણ મારે પતિ હોય તો લાવું ને!'

આમ કહીને ઊર્મિ મોટેથી હસવા લાગી.

જયંત તેના આ અણધાર્યા જવાબથી અને ખડખડ હસવાથી વિચારમાં પડી ગયો. તે બોલ્યો, 'એટલે? તું શું કહેવા માગે છે તે મને સમજાતું નથી.'

ઊર્મિ ખુરશી પરથી ઊઠીને જયંત પાસે કોટ પર બેઠી, અને બોલી, 'મારા કહેવાનો અર્થ એટલો જ કે મારું લગ્ન થયું જ નથી, પણ તમારા કાન ઉઘાડવા માટે, તમને મારા પ્રત્યે ચીડ ચડે અને તેથી તમે કોઈ પણ ધંધે વળગો એ હેતુથી, એક શ્રીમંત યુવક સાથે મારાં લગ્ન થયાનું મેં લખ્યું હતું. તમારા સ્વમાની સ્વભાવનો મને પૂરેપૂરો ખ્યાલ હતો અને તેનો મેં લાભ લીધો છે. મને લાગે છે કે મારો ઉદ્દેશ સોએ સો ટકા સફળ નીવડ્યો છે.'

'પણ પેલી છાપેલી આમંત્રણપત્રિકા?'

'એમાં તમને નવું શું લાગે છે? ચાર રૂપિયા ખરચો એટલે એવી સો આમંત્રણપત્રિકાઓ છપાવી શકાય છે. અને એ છાપખાનાવાળા કંઈ લગ્ન નક્કી થયાનું સર્ટિફિકેટ માગતા નથી. મારાં લગ્ન થયાની તમને જરા પણ શંકા આવે નહિ, અને પત્ર જોતાં જ મારાં લગ્ન માટેની તમને ખાતરી થાય, તે માટે જ મારે આ રસ્તો લેવો પડ્યો. તમે એથી અતિશય ચિડાશો, અને મારું મોં પણ ન જોવાની પ્રતિજ્ઞા કરશો એમ મારી ખાતરી હતી. અને તમારા અત્યારના વર્તનથી મને લાગે છે કે મારી બિલકુલ ભૂલ થઈ નથી.'

જયંત કંઈ પણ ન બોલતાં ભોંઠો પડી ગયો, અને નીચું જોઈ બેસી રહ્યો. ઊર્મિએ તેનું મોઢું ઊંચું કરીને પૂછ્યું, 'જયંત, હવે તો તમારી ખાતરી થઈને, કે મેં તમને ફસાવ્યા નથી?'

જયંત હજુ પણ ચૂપ રહ્યો.

ઊર્મિ માયાળુ સ્વરે પણ જરા છણકો કરીને બોલી, 'આ શું? આમ મૂંગા મૂંગા બેસી રહે કેમ ચાલશે? હું આટલા માટે કંઈ અહીં નથી આવી.'

જયંત હસી પડ્યો. ઊર્મિ પણ હસી. તેનો હાથ પોતાના હાથમાં લઈ તે બોલ્યો, 'પણ તારી આ યુક્તિનું પરિણામ શું આવ્યું તે જાણે છે? ખૂબ ખૂબ લખવાની મારી હોંશ મનની મનમાં સમાઈ ગઈ છે.'

'અરે જયંત, માણસમાત્રની પ્રાથમિક જરૂરિયાત નિરાંતે જીવવાની છે. જીવનમાં નિરાંત હશે, તો લખવાની હોંશ ગમે ત્યારે પૂરી પડશે! તમારી બધી માહિતી આ બે દિવસમાં મેં મેળવી લીધી છે. બપોરે થોડો વખત અને

રાત્રે એકાદ કલાક તો તમને ફુરસદ મળે જ છે ને ! એ દરમિયાન તમારી લેખનપ્રવૃત્તિ તમે કરી શકશો. પણ પહેલાંની માફક આખો દિવસ તેની પાછળ જ સમય વ્યતીત કરવો એ યોગ્ય નહિ. મુખ્ય ધંધો સંભાળીને જ એ કામ કરવું એ વધારે લાભદાયી છે. લેખન એ એક જાતનો શોખ છે, અને ફુરસદને વખતે કરવાની વસ્તુ છે. પણ પોતાના લેખનમાંથી ઘણા પૈસા કમાઈને જીવનવ્યવહાર તેનાથી ચલાવવા છતાં પણ સારી એવી બચત કરી શકાય, એ સંજોગો અત્યારે નવોદિત સાહિત્યકારોને માટે ગુજરાતમાં દેખાતા નથી.'

'હા, હા. એ તો બધું સમજ્યા.' જયંત તેને ચીડવવાના ઉદ્દેશથી બોલ્યો, 'કોઈક કહેશે કે આ તે ભાષણ ચાલે છે કે શું !'

ઊર્મિને એકાએક કંઈક યાદ આવ્યું હોય તેમ કૉટ પરથી ઊઠીને બોલી, 'ચાલો, મોડું થાય છે. નહિ તો સાસુજી કહેશે કે બંને જણાં આટલી વધી વાર ઉપર શું કરતાં હશે !'

'વાહ ! અત્યારથી જ સાસુજીને ખુશ કરવાના પ્રયત્નો ચાલુ થઈ ગયા ને શું !'

ઊર્મિ જરા ગંભીર ચહેરો કરી તેના તરફ જોઈ રહી.

જયંતે બારણું ઉઘાડ્યું, તો બહાર તેની માતા ઊભેલી. આશ્ચર્યથી જયંતે પૂછ્યું, 'કોણ્ માજી ! ત્યારે તો તમે બધું સાંભળ્યું લાગે છે !'

'હં વાત આમ છે !' તેની માતા બોલી, 'તું પણ જબરો લાગે છે ! અને ઊર્મિ, તું પણ કંઈ કમ નથી.'

ઊર્મિ એકદમ દાદર ઊતરી નીચે જતી રહી. જયંત પણ કંઈ ન બોલતાં તેની પાછળ પાછળ નીચે ગયો.

અને સ્મિત કરતી કરતી માતા પણ ધીમે ધીમે દાદરનાં પગથિયાં ઊતરવા લાગી. ઊતરતાં ઊતરતાં તે ધીમેથી બોલી, 'કેવાં ધમાલિયાં છે અત્યારનાં છોકરાં !'

[ શ્રી. રતનલાલ ઠી. ચહાની મરાઠી નવલિકા ઉપરથી

એક વખત એક સ્ત્રીને ફ્લૂ થયું. ડૉક્ટરે તેને કહ્યું કે તમે ઘણાં મોડા પડ્યાં છો; તમને થોડા વખતમાં જ હડકવા શરૂ થશે......તમારે જે તૈયારી કરવી હોય તે કરી લેજો.

એક કલાક બાદ જ્યારે ડૉક્ટર ફરી તે સ્ત્રી પાસે આવ્યા ત્યારે તે બેઠી બેઠી દાંત વચ્ચે પેન્સીલ રાખીને હાથમાં કાગળ સહિત કંઈ વિચારી રહી હતી. ડૉક્ટરે પૂછ્યું: 'શું વીલ કરો છો ?'

'ના, ના' પેલીએ કહ્યું, 'કેટલાક માણસોનાં નામ લખું છું જેને હું કરડવાની છું.'

ડૉક્ટરે કાગળમાં નજર કરી તો પોતાનું નામ તેમાં પહેલું હતું. — બા. બા.

૭

*

એક ખેતીવાડી-કૉલેજના પ્રોફેસરોએ પગાર-વધારાની કરેલી માગણીનો જવાબ આપતાં વ્યવસ્થાપકસમિતિએ કહ્યું કે 'અઠવાડિયે ૧૫-૧૬ કલાક (પિરિયડ) લેતા પ્રોફેસરોને અત્યારે અપાતો પગાર પૂરતો છે.'

માગણી-મંડળમાંના એક સભ્યે સામો જવાબ આપતાં કહ્યું કે 'પણ પ્રોફેસરો બળદિયા જેવા છે, બળદ કેટલો વખત કામ આપે છે તે કરતાં કેવા પ્રકારનું કામ આપે છે તે આપણે જોઈએ છીએ તેમ આમાં પણ......'

અને માગણી-મંડળની માગણી મંજૂર થઈ.

# ભીમના ટોડા

આશવજી પટેલ

એક વખત નારદજી ફરતા ફરતા પાંડુ રાજાના આશ્રમમાં આવી ચડયા. રાજાએ તેમનું સ્વાગત કર્યું અને કુશળ–સમાચાર પૂછયા.

નારદજી ત્યાં બેત્રણ દિવસ રોકાયા. એકવાર વાતમાંથી વાત નીકળતાં નારદજીએ ધૃતરાષ્ટ્રને ત્યાં સો પુત્રો થયાની વાત કરી.

આ સમાચાર સાંભળી પાંડુ રાજાએ ઉપર ઉપરથી ખુશી બતાવી પણ મનમાં ખૂબ દુખી થયો કારણકે પોતાને ત્યાં સંતાન નહિ અને મોટાભાઇને ત્યાં એક નહિ, બે નહિ, ચાર નહિ ને એક સામટા સો દીકરા! 'અરે ભગવાન! મારે ત્યાં એકાદ પુત્ર હોત! પુત્ર વિના મહામહેનતે મેળવેલ રાજ્ય કોણ ભોગવશે? મારા મરણ બાદ મારી ઉત્તરક્રિયા કોણ કરશે? મારી રાણીઓની સંભાળ કોણ રાખશે?' આવા આવા અનેક વિચારો પાંડુ રાજાના મનમાં આવવા લાગ્યા. જેમ જેમ વિચારો આવતા ગયા તેમ તેમ મૂંઝવણ વધવા લાગી. આ મૂંઝવણ કહેવાય પણ કોને?

નારદજી તો મહાજ્ઞાની હતા. માણસના મનની વાત સમજી શકે તેટલા હોશિયાર હતા. તેમણે તો રાજાને એકાંતમાં બોલાવીને ધીરજ આપી મનની વાત કઢાવી લીધી અને પુત્રો થાય તેવો ઉપાય પણ જણાવી દીધો એ જાણીને રાજા તો ખુશી ખુશી થઇ ગયો.

વાત એમ હતી કે રાજાની પટરાણી કુન્તા પાસે ચાર દિવ્ય મંત્રો હતા આ મંત્રોના બળથી તેને પાંચ પુત્રો મળે તેમ હતું. નારદજી આ વાત જાણતા હતા રાજાને નારદજીએ આ વાત જણાવી અને કુન્તાને મંત્રોનો પ્રયોગ કરવાની રજા અપાવી દીધી.

બીજે દિવસે પ્રભાતના પહોરમાં કુન્તા અને રાજાની બીજી રાણી માદ્રી ગંગાને કાંઠે કોઈ એકાંત સ્થળે જઈને પ્રયોગ કરવા ઊપડ્યાં. ખૂબ આગ્રહ કરીને નારદજીને પણ સાથે લીધા.

રાણી કુન્તા પાસે યમ, વાયુ, ઈન્દ્ર, અને અશ્વિનીકુમાર એમ ચાર દેવના ચાર મંત્રો હતા. રાણીએ તો નાહીધોઈ, પવિત્ર વસ્ત્ર પહેરી પીપળાના પવિત્ર ઝાડ નીચે, પવિત્ર આસન ઉપર બેસીને પ્રયોગ શરૂ કર્યો. ગુણવાન અને બુદ્ધિમાન પુત્રની મનમાં ભાવના કરીને યમનો મંત્ર અજમાવ્યો. એક ક્ષણમાં આકાશમાંથી યમરાજા પધાર્યા. તેમના હાથમાં ગુલાબના ફૂલ જેવું હસતુંરમતું બાળક હતું. આવીને પુત્રને કુન્તાના ખોળામાં મૂકી દેવ અદૃશ્ય થઈ ગયા.

કુન્તા અને માદ્રી તો બાળકને જોઈને ખુશી ખુશી થઈ ગયાં. નારદને બાળકના ગુણદોષ જોઇને સારું નામ પાડી આપવા વિનંતિ કરી.

બાળકને નીરખીને નારદજીએ કહ્યું, 'આ બાળક સત્યવાદી અને ટેકીલો તેમજ ધર્મબુદ્ધિવાળો થશે અને આખા દેશનો ચક્રવર્તી રાજા થશે તેમજ ધર્મરાજા કહેવાશે. આનું નામ યુધિષ્ઠિર રાખજો.'

નારદજીની વાતથી કુન્તાજીને આનંદ

તો થયો પરંતુ વાત માનવામાં ન આવી; મનમાં શંકા રહી ગઈ કે કદાચ રાજા ન પણ થાય. કૌરવો રાજસુખ ભોગવવા નહિ દે.

કુન્તાએ બીજો મંત્ર અજમાવવાની તૈયારી કરી. આ વખતે તો મહાબળવાન પુત્રપ્રાપ્તિ લેવાની ઈચ્છા કરી. વાયુના મંત્રનો પ્રયોગ શરૂ થયો. થોડી વારમાં આકાશ વા-વંટોળથી ભરાઈ ગયું. એક મોટો ધડાકો થયો અને આકાશમાંથી વાયુદેવ મોટું વજન ઉપાડીને ઊતરતા દેખાયા; નજીક આવ્યા ત્યાં તો બાળક સ્પષ્ટ દેખાયું. શું એનું સ્વરૂપ! બ્રહ્માએ એને નવરાશની વેળાએ ઘડ્યો હશે અને એને ઘડીને હાથ જ ધોઈ નાખ્યા હશે. રૂમા ધોકડા જેવું ગોળમટોળ શરીર, તુંબડા જેવું માથું, ગોળા જેવડું પેટ, ધોકા જેવી આંગળીઓ અને મોઢામાં બત્રીશેય દાંત. આ જગતમાં આવે કે ખાવા-પીવા માટે જ જન્મ ધર્યો હોય નહિ! વાયુદેવ તો પુત્રને કુન્તાના ખોળામાં મૂકીને અદ્રશ્ય થયા.

બંને રાણીઓ અને નારદજી આ બાળદાનને જોઈને દિગ્મૂઢ બની ગયાં.

નારદજીએ એ બાળકને નીરખી નીરખીને જોયો અને ચહેરામહોરા ઉપરથી અનુમાન કર્યું કે આ બાળક ઘણો જ બળવાન થશે. હમેશાં પોતાના મનનું ધાર્યું જ કરશે. મોકલશો ઉગમણો તો જાશે આથમણો અને વિઘ્નોની વરસી કરશે. ખાવાપીવામાં અને અંગબળ વધારવામાં જ જીવનની ઈતિકર્તવ્યતા માનશે. આનું નામ ભીમસેન પાડજો.

ત્યાર પછી ઉત્તરોત્તર અર્જુન; સહદેવ અને નકુળ એમ બીજા ત્રણ બાળકો ઇન્દ્ર અને અશ્વિનીકુમારોએ આપ્યા.

આ પ્રમાણે કુન્તાજી પાંચ પુત્રોની માતા થયાં. આ પાંચ પુત્રોમાંથી બે પુત્રો સહદેવ અને નકુળ માદ્રીને આપ્યા.

આટલું થયા પછી નારદજી તો ઊપડી ગયા અને કુન્તા તથા માદ્રી બાળકોને લઈને જવાની તૈયારી કરવા લાગ્યાં; પરંતુ લઈ શી રીતે જવા? બંને જણી બબ્બે પુત્રોને ગોદમાં લે તો પણ એક વધે. છેવટે આશ્રમમાંથી વાહન મગાવીને બાળકોને ઘર ભેગા કર્યા.

પાંડુ રાજાને જ્યારે પુત્રજન્મના સમાચાર મળ્યા ત્યારે તેને કેટલો આનંદ થયો હશે; તેની તો કલ્પનાજ કરવી રહી.

આમ પાંડવો પણ વનમાં મોટા થવા લાગ્યા.

પુત્રજન્મ પછી પાંડુ રાજાના જીવનમાં આનંદ અને ઉલ્લાસ વધ્યો. પુત્રોને લાડ લડાવવામાં રાજા કાંઈ બાકી ન રાખે. પરિણામે પુત્રો પણ લાડકવાયા થયા. કોઈને ગાંઠે નહિ અને પોતાની ગમે તેવી વિચિત્ર ઈચ્છા પણ પાર પાડે ત્યારે જ જંપે. તેમાંય ભીમસેન તો સ્વભાવથી જ વિચિત્ર હતો અને પાછો મોઢે ચડાવ્યો એટલે વાત જ શી પૂછવી! ખીચડીમાં ખાંડ માગે અને દૂધમાં મીઠું માગે. થોડાઘણાથી તો એનું પેટ ભરાય જ નહિ. આખો દહાડો એને ખાવાનું જોઈએ જ; ન આપે તો મારી-તોડીને લીધે જ છૂટકો કરે.

પુત્રોનાં તોફાન-ધીંગામસ્તી જોઈ સાંભળીને રાજા તો ફૂલ્યો ન સમાય એના હૃદયમાં આનંદનો ઓઘ છૂટે. આમ પાંડુ રાજાનું જીવનરૂપી ગાડું ગબડવા લાગ્યું.

રાજકુમારો અને તેમાંય વળી લાડકયા એટલે હા કહેતાં હજાર નોકર હાજર

થાય અને પાણી માગે ત્યાં દૂધ મળે; હરવાફરવા મોંમાગ્યાં વાહન મળે, કસરત–રમતમાં પણ કોઇ જાતની ખામી નહિ. જરા સરખું આંખ–માથું દુઃખે ત્યાં તો સારવાર માટે ગામ આખાના વૈદ દાક્તર ખડે પગે હાજર. આમ બધી જાતની અનુકૂળતા અને સાહ્યબી હોય પછી શું પૂછવું! પાંડવો તો દીએ ન વધે એટલા રાતે વધે અને રાતે ન વધે એટલા દીએ વધે.

પાંચે ય ભાઈઓમાં ભીમસેન સૌથી સવાયો. બળમાં પૂરો અને મહા પોંચેલો. મારી–ઝૂંટવીને સારું પડાવી લે અને જાણે કે કાંઈ જ બન્યું નથી એવો દેખાવ કરીને આઘોપાછો થઈ જાય. તારુંમારું સૈયારું અને મારું મારા બાપનું એ એનો મુદ્રાલેખ એટલે દિવસ ઊગ્યા વિના રહેતો જ ભીમ ભાઇની ફરિયાદ આવ્યા વિના રહે.

કુમારોને વઢવાની પાંડુરાજાની મનાઇ છતાં કુન્તાજી ઘણી વારે ગુસ્સે થઇને 'શયા! ભીમડા!' કહીને ઠોંટ–ટાપલી કરે પણ ભીમને એટલા મારની શી અસર! જાણે કે કપડા ઉપરની રજ ખંખેરાઈ. આ બધું જોઈ સાંભળીને તેના મિત્રોએ તેનું નામ 'ભીમભાઈ ભરાડી' પાડ્યું. આ પ્રમાણે ઊછરતો દશ બાર વરસનો ભીમસેન પચીસ વરસના જુવાન જેવો દેખાવા લાગ્યો. ચાલે ત્યાં પગના વજનથી ધરતી ધમેણી ઊઠે અને ગમે તેવા હાથીને પૂંછડું પકડીને ઊભો રાખી દે, એવું તો એનું જોર.

એક વખત પાંચે ય ભાઈઓ પોતાના મિત્રો સાથે વનભોજન કરવા ગયા. વનમાં નદીકાંઠે એકાંત જગ્યા જોઈને પડાવ નાખ્યો. આનંદમંગળ કરવા લાગ્યા. કોઈ રમવા લાગ્યા, કોઈ તરવા પડ્યા, બુદ્ધિશાળી અને બોઠાડુ હતા તેમણે ચર્ચાઓ શરૂ કરી, ફરવાહરવાના શોખીનો જંગલની નવીન ચીજવસ્તુની શોધમાં નીકળી પડ્યા. કોણ જાણે કેમ આજે ભીમનું મન આમાંની કોઈ પણ પ્રવૃત્તિમાં ચોંટતું ન હતું. થોડી વાર તરવા પડ્યો, થોડું રમ્યો યે ખરો પરંતુ મજા ન આવી. જેમતેમ કરીને જમવાટાણું થયું ત્યાં સુધી વખત પસાર કર્યો. સૌ જમીપરવારીને આરામ લેવા આડા પડ્યા.

સૌની નજર ચુકાવીને ભીમભાઈ એકલા એકલા ફરવા નીકળી પડ્યા. ફરવા ટાણું ય સારું પસંદ કર્યું. બરાબર બપોર અને પાણી ફૂટે એવો તડકો. પશુ પંખીઓને પણ પોતાના થાનકમાં બે ઘડી આરામ લેવાનું મન થાય એવે ટાણે ભાઇને ફરવા જવાનું સૂઝ્યું. પણ સૌથી ઊંધું ન કરે તો ઈ ભીમસેન શાનો!

ધૂનમાં ને ધૂનમાં એ તો એક પછી એક નદી, નાળાં અને ડુંગરાની ગાળીઓ વટાવતો વટાવતો આગળ ને આગળ ચાલવા માંડ્યો. ચાલતાં ચાલતાં ઘોર જંગલમાં જઈ પહોંચ્યો. જંગલ ઘણું જ ભયાનક. ગમે તેવા મરદના દીકરાના ય છક્કા છૂટી જાય. આગળપાછળ મોટા મોટા ડુંગરા, ઘટાટોપ ઝાડી અને હાથતાળી દઈને ચાલ્યો જાય તો ય ખબર ન પડે એવું માથાબૂડ ઘાસ. હવે ભીમસેન કાંઈક ભાનમાં આવ્યો અને પાછા ફરવાની ઈચ્છા પણ થઇ પરંતુ તરસ ખૂબ લાગેલી એટલે પાણી પીધા સિવાય પાછું ફરાય તેમ ન હતું. આસપાસમાં ક્યાં ય

પાણી હોય તો તપાસ કરવા મન લલચાયું. થોડે દૂર જતાં નાનું એવું ઝરણું હાથ લાગ્યું. નીતર્યું કાચ જેવું અને ટાઢું હિમ જેવું તરસ ન હોય તો ય પીવાનું મન થાય તેવું પાણી જોઈને ભીમભાઈ તો ખોબો વાળીને માંડયા પાણી પીવા. હજુ તો માંડ ખોબો બે ખોબા પાણી પીધું ન પીધું ત્યાં તો સામેથી સિંહની ત્રાડ સંભળાણી એમ ભીમસેન સિંહથી કે સિંહના બાપથી યે ડરે તેવો ન હતો બીક જેવા શબ્દને તે ઓળખતો જ ન હતો. અને છતાં ગફલતમાં રહે તેવો મૂરખ ન હતો. તેણે તો સાવધાન થઈને ધરાઈને પાણી પીધું. દરમિયાન સિંહની ત્રાડ ઉપર ત્રાડ સંભળાયા કરતી હતી. સિંહ હજુ ઠીક ઠીક આઘો હશે એમ લાગતું હતું. અવાજ ધીમે ધીમે પાસે ને પાસે સંભળાવા માંડયો. પોતાને જોઈને રખેને જાનવર પાછું ચાલ્યું જાય એમ ધારીને ઝરણાને કાંઠે આવેલ મોટા ઝાડના થડની ઓથાણે લપાઈને ભીમસેન સિંહની રાહ જોતો ઊભો.

જે ઝાડની ઓથે ભીમ સંતાયો હતો તે જ ઝાડ પર એક સમડી અને બાજ ચકલીના બચ્ચા માટે ઝપાઝપી કરતાં હતાં. સમડીની ચાંચમાં ચકલીનું બચ્ચું તરફડતું હતું અને બાજ તે બચ્ચું પડાવી લેવા માટે સમડી ઉપર ઝપટ દેતો હતો. આખરે બાજ જીત્યો; બચ્ચું લઈને ઊડી ગયો. સમડી નીમાણી થઈને બેસી રહી. આ દૃશ્ય જોઈને ભીમસેનને વિચાર આવ્યો કે દુનિયામાં ઘણા પ્રાણીઓ અને માણસો વસે છે, કુદરતે સૌને માટે સરખું આપ્યું છે છતાંય બળિયાના બે ભાગ એમ લાગે છે. માણસ શું કે પ્રાણી શું, જ્યાં જુઓ ત્યાં સૌને માટે આ નિયમ લાગુ પાડી શકાય તેમ છે.

હવે ઝરણાને સામે કાંઠે ઘાસમાં સળવળાટ થયો. થોડી વારે સિંહને બદલે સિંહણનું મોઢું દેખાયું. સિંહણ ધીમી ગતિએ ચાલતી હતી. પાછળ તેનાં ત્રણ બચ્ચાં પણ રમતાં અને કૂદતાં આવી પહોંચ્યાં ચારેએ પાણી પીધું અને પછી મા સાથે બચ્ચાં ગેલ કરવા માંડ્યાં.

ભીમસેનને પણ બચ્ચાં સાથે રમવાનું મન થઈ આવ્યું. અહા ! આવાં બચ્ચાં પાળ્યાં હોય તો કાયમ તેની સાથે રમી શકાય અને વળી ખવડાવવા પીવડાવવાની પણ કેવી મઝા આવે ! ભીમસેન વિચાર અને અમલ વચ્ચે જરા પણ અંતર રાખતો નહિ. જેવો વિચાર આવ્યો કે અમલ થયો જ છે. પછી વિચારનો અમલ ગમે તેટલો અઘરો હોય તોય શું ?

ભીમ ઝાડની ઓથાણમાંથી બહાર આવ્યો અને ઝરણું ઠેકીને સામે કાંઠે ગયો, ઝડપ દઈને ત્રણે ય બચ્ચાં ઉપાડી લીધાં. બે નાખ્યાં બગલમાં અને એકને રાખ્યું ડાબા હાથમાં. જમણો હાથ સિંહણનો સામનો કરવો પડે તો કામ લાગે એટલા માટે ખાલી રાખ્યો.

ભીમસેનની નીડરતા, બચ્ચાને પકડવાની ઝડપ અને તેના શરીરનો દેખાવ અને રૂઆબ જોઈને પહેલાં તો સિંહણ ડઘાઈ ગઈ. જરા બીકમાં ને બીકમાં એકાદ ડગલું પાછી ફરી પણ પોતાનાં બચ્ચાંને સહેલાઈથી જવા દે તો એ સિંહણ શાની ?

ભયંકર ગર્જના કરીને તેણે એકબે ડગલાં પાછાં ભર્યાં અને એક જ છલાંગે

ભીમસેન ઉપર પંજો તોળ્યો. થાપો પડે એટલી જ વાર અને ભીમસેનનાં સો યે વરસ પૂરાં. પરંતુ ભીમસેન બરાબર સાવધાન હતો. આવી તો કંઈક રમતો રમી ચૂકયો હતો. થાપો પડે એ પહેલાં તો હરણ જેટલી ચપળતાથી તે એક બાજુ સરકી ગયો. સિંહણ નેમ ચૂકી ગઈ અને વધારે વિકરાળ બની. ફરી શરૂ કરે તે પહેલાં તો ભીમસેન બચ્ચાંને ફેંકી દઈને તૈયાર થઈ ગયો. હતો. વીજળીની ઝડપે સિંહણનો પાછલો પગ પકડીને તેને બળપૂર્વક ખેંચી. આપોઆપ તેના આગલા પગ જમીન પર ખોડાઈ ગયા અને ભીમ તરફ ઢસડાવા લાગી. સિંહ, દીપડાનું જોર તેના આગલા પંજામાં અને જડબામાં હોય છે. આગલા પગ નીચે પડતાં સિંહણ ઢીલી પડી ગઈ છતાં છેવટનું જોર અજમાવવા મરણિયો પ્રયાસ કરીને પાછી ફરવા ગઈ પરંતુ દુશ્મન સામાન્ય માનવી ન હતો. તેણે તો સિંહણને પાછલે પગે અધર ઉપાડીને ચકરાવે નાખી બેત્રણ આંટા ફેરવીને ઊભી રાખી ત્યાં તો ગરીબ ગાય જેવી થઈ ગઈ. હવે કશું કરવા જેવું ન રહ્યું. બંનેએ એકબીજાનું બળ માપી લીધું હતું.

જાણે કે કાંઈ જ ન બન્યું હોય તેમ બેપરવાઈથી ત્રણે ય બચ્ચાંને પહેલાંની જેમ પકડી લીધાં અને સિંહણનો કાન પકડીને ભીમસેન પોતાના પડાવ તરફ ચાલ્યો. ચાલતાં ચાલતાં તેના મગજમાં એક જ વિચાર ઘૂંટાયા કરતો હતોઃ બળિયાના બે ભાગ.

થોડી વારે પડાવ નજીક પહોંચ્યો. ભાઈઓએ અને મિત્રોએ દૂરથી ભીમભાઈની સવારી આવતી દીઠી. તેનું લાવલશ્કર પણ જોયું. ટોળી માંહેના બધા જ ડરના માર્યા ધ્રૂજી ઊઠ્યા. સામેથી આવનાર ભીમસેન નહિ પણ ભીમરૂપે સાક્ષાત યમરાજ દેખાવા લાગ્યા. જેમ જેમ નામદારની સવારી નજીક આવતી ગઈ તેમ તેમ સૌ પોતપોતાના બચાવ કરવાની પેરવી કરવા લાગ્યા. એક નંબરના બહાદુર હતા તે તો પ્રથમ દર્શને જ પોબારા ભણી ગયા હતા. બાકી હતા તેમને ભીમે પડકારીને ઊભા રાખ્યા.

‘ખબરદાર! એક ડગલું ય ખસ્યા છો તો. આ ટોળું તમારી ઉપર છોડી મૂકયું જાણજો. આ ભૂખી સિંહણ અને બચ્ચાં તમારા શરીરનો એક કટકોય છોડશે નહિ. માટે જ્યાં છો ત્યાં જ ઊભા રહી જાવ. હવે કોની મગદૂર છે કે મારા હુકમનો અનાદર કરે.’ બધા સૌ સૌની જગ્યાએ થાંભલાની જેમ ખોડાઈ ગયા.

આવો લાગ ફરીને નહિ આવે એમ માનીને ભીમસેને પોતાનો વિચાર સૌને સંભળાવ્યોઃ

‘તમે સૌ આજ સુધી મિત્રો હતા પરંતુ આજથી આ સંબંધ પૂરો થાય છે. હવે પછી હું તમારા સૌનો સરદાર છું અને સરદાર તરીકે સૌએ મને ખંડણી ભરવાની છે. એ ખંડણી એટલે પોતાની ચીજ–વસ્તુ ગમે તેટલી વહાલી હોય તો પણ હું જ્યારે તમારી પાસે તેની માગણી કરું ત્યારે તમારે તે રાજીખુશીથી મને આપી દેવી. ઘરે નાસ્તાપાણી વખતે જે જે સારી ચીજો મળે તેમાંથી પણ અરધી મને પહોંચતી કરવાની છે. જેઓ આ પ્રમાણે નહિ વર્તે

તેનો ન્યાય આ સિંહણ અને તેનાં બચ્ચાં પાસે કરાવવામાં આવશે.'

ભીમસેનનું રૌદ્ર સ્વરૂપ, ઘુરઘુરાટ કરતી અને આંખમાંથી અંગારા વરસાવતી સિંહણને જોયા પછી કોણ વાંધો ઉઠાવે? સૌએ મૌન જાળવી મૂંડાં હલાવી સંમતિ આપી એટલે ભીમે સિંહણને પાછા ફરવાનો હુકમ આપ્યો. જાણે કે છુટકારાનો દમ ખેંચતી હોય તેમ તેણે જોરથી ગર્જના કરી બચ્ચાંને આગળ કર્યાં અને પોતાને રસ્તે પડી.

પાંડવો પોતાના મિત્રોની સાથે ઘર તરફ પાછા ફર્યા. એકલો ભીમસેન સૌનાં ગયા પછી ધીમે ધીમે ઘર તરફ વળ્યો.

આમ સરદાર ભીમસેનને રાજભાગ મળવા માંડ્યો.

સાયગલ એક વખત પૂના ગયેલો. નસીબ જોગે જેને ત્યાં તે ઊતરવાનો હતો તે ગૃહસ્થ બહારગામ ગયેલા તેથી તેને પાછા સ્ટેશન પર આવી બાજુમાં આવેલી ધર્મશાળામાં રાત રહેવું પડેલું.

પૂનાનું સ્ટેશન ઘણું ધમાલિયું છે. આખી રાત ત્યાં ગુડ્ઝ ટ્રેઈનોની આવજા ને શંટીંગ થયા કરે છે અને તેથી કરીને એંજિનની વ્હીસલ ને ડબ્બાઓના અટકાવાનો અવાજ અવિરતપણે ચાલ્યા કરતો હોય છે.

અડધી રાતે સાયગલે ધર્મશાળાના રખેવાળને પૂછેલું, 'આ ધર્મશાળા ક્યારે બોમ્બે પહોંચશે!'

*

એક પૈસાદાર ડોશીમા પહેલી જ વાર એરોપ્લેનમાં બેઠાં. પ્લેન ઘરઘરાટી સાથે ઊડ્યું થોડી વારમાં તો તે આકાશમાં નાના પંખી જેવું દેખાવા માંડ્યું. પ્લેન ઊપડવાની તૈયારીમાં હતું ત્યારથી પેલાં ડોશીમા પાયલટને કશું કહેવા માંગતાં હતાં પણ એંજિનના અવાજમાં તે કશું સાંભળતો નહોતો.

ત્રણ-ચાર હજાર ફૂટ ઊંચે ગયા પછી પાયલટે પાછળ જોયું તો માજી નીચે જોઈ રહ્યાં હતાં. તેણે પૂછ્યું, 'માજી, શું જુઓ છો!'

'ભાઈ,' ડોશીમાએ કહ્યું, 'વિમાન ઊપડ્યું ત્યારે મારી હીરાની વીંટી આંગળામાંથી સરી પડી છે.'

'તે તો આપણે નીચે જઈને ગોતીશું;' વિમાનીએ કહ્યું, 'અહીં બેઠાં તો શું કરી શકીએ!'

'અહીંથી પણ દેખાય છે.' ડોશીમાએ કહ્યું, 'જો પેલો હીરો ચમકે'

પાયલટે નીચે જોયું ને પછી હસીને કહ્યું, 'માજી! એ તો હિન્દી મહાસાગરનું પાણી ચમકે છે.'

— બા. વ્યા

# સમાજ અને સાહિત્યની નવાજૂની

## રૂપિયાની નોટ પર ગાંધીજી

હિંદી પાર્લામેન્ટમાં નાણામંત્રી શ્રી. ચેટીએ જાહેર કર્યું હતું કે સરકાર એક રૂપિયાની નોટો પર ગાંધીજીની છબી છાપે તેવી દરખાસ્ત પર વિચારણા ચાલી રહી છે. આજે ખૂબજ મોટી સંખ્યામાં સિક્કા ચલણમાં હોવાથી તેને બદલે નવા સિક્કાઓનું ચલણ દાખલ કરતાં લાંબો સમય જશે.

## કેળવણી પરિષદ

સૌરાષ્ટ્ર સરકારના કેળવણી ખાતાના અધિકારીઓની એક પરિષદ કેળવણી પ્રધાન શ્રી નાનાભાઇ ભટે બોલાવી હતી. પરિષદમાં શ્રી ગોપાળરાવ વિદ્વાંસ અને આશરે ૫૦ જેટલા અધિકારીઓ હાજર રહ્યા હતા.

પરિષદમાં પ્રથમ પાઠ્યપુસ્તકો અંગે ચર્ચા થઇ હતી. આ અંગે એવો નિર્ણય લેવાયો હતો કે હાલ જુદાં જુદાં ચાલતાં પાઠ્યપુસ્તકો રદ કરવાં, નવાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવા માટે (૧) શ્રી. ગોપાળરાવ વિદ્વાંસ (૨) શ્રી. એમ. બી. દેસાઈ અને (૩) શ્રી. ત્રિભોવન વ્યાસ એમ ત્રણ જણાની સમિતિ નીમવામાં આવી છે. સમિતિને મોકલવાનાં સૂચનો તા. ૫ મી એપ્રિલ સુધી સ્વીકારવામાં આવશે.

બીજો પ્રશ્નઃ માધ્યમિક શાળાના પ્રથમ વર્ષમાંથી અંગ્રેજી કાઢી નાખીને હિંદુસ્તાની દાખલ કરવા ચર્ચા થઇ હતી પણ હિંદુસ્તાની-ની તાલીમ પામેલા શિક્ષકોના અભાવે આ પ્રશ્ન હાલ તુરત મુલતવી રખાયો હતો. આ ઉપરાંત હરિજન વિદ્યાર્થીઓને શાળામાં આવવા ઉત્તેજન આપવાનું નક્કી થયું હતું. સૌરાષ્ટ્ર સરકારના વહીવટી અમલદારો પણ સહકાર આપશે એમ ખાતરી આપવામાં આવી છે.

આ ઉપરાંત મે માસમાં એક શિબિર ખોલવાનું નક્કી કરવામાં આવ્યું હતું. ફરજીઆત શિક્ષણ, તાલીમ પામેલા શિક્ષકોની તાણ, વગેરે પ્રશ્નો પણ ચર્ચાયા હતા. હાલ સૌરાષ્ટ્ર ભરમાં જે શિક્ષકો છે તેમાંથી ૬૦ ટકા શિક્ષકો અનટ્રેઇન્ડ છે તે તરફ પરિષદનું ધ્યાન દોરવામાં આવ્યું હતું.

## ભગવાનના પ્રસાદનું મૂલ્ય

અમદાવાદમાં બદમાશોએ ચોરી અને ઠગાઇઓ માટેની નવી નવી તરકીબો અજમાવવા માંડી છે. આનો એક ચેતવણી આપતો કિસ્સો ઝવેરીવાડ વિસ્તારમાં બનવા પામ્યો છે. મળેલી માહિતી મુજબ, જીતેન્દ્ર ચીનુભાઇ નામનો એક વિદ્યાર્થી જ્યારે શાળાએ જઇ રહ્યો હતો ત્યારે તેને એક મંદિરના પૂજારી જેવો ઇસમ મળ્યો હતો અને ઘેન ચડે તેવો કેફી વસ્તુ નાખેલો ભગવાનનો પ્રસાદ આપ્યો હતો. આ પ્રસાદ ખાધા પછી કહે છે કે, એ વિદ્યાર્થી બેભાન જેવો થતાં, એના હાથમાંનું કિંમતી ઘડિયાળ એ બદમાશ તફડાવ્યું હતું અને પોબારા ગણી ગયો હતો.

## દાગીનાનો વિનિમય !

ગોંડળથી નવાગઢ વચ્ચે રૂ. ૩૫ હજારના સોનાના દાગીનાની પેટી ચાલુ ટ્રેનમાં ચોરાઇ ગઇ છે. આ બાબતમાં જણાવવામાં આવે છે કે મોરબીથી ડૉ. દામાણી નામના ગૃહસ્થ ટ્રેનમાં મુસાફરી કરતા હતા. આ ડૉક્ટર બગસરા દરબારના મહેમાન હતા અને ત્યાંથી પોતાના સ્થાન મુંબઇ જવાના હતા. હરામખોરો ગોંડળથી ચડેલા અને નવાગઢ ઊતરી ગયા. પોતાનો બિસ્તરો અને તેલનું ડબ્બું મૂકતા ગયા અને ડૉક્ટરની દાગીનાની પેટી ઉપાડી ગયા. પેટીમાં લગભગ ૩૫ હજાર જેટલી કિંમતના દાગીના હતા. આ ચોરી સેકન્ડ ક્લાસના ડબ્બામાં ડૉક્ટર સૂતા હતા ત્યારે સવારે પાંચ વાગે થઇ હતી.

## જેસે થે

તારખાતા તરફથી એક જાહેરાત બહાર પાડવામાં આવી છે જેમાં જણાવવામાં આવ્યું છે કે અમુક શહેરોનાં નામોની જોડણીમાં ફેરફારો ( અંગ્રેજી સ્પેલીંગમાં ) કરવામાં આવ્યા છે અને તમામ તાર ઑફીસોને તેની જાણ કરવામાં આવી છે.

અલેહાને, બદલે અયોધ્યા, બીનારસને બદલે બનારસ, વિન્ધાચલને બદલે વિંધ્યાચલ, બિન્દાબનને બદલે વૃંદાવન, ગોબર્ધનને બદલે ગોવર્ધન, મુદ્રાને બદલે મથુરા, નીમસારને બદલે નૈમિષારણ્ય, જુમનાબ્રિજને બદલે યમુનાબ્રિજ, રીખીકેશને બદલે ઋષિકેશ વગેરે.

જનેતાનું સાહસ

ભાવનગરથી આવતી મેઇલ ટ્રેનમાંથી ધોળા અને ઉજળાવાવ વચ્ચે એક છોકરી પડી ગઇ હતી. ગાડી ઊભી રખાવવા સાંકળ ખેંચતાં સાંકળ તૂટી ગઈ અને બીજી સાંકળ ખેંચી ગાડી ઊભી રખાય તે દરમિયાન ચાલતી ટ્રેને છોકરીની માતા કૂદી પડી હતી. છોકરીને ખાસ કાંઇ ઈજા થઇ નથી પણ તેની માતાને સખત પછાડ વાગવાથી થોડો સમય બેભાન થઇ ગઈ હતી.

આત્મહત્યા બદલે રંડાપો

કેશોદ નજીકના ચાંદીગઢ ગામે એક મોચણે ગૃહકલેશને કારણે કૂવામાં પડતું મૂક્યું તેને બચાવવા તેના પતિ મોચી નથુએ પાછળ ઝંપલાવ્યું પરંતુ બૈરી વાવનો કાંઠો હાથમાં આવી જતાં બચી ગઇ જ્યારે પુરુષ ડૂબી મર્યો. બાઈને જીવતી ગામલોકોએ બહાર કાઢી છે.

'જોગીદાસ ખુમાણ' ભાવનગરમાં

રૂપછાયા ચિત્રના પ્રથમ ઐતિહાસિક ચિત્ર 'જોગીદાસ ખુમાણ'નું ઉદ્‌ઘાટન ભાવનગરના ના. મહારાજા સાહેબ શ્રી કૃષ્ણકુમારસિંહજીએ, નટરાજ ટોકીઝમાં શહેરના સંભાવિત ગૃહસ્થોની હાજરી વચ્ચે તા. ૧૦-૪-૪૮ની સાંજે કર્યું હતું.

શ્રી ઢેબરભાઈ ભાવનગરમાં

સૌરાષ્ટ્ર સરકારના મા. વડાપ્રધાન શ્રી ઢેબરભાઈ તા. ૧૧-૪-૪૮ના રોજ ભાવનગરની મુલાકાતે આવ્યા હતા. સવારે ભાવનગર સ્ટેશને તેઓશ્રીનું જાહેર સ્વાગત થયું હતું. બાજે ગંગાજળિયા તળાવમાં વિરાટ મેદની સમક્ષ તેઓશ્રીએ પ્રેરક તકરીર કરી હતી.

શ્રી જીનરાજદાસજી ભાવનગરમાં

જાણીતા થીઓસોફિસ્ટ શ્રી જીનરાજદાસજીએ તા. ૧૫-૪-૪૮ સે 'ધી ભાવનગર લોજ, થીઓસોફિકલ સોસાયટી'ના 'શ્રી સરીનાબાઇ જ્ઞાનમંદિર'નું ઉદ્‌ઘાટન કર્યું હતું. તા. ૧૭ અને ૧૮, એ બે દિવસે એમનાં જાહેર વ્યાખ્યાનો પણ ઉપરોક્ત સંસ્થાને ઉપક્રમે યોજાયેલાં.

*

સૌરાષ્ટ્રના ગ્રામજીવન અને કુટુંબજીવનની રસભીની કવિતા દ્વારા હૃદયમાં ઉદાત્ત સંસ્કારો પ્રકટાવવાની સેવા કરનાર સ્વ બોટાદકરનું સ્મારક તેમના વતન બોટાદમાં કરવાના પ્રયત્નો વેગવંત બન્યા છે અને સૌરાષ્ટ્રના નાયબ વડાપ્રધાન શ્રી બળવંતરાય મહેતાએ પણ આ પ્રવૃત્તિમાં રસ દર્શાવી બોટાદકર સ્મારક ફંડમાં યોગ્ય હિસ્સો આપવાની ગુજરાત-સૌરાષ્ટ્રની જનતાને વિનંતિ કરી છે. આ માસને અંતે શ્રી. રવિશંકર રાવળે તૈયાર કરેલું કવિશ્રીનું તૈલચિત્ર શ્રી. બળવંતરાય મહેતાને હસ્તે બોટાદમાં અનાવૃત થશે. સ્મારક ફંડમાં સહાય કરવા ઇચ્છનારે નાણાં નીચેને શિરનામે મોકલવાં:-(૧) પ્રો. રવિશંકર જોષી, વાઘાવાડી રસ્તો, તખ્તેશ્વર પ્લોટ, ભાવનગર. (૨) શ્રી. જદુભાઈ વૈદ્ય, બોટાદ.

*

મોતીહારી શહેર મહાસભા સમિતિએ કિસાની અને બીજા વિષયો શીખવવા માટે મહાત્મા ગાંધી વિદ્યાપીઠ શરૂ કરવાનો નિર્ણય કર્યો છે અને તે માટે અખિલ હિંદ મહાસભા સમિતિ અને બિહાર પ્રાંતિક મહાસભા સમિતિને મદદ કરવાની વિનંતી કરી છે.

*

હિંદીમાં સંશોધન અંગેની એક સંસ્થા સ્થાપવા ઉદેપુરના શાહ સોદાગર શ્રી. ગોપાલ મહેતાએ રૂ ૫૦૦૦૦નું દાન કર્યું છે. આ સંસ્થા ઉદેપુરની હિંદી વિદ્યાપીઠની દેખરેખ હેઠળ કામ કરશે.

# 'આત્મગુંજન'નો પરિચય

નસીમ નાથાણી

[ શ્રીયુત નસીમ નાથાણી સિદ્ધહસ્ત કવિ–ગઝલકાર અને ગુજરાતના ચંદ અભ્યાસી ગઝલ-વિવેચકોમાંના એક છે. 'કહાની'ના સહકારી ભાઈ હિંમતના, સરસ્વતી પ્રકાશન મંદિરે તાજેતરમાં જ પ્રગટ કરેલા ગઝલો–ગીતોના સંગ્રહ 'આત્મગુંજન'નું તેમણે કરેલું અવલોકન અહીં અક્ષરશઃ પ્રગટ કરીએ છીએ. —સંપાદક ]

ભાઈ હિંમત ગઝલકારોની નવી પેઢીના એક આગળ પડતા પ્રતિનિધિ છે. થોડા સમયમાં એમણે ગૌરવભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું છે. એમણે મોટે ભાગે ગઝલો અને ઓછા અંશે ગીતો અને છંદો લખ્યા છે. બંનેમાં એમની હથોટી છે. એમના પ્રથમ કાવ્યસંગ્રહ તરીકે 'આત્મગુંજન' પ્રગટ થાય છે. ગઝલના સમૂહસંગ્રહો તો બહાર પડ્યા છે, પરંતુ વ્યક્તિગત સંગ્રહો ઓછા પ્રગટ થયા છે. એમનો આ વ્યક્તિગત સંગ્રહ આશરે ૨૫ કાવ્યોનો છે. આ કાવ્યોની ભાષા, રચના અને ભાવગૂંથણીમાં ભાઈ હિંમતનું વિશિષ્ટ વ્યક્તિત્વ રહેલું છે. ભાષા અને ભાવમાં સ્વાભાવિક ગુજરાતીકરણ સાથે ગઝલની કલા અહીં પ્રત્યક્ષ થાય છે. એમની ગઝલો સુરુચિકર, નિર્મળ અને ભાવવાહી હોય છે. કલ્પના અને લાગણી બંનેના આવેશોનું એમાં દર્શન થાય છે. ગઝલની ભાવવાહિતા અંગે ગઝલ રદીફવાળી એક ગઝલની પંક્તિ છેઃ

જેની સુવાસે જીવન થઈ જાય છે સુવાસિત,
મહેકે છે ભાવનાનાં એવાં સુમન ગઝલમાં.

એમની ગઝલોમાં આ ગઝલછાયા સબળે મૂર્તિમંત થયેલી છે. એમની આ ગઝલશૈલીનું ચિત્ર આ પંક્તિ સરળતાથી આપે છેઃ

ખીલવ્યાં છે પ્રણયપુષ્પો દિલમાં દિનરાત વ્યથા સીંચી સીંચી;
સ્મરણમાં પણ મધમધતું એ ઉદ્યાન રહેવા દે ભગવન!

આ પંક્તિનો ભાવ તથા લેખન ગઝલશૈલીનું છે જ્યારે ભાષા અને ભગવનની રદીફમાં એની ગુજરાતીપતાની ઝાંખી પ્રાપ્ત થાય છે.

એમની ભાવવાહિતા જોઈએઃ

જનમભરની કાળજૂની વ્યથાઓ છુપાવી દઉં,
સ્મરણમાં તારા પ્રેમનું જો એક વરણ મળે.

રહસ્યવાદી ભાવની છાયા દોરતી એની એક પંક્તિઃ

એકીકરણ કરી દઉં એક પળમાં આપણું,
મુજ હસ્તીનું મને યદિ સ્પષ્ટીકરણ મળે.

આ પંક્તિમાં 'હસ્તી' શબ્દ ન હોત તો તે રહસ્યવાદી મટીને ભૌતિકવાદી થઈ જાત અને એનો આશય મારી જાત. ગઝલની શબ્દાવલિ હજી સામાન્ય રીતે નિર્માણ થયેલી ન હોવાથી સર્જકને સ્વયંભાવસિદ્ધ શબ્દો યોજવા પડે છે અને એને કારણે ક્યાંક ક્યાંક ઉચ્ચભાવ સમજવામાં કેટલાકને મુશ્કેલી પડે છે અથવા તેને ક્લિષ્ટ સમજવામાં આવે છે.

થોડીક પંક્તિઓનું દોહન અત્રે આપવાથી 'આત્મગુંજન'નું હાર્દ લક્ષમાં આવી જશે.

ગગન-હૃદયનો બનીને તારક હું રાતભર વેરું તેજ આજું,
ચમનહૃદયનું સુમન બની કાં જીવન, હું સંધ્યાસમે ખરી જા!

આ પંક્તિમાં ભાઈ હિમ્મતના કલાદર્શનની આછી ઝાંખી થઈ શકે છે. ભાવ અત્યંત સુંદર અને ઉચ્ચ છે.

> વૈભવ કેરાં ફૂલ વિશે તું કેક ભ્રમરની જેમ બને કાં?
> વાયુની પેઠે ખુશ્બૂ પ્રસારી વિશ્વ તણું ઉદ્યાન વરે રે.
>
> જરૂરી છે દીવાનાઓ પ્રશંસા રૂપની કરવા,
> સવાલો ચાંદને ભરવા સિતારાઓ જરૂરી છે.
>
> વસંત કેરી વિદાય સાથે વિદાય લેવી હતી; પરંતુ
> ગુલોની વાચો વછૂને ગુલબુલ ચમનથી આપે જઈ શક્યા ના!

એ જ ગઝલની બીજી પંક્તિ છેઃ

> વસુંધરાની હૃદયગુહામાં છૂપી મૂંઝાયેલ હીરલાઓ,
> બની સિતારા ઊડ્યા છતાંયે ગગનથી આપે જઈ શક્યા ના.

આ સંગ્રહની ગઝલોમાં ઘણીખરી નવી રદીફની એક કરનારી છે, જ્યારે કેટલીક સામાન્ય રદીફની છે. ગુજરાતી ગઝલમાં નવી રદીફોની એક આવશ્યક છે. 'હિમ્મત'ની નવી રદીફની ગઝલો વિશેષ આકર્ષક છે. ગઝલો ઉપરાંત ઉર્દૂશૈલીના થોડાક પદબંધો પણ આ સંગ્રહમાં આપેલા છે. એમના પદબંધો સરળ અને સાદા છે. એમાં પણ હિમ્મતની શૈલીની ઝલક છે પણ એ કરતાં એમની ગઝલો વિશેષ રોચક છે. આ સંગ્રહમાં આપેલાં ગીતોનું લેખન બહુ ઝંઝાળ ભરેલું નથી, એટલે ગીતોનો રસધ્વનિ જોઈએ તેટલો આકર્ષક બની શક્યો નથી. ગીતોના સર્જનમાં જરા વધારે કલમનું લક્ષ રાખ્યું હોત, તો તે વધુ દીપી નીકળ્યાં હોત.

એકંદરે આ નાનો સંગ્રહ રોચક, આકર્ષક અને વાચ્ય છે. એમાં કવિનું કલાગત અને ભાષાગત વ્યક્તિત્વ ચમકે છે. સંગ્રહમાં દોરબલ્ય દૃશ્યમાન થતું નથી. આ નાનકડો સંગ્રહ જનતાને આપવા માટે ભાઈ હિમ્મતને અભિનંદન ઘટે છે. ભાઈ હિમ્મતનું ગઝલસર્જન એકધારું ચાલુ રહેશે તો ગુજરાતના ગઝલ-કવિઓમાં પોતાની કલાગત અને ભાષાગત શૈલીના પ્રતિનિધિ તરીકે તેઓ સારું સ્થાન મેળવી શકશે, એમાં શંકા નથી.

[ તા. ૪-૪-૪૮ ના 'ઈસ્માઈલી' (અઠવાડિક) માંથી

## બે નવાં માસિકો

પારિજાતઃ સંપાદક શ્રી રજનિકાંત ત્રિવેદી : સાધના પ્રકાશન મંદિર, લીંબડી. વાર્ષિક ૭-૧૧-૦ : છૂટક ૦-૧૨-૦

લીંબડીથી શરૂ થયેલા આ નવા માસિકનો ઉદ્દેશ 'સાહિત્ય, સંસ્કાર અને કલાનો પરિમલ પ્રસરાવવા'નો છે. આ પ્રથમ અંકમાં જ ગુજરાતના કેટલાક પ્રતિષ્ઠિત સાહિત્યકારોની રોચક કલમપ્રસાદી સંપાદક મેળવી શક્યા છે. અનેકવિધ સાહિત્યસામગ્રીથી મઘમઘતો 'પરિજાત'નો આ પ્રથમ અંક એના ઉપરોક્ત ઉદ્દેશને પાર પાડે છે. આ નવા માસિકને હાર્દિક આવકાર આપીએ છીએ.

બત્રીસીબંધુઃ તંત્રીઓ શ્રી વિનોદચંદ, શ્રી શાન્તિલાલ, શ્રી બાબુભાઈ. પ્રકાશક બત્રીસી યુવક મંડળ : અમદાવાદ

'જ્ઞાતિના સર્વદેશીય ઉત્થાન માટે મથવાની' શુભ નેમ સાથે પ્રગટ થયેલા આ સુઘડ અને શિષ્ટ માસિકના સંચાલકોના મનોરથોની સફળતા ઇચ્છીએ છીએ.

બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

ઝંડુ

ચ્યવનપ્રાશ

આયુર્વેદનું

અનુપમ ઔષધ

વૃદ્ધ-યુવાન

બાળક

સૌ કોઈ

આજથી જ અજમાવો

જીવનમાઃ—

અતિ આવશ્યક

સ્વાદિષ્ટ

પૌષ્ટિક—ખોરાક

એ જ

જીવન

લીલાં આંબળાં સાથે બીજાં

પાચક અને લોહી વધારનાર

ઔષધો મેળવી બનાવેલ

સાધારણ નબળાઈમાં અને મગજની

નબળાઈમાં સંગીન કામ આપનાર

સાત્વિક ઉપાય

: મળવાનું ઠેકાણું :

ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી મુંબઈ — ૨

उपेन्द्र

डायर्स
प्रिन्टर्स
विठ्ठलभाई पटेल रोड

# પાતાળકૂવો

લે. ઈશ્વર પેટલીકર

૨૫૬ પાનાં કિંમત રૂ. ૩-૦-૦

[ ટપાલખર્ચ માફ ]

બધા ચોપડી વેચવાવાળા વેચે છે

: પ્રાપ્તિસ્થાન :

**નવસર્જન કાર્યાલય**

મોટા આંકડિયા–કાઠિયાવાડ

---

મુંબઈ, બ્રિટીશ ઇન્ડિયા અને દેશી રાજ્યોમાં
કુલમુખત્યારનામાં કરાવવા, લેણું વસુલ કરવા

લખો યા મળો

**મગનલાલ એચ. ભટ્ટ**

આંતરપ્રાંતીય નિષ્ણાત, વ્યાપાર–પ્રતિનિધિ,
દાવા–નિષ્ણાત અને વિમા–એજન્ટ.
જમ્મુ બિલ્ડીંગ, સી. પી. ટેન્ક : મુંબઈ – ૪

---

સોના ચાંદી
મીના મોતીના
દાગીના
બનાવનારાઓ

રોયલ
જ્વેલરી માર્ટ

ભાવનગર.

---

દેશમા ઉત્પન્ન થતા ઉમદા ફુલોમાંથી
ચુંટી કાઢેલું

જવાહર છાપ

## રાષ્ટ્રપિતા પૂ. મહાત્મા ગાંધીજી, કવિવર રવીન્દ્રનાથ ટાગોર અને ભિક્ષુ અખંડાનંદે સાહિત્યસેવા આપી છે

- ગામડાની અજ્ઞાનતા દૂર કરવા માટે લોકશિક્ષણના પ્રચાર અર્થે ૫૦૦થી ઓછી વસ્તી ધરાવતા ગામડા માટે રૂ ૧૦૦)નાં પુસ્તકો ખરીદનારને ૧૫ ટકા મદદ આપીશું
- સ્વર્ગસ્થ વડીલોનું સ્મારક રાખવા માટે કોઈપણ સદ્‌ગૃહસ્થ પુસ્તકોમાં તેમનાં નામો છપી સ્મૃતિ અર્થે આપી શકે છે.
- અમારી પાસે ૧૫૦ ગામડાંની પુસ્તકો માટે માગણી છે તમારી મદદની જરૂર છે તો આપનો ઉદાર હાથ લંબાવશો.
- આ સંસ્થાનો પ્રચાર કરવા જાહેરાત છપાવવા આપના વર્તમાનપત્રો, માસિકો, પાક્ષિકો, અઠવાડિકોમાં જગ્યા આપવા વિનંતિ છે.

## ગોરધનદત્ત લાયબ્રેરી ચેરીટેબલ સોસાયટી

પો બો ૬૭૮ : મુંબઈ-૧

શર્દી અને દુખાવા
માટે તાત્કાલીક ઉપાય
સોનફા
પેન બામ
સેંટ્રલ ફાર્મસી.

દિલચસ્પ અને ઉદ્‌બોધક ગઝલો–ગીતોનો અભિનવ સંગ્રહ

## આત્મગુંજન

કર્તા : 'કિસ્મત'

કિંમત ૦–૮–૦ ☆ પોસ્ટેજ ૦–૧–૬

શ્રી મધુર કૃત
ત્રણ વાર્તાપુસ્તકો
મેઘકુમારી
જંગલનો રાજા
ફૂલમણી
દરેકના ૦ાા ટ.ખ. જુદું

શ્રી સરસ્વતી પ્રકાશન મંદિર : દાણાપીઠ : ભાવનગર

સ્વાદિષ્ટ રસોઈ, પાપડ તથા અથાણાં માટે સર્વોત્તમ

# "રોહિણીચંદ્ર" છાપ હીંગ

( રજીસ્ટર્ડ )

ઈરાની ખડા તથા રસકણી

[ રતલી તથા અધરતલી ડબ્બામાં ]



Telegram: 'SANSCRIT'] મળવાનું ઠેકાણું [ટેલીફોન : ૨૪૭૫૪

**વરજીવનદાસ હીરજીની કું૰**

હીંગ, શ્રી વિષ્ણુ છાપ કેશર, એલચી, ગુંદર તથા કરીઆણાના વેપારી

૨૪૦, સેમ્યુઅલ સ્ટ્રીટ, વાગાદી : મુંબઈ-૩

અમારી ઉત્તમ બનાવટો માટે પ્રદર્શનોમાંથી સુવર્ણ ચંદ્રકો તથા ઉત્તમ સર્ટીફીકેટો મળેલ છે

# ધી જીવન કેમીકલ વર્કસની

## અનુપમ સૌંદર્ય સામગ્રીઓને તમારા જીવનની શોભા બનાવો

- જવાહીર બ્રાહ્મી
- હેમન્ત સ્નો
- પુષ્પા ફેઈસ પાવડર
- પુષ્પા ગ્લીસરીનટાઈન
- લીલા વેજીટેબલ
- ઈન્દીરા હેર ઓઈલ
- જીવન કોકોનટ
- જીવન પરફ્યુમ્ડ કેસ્ટર ઓઈલ
- જીનો બામ
- ગુલાબજળ વગેરે વગેરે

☛ દરેક શહેરોમાં ભરપુર કમીશન અને ઉદાર શરતોથી એજન્ટો તથા સ્ટોકીસ્ટો નીમવાના છે.

( અમારૂં દવા વિભાગનું સુચીપત્ર મફત મંગાવો )

શરતો માટે આજે જ લખો :—

મેનેજર
ધી જીવન કેમીકલ વર્કસ
પોસ્ટ ; બોડેલી ( ડી. બરોડા )
જી. બી. એસ. રેલ્વે.

બ્રાન્ચ ઓફીસ:—
સુલતાનપુરા,
અમ્બારની પોળ : વડોદરા

વર્ષ — ૪
અંક ૪—૫

# કહાની

મે
૧૯૪૮

કમ વાર્તા — વાર્તાકાર — પાન



## વાર્તા મોકલનારને



'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે. અસ્વીકૃત વાર્તા પરત કરવામાં આવતી નથી. તેને રદ કરવામાં આવે છે. સ્વીકૃત વાર્તાના ખબર લેખકને પખવાડિયામાં અપાશે. — સંપાદક

### કહાની કાર્યાલય

૪૦૫, ભીમરાજ બીલ્ડીંગ
બીજે માળે,
કાલબાદેવી રસ્તો : મુંબઈ—૨

સંપાદન અને વ્યવસ્થા અંગે—
કહાની કાર્યાલય
દાણાપીઠ : ભાવનગર

વાર્ષિક દેશમાં ૬—૧૨—૦
,, પરદેશમાં ૯—૦—૦

# કહાની

છૂટક દેશમાં ૦—૧૦—૦
,, પરદેશમાં ૧—૦—૦

— ની —

## છૂટક પ્રતો નીચેનાં લોકપ્રિય અખબારગૃહો પરથી મળી શકશે

મેસર્સ એ. એચ. વ્હીલર
રેલ્વે બુકસ્ટોલ

એમ. એચ. શુકલ
ન્યુસપેપર એજન્ટ : સિદ્ધપુર

એચ. એમ ભારફતીઆ
સેન્ડહર્સ્ટ રોડ, કમલ ટોકીઝ સામે
લહેરી મેન્શન, બીજે માળે, મુંબઈ—૪

ગુજરાત બુકસ્ટોલ
લક્ષ્મી ટોકીઝ સામે : સુરત

—આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
પો. બો ૧૨૦, મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો. બો ૩૯૭, મોમ્બાસા

—લવાજમ ભરવાનાં સ્થળો—

ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઈ—૨
ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ
કોઠી પોળ સામે, રાવપુરા : : વડોદરા

એલ. કે. મેઘાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

કહાની કાર્યાલય
મુંબઈ અને ભાવનગર

તંત્રી, પ્રકાશક અને મુદ્રક શાંતિલાલ છોટાલાલ પારેખ : શ્રી સરસ્વતી છાપખાનું : દાણાપીઠ, ભાવનગર

ઉલ્લાસ અને ઉદ્‌બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક



મે ૧૯૫૮

વર્ષ ૪ : અંક ૫

काव्येषु रम्या कथा

# અજગર અને અબળા

વિજયગુપ્ત મૌર્ય

સપ્ટેમ્બર મહિનો હતો. આબુ ઉપરથી વર્ષાનાં વાદળાં હજી હટ્યાં ન હતાં. આ વખતે ચોમાસું બહુ આકરું હતું. સતત વરસાદ પડ્યા કરવાથી હવા બહુ ઠંડી થઈ ગઈ હતી. જેમણે ચોમાસામાં આબુની મુલાકાત લીધી હશે તેઓ જાણતા હશે કે આબુની માટી અને પથ્થરજન્ય પર્વતમાળાની ઉપર ચોમાસામાં તો વળી એક નવી જલજન્ય ડુંગરમાળ—વાદળ ઉપર વાદળની—ખડકાઈ પડી હોય છે. પહાડ ઉપરથી ઘસાઈ ઘસાઈને વહ્યાં જતાં વાદળોથી આબુની આબોહવા ચોમાસામાં ધુમ્મસવાળી રહે છે. તેમાં પણ આ વખતે તો એટલો બધો વરસાદ પડ્યો હતો કે વરસાદની હેલીથી સૂર્યનાં દર્શન પણ દુર્લભ થઈ પડ્યાં હતાં અને તેથી વાતાવરણ ગમગીન લાગતું હતું. આગલી રાતે ખૂબ વરસાદ પડ્યો હતો અને ઠંડી પણ સારી હતી એટલે વળતી સવારે મને પથારીમાંથી ઊઠવામાં મોડું થયું. ઊઠવાનો ઉત્સાહ જ ન હતો. એટલે પથારીમાં પડ્યે પડ્યે હું પક્ષીઓનું સંગીત સાંભળતો હતો. મારા પલંગ ઉપરની બારી ઉઘાડીને હું પડ્યો હતો. બગીચામાં લેલાં તેં–તેં–તેં કરતાં હતાં. શોબીગીની મીઠી સિસોટી સી–ઈ–ઈ–ઈ કાને પડી. વરસાદથી કંટાળી ગયેલો દૈયડ પણ પ્રભાત થતાં પુલકિત બનીને, તેની આ ઋતુ ન હોવા છતાં ય ગાવા લાગ્યો. બગીચામાં મધભોગી સક્કરખોરા ફૂલોમાંનું મધ ચૂસી આમતેમ ઊડતા એટલા મીઠા અવાજથી ગાતા હતા કે જાણે ચૂસેલું મધ સંગીત દ્વારા પાછું કાલવી દેતા હોય ને! આ વખતે બહારથી કોઈનો ઉતાવળો અવાજ આવ્યો: 'ડાક્તર બાબુ, ડાક્તર બાબુ!'

હું સફાળો બેઠો થઈ ગયો. બહાર નીકળીને જોઉં છું તો બાજુના બંગલાનો રખેવાળ રામસંગ. પડોશમાં કોઈ રિયાસતનો બંગલો હતો અને રામસંગ તેનો રખેવાળ હતો. રાજાસાહેબ તો યુરોપની મજા મૂકીને ભાગ્યે જ આબુ ઉપર આવતા. રામસંગ અહીં નવો આવ્યો હતો. મને જોઈને તે બોલ્યો, 'ડાક્તર બાબુ, મેરે કમરેમેં બહોત બડા સાંપ હૈ, ઐસા સાંપ મૈંને કભી નહીં દેખા!'

આબુમાં મારી ખ્યાતિ સર્વવિદ્યાનવેત્તા તરીકે હતી કે કેમ તે તો હું નથી કહી શકતો, પરંતુ અભણ અને ભણેલા માણસો પણ એમ માનતા કે હું સાપ પકડવાનો ધંધો કરું છું! નાગ નીકળે કે કાળોતર, ખડચિતળો નીકળે કે ઐરુ, 'પૈડું' હોય કે અજગર હોય, પણ લોકો તરત મને ખબર આપે. કારણ કે સાપને પકડવામાં જોખમ, મારવામાં પાપ, પણ આડકતરી રીતે મારા હાથે સાપની 'ઘો કઢાવવામાં' લાકડી ભાગે નહિ અને સાપ મરે નહિ એવો બેવડો અર્થ સરે. મારી આવી જાતની ખ્યાતિ તો આસપાસ માઈલોના વિસ્તારમાં ફેલાઈ ગઈ હતી. અને ગામ છેક ૭ માઈલ છેટે

શિરોહીની હદમાં દેલવાડાનાં મંદિરોમાં નીકળતા સાપ પણ મારા હાથમાં આવતા !

રાયસંગની વાત સાંભળતાવેંત હું તેની સાથે નીકળી પડ્યો. અને મારા માણસ જગમલને પણ સાથે લીધો. નખી તળાવની પૂર્વે એક ટેકરી ઉપર મારો બંગલો હતો અને તેની પાછળ નીચાણમાં એ જ ટેકરીની બીજી ટોચ ઉપર રિયાસતી બંગલો હતો. ઉતાવળે ટેકરી ઊતરચઢ કરતાં અમારો શ્વાસ પણ ચઢી આવ્યો. રિયાસતી બંગલાના ચોગાનમાં એક ખૂણામાં રાયસંગની ઓરડી હતી. ઉપર કરંજના ઝાડની સુંદર ઘટા હતી એટલે ઓરડીમાં અજવાળું ઓછું પડતું હતું. અંદર ડોકું કાઢ્યું તો અજવાળામાંથી અંધારામાં આવવાથી પહેલાં તો થોડીક વાર કંઈ ન દેખાયું, પણ થોડી વારે અંધારામાં આંખો ઠરી ત્યારે જોઉં છું તો એક મોટો અજગર રાયસંગની કૂકડીને ગળી રહ્યો હતો. અમે પહોંચ્યા ત્યારે કૂકડીની પૂંછડી અને પગનો ભાગ જ બહાર રહ્યો હતો, ને બાકીનું શરીર અજગરના મોંમાં ઊતરી ગયું હતું. અજગરને પકડી લેવાની આ સોનેરી તક હતી. મેં આસપાસ નજર ફેરવી. સામે જ લાકડાના ડામચિયા ઉપર એક ખાલી કોથળો પડ્યો હતો. તે મેં ઝડપ કરતાંને ઉપાડી લીધો. મારી નેમને સમજીને જગમલે ઝડપથી અજગરનું પૂંછડું બે હાથે પકડી લીધું અને તેની પીઠ ઉપર બેસી ગયો. અજગર ગભરાઈને કૂકડીને મોંમાંથી બહાર કાઢવા લાગ્યો પરંતુ મેં ઝડપથી તેનું મોં દબાવી દઈ બીજે હાથે કોથળાના મોંમાં અજગરનું માથું નાંખીને મેં અને જગમલે તેને કોથળામાં હડસેલી દીધો. એ પહેલાં તો જગમલ પાસેથી છૂટવા અજગરે બહુ ફાંફાં માર્યાં, ખૂબ જોર કર્યું, ખૂબ અંગ મરડ્યું, પણ જગમલ તો અજગરનો ઉસ્તાદ હતો. અજગર પકડવામાં તે પાવરધો થઈ ગયો હતો. તેને ઠેકાણે બીજો કોઈ હોત તો અજગર જરૂર પૂંછડું છોડાવી લેત, અજગરનું પૂંછડું છૂટું હોય તો તે દુશ્મનના શરીરને ફરતો એવો ભરડો લે છે કે માણસની તાકાત નથી કે તેની ચૂડમાંથી તે બચી શકે. અમે તેને કોથળામાં એવી ઝડપથી પૂરી દીધો કે અજગરને સામનો કરવાની બહુ તક પણ નહોતી મળી. જગમલે કોથળાનું મોં બાંધીને કોથળો ખભે નાખ્યો અને અમે ચાલતા થયા. રાયસંગ તો આ બધું જોઈને આભો જ બની ગયો હતો.

મારા બંગલાને વિશાળ ચોગાન છે. ચોગાનના એક એકાંત છેડે અને બંગલાથી દૂર એક ઓરડી છે. હું આબુમાં આવ્યો તે પહેલાં તેનો શો ઉપયોગ થતો તેની મને ખબર નથી, પરંતુ મેં તો તેમાં નકામો સામાન-પેટી, પટારા, વગેરે ભરી રાખ્યાં હતાં. અજગરને રાખવા માટે તાત્કાલિક બીજી કોઈ સગવડ ન હોવાથી મેં તેને એ ઓરડીમાં છૂટો મૂકી દીધો. ઓરડીમાં બારી ન હતી. ઊંચે એક નાનું અજવાળિયું હતું, પરંતુ ત્યાં સુધી તો અજગર પહોંચી ન શકે. જિંદગીમાં મળેલી આવી અણચિંતવી અને અસાધારણ શિકસ્તથી તે એવો મૂંઝાઈ ગયો હતો કે એનું મન સાધારણ રીતે જડ હોવા છતાં તે આ નવી પરિસ્થિતિથી ગભરાઈને નાસી છૂટવા ફાંફાં મારવા લાગ્યો. ઓરડાનો ખૂણેખૂણો તે ફૂંદી વળ્યો, પરંતુ કંઈ કારી ન ફાવવાથી છેવટે તે એક ખૂણામાં ગૂંચળું વળીને ભરાઈ બેઠો. મેં તેને હૂંફ આપવા એક ગરમ કામળી મૂકી હતી, કારણ કે ઠંડી અને ભેજ અજગરને વસમાં લાગે છે એટલે તેને સ્વસ્થ રહેવા હૂંફની જરૂર હતી. તેને બીજું જોઈએ પણ શું ! સાપ યોનિ કંઈ ઉત્ક્રાન્તિની ઊંચી કક્ષાએ નથી પહોંચી. તેમને ખોરાક મળે, હૂંફ મળે અને શાંતિ મળે, એટલે બસ. તેમાં પણ અજગરને તો મહિના સુધી નિરાંત થઈ જાય.

આ વાતને કેટલાક દિવસ થઈ ગયા. આ વરસે ગુજરાતમાં જલપ્રલય થયો હતો અને રાહતકાર્ય માટે ફાળો એકઠો કરવાની પ્રવૃત્તિ ચાલતી હતી. આબુમાં ઠક્કરબાપાનું ભીલ

સેવામંડળ હતું અને તેના આશ્રરા નીચે ભીલ બાળકો માટે કેળવણી ઉપરાંત ભીલ કોમના ઉદ્ધાર માટે પ્રશંસનીય પ્રવૃત્તિઓ ચાલતી હતી. આ અજ્ઞાન અને પછાત કોમની કેળવણી માટે આ મંડળે ઘણું સુંદર કામ કર્યું હતું. જગમલ પણ ભીલ હતો અને તે પણ આ પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લેતો. તેની બહેન પદ્મા આ સંસ્થામાં ભણી અને કેળવાઈ હતી અને હવે તે પણ જગમલની સાથે મારી ઓફિસમાં કામ કરતી હતી. પદ્માએ ગુજરાત રેલસંકટ-નિવારણ માટે ફાળો એકઠો કરવાનું માથે લીધું અને તે માટે શાળાના ભીલ બાળકોએ એક જલસો કરવો એમ નક્કી કરવામાં આવ્યું. જલસાનું પ્રમુખપદ લેવા મેં હા પાડી.

પદ્મા તે માટે તડામાર તૈયારીઓ કરવા લાગી. તે આ પ્રવૃત્તિનો પ્રાણ હતી.

આજુના આકાશમાંથી વાદળ હવે વિખેરાઈ ગયાં હતાં. સખત તાપ પડતો હતો અને આંખો અંજાય જાય એવા પ્રખર તેજથી સૂર્ય પ્રકાશતો હતો. બપોરે પદ્મા જલસા માટે જોઈતી ચીજો શોધવા માટે પેલી અજગરવાળી ઓરડીમાં ગઈ. ત્યાં ઘણો જૂનો સામાન, લૂગડાં, વગેરે પડ્યાં હતાં. પદ્મા પોતાના કામમાં એવી મશગૂલ થઈ ગઈ કે તેને પેલો અજગર તો યાદ જ ન આવ્યો. યાદ આવે તો પણ તે કંઈ અજગરથી ડરે તેવી ન હતી. એ પણ મને ઘણી વાર સાપ અને અજગર પકડવામાં મદદ કરતી અને એ કાયમ તેના ભાઈના કરતાં ચડી જવા તેની સાથે હરીફાઈ કરતી. કેટલા ય તુંડમિજાજી અજગર, નાગ, દામણ, ખડચિતળા, કાળોતરા અને ફુરસાને તેણે પાંસરા દોર કરી દીધા હતા. જ્યારે મારી પ્રયોગશાળામાં જોઈતા ઝેર માટે જગમલ નાગને પકડી રાખતો ત્યારે પદ્મા તેના મોં પાસે કાચનો પ્યાલો ધરીને છંછેડાયેલા નાગનો દંશ એ પ્યાલા ઉપર બાંધેલા પાતળા રબ્બર ઉપર ઝીલીને નાગનું કાતિલ ઝેર પ્યાલામાં ઝીલી લેતી. એ નારીને નાગનો જરા ય ડર ન હતો. કેમ હોય ? એ તો જંગલની પુત્રી હતી.

પદ્મા અજગરવાળી ઓરડામાં ટૂંક, પેટી, વગેરે વીખવામાં તલ્લીન થઈ ગઈ. જોરનો પવન વાતો હતો અને ઓચિંતું ભારે ધડાકા સાથે ઓરડાનું બારણું એવું પછડાયું કે તે સજ્જડ ભિડાઈ ગયું. સાથે તેની લોઢાની મૂઠ પણ છૂટી પડીને જમીન ઉપર ધબ્બ કરતી પડી. પદ્મા ચમકી ગઈ. જોયું તો બારણું બારશાખની અંદર એવું સજ્જડ ભિડાઈ ગયું હતું કે હાથા વિના તે કોઈ રીતે ઊઘડે નહિ. પદ્માએ જઈને બારણું ઉઘાડવા પ્રયાસ કર્યો પણ વ્યર્થ. નીચે પડેલી મૂઠ ઉપાડીને બેસાડવા ગઈ, પરંતુ એ પણ વ્યર્થ કારણ કે મૂઠની ચાકી બહારના ભાગમાં ઊડી પડી હતી. વીજળીનો ચમકારો થાય તેમ પદ્માના મગજમાં ખ્યાલ આવ્યો કે પોતે આ વિશાળ ચોગાનને એકાંત ખૂણે આવેલી નાનકડી ઓરડીમાં કેદ થઈ ગઈ છે! તેણે પાછળ જોયું અને ચમકી ઊઠી. તેની નજર પેલા અજગર ઉપર પડી. તેને ખ્યાલ આવ્યો કે તે અહીં એકલી નથી પણ તેનો કાળ પણ તેની સાથે અને સામે છે. અત્યાર સુધી એદીની જેમ પડ્યો રહેલો અજગર પદ્માની સામે અણગમાથી જોયા કરતો હતો. બધા સાપ સ્વભાવે શાન્તિપ્રિય પ્રાણી છે. અજગરને પણ પદ્મા અહીં આવી એ ખલેલ પસંદ ન હતી. પરંતુ આવા આરામમાંથી ઊઠે કોણ ? અચાનક જ્યારે બારણું પછડાયું અને બંધ થઈ ગયું અને તેના પડઘા આ ઓરડીમાં તોપના ભડાકાની જેમ ગાજી ઊઠ્યા ત્યારે અજગરને આવા ધાંધાટથી ભારે ક્રોધ ચડ્યો. એટલું જાણે બસ ન હોય તેમ બારણાની લોઢાની ભારે મૂઠ જ્યારે મોટા અવાજ સાથે ઠો ઉપર પડી ત્યારે તેના આકરા અવાજથી અજગર સાચેજ છંછેડાઈ પડ્યો, કારણ કે સાપને કાન નથી હોતા એટલે તે જમીન દ્વારા જતાં અવાજનાં આંદોલન વધારે સાંભળી શકે છે. આવી ઉપરાઉપરી થએલ ખલેલથી તેને ભારે ક્રોધ ચડ્યો.

હજી તો હમણાં જ તે જંગલના મુક્ત જીવનમાંથી અહીં આવ્યો હતો એટલે આઝાદીની ખુમારી હજી ઓસરી ગઈ ન હતી. સ્વભાવે તો તે દુષ્ટ અને ક્રોધી હતો જ. તે સમજ્યો કે આ બધી ધમાલનું મૂળ આ નારી જ લાગે છે. અને તે માટે પદ્માને સજા કરવાનો તેણે નિશ્ચય કર્યો.

પદ્મા પણ સમજી ગઈ. તે પણ જંગલમાં જન્મેલી અને જંગલમાં ઊછરેલી હતી એટલે જંગલનાં પ્રાણીઓનો તેને પરિચય હતો. તે સમજતી હતી કે અજગર જ્યારે સજા કરે છે ત્યારે એ સજામાં ત્રણ ભયંકર ભરડા અને તેના પરિણામે કરુણ મોત હોય છે. તેણે ફાટી આંખે જોયું કે પૂરા સત્તર ફૂટ લાંબા અજગરનો ઢગલો ઢીલો થઈને સરકવા માંડ્યો છે અને તેની દુષ્ટ આંખો ક્રૂરતાથી પોતાની સામે જોઈ રહી છે. અજગરની ફાંટાવાળી લાંબી જીભ, વારે વારે ચમકતી વીજળીની જેમ લબકારા મારવા લાગી અને તે ધીમી, બહુ જ ધીમી અને સ્પષ્ટ ગતિથી તે પદ્મા તરફ સરકવા લાગ્યો.

પદ્માને એટલી તો ખબર હતી કે એકવાર અજગરના પાશમાં બંધાયા પછી તેના લોખંડી ભરડામાં તે પાંચ જ મિનિટમાં પિસાઈને માંસનો લોચો બની જશે, તેની પાંસળીઓ અને હાડકાં કટાકટ કરતાં બટકી જશે અને એ હાડકાંના અણીદાર કટકા તેના હૃદય અને ફેફસાંને વીંધી નાખશે. ઓહ, કેવું ભયંકર મૃત્યુ! પદ્મા અજગરની તોતિંગ કાયાની અમોઘ શક્તિ જોઈ રહી. આ ઓરડાની હૂંફે અજગરને નવી સ્ફૂર્તિ અને નવી શક્તિ આપી હતી.

મારે અહીં તમને અજગરના માનસનો પરિચય આપી દેવો જોઈએ, બીજા બધા જંગલી તેમ જ હિંસક પ્રાણીઓની જેમ અજગર પણ માણસથી ડરે છે. તે માણસને પોતાનો શિકાર નથી સમજતો. ભૂંડ, હરણ, બકરી અને દીપડાને પણ ભીંસી નાખીને ગળી જતો અજગર માણસથી ડરે છે. પરંતુ અહીં વાત જુદી હતી. અજગર ઓરડામાં પુરાયેલો હતો. તે જાણતો હતો કે અહીંથી ભાગવા માટે તેને રસ્તો મળે તેમ નથી. જ્યારે જંગલી પ્રાણીઓને ભાગવાનો રસ્તો નથી મળતો ત્યારે તેઓ બચાવને બદલે આક્રમણને પસંદ કરે છે. અધીર જંગલના અજગરને તો માણસના સામનાનો પ્રસંગ ક્યાંથી આવે! પરંતુ જો એવો પ્રસંગ આવે તો તે જરૂર માણસને ભરડો લઈને ભીંસી નાખે, પછી ભલે તેને ગળી ન શકે. આ જંગલી અજગરને પણ આજે એવો પ્રસંગ મળ્યો હતો.

પદ્મા જેવી ચતુર અને કેળવાયેલી યુવતીને પૂરેપૂરું ભાન હતું કે પોતે કેવા ભયમાં છે. અજગરની શક્તિ અને ઝનૂન વિષે તેને બરોબર ખ્યાલ હતો. બહારથી કોઈ સાંભળી બારણાને બહારથી ધક્કો મારીને ઉઘાડે, એ આશાએ તે બારણાને ધધડાવવા લાગી પણ તેનો એ પ્રયત્ન વ્યર્થ ગયો.

અજગરનું ગૂંચળું હવે આક્રમણ માટે સીધું થઈ ગયું હતું.

જીવ ઉપર આવીને યુદ્ધ ખેલતો યોદ્ધો જેમ એક પછી એક શસ્ત્ર અને અસ્ત્રનો ઉપયોગ કરતો જાય તેમ પદ્માએ બીજો ઉપાય શોધ્યો. તેણે બારણું તોડી નાખવાનો નિશ્ચય કર્યો. પરંતુ મજબૂત બારણું તોડવાનું અહીં સાધન શું! અને એટલો વખત પણ ક્યાં હતો! તેના પગ પાસે એક મજબૂત પેટી પડી હતી. પદ્મા પહાડી કન્યા હતી. તેના બળવાન હાથોએ તે પેટી ઉપાડીને ખૂબ જોરથી બારણા ઉપર ફેંકી. પરંતુ પરિણામ વિપરીત જ આવ્યું. પાકા સાગનું વજનદાર બારણું વધુ મજબૂતીથી ભિડાઈ ગયું. બારણું તો ન ભાંગ્યું, પરંતુ પેટી ઊઘડી ગઈ અને તેમાંથી રમકડાં, શીશીઓ, પ્યાલા, રકાબી વગેરે ભારે અવાજ સાથે જમીન ઉપર વેરણછેરણ થઈને પડ્યાં. તેના અવાજે અજગરને વળી વધારે ગુસ્સે કર્યો. પદ્માએ અવાજના જવાબમાં અજગરનો ફૂંફાડો સાંભળ્યો. પદ્માએ ઝડપથી અજગર અને પોતાની વચ્ચે ઉપરાઉપર બે પેટી ગોઠવી

દઈને તેની ઉપર ફાંસલા મૂકી કિલ્લેબંદી કરી લીધી. જવાબમાં અજગરે વધારે ઉગ્ર બનીને ફૂંફાડા માર્યા.

જેમને સાપના ફૂંફાડાનો અનુભવ હશે તેઓ જાણતા હશે કે એ ફૂંફાડો માણસના જ્ઞાનતંતુઓ ઉપર કેવી વીજળિક ઝડપથી અસર કરી માણસનાં ગાત્રોને શિથિલ બનાવી દે છે; તેમાં પણ આ તો સત્તર ફૂટ લાંબા અજગરનો ફૂંફાડો હતો! અજગર જ્યારે ક્રોધે ભરાય છે ત્યારે તેના વિશાળ ફેફસામાં ખૂબ હવા ભરીને જે ફૂંફાડો મારે છે......પણ એ વાત જ જવા દો. તેની ભયંકરતા તમે કલ્પી લેજો. માનું છું કે તમે તેની સાચી કલ્પના પણ નહિ કરી શકો; તમને તેનો સાચો ખ્યાલ ક્યાંથી આવે? એ ફૂંફાડાની ઢાલ બનેલી પદ્મા જો લોખંડના સ્નાયુ બનાવી હિંમત અને મનોબળથી ઊભી રહી શકે અને ગાત્ર શિથિલ કરી મૂર્છા ખાઈને અજગરનો શિકાર થવા હળી ન પડે તો તો એ બહાદુર પહાડી સ્ત્રી હજારો ધન્યવાદને પાત્ર છે.

અને આ તો જ્ઞાનતંતુનું યુદ્ધ હતું અને અજગર જ્યાં સુધી લાગ જોઈને પદ્મા ઉપર ત્રાટકી તેને ભરડો લઈ લે ત્યાં સુધી તે ચાલવાનું હતું. પદ્મા જો તેમાં ડરીને પ્રયત્ન મૂકી દે તો તેનું મોત જ હતું. જો તે પોતાના જ્ઞાનતંતુઓ ઉપરનો કાબૂ રાખી ઠંડી હિંમતથી સામનો કરે તો જ સંભવ છે કે ઊગરવાનો કોઈ રસ્તો મળી આવે. અહીં બળ નહિ પણ બુદ્ધિનું કામ હતું. નબળાઈ અને ભયને તાબે થઈ ગયેલું મન શું બુદ્ધિ અજમાવી શકે?

અજગર આગળ આવતો હતો; અને ક્યારે ઝપટ મારશે તેની શું ખબર? તેનાથી બને તેટલે દૂર રહેવા પદ્મા ભીંત લગતી સંકોચાઈને ઊભી રહી. અને બીજે જવા જેવું ય ક્યાં હતું? અજગર હવે સર્પાકારે વહેતી નદીની જેમ પડ્યો હતો. ના, પડ્યો ન હતો. પરંતુ બહુ જ ધીમેથી આગળ સરકતો હતો. તેનું માથું જમીનથી ઊંચું થઈ ગયું હતું. તેના અંગમાં અસ્પષ્ટ ડોલન હતું. તેની બે કાચ જેવી ચમકતી નિષ્ઠુર આંખોએ પદ્મા ઉપર મીટ માંડી હતી. તે આંખો ભયજનક લાગતી હતી. પદ્મા જાણતી હતી કે તેના હૃદયમાં જો ભય કબજો લેશે, જો હિંમત ઓસરી જશે તો તેનાં ગાત્ર શિથિલ થઈ જશે અને હગલો થઈને હળી પડશે. આ તો જીવનમરણનું યુદ્ધ હતું. જો આ જ્ઞાનતંતુના યુદ્ધમાં પદ્મા હાર કબૂલી લે તો પછી બચાવ ક્યાં હતો? બધો આધાર તેની ઠંડી હિંમત ઉપર હતો.

બેખડ ઉપર તોફાની દરિયાનાં મોજાં ઉપરાઉપર થપ્પડ મારે તેમ પદ્માના મનમાં વિચારનાં મોજાં થપ્પડ મારવા લાગ્યાં. પરંતુ હજી કોઈ રસ્તો સૂઝતો નહોતો. તેણે અનેક વિચાર કર્યાઃ મદદ માટે રાડો નાખું? પરંતુ બંગલાથી છેટે વિશાળ ચોગાનના એકાંત ખૂણામાં આવેલી આ બંધ ઓરડીમાંનો અવાજ કોણ સાંભળે? તેને અનુભવથી ખાતરી થઈ હતી કે રાડો નાખવાથી જે અવાજ થશે તેના પડઘાની અજગર વધારે ચિડાશે. પણ ત્યારે હવે કરવું શું? તેણે જોયું કે ફૂંફાડા મારતો અજગર હવે ધીમે પણ મક્કમપણે આગળ સરકે છે. અહીં મારે તમને કહી દેવું જોઈએ કે શિકારી કદી શિકાર ઉપર આંધળી દોટ નથી મૂકતો. તે ધીમે ધીમે લપકે છે, માપ કાઢે છે, લાગ જુવે છે અને જ્યારે તેને ખાતરી થાય કે તેનો ઘા ફોગટ નહિ જાય ત્યારે જ તે ત્રાટકે છે. આ અજગર પણ શિકાર ઉપર ત્રાટકવા પહેલાં માપ કાઢતો હતો અને લાગ જોતો હતો. વીજળી સબાકા મારે તેમ તેની જીભ ઝબકતી હતી અને એંજિનમાંથી વરાળ છૂટતી હોય તેમ તે ફૂંફાડા મારતો હતો.

અજગરનું એ કેવું ભયંકર સ્વરૂપ હતું! મનુષ્યથી ડરવાની તેની નૈસર્ગિક વૃત્તિ દબાઈ ગઈ હતી. અને તે ક્રોધે ન ભરાય તો બીજું શું કરે? તેના ઉપર પણ કંઈ ઓછી વીતી હતી! જંગલની સ્વતંત્ર જિંદગીમાંથી તેને પકડી,

'મહાત કરી, અપમાનિત કરી, કોથળામાં ઘાલી અહીં અંધારી ચાર દીવાલ વચ્ચે કેદ કરવામાં આવ્યો હતો. જો કે સર્પસૃષ્ટિ બુદ્ધિની કક્ષામાં બહુ નીચે છે. તોપણ આ કેદખાનું તેને વીતેલાં વિતકોની સતત યાદ આપ્યા કરતું હતું. અહીં પણ એ બિચારો શાન્તિથી જ પડ્યો હતો: ત્યાં, જગતને હચમચાવી નાખનાર નારીસમાજની આ પ્રતિનિધિ પદ્મા અહીં આવી અને તેના કેદખાનાની નાનકડી દુનિયાને હચમચાવી નાખી. અજગરના તામસી દીમાગ માટે આ કંઇ ઓછા ક્રોધની વાત હતી ! અને એકવાર અજગર છંછેડાયો એટલે પૂરા સત્તર ફૂટની વજ્ર જેવી લોખંડી કાયાવાળ, અને વીજળી જેવી ચપળતાવાળા આ જોરાવર જાનવરે આ તુચ્છ બીલડીથી શા માટે ડરવું જોઇએ !

પદ્માએ જોયું કે અજગરે જમીનથી બે ફૂટ ઊંચે પોતાનું મોં ઊંચું કર્યું છે અને આગળ વધે છે. તેનો અર્થ એ કે અજગર હવે ઘા કરવા માટે તૈયાર થાય છે. પદ્માના શ્યામ કપાળ ઉપર મોતી જેવાં પરસેવાનાં બુંદ જામી ગયાં. લીસી અને સપાટ જમીન ઉપર પાણીનો રેલો જેમ આસ્તે આસ્તે અને અસ્પષ્ટ રીતે ચાલે તેમ અજગર આગળ આવતો હતો અને તેની બે આંખો પદ્માની બે આંખો સામે ચોંટેલી હતી. અજગરે ત્રાટક રચ્યું હતું. પદ્મા તેની અસર નીચે શિથિલ અને લાચાર બનતી જતી હતી. પદ્માની માંસલ અને સુગઠિત કાયા પરસેવાથી રેબઝેબ થઇ ગઇ. તેને લાગ્યું કે પોતાનું હૃદય બેસી જાય છે. તેણે ચીસ નાખવા પ્રયત્ન કર્યો; પણ જીભનો લોચો વળી ગયો; વાચા જાણે મરી ગઇ. વીજળીનો ઝાટકો લાગે તેમ પદ્માને વિચાર આવ્યો: શું અજગર ભરડો લેવા પહેલાં તેની ઉપર ત્રાટક કરે છે ! તેને લાગ્યું કે પગ નીચેથી ધરતી સરી જાય છે અને તે હમણાં જ હમલો થઇને અજગર પાસે ઢળી પડશે. પદ્મા હાથપગ હલાવવા ગઇ, પરંતુ જાણે શરીરના બધા જ્ઞાનતંતુ અટકી ગયા હોય તેમ લાગ્યું. તેની ઇચ્છા છતાં તે રાડ નાખી શકતી ન હતી. તેની ઇચ્છા છતાં તે હાથપગ હલાવી શકતી ન હતી ! કેવું ભયંકર !

પદ્માની ભયભીત આંખોએ જોયું કે હવે અજગર તેનાથી બહુ દૂર નથી અને તે આગળ વધતો અટકી ગયો છે. તેને બદલે તે જમીન ઉપરથી વધારે ઊંચો થવા લાગ્યો છે ! તેનું શરીર તેના ઊંચા થતા માથાની નીચે એકત્ર થવા લાગ્યું છે. પદ્મા સમજી ગઇ કે અજગર હવે ઘા કરવાની તૈયારી કરે છે. એ ખરું છે કે અજગર કંઇ નાગની જેમ ફેણ પહોળી નથી કરી શકતો, પરંતુ નાગની જેમ તે ઊભો તો થઇ શકે છે અને તેની નાગ કરતાં કયાંય વધારે સંબાઇ હોવાથી તે ઘણો વધારે ઊંચો થઇ શકે છે. ઊંચો થયા-પછી તેની ફેણ કાટખૂણે શિકાર તરફ વળે છે. તેના લાંબા, જાડા, માંસલ દેહ ઉપર ઊંચું થયેલું મોં અતિ ભયંકર લાગે છે. અલબત્ત તેને ઝેર કે ઝેરી દાંત નથી, પરંતુ તેનાં જોરાવર જડબાં, તીક્ષ્ણ વળેલા દાંત અને તેમની પાછળ રહેલી પોલાદી તાકાત ભયંકર છે. એકવાર તે વીજળીના સપાટાની જેમ શિકારને મોમાં પકડી આંખના પલકારામાં તેના શરીર ફરતા ત્રણ આંટા લઇ ભરડો લે છે અને શિકારનું આવી બને છે. તેના રાક્ષસી સ્નાયુઓમાં એવું અજબ જોર હોય છે કે પહેલો જ ભરડો શિકારને મહાત કરી નાખે છે. વનવગડામાં ઊછરેલી ભીલ કન્યા અજગરની ભયંકરતાને પીછાનતી હતી. તેણે વગડામાં પોતાની નજર સામે હરણ, સસલાં, ભૂંડ અને બકરીને અજગરની બાથમાં ભિસાઇને નિરાકાર બની ધીમે ધીમે અજગરના મોમાં ઊતરી જતાં જોયાં હતાં. તેના ભરડામાં આવેલ શિકારની આંખો ભય, ત્રાસ અને વેદનાથી બહાર નીકળી આવતી અને અને જીભ બહાર લટકી પડતી. એવું બને એ શિકારનું ભયંકર મોત. પદ્માની નજર સામે એ કમભાગી પ્રાણીઓની ઉશ્કેરી ઘડી

તરી આવી. આજે શું તે પણ એવા જ ભયંકર મોતે મરવાની હતી !

અજગર પોતાની પૂરી ઊંચાઈએ ઊભો થઈ ગયો હતો. ઘા કરવા માટે તેણે શરીરનું સમતોલપણું જાળવવા માટે શરીરનો પાછલો ભાગ સર્પાકારે ગોઠવી દીધો. મોરચો મંડાઈ ગયો. છેલ્લી ઘડી આવી પહોંચી. અજગરનું મોં હવામાં તોળાયું. તેની અસીમ ક્રૂરતાથી ભરેલી બે ચળકતી આંખો અને કાળ જેવો લબકારા મારતી જીભ સામે પદ્મા ડોળા ફાડીને જોઈ રહી. અજગરે ઘા કરવા માટે માથું જરા પાછળ લીધું અને ધનુષમાંથી તીર છૂટે તેમ તેણે પદ્મા ઉપર ઘા કર્યો, પદ્માએ એક ભયંકર ચીસ પાડી, પરંતુ...અજગરે ચોટ મારી તે પહેલાં, એક પલકારા પહેલાં જ, એક અકસ્માત બની ગયો !

અજગરની પૂછડીની બાજુમાં એક ચિનાઈ કાચની મોટી બરણી હતી અને અજગરની પૂછડી તે બરણીને અડીને પડી હતી. અજગર જેવો બટકું ભરવા માટે ચોટ મારવા શરીરને જમીન ઉપર જોરથી ભરાવવા ગયો કે તરત જ પૂછડીના સપાટામાં એ બરણી ઊડી ગઈ અને ભાંગીને કટકેકટકા થઈ ગયા. તેના ભાંગવાનો મોટો કડાકો થયો અને તંદ્રામાં પડતા માણસને કોઈ થપાટ મારે અને તે પાછો શુદ્ધમાં આવી જાય તેમ એ અવાજે પદ્માના મગજને પાછું જાગ્રત કરી દીધું. અજગરનું ત્રાટક તૂટી ગયું અને પદ્મા પાછી હોશમાં આવી ગઈ. તે વીજળીની ત્વરાથી ઠેકડો મારીને બાજુમાં ખસી ગઈ અને અજગરનો ઘા એળે ગયો. એળે ગયો એટલું જ નહિ પણ તેનું મોં સામેની દીવાલમાં અથડાયું, ધબકારો થયો અને અજગર ચોટ ખાઈને પાછો પડયો. તેના મોંમાંથી લોહી વહેવા લાગ્યું અને વેદનાનો માર્યો ફૂંફાડા મારતો અજગર પાછો ગૂંચળું વળી ગયો !

એકવાર તો કુદરતે પદ્માને બચાવી લીધી. તે બચાવ પદ્માની ચપળતાને આભારી ન હતો, પણ અજગરને ધડાકા સાથે બરણી ફૂટવાથી વિક્ષેપ પડી ગયો તેને આભારી હતો. પરંતુ જાગ્રત થયેલી પદ્માને નવેસરથી પ્રેરણા મળી. તેની નૈસર્ગિક ચંચળતાએ તેને ફરીથી આત્મરક્ષણ માટે તૈયાર થવા પ્રેરણા આપી. તેણે ઝડપથી અજગર અને પોતાની વચ્ચે બધાં ટ્રંક, પેટી, ડબ્બા વગેરે-ગોઠવી દીધાં અને કિલ્લેબંધીને આ રીતે મજબૂત બનાવી. તે જાણતી હતી કે રઘવાયો બની ગયેલો અજગર કળ ઊતરતાં સ્વસ્થતા મેળવીને જરૂર પાછો હુમલો કરશે. એ આવનાર હુમલાને ખાળવા માટે તેણે હથિયાર શોધ્યું. છતમાંથી જાળાં પાડવા માટે લાકડી સાથે બાંધેલ ઝાડુ ત્યાં પડ્યું હતું. હાજર તે હથિયાર. અહીં બીજાં હથિયાર ક્યાંથી મેળવવાં ! તેણે એ ઝાડુ ઉપાડી લીધું. અજગર આ વખતે પોતાની ભૂલનો ગુણાકાર કરવા નહોતો માગતો, તેણે જોયું કે પોતાનો પહેલો હુમલો નિષ્ફળ ગયો છે, એટલું જ નહિ પણ તેનું મોં માર ખાઈને લોહીલુહાણ બન્યું છે. જંગલી પ્રાણીઓ આક્રમણની જે રીતમાં પાછા પડે છે તે ફરીથી અખત્યાર નથી કરતા એટલે અજગર આ વખતે કોઈ નવો પેંતરો રચે એવી વકી હતી.

પદ્મા નવા હુમલાની રાહ જોતી ઊભી. મિનિટ ઉપર મિનિટ પસાર થવા લાગી. પરંતુ નવા આક્રમણનાં ચિહ્ન જોવામાં ન આવ્યાં. અને દરેક મિનિટ પદ્માને એક એક યુગ જેવડી લાગતી હતી. આવી અચોક્કસ પરિસ્થિતિ પદ્માને અસહ્ય થઈ પડી. જે આફત કોઈ અનિશ્ચિત પળે આવવાની છે તેની અનિશ્ચિતતા માણસને હેરાન કરી નાખે છે. પાંચ મિનિટ, દસ મિનિટ, બાર મિનિટ...સમય જાય છે. પણ અજગરનું આક્રમણ આવતું નથી. શું તેણે હરખાઈને હુમલો કરવાનો વિચાર માંડી વાળ્યો ? એમ તો ન હોય. પદ્માને ખાતરી હતી કે અજગર જેવું ખંતીલું પ્રાણી એમ હાર કબૂલ નહિ કરે. જો પદ્મા જંગલમાં

હોત અને અજગરને જંગલમાં આવી હાર મળી હોત તો અજગર જરૂર એ હાર કબૂલ રાખીને ચાલ્યો જાત. પરંતુ આ તો ચાર દીવાલો વચ્ચે નાની સરખી ઓરડીમાં તેમને એકબીજાનો પનારો પડ્યો હતો. અહીંથી અજગર હાર ખાઈને ક્યાં જાય? તેની દુશ્મન પદ્મા તો છાતી સામે ઊભી હતી. અજગર માનતો હતો કે આ કેદખાનામાં બે જણનું સ્થાન નથી; કાં પદ્મા નહિ, કાં પોતે નહિ. અને સંભવ એક જ હતો કે તે કોઈ નવો પેંતરો, નવો વ્યૂહ રચવામાં મશગૂલ હતો.

પદ્માએ આખરે જોયું કે ધૂમસુમ થઈને પડેલા અજગરના ગૂંચળામાં હવે ગતિનો સંચાર થયો છે. અજગરની કાંટાવાળી ચીપિયા જેવી જીભ પાછી લબકારા મારવા લાગી. ફરીથી તે ફૂંફાડા મારવા લાગ્યો. તે સમજી ગઈ કે નવા હલ્લાની તૈયારી થાય છે. અજગરની પોપચા વિનાની, કાચ જેવી નિષ્ઠુર આંખોએ પદ્મા સામે મીટ માંડી. ક્યાંથી અને કેવી રીતે હુમલો આવશે તેનો પદ્માને ખ્યાલ નહોતો. પણ આ વખતે પદ્માએ જોયું કે અજગરનું મોં ઊંચું થઈને આગળ આવવાને બદલે તેનું પૂછડું આગળ આવે છે! સર્પાકારે વહેતી નદીની જેમ આડુંઅવળું થતું એ પૂછડું પદ્માની આડે આવેલા ટ્રંક અને ખોખાંની વચ્ચે રસ્તો કાઢવા માટે તપાસ કરવા લાગ્યું. જેઓ અજગરથી પરિચિત છે તેઓ જાણે છે કે તેનું પૂછડું શું કરી શકે છે. અજગરના પૂછડામાં હાથીની સૂંઢ અને ગોરિલા વાનરના પ્રચંડ બાહુની એકત્ર તાકાત, સ્ફૂર્તિ, પકડ, પારખશક્તિ અને જીવલેણ ભરડો લેવાનું બળ છે! પદ્માને અજગરના પેંતરાનો ખ્યાલ આવી ગયો અને તેની ભયંકરતાથી તે કંપી ઊઠી. અજગર આ વખતે પદ્માના પગમાં પૂછડું ભરાવીને તેને પાડી લેવા માગતો હતો.

આખરે ટ્રંકની બાજુમાંથી અજગરે જગ્યા કરી અને તેમાં થઈને તેનું પૂછડું પદ્માની બાજુ આવીને તેને શોધવા લાગ્યું. પદ્માને હવે અહીંથી કંઈ પાછળ ખસવાની જગ્યા તો હતી નહિ, એટલે તે ભીંત લગતી સંકોચાઈને પૂછડાને ઝાડુ વડે પાછળ હડસેલવા લાગી. હવે એ બંનેની વચ્ચે સાઠમારી શરૂ થઈ. પદ્મા અજગરના પૂછડાને પાછળ હડસેલે અને અજગરનું પૂછડું ફરીથી અને ફરીથી તેના પગને શોધવા આવે. અજગરના ખંત, જક્કીપણા અને મક્કમતાને પહોંચી વળવું પદ્મા માટે સહેલું નહોતું. પદ્મા સમજતી હતી કે એકવાર તેના પગને અજગરના પૂછડાએ સ્પર્શ કર્યો એટલે આવી બન્યું. અને પછી ઊગરવાનો કોઈ આરો નથી. એકવાર પગ સુધી પૂછડું પહોંચ્યું એટલે વીજળીની ઝડપે તે પદ્માને ખેંચી લેશે અને આંખના એક પલકારા જેટલા સમયમાં તો તેના શરીરને ફરતા ત્રણ લોખંડી ભરડા વીંટાઈ જશે. અજગરના પૂછડાનો વધુ ને વધુ ભાગ પદ્મા બાજુ આવવા લાગ્યો અને વધતા જતા ભયનો સામનો કરવા પદ્મા જીવ ઉપર આવીને ઝાડુની ઝાપટો મારીને તેને હડસેલવા લાગી. પરંતુ તોફાની પવનમાં વહાણના સઢની છૂટી ગયેલી દામણને કોણ કાબૂમાં લાવી શકે? તોફાનમાં ફટાકા મારતી દામણની જેમ હવે અજગરનું પૂછડું ફટાકા મારતું હતું અને દર વખતે વધારે ને વધારે ભાગ પદ્માની બાજુ આવતો હતો. હવે ઘણો આગળ આવી ગયો હતો. હવે તો ત્રણચાર વાર પદ્મા તેની ઝપટમાંથી સહેજ માટે બચી ગઈ અને વધારે ને વધારે ભીંતમાં સંકોચાવા લાગી, પરંતુ એ કોઈ રૂનું ગાદલું થોડું જ હતી કે દબાઈ શકે! વળી પદ્માની હાલત તો એવી થઈ હતી કે ઝાડુની ઝાપટો મારી મારીને તેનો હાથ ખોટો પડી ગયો અને તે હારી રહી હતી. આ વખતે અજગરનો પાછલો ભાગ ઘણો અંદર ઘૂસી આવ્યો અને તેણે પૂછડાની જબરી થપાટ મારી. પદ્માએ સમયસૂચકતા વાપરીને આડે ઝાડુની લાકડી ટેકવી દીધી. ઝાપટ ખાઈને લાકડી ક્યાંય ઊડી પડી અને આ વખતે પણ બચી ગયેલી પદ્મા નિઃશસ્ત્ર બની ગઈ.

હવે ખુલ્લા યુદ્ધમાં ઝંપલાવ્યા વિના છૂટકો ન હતો. જે માણસ સામી છાતીએ ભયનો સામનો નથી કરી શકતો તે આફતને શરણે જાય છે. અજગર હવે વધુ ને વધુ આક્રમણકારી બનતો જતો હતો અને તેના હુમલાને ખાળવા માટે પદ્મા હવે જે હાથમાં આવ્યું તે અજગર ઉપર છૂટે હાથે ફેંકવા લાગી. આ તો હવે સામસામા આવેલા યોદ્ધાઓનું ખુલ્લું યુદ્ધ હતું, એટલું જ નહિ પણ આખરી યુદ્ધ હતું. પેટી, ઠામ, વાસણ, ડાબલો, ટ્રંક જે કંઈ હાથમાં આવ્યું તે ઉપાડીને પદ્મા અજગર ઉપર ફેંકવા લાગી. તેને ઊંડી ઊંડી એવી આશા હતી કે અજગર માર ખાઈને પાંગળો બની જશે અથવા ડરીને પાછો હટી જશે. પરંતુ એ તો અજગર! ન તો એમ પાંગળો બને કે ન તો તે કોઈનો ડર્યો ડરે! એને જખમી કરીને પણ જો તમે તેને પાંગળો કે નાહિંમત બનાવી દેવાની આશા રાખતા હો તે ફોગટ છે. અજગર તો સુખ–દુઃખથી એવો વિમુક્ત છે, એવો જડ છે કે ઉંદર જીવતા અજગરનું માંસ કોરી ખાતા હોય તો પણ અજગર સીસકારો પણ ન કરે, હલેચલે પણ નહિ અને વિરક્ત ભાવે જોયા કરે! એવો અજગર શું પદ્માની પુષ્પવૃષ્ટિથી થડકી જાય! પદ્મા પણ કંઈ અજગર વિષે ખોટા ખ્યાલ નહોતી ધરાવતી, છતાં ડૂબતો માણસ તણખલાને ન ઇચ્છે? પદ્મા પણ હવે છેલ્લા બચાવ તરીકે તણખલાને ઇચ્છતી હતી. પરંતુ અજગર એકવાર શિકારને પકડવા નિશ્ચય કરે છે ત્યારે કોઈ તેને એ નિશ્ચયમાંથી ચલાયમાન નથી કરી શકતું. હા, તમે તેને મારી નાખો અગર તેની કરોડ ભાંગી નાખો તો જ છૂટકો થઈ શકે. એક સાધારણ સાપની સહનશક્તિ અને જીવનશક્તિ પણ આપણને અચંબો પમાડે તેટલી હોય છે, તો પછી આવા મહાબળવાન અને રાક્ષસી કદના અજગરની તો વાત જ શી કરવી!

જ્યારે યમ સાક્ષાત સામે આવીને ઊભો હોય ત્યારે માણસને મોતનો સાક્ષાત્કાર થાય છે અને આત્મરક્ષણના ઉપાય માટે માણસની બુદ્ધિ કસોટીની પરાકાષ્ઠાએ પહોંચે છે. કોઈ વાર તે વખતે કોઈ અદ્ભુત યુક્તિ સૂઝી આવે છે. અંધારી રાતે વીજળી ચમકે તેમ પદ્માના અંધારા મગજમાં એક વિચાર ચમક્યો. તેની સામેના ખુલ્લા ટ્રંકમાં જૂની સાડીઓ અને બીજાં જૂનાં લૂગડાં હતાં. પદ્માએ વીજળી વેગે હાથમાં જેટલાં લૂગડાં આવ્યાં તેટલાં લઈ અજગરની ઉપર હુમલો કરી દીધો. અજગર તેમાં ઢંકાઈ ગયો. ગુસ્સે થઈને તેણે લૂગડાંને બટકું ભર્યું અને તેમની આસપાસ ભરડો લઈને વીંટાઈ ગયો. મેં તમને નથી કહ્યું કે અજગર બુદ્ધિની કક્ષામાં બહુ નીચો છે? પણ જ્યારે તેને ખાતરી થઈ કે આ કોઈ સજીવ પ્રાણી નથી પણ નિર્જીવ લૂગડાં છે, એટલે એ જડ બુદ્ધિના પ્રાણીએ ભરડો ઉખેડી મોંમાંથી લૂગડું કાઢી નાખવા પ્રયાસ કર્યો, પરંતુ રેશમી સાડીમાં ભરાઈ રહેલા તેના વાંકા દાંત કેમે કરતાં છૂટા ન પડ્યા. આ મૂંઝવણથી ભારે ગુસ્સે થઈને અજગર પછાડા મારવા લાગ્યો. તેનું ભરાવદાર શરીર એ નાના શરખા ઓરડામાં વીંઝાવા લાગ્યું. જે કંઈ તેના સ્પર્શમાં આવ્યું તેને તેણે ભરડા લીધા. તેના આ નિષ્ફળ અને નિર્માલ્ય પછાડા જોઈને પદ્માએ એક ક્ષણ માટે છુટકારાનો દમ ખેંચ્યો.

પણ હવે! શ્વાસ ખાવા માટે આ ક્ષણ મળી હતી તેનો સદુપયોગ કેમ કરવો! આફત અને આશા વચ્ચે, જિંદગી અને મોત વચ્ચે અથડાતો માણસ જેમ મદદ અને માર્ગદર્શન માટે ઈશ્વર સામે જુએ તેમ પદ્માએ ઉપર જોયું અને તેને પ્રકાશ લાધ્યો. ઉપર એક જાળિયું હતું. માણસ નીકળી શકે એવડું તો ન હતું, પરંતુ અહીંના યમલોક અને બહારની જીવંતી દુનિયા વચ્ચે સંબંધ બાંધવાની એક મીઠી આશા એ જાળિયાએ આપી. તેના ઢાંકણાની દોરી લટકતી હતી, જાળિયું ઉઘાડવા માટે પદ્માએ ઠેકડો મારીને એ દોરી ખેંચી,

પણ...તે તૂટી ગઈ! પદ્માને જબરો આઘાત લાગ્યો. તેને લાગ્યું કે તેની આશાની એકની એક દોરી પણ તૂટી ગઈ. તેને આંખે અંધારાં આવ્યાં. હવે તેને ખ્યાલ આવ્યો કે આ ઓરડીમાં તેને જોઈએ તેટલી તાજી હવા નથી આવતી. તેનો જીવ ગભરાતો હતો અને શ્વાસ ઘૂંટાતો હતો. એક બાજુથી પેલો કાળમુખો લુગડામાંથી છૂટો થઈને નવું આક્રમણ કરશે એવી પૂરેપૂરી વકી હતી. બીજી બાજુથી હવા વિના મૂંઝાઈને મરી જવાનો ભય હતો. બંને મોત ભયંકર હતાં. તેમાં પસંદગીનો સવાલ ન હતો. પદ્માને આંખે અંધારાં આવ્યાં. તે લથડિયું ખાઈને એક પેટી ઉપર બેસી ગઈ.

પરંતુ અંધારી રાત્રે ચંદ્રની રૂપેરી કોર દેખાય તેમ પદ્માના અંધારા મનમાં પ્રકાશ પડ્યો. તે સફાળી ઊભી થઈ ગઈ. અજગર હજી તરફડિયાં મારે છે ત્યાં સુધીમાં બે-ચાર ટ્રંક, પેટી, ડબ્બા વગેરે ઉપરાઉપર ગોઠવીને જાળિયા સુધી કેમ પહોંચી ન જવાય? અને જાળિયું ઉઘાડીને તેમાંથી એ રાડો નાખે તો શું કોઈ તેની રાડ નહિ સાંભળે? તે ઉત્સાહમાં આવી ગઈ. પાગલની જેમ ઝનૂનમાં આવીને તેણે એ વિચારને અમલમાં મૂક્યો. જાળિયા સુધી પહોંચી, ધક્કો મારીને તેનું બારણું ઉઘાડી નાખ્યું. અને હાથ બહાર કાઢી જોરથી હલાવી, શરીરમાં જેટલું જોર હતું તે બધું વાપરીને તેણે રાડો નાખી.

પદ્માની ચીસો જાળિયા બહાર નીકળીને હવાને કંપાવતી, વાતાવરણને ભેદીને બંગલાના વિશાળ ચોગાનમાં દૂર દૂર સુધી પહોંચી ગઈ. સદ્ભાગ્યે એક હરિજન છોકરો સવારે ચોગાનમાં કચરો વાળતો હતો. તેણે આ રાડો સાંભળી અને અવાજ ક્યાંથી આવે છે તે નક્કી કરવા આજુબાજુ જોયું. પદ્માએ તેનું ધ્યાન ખેંચવા જોરથી હાથ હલાવીને બોલાવ્યો. પરંતુ છોકરો ગમાર હતો, તેનું ભેજું સમજી ન શક્યું કે એ ઓરડામાં કોઈ માણસ ભયમાં છે. થોડીકવાર તો તે બાઘાની જેમ ઊભો રહ્યો અને પછી તે બંગલામાં દોડી ગયો અને રાડો નાખવા લાગ્યો.

યમલોકના અંધકારમાંથી જીવતા જગતના પ્રકાશમાં હવે અંજાતી આંખે જોઈ રહેલી પદ્મા જીવન અને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતી હતી. મિનિટ પર મિનિટ જવા લાગી; પદ્માને મન તો એ સદીઓ હતી. તેણે પાછળ જોયું તો અજગર હજી લૂગડામાંથી છૂટવા પછાડા મારતો હતો. દરેક ક્ષણે તે હવે છૂટો થઈ જવાની વકી હતી. દરેક ક્ષણ મહામૂલ્યવાન હતી. તેણે જાળિયામાંથી પાછું બહાર જોયું. ત્યાં કોઈ ન હતું. પદ્મા હતાશ થવા લાગી પરંતુ તેના જીવનનો આ મહાન રોમાંચક પ્રસંગ હતો. એવા પ્રસંગ હજારમાંથી એક માણસને પણ અનુભવવા તો શું પણ જોવા પણ નથી મળતા. નિરાશામાં તે જ્યારે નીચે પડી જવાની અણી ઉપર હતી ત્યારે તેણે પેલા છોકરાને, રસોઈયાને ને બીજા નોકરચાકરને દોડી આવતા જોયા. પદ્માએ જાણે છુટકારો અનુભવ્યો. તેણે બૂમો પાડીને બધાને અહીં દોડી આવવા જણાવ્યું. બધા દોડી તો આવ્યા, પરંતુ તેઓ મૂંઝાઈ ગયા હતા: આ... શું થયું છે! તેઓ જાણતા હતા કે આ ઓરડામાં તો પેલો જંગલી અજગર છે. પદ્માએ રાડો નાખીને હુકમ કર્યો કે બધા ભેગા થઈને બારણાને ધક્કો મારી ઉઘાડી નાખો પરંતુ સાપથી ડરનારા માણસો અજગરથી તો છળી જ મરે ને! તેઓ બારણું ઉઘાડે અને અજગર તેમની પાછળ પડે તો! તેઓ ડઘાઈને એકબીજા સામે જોઈ રહ્યા. પદ્માએ આજીજી કરી, કાકલૂદી કરી, રાડો નાખી, હુકમ કર્યો અને છેવટે ધમકી આપી, પરંતુ હજી તેઓ એકબીજાની સામે જોયા કરતા હતા. પદ્માએ પાછળ જોયું તો અજગર લુગડાંમાંથી લગભગ છૂટો થઈ ગયો હતો. પદ્મા માટે હવે આ છેલ્લી તક હતી. અત્યારે અને આ ક્ષણે જ તેનો બચાવ થઈ શકે; નહિતર કદી નહિ. તેણે જીવ ઉપર આવીને માણસોને ત્રાડ મારી અને સદ્ભાગ્યે

આ વખતે બહાર ઊભેલા માણસોએ હિમ્મત કરીને બારણાને જોરથી ધક્કો માર્યો. દરવાજો ધડાક કરતો ઊઘડી ગયો અને માણસો જીવ લઈને ભાગ્યા! કોઈએ પાછળ જોવાની પણ હિમ્મત ન કરી કે અજગર ક્યાં છે!

પરંતુ તરસથી જેના પ્રાણ જતા હોય એવા તરસ્યા માણસને કોઈ પાણી આપે અને પ્યાલો હાથમાંથી પડીને પાણી ઢોળાઈ જાય એવી સ્થિતિ પદ્માની થઈ. અજગર છૂટો થઇ ગયો હતો અને મહાક્રોધમાં આવીને તેણે ભયંકર ફૂંફાડા સાથે પદ્મા ઉપર આ વખતે સીધો હુમલો કર્યો. પદ્માએ જોયું કે ઊગરવાની બધી મહેનત એળે ગઈ. મહાસાગર તરીને કાંઠા આગળ ડૂબવાનુ હતું. પરંતુ જીવ ઉપર આવેલી એ બહાદુર સ્ત્રીએ એક છેલ્લો મરણિયો પ્રયાસ કર્યો. તે જે પેટી, ડાબલા, વગેરેની ડગમગતી થપ્પી ઉપર ઊભી હતી તે પરથી કૂદતાં થપ્પીને અજગર તરફ ધકેલી દીધી. તરત જ અજગર એ પેટી, ડાબલા, વગેરેની આસપાસ વીંટાઈ ગયો. પદ્મા માટે તે છેલ્લી તક હતી. તે છલાંગ મારીને દરવાજા પાસે પહોંચી અને એ જ વખતે અજગર નાસી જતા શિકારની પાછળ ધસ્યો, પરંતુ તે પદ્માનો પગ પકડે તે પહેલાં પદ્મા બહાર નીકળી ગઈ અને દરવાજો બંધ કરતી ગઈ. એક વખત ફરીથી એ ઓરડો બારણાના ધડાકાથી ગાજી ઊઠયો, પરંતુ આ વખતે તેમાં પદ્મા ન હતી. તેમાં શિકારી હતો. શિકાર આબાદ છટકી ગયો હતો!

તે દિવસે હું અને જગમલ જંગલમાં ગયા હતા. સાંજે પાછા ઘેર આવ્યા ત્યારે પદ્મા મારી થાળી પીરસતાં હળવું હસીને બોલી, 'આજે તો તમારા અજગરના પેટમાં જ ચાલી ગઈ હોત.'

હું તેની વાત સાંભળી ચમકયો. પદ્માએ જ્યારે બધી વાત વિગતવાર કહી ત્યારે ઠંડી હવામાં પણ મારે કપાળે પરસેવો છૂટયો; પગથી માથા સુધી રોમાંચ ખડા થયા અને છાતી ધડકવા લાગી. જગમલે પોતાની બહેનની સાહસકથા સાંભળીને હેતથી તેને માથે હાથ ફેરવ્યો. અને પ્રતિજ્ઞા લીધી કે તેની લાડકી નાની બહેનને સતાવનાર એ દુષ્ટ રાક્ષસની પોતે બરાબર ખબર લેશે.

બીજી સવારે હું, જગમલ ને એક બીજો ભીલ નોકર પેલા અજગરની ખબર કાઢવા ગયા. જય અને પરાજયથી પર બનીને અજગર જાણે કંઈ બન્યું ન હોય તેમ વિરક્તભાવે ગૂંચળું વળીને બેઠો હતો. જગમલે તો એવા કંઈ અજગર જોઈ નાખ્યા હતા એટલે તે અજગરને તુચ્છ દૃષ્ટિથી જોતો હતો અને તેની અવગણના કરતો થઇ ગયો હતો. અજગરની શક્તિ અને સ્ફૂર્તિનો તેને ખ્યાલ તો હતો પરંતુ અજગર અને સાપ પકડવાના ધંધામાં એ એવો પાવરધો થઈ ગયો હતો કે તે નિર્ભય બની ગયો હતો. પોતાની બહેનને આ અજગરે જે યાતના આપી હતી તેનાથી જગમલ એવો તો ખિજાયો હતો કે ખીજના માર્યા તેણે ગૂંચળું વળીને બેઠેલા અજગરને લાત મારી. આંખના પલકારામાં તો જેમ કમાન છટકે તેમ અજગરનું ગૂંચળું છૂટું પડી ગયું અને તે જગમલના પગ તરફ સરકયું. પરિસ્થિતિની ભયંકરતાનું મને ભાન આવ્યું અને એ જ ક્ષણે મેં તેનું પૂછડું પકડી લીધું અને બીજો નોકર અજગરની પીઠ ઉપર બેસી ગયો. જગમલે અજગરની બોચી પકડી.

હવે એક ભીષણ યુદ્ધ શરૂ થયું. નાની સરખી ઓરડીમાં જ્યાં હરવા-ફરવાની પણ જગ્યા ન હતી ત્યાં ત્રણ માણસોની સામે ભિડાયેલો અજગર, એમ ચાર જણ યુદ્ધ ખેલવા લાગ્યા. તોફાની પવનમાં છૂટી ગયેલ સઢના દામણની જેમ પછડાટા મારતા અજગરના લોખંડી દેહ ઉપર અમે જીવ ઉપર આવીને વળગી રહ્યા. કોઈવાર તો અજગરના શરીરમાં એવું બળવાન આંદોલન આવતું કે અમે ગોથું ખાઈ જતા, પરંતુ અમે જાણતા હતા કે જરા પણ નબળાઈ બતાવી, જરા પણ નાહિમ્મત કે ભયભીત થયા તો અમારામાંથી એકાદનો

જાન તો જરૂર જાય. અને કેવું ભયંકર મોત! અમે મરણિયા બન્યા. ખરી પરિસ્થિતિ એ હતી કે અમારે ત્રણેએ સંયુક્ત સામનો આપવાનો હતો. જો અજગરનું પેટ દબાવી રાખનાર માણસ હારી જાય તો મારા માટે અજગરનું પૂછડું પકડી રાખવું અશક્ય બની જાય, કારણકે અજગરનું પૂછડું તેનું સૌથી ભયંકર અને બળવાન હથિયાર છે. જો મારા હાથમાંથી પૂછડું છટકી જાય તો વચલો માણસ પૂછડાની થપ્પડ ખાઈને ધૂળ ચાટતો થઈ જાય. જો જગમલના હાથમાંથી અજગરની બોચી છૂટી જાય તો ન જગમલની સલામતી રહે કે ન તેના મદદનીશની. આમ અમારા સંયુક્ત સામનાનું મહત્ત્વ મોટું હતું. આ તો જીવન-મરણનો સવાલ હતો. ઘડીકમાં અમે એક બાજુ ઝૂકાઈ પડતા અને ઘડીકમાં બીજી બાજુ.

પરંતુ જગમલના લોખંડી હાથોમાં દબાયેલી અજગરની ગળચી અંતે ગૂંગળાવા લાગી. તેના જડબાના સ્નાયુ શિથિલ થયા, એટલે જગમલે તરત તેનો લાભ લીધો. તેણે જોર કરીને અજગરનું જડબું ઉઘાડી નાખ્યું. હવે અમને પણ લાગ્યું કે અજગર હાર કબૂલ કરવાની અણી ઉપર છે. તે હવે ફૂંફાડા મારતો હતો, પરંતુ ધમણમાંથી નીકળી જતો પવન જેમ ધમણને બેસાડી દે તેમ ફૂંફાડા મારતા અજગરે ધમપછાડા મૂકી દીધા અને પરાજિત થઈને શિથિલ બની ગયો.

તમે જે પ્રાણી સાથે કામ લેતા હો તેના માનસનો અભ્યાસ કરવો જોઈએ. જુદાં જુદાં પ્રાણીઓ જુદી જુદી જાતનો સ્વભાવ ધરાવે છે. એટલું જ નહિ પણ એક જાતના બે પ્રાણી પણ ઘણી વાર વ્યક્તિગત માનસ ધરાવે છે. અજગરનું માનસ અમે સમજતા હતા. એક વાર તે મનુષ્યના હાથે નિર્ણયાત્મક પરાજય પામે એટલે તેને પાછી ફેરવી બાંધતાં વાર ન લાગે. એ તરત શરણે આવી જાય, એટલું જ નહિ પણ બીજી વાર તે સામનો કરવાનો વિચાર જ ન કરે. મદારીઓ પોતાના અજગરને નિર્ભયપણે પોતાના ગળામાં અને ખભા ઉપર ઉપાડીને ફરે છે તેનું સીધું અને સાદું રહસ્ય આ જ છે. પરંતુ તેનો અર્થ એ નથી કે તમે પણ એને એટલી જ નિર્ભયતાથી ઉપાડી શકો. આ અજગરે પણ જ્યારે જાણ્યું કે તેણે અમારા હાથે નિર્ણયાત્મક હાર ખાધી છે ત્યારે તે શરણે આવી ગયો. અમે તેને એક કોથળામાં નાખીને કોથળાનું મોઢું બાંધી લીધું અને વહેલી તકે તેને સંગ્રહસ્થાનમાં રવાના કરી દીધો.

જગમલને પણ નવો પાઠ મળ્યો; નિષ્ફળ ગયેલા શત્રુ ઉપર વેર લેવા જવું એ હંમેશાં ડહાપણ ભરેલી યુદ્ધનીતિ નથી. દુશ્મનને દુભવવામાં ડહાપણ નથી, તેમ માણસાઈ પણ નથી. મનુષ્યે અન્ય પ્રાણીઓ ઉપર જે આધિપત્ય મેળવ્યું છે તે તેમને અપમાનવા માટે નથી.

[ Pythons & their ways પરથી

બધા મિત્રો ઘોડા પર બેસીને શિયાળના શિકારે નીકળ્યા હતા. આગલે દિવસે નક્કી કર્યા મુજબ સૌએ પોતાના કૂતરાને જ સાથે લીધા હતા. કારણ એ હતું કે કૂતરા-કૂતરીઓ સાથે રાખવાથી પ્રાણીઓમાં અવ્યવસ્થા થાય તે અટકાવવા—અને છતાંયે ભૂલથી એક શહેરીએ કૂતરીને સાથે લીધી હતી. આસ્તે આસ્તે કૂતરાનું ટોળું ને પાછળ ઘોડેસ્વારોનું ટોળું જતાં હતાં ત્યાં કોઈકે એક શિયાળને જોયું અને તેણે કૂતરાં છોડ્યાં—બે મિનિટમાં તો કૂતરાં દેખાતાં બંધ થયાં અને ઘોડેસ્વારો એકલા પડી ગયા. તેવામાં ત્યાંથી એક ખેડૂત નીકળ્યો. એક શિકારીએ તેને પૂછ્યું: 'અમારા કૂતરા શિયાળની પાછળ દોડ્યા છે તે તમે જોયા?'

'હા, મેં હમણાં જ એક ટોળું જોયું.' પેલા ખેડૂતે કહ્યું. 'સૌથી આગળ એક કૂતરી હતી તેની પાછળ કૂતરા હતા; અને શિયાળ તો સૌથી છેલ્લે દોડતું હતું.' [ રી. ડા ] — ધા. વ્યા.

# બટનની વાતો*

મૂળશંકર મો. ભટ્ટ

એક હતો માણસ; ભારે ભૂંડો ને માથાભારે; તેણે કેટલાયને માર્યા–કૂટયા અને લૂંટેલા, પણ આખરે બીજા બધા ભેગા થયા ને એ માથાભારે આદમીને ખબર પાડી દીધી કે શેરને માથે સવાશેર હોય છે. બધાએ ભેગા થઈને વ્યાજ સાથે બધું પાંછું કઢાવ્યું. એટલું તો ઠીક પણ તેની પાસે પહેરેલ લૂગડાં સિવાય કંઈ રહેવા દીધું નહિ. પહેર્યે લૂગડે રાંક થઈને ઊભેલા આ માણસની સામે ઊભા ઊભા આ તેને ફૂચો કરનારા તેની સામે જોઈને વિચાર કરવા માંડ્યા કે હવે આની પાસેથી શું લેવાનું બાકી રહ્યું.

બધા ભેગા મળીને આ બાબતમાં ચર્ચા કરવા માંડ્યા; પણ કાંઈ નક્કી નિર્ણય કોઈ વાતે બંધાય નહિ. ત્યાં એક જણે કહ્યુંઃ 'આનાં લૂગડાં ઉતારી લો. લૂગડાં આમ છે તો ફાટલાં અને થીગડાંવાળાં, પણ આપણામાંથી કોકને ઘો બાદલે કામ આવશે. અને નહીં તો એક જણ જાકીટ, એક જણ કોટ, હું પાટલુન, એમ વહેંચી લેશું. એમ કરો તો ખમીસ રહેવા દેશું.'

'ના ના,' બીજો કહે 'એમ એનાં કપડાં લઈ લેવાતાં હશે! એમાં આપણે કાળા કહેવાશું! ને કંઈક ધરમની તે બીક રાખવી કે નહિ! એ વાત જવા દઈએ તો ય કોઈક આને એકલા પહેરણભેર જુએ તો દેખાવ કેવો ભૂંડો લાગે! વળી કોઈક વાર તે કમાતો થશે ને બે પૈસા ભેગા થશે તો પાછો આપણી જ પાસેથી કંઈક માલ ખરીદવા આવશે. ને એકાદ હેટ, કે સોટી કે નેકટાઈ એવું લેશે. પણ આ કપડાં તેની પાસે છે, એટલાં હોય તો આવું કાંઈક ય ખરીદવાનું તેને મન થાય. પંડ પર એકેય કપડું ન હોય તેને પછી બીજું ખરીદવાનું સૂઝે જ ક્યાંથી!'

પાછા વળી બધા ઊંડા વિચારમાં પડ્યા. ત્યાં એક જણને નવો જ મુદ્દો સૂઝ્યો. 'એલા, આપણે એમ કરો, આપણે એનાં બધાં કપડાંમાંથી બટન લઈ લો. આપણે કોક દી કામ આવશે. ને વળી વહેંચવાં હશે તો ભાગ પાડવા ય ઠીક પડશે.'

બધાને ગળે આ વાત લસલસતા શીરાની જેમ ઊતરી ગઈ. તેઓ પેલા માણસ પાસે ગયા ને કહ્યું, 'તારાં કપડાં ભલે તારી પાસે રાખ; અમારે લઈ લેવાં નથી. અમારે ફક્ત એમાંથી બટન જ જોઈએ છે. આ લે આ કાતર; અમને બધાં બટન કાપી દે. પછી તું તારે છૂટો. ફાવે તે ધંધો કરી ખા.'

પેલો માણસ ગરીબ ગાય જેવો થઈને બધાની સામે ઘૂંટણીએ પડ્યો અને કરગરવા લાગ્યો કે મારાં બટન રહેવા દો. બટન વગર મારાં કપડાં નકામાં થઈ જશે અને મારી જિંદગી આખી રદ થઈ જશે અને તમારે તે કાંઈ કામ નહિ આવે.'

બધાએ તેની સામે ઘૃણાભરી નજરે જોઈને કહ્યું, 'એકલી બટન જેવી નાની ચીજ લઈને તને જવા દઈએ છીએ, એ અમારી ઉદારતા તું જોતો નથી! તેની તને કદર નથી! હવે જલદી બટન કાઢી દે જોઈએ.'

બિચારો પેલો માણસ કાતર લઈને એક ખૂણામાં ગયો અને તેણે બધાં બટન કાઢી આપ્યાંઃ ખમીસનાં ઉપરનાં, ચાપનાં, જાકીટનાં અને છેવટે ખૂબ સંકોચ સાથે તેની દેહની આબરૂ રક્ષતાં પાટલૂનનાં બટન પણ કાપી આપવા માંડ્યાં.

આ કષ્ટથી ભરેલું કામ પૂરું કરીને એને બટનો–અને કાતર પણ ખરી–લઈને પેલા માણસોને આપ્યાં.

[ અનુસંધાન પાન ૬૬ મે

---

* દુનિયાનાં મહાન મિત્રરાજ્યો અને જર્મનીના પ્રશ્નને આ વાર્તામાં લેખકે બટનની દૃષ્ટાંતકથામાં મૂકેલ છે. —અનુવાદક

# બે શબ્દચિત્રો

છોટાલાલ મા. કામદાર

## ૧ : ટૂથબ્રશનો શોધક

શાહેનશાહ ચૌદમા લુઇને શારીરિક સ્વચ્છતાની જરાયે પડી નહોતી. રોજ ઊઠીને નહાવું અને દિવસમાં દશ વખત હાથ-મોં ઘસી ઘસીને ધોવાં એ તે શી પંચાત ! તે આખા જીવનમાં બહુ જ થોડી વાર નાહ્યો હશે. એ દિવસોમાં નહાવા માટે પાણી તથા સાબુને બદલે ચોખાનો લોટ અને સુગંધી પદાર્થ જ વપરાતા હતા.

નેપોલિયન પણ સવારે માત્ર ભીના ટુવાલ વડે મોઢું લૂછી નાખવામાં જ સંતોષ માનતો હતો.

ઠેઠ ૧૮૮૦માં પણ ઉછ્છલા જર્મન કૈઝર વિલિયમના રાજમહેલમાં હમામખાના જેવી વસ્તુ નહોતી. હતી એક કલાઇની મોટી 'બાથટબ.' કૈઝરને પણ હમેશાં સ્નાન કરવાનું ગમતું ન હતું.

આમ જ્યારે ઉપલા વર્ગોમાં પણ સ્વચ્છતા માટે ખાસ આગ્રહ નહોતો ત્યારે મધ્યમ અને નીચલા થરમાં તો એની આશા ક્યાંથી રખાય !

પરંતુ મનુષ્યના આરોગ્ય માટે સ્વચ્છતાની અગત્ય સમજનારા અને એની હિમાયત કરનાર કોઇ ને કોઇ દરેક કાળમાં હોય જ છે. ભાગ્યવશાત્ મુફલીસ બની ગયેલો ફ્રેંચ ઉમરાવ જોસેફ દ્યામેર પણ આવો જ માણસ હતો. મહાન રાજ્યક્રાંતિ પછી તે પેરિસમાં આવ્યો હતો અને વૈદકશાસ્ત્રની કક્કાબારાખડી પણ જાણ્યા વિના એણે દંતવૈદનો ધંધો શરૂ કરી દીધો હતો.

શરૂઆતમાં તો જોસેફ માત્ર દાંત પાડવા સિવાય બીજું કંઇ જ ન કરતો. અનુભવે તેને સમજાયું કે દાંત પડાવવામાં પણ દર્દીને ઠીક ઠીક પીડા ખમવી પડતી હતી. એટલે જોસેફે દાંતના સડાનો નિકાલ કરવા માટે એક તદ્દન નવી જ રીત અજમાવવાનો વિચાર કર્યો. વળી તેને એક–બે એવા અનુભવો થઇ ગયા કે જેથી તેને પોતાનો એ વિચાર સત્વર અમલમાં મૂકવાનું ઉત્તેજન મળ્યું.

તે સમયે પેરિસમાં નીતિના નિયમો કંઇક વિશિષ્ટ કે વિચિત્ર હતા. કેટલીક વાર માત્ર નિર્દોષ ચુંબનથી પરણવાની ફરજ પડતી હતી જ્યારે બીજી બાજુ જનતાનું ચારિત્ર્ય બહુ હલકું હતું. જોસેફને બંને પ્રકારના અનુભવો મળી ચૂક્યા હતા.

૧૮૨૫માં શાલાના પેવિન નામની એક વીસેક વર્ષની સુંદર યુવતી તેની પાસે આવી. તેણે આકર્ષક વસ્ત્રો પરિધાન કર્યાં હતાં, અને બોલવે-ચાલવે પણ તે ગમી જાય તેવી હતી. જો કે સ્વચ્છતાની બાબતમાં તે સહેજ બેદરકાર લાગતી હતી. તેને દાંતની સખત પીડા ઊપડતી હતી. જોસેફને તેના દાંત તપાસી જોતાં તરત જ જણાઇ આવ્યું કે તેના દાંતનો દુખાવો પેઢાના સોજાને લીધે હતો.

જોસેફે તુરત જ યોગ્ય ઉપચારથી તેની પીડા મટાડી દીધી અને પોતાની ફી તરીકે માત્ર એક મીઠા ચુંબનની માગણી કરી અને પેલી યુવતીએ જરા યે આનાકાની વિના તેને ચુંબન લેવા દીધું. જતાં જતાં તે જોસેફ તરફ એક અર્થસૂચક નજર નાખતી ગઇ અને જોસેફ પણ એની સામે સ્મિત કરી, આત્મસંતોષ અનુભવતો બીજા કામમાં ગૂંથાયો.

વળતે દિવસે જ પેવિનનો પિતા જોસેફને મળવા આવ્યો.

'લગ્નકાલની વાત સાંભળી મને ખૂબ આનંદ થયો છે બોલો હવે ક્યારે મુકરર કરીશું ?' પેવિનના પિતાએ સીધો જ પ્રશ્ન કર્યો.

જોસેફને આ પ્રશ્નથી જરા આશ્ચર્ય તો થયું પરંતુ તે આખી વાત પામી ગયો. બહુ સ્વસ્થતાથી તેણે જવાબ આપ્યો, 'માફ કરજો. એ ચુંબન પ્રેમનું નહોતું પણ મારા મહેનતાણાનું હતું.'

'નરાધમ ! નાલાયક !' પેવિનનો પિતા ગરજી ઊઠયો. પછી તો બંને વચ્ચે ખૂબ બોલાચાલી થઇ અને અંતે ખૂબ ઉશ્કેરાયેલા પેવિનના પિતાએ જોસેફની આંખ પર એક મુક્કી જડી દીધી.

બિચારા જોસેફને આઠ દિવસ સુધી કાળાં ચશ્માં પહેરવા પડ્યાં.

બે વરસ પછી જોસેફ એક ખૂબસૂરત સ્ત્રી સાથે પ્રેમમાં પડ્યો. આ સ્ત્રી હમેશાં જાડા કાપડનો બુરખો લગાવીને જોસેફને ત્યાં આવતી. એને પણ પેઢામાં સ્વચ્છતાના અભાવે ચડેલ સોજાને કારણે દાંતમાં પીડા થતી હતી. તેનું નામ યુજેની દ દેલેટ. એને દાક્તરની સારવાર અને દાક્તર બંને પસંદ પડી ગયાં. અને એની આવજા એટલી વધી ગઇ કે આખરે તેના પતિને વહેમ પડયો.

એક દિવસ યુજેનીનો પતિ અચાનક જ જોસેફના દવાખાનામાં ધસી આવ્યો અને એણે યુજેની તથા જોસેફને હસી હસીને વાત કરતાં જોયાં. બસ, એનો પિત્તો ગયો. તુરત જ એણે ખિસ્સામાંથી રિવોલ્વર કાઢી જોસેફની સામે તાકી પણ એ ફૂટે તે પહેલાં યુજેનીએ દોડીને એનો હાથ પકડી લીધો અને કેટકેટલા *કાલાવાલા કર્યાં ત્યારે માંડ એ પોતાના પતિ*ને સમજાવીને ઘેર લઇ જઇ શકી.

બે દિવસ પછી જ ગાઢ ધુમ્મસવાળા દિવસે બ્વો દ બુલોનમાં બે માણસો (યુજેનીનો પતિ અને જોસેફ) વચ્ચે પિસ્તોલનું દ્વંદ્વયુદ્ધ થયું. પણ સારે નસીબે કોઈને ય ઇજા ન થઇ.

પરંતુ આ બનાવોથી જોસેફને એટલી ખાતરી તો થઇ જ ગઇ કે સ્ત્રીઓ પોતાની પાસે દાંત પડાવવા આવે તેમાં પોતાની સલામતી નથી. બીજી બાજુ એનું સેવાભાવી હૃદય એમની સારવાર કરવા તો ઇચ્છતું જ હતું.

વિચારોને અંતે એણે નક્કી કર્યું કે સ્ત્રીઓને દવાખાનામાં ન આવવું પડે તેવો એક જ ઉપાય હતો અને તે પુસ્તક દ્વારા તેમને દાંતની સ્વચ્છતાની અગત્ય તથા નિયમો શીખવાડવાનો. અને એણે એક પુસ્તિકા લખી નાખી. તેનું નામ 'લ દેન્તીસ્ત દ દેમ્સ' એ પુસ્તિકાની સુંદર આવૃત્તિને ભારે આવકાર મળ્યો.

આ પુસ્તિકામાં તેણે જણાવ્યું હતું કે દરેક વ્યક્તિએ દરરોજ સવારે અને ઊઠીને તરત જ લાકડાના નાના સપાટ કકડા વડે પોતાના દાંત ઘસવા. પછી સુગંધી જળના કોગળા વડે મોઢું સાફ કરવું અને પછી બહુ કઠણ નહિ કે બહુ નરમ નહિ તેવા બ્રશથી દાંત સાફ કરવા. સ્ત્રીઓને આ નવી રીત એવી પસંદ પડી ગઇ કે તુરત જ તેમણે તે અપનાવી લીધી.

પણ તે માટે યોગ્ય બ્રશ મળતાં નહોતાં. ઘણાંખરાં બ્રશ વધારેપડતાં મોટાં હતાં. બીજાં કેટલાંક તે કરતાં વધારે નરમ હતાં, તો બીજાં ખૂબ સખત હતાં કેમકે તેના વપરાશથી પેઢાંને બહુ નુકસાન થતું હતું.

તેથી જોસેફ દલા મેરે પોતાના પુસ્તક સાથે વેચવા માટે યોગ્ય બ્રશ પણ તૈયાર કરવાનો નિર્ણય કર્યો અને તેણે ટૂથબ્રશ શોધી કાઢયું!

## ૨ : પહેલો ટપાલી

એક જમાનો એવો હતો કે જ્યારે આજની જેમ મનીઑર્ડર મારફત પૈસા ઘેર બેઠાં નહોતા મળતા પરંતુ મનીઑર્ડર લેનાર વ્યક્તિ પોસ્ટઑફિસે જાય ત્યારે જ પૈસા મળતા હતા. ગામડાના લોકોને તો વળી આ માટે છેક મોટી ઑફિસ સુધી ધક્કો ખાવો પડતો. ઇ. સ. ૧૮૭૨માં બર્લિનને પહેલી વાર મનીઑર્ડરનાં નાણાં ઘેર બેઠાં મળી જાય એવી પ્રથા રાજ્યના બધાં શહેરોમાં દાખલ કરી. પૈસા ઘેર પહોંચાડવાનો જર્મનોએ આ પ્રશસ્ય નિર્ણય તો કર્યો પણ આવું અગત્યનું અને જોખમદારીવાળું કામ સોંપવું કોને ? આ કામ કરનાર માણસ ભારોભાર પ્રમાણિક ન હોય તો કંઇકના પૈસા ઉચાપત થઇ જાય એમ હતું.

'દરેક માણસની પ્રમાણિકતાનું માપ તેને સોંપવામાં આવેલ પૈસા પરથી નીકળે છે' એવો પ્રાચીન આદેશ તો દરેક સનંદી નોકરને યાદ હતો. કરોડાધિપતિ પોતાને સોંપાયેલો દશલાખનો દલ્લો ઉચાપત ન કરે તેથી તે પ્રમાણિક નથી ઠરી જતો; પરંતુ તદ્દન મુફલીસ માણસને સોંપા-

ચૈત્ર લાખની મૂડીમાંથી તે એક પાઈ પર પણ દાનત ન બગાડે તો તે સાચો પ્રમાણિક ઠરે છે.

આ ઉપરાંત ટપાલીને વધારેમાં વધારે કેટલી રકમ સોંપવી તેનો નિર્ણય પણ કરવાનો હતો. તદુપરાંત તેની પ્રમાણિકતાની સાથે તેનો પીછો પકડનાર ઉઠાવગીરોનો પણ વિચાર કરવાનો હતો.

ગરમાગરમ ચર્ચા પછી આ બધા પ્રશ્નોનો સંતોષકારક ઉકેલ આવતાં દશ ખાસ વિશ્વાસુ ટપાલીને વડી ઓફિસે બોલાવવામાં આવ્યા.

આ ટપાલીઓને આ નવી યોજનાની ખબર નહોતી એટલે પહેલાં તો એમને જરા

પાન ૨૪નું સંધિણ ]

'હવે બરાબર! શાબાશ. હવે અમે જશું. હવે તું ખૂબ મહેનત કરીશ ને કમાતો થઈશ. કો'ક દી અમે તને એક સારી એવી નેકટાઈ વેચાતી આપશું.'

'પણ હવે મારાથી બહુ કામ થઈ શકશે જ નહિ.' તેણે જવાબ આપ્યો 'અને તમે નેકટાઈ આપશો તો હું તે કેમ કરીને બાંધીશ!'

'કેમ શું કામ ન બંધાય!'

'કારણ કે હવે મારી બાકીની આખી જિંદગી મારા હાથને આ બટન વગરના પાટલુનને પકડી રાખવામાં જ વાપરવા પડશે.'

'હવે તું સખણો બેસીશ; કેમ ખરું ને!' એમ કહીને પેલા બધાય ત્યાંથી ચાલ્યા ગયા, અલબત્ત કાતર ને બટનને સાથે લઈને.

પેલો માણસ તેના છેલ્લા મૃત્યુશ્વાસ સુધી તેની તે જ જગ્યાએ પાટલુનને હાથથી પકડીને પડી રહ્યો; જતાંઆવતાં લોકોની તેના તરફ નજર ન પડે તેની ખાસ કાળજી રાખતો હતો.

પેલાં બટનનું શું થયું! એ બટન છૂટાં છૂટાં થઈને કેટલાંય કમાટનાં ખાનાંમાં બીજા કેટલાય બેરીઆ સાથે પડ્યાં રહ્યાં. એક યા બીજે કારણે આ બટનને નાખી દેતાં કોઈનો જીવ ચાલતો ન હતો.

[ બેરીક કારનરની વાર્તા પરથી

નવાઈ લાગી. અને એમાં ય જ્યારે એમને એમની પ્રમાણિકતાની કસોટી કરવા ફેરવી ફેરવીને સવાલો પૂછવામાં આવ્યા ત્યારે તેમાંના બેચાર જણ તો ધૂંધાપૂંવા થઈ ગયા અને કોઈ જવાબ દીધા વિના જ ઊપડી ગયા.

આ બધામાં ઓટોરકલંક કરીને એક ઠેલ પીઠ ટપાલી હતો. તે સ્વભાવનો ભારે કડો અને દાનતનો ભારે પ્રમાણિક હતો. તેણે દરેક દરેક સવાલનો જવાબ ખૂબ વિનયથી અને સંતોષકારક રીતે આપ્યો.

રકલંકના કુટુંબ વિષે તથા તેના ખાનગી જીવન વિષે તથા તેની મનોવૃત્તિ, ચાલચલગત અને મિત્રમંડળ વિષે પૂરતી તપાસ કરી તેને જ મનીઓર્ડરના પૈસા પહોંચાડનાર ટપાલી તરીકે નીમવામાં આવ્યો. જ્યારે રકલંકને આ શુભ સમાચાર જણાવવામાં આવ્યા ત્યારે તેણે ન તો હર્ષ પ્રગટ કર્યો કે ન તો તેને આશ્ચર્ય થયું.

'અરે રકલંક, તને તો ભારે માન મળ્યું.' તેના અધિકારીએ કહ્યું.

'એ આપની અને સરકારની મોટી મહેરબાની પણ મને એમાં કંઈ નવાઈ જેવું નથી લાગતું. મારે તો જેમ કાગળો વહેંચવા એમ આ પૈસા પણ વહેંચવા. મારે મન તો બંને સરખાં જ છે.' રકલંકે કહ્યું.

આ જવાબ ઉપરથી પોતે રકલંકની કરેલી પસંદગી બરાબર જ છે એવી ઉપરી અધિકારીને ખાતરી થઈ ગઈ. અને એક, બે નહિ પણ ત્રીસ ત્રીસ વર્ષ સુધી ઓટોરકલંકે પોતામાં મુકાયેલા વિશ્વાસને વફાદાર રહીને ફરજ બજાવી.

દરરોજ સવારના દશ વાગ્યે રકલંક આ બહુ જ અગત્યના કામે નીકળી પડતો અને નમતા બપોર સુધીમાં બધું પતાવીને પાછો ફરતો.

તેનું કામ તદ્દન સહેલું ન હોતું. વર્ષો સુધી પૈસા પહોંચાડનાર તે પહેલો જ ટપાલી હોવા ઉપરાંત તે એક જ ટપાલી હતો. અલબત્ત તેને આખા બર્લિનમાં ફરવું પડતું નહોતું પણ શહેર-વિસ્તારમાં ફરવું પડતું અને તે પ્રદેશ કંઈ નાનોસૂનો નહોતો.

ઘુસ્ચા ઉપરી–અધિકારીઓએ ઘડી કાઢેલા વિચિત્ર નિયમોને અંગે બીજી મુશ્કેલીઓ પણ હતી. ખાસ પૈસાની કોથળીઓમાં પૈસા–પાયદળના દારૂગોળાના પટ્ટાની માફક–શરીરના આગલા ભાગમાં લઈ જવાના હતા. ઘણી વખત કોથળીઓમાં ખૂબ ભાર હોવાથી બાપડો રકલંક ટટ્ટાર ચાલી પણ શકતો નહોતો. પુરુષો બહાર કામે ગયા હોય અને સ્ત્રીઓને પૈસા આપી ન શકાય તેથી કેટલીક વાર પૈસા આપવા માટે તેને ત્રણચાર ધક્કા પણ ખાવા પડતા હતા. ઘણી વખત એવું બનતું કે પોસ્ટ ઓફિસમાં પૂરતી નોટો ન હોય અને બધી રોકડ રકમ (સિક્કા) કોથળીમાં સમાય નહિ તેથી તે રકમ ડાબા હાથમાં રાખવાના કોથળામાં લઇ જવી પડતી હતી. ઉપરાંત પહોંચ લેવાના ફોર્મ માટે તથા ભારે વજનની રિવોલ્વર માટે પણ તેને એક ખાસ થેલી આપવામાં આવતી હતી.

પોસ્ટ ઓફિસની નોકરીમાં પચીસ વર્ષ થતાં તેની ઉજવણીમાં રકલંકે જણાવ્યું કે 'ઘણી વાર મારું કામ ખૂબ જ મુશ્કેલ બની જતું છતાં મારા પ્રત્યેના લોકોના પ્રેમાળ વર્તનથી મારો બધો થાક ઊતરી જતો. રાજધાનીનો દરેક પુરુષ મને પિછાનતો હતો અને હું તેમને નામથી ન ઓળખતો હોઉં છતાં સેંકડો લોકો મને નામથી બોલાવી મારું સ્વાગત કરતા હતા.'

રકલંકની લોકપ્રિયતા એટલી હદે પહોંચી કે નીચે મુજબ સીરનામું કરેલ કાગળો રકલંકને ઘણી વાર મળતા હતા:

'બર્લિનમાં પૈસા વહેંચનાર પ્રમાણિક ટપાલીને પહોંચે.'

જનતાનો અને સરકારનો એક સરખો ચાહ મેળવનાર આ પ્રમાણિક અને નીતિમાન ટપાલી રકલંક ૮૨ વર્ષની ઉંમરે ૧૯૨૫માં બર્લિનમાં મૃત્યુ પામ્યો.

સરકારી કચેરીનું મકાન એવડું તો મોટું હતું કે ઘણી વાર અજાણ્યાને બહાર નીકળવાનો રસ્તો મહામુસીબતે જડતો અને એટલા માટે નવી સરકારે રસ્તો બતાવવા માટે ખાસ પટાવાળાઓ રાખ્યા હતા.

એક વખત એક પટાવાળા પાસે એક બાઈ હાંફળીફાંફળી આવી, તેણે કહ્યું, 'મને બહાર જવાનો રસ્તો બતાવશો ?'

પટાવાળાને બાઈની સ્થિતિ જોતાં લાગ્યું કે આ સ્ત્રીને વહેલામાં વહેલી તકે પ્રસૂતિગૃહમાં લઈ જવી જરૂરી છે એટલે તેણે ચીંકટ તરફનો રસ્તો બતાવતાં કહ્યું, 'આવી સ્થિતિમાં તમારે આ ઓફિસમાં આવવાની જરૂર નહોતી.'

ચીડમાં પગ મૂકતાં તે સ્ત્રીએ જવાબ આપ્યો, 'જ્યારે હું આ મકાનમાં દાખલ થઈ હતી ત્યારે આમ નહોતું.'

*

સ્ત્રીઓ બે પ્રકારની હોય છે: એક સભામાં ચંપલ ભૂલીને આવનારાઓ અને બીજી કોટનાં પહેરીને ચાલી આવનારાઓ. પહેલો પ્રકાર બિચારાં દેખાય છે ત્યારે બીજો વ્યવહાર જણાય છે.

— બા. જ્યા

પત્રવ્યવહાર કરતી વખતે આપનો ગ્રાહક નંબર જરૂર લખશો

અમેરીકાના સાહસિકની કહાણી

# જીવનભર ઝૂઝનારો

મગનલાલ પઢિયા

જિંદગીને રમત સમજીને રમી જનારા ઘણા હોય છે. પણ તેમાંય પારખવા બેસીએ તો ઘણા વર્ગ પાડી શકાય. કોઈક આંધળા પાટાની રમત સમજીને રમે છે. ને એમાંય કેટલાકને તો આંખો દાબવા પૂરતું બેસી રહેવાનું કામ કરવું જ પસંદ પડે છે. કોઈ વળી સાત તાળીની રમત સમજી હાથ-તાળી દઈને છટકી જવામાં જ માનતા હોય તેમ રહે છે. પણ આટાપાટા કે હુ-તુ-તુની સતત પરિશ્રમ અને ચાપલ્ય માગતી જિંદગી તો કોઈક જ ગાળે છે. તેમાં પણ હેડે પડ્યા છતાં, શ્વાસ ટકાવી રાખી, પાછા પાટાને અડીને જીવતા થનારા તો કોઈક વીરલા જ હોય છે.

એવા એક વીરલાની આ કથા છે.

એનું નામ ચાર્લ્સ ફ્લેચર લુમીસ. લુમીસ નપણથી જ રખડપટ્ટીનો ભારે શોખીન. એની મા ક્ષયમાં મરી ગઈ ત્યારથી જ એણે નક્કી કર્યું હતું કે ફેફસાંને પૂરતી કસરત મળતી રહે એ રીતે તો રહેવું જ. એટલે પ્રવાસ પર્યટનોમાં લુમીસનો નંબર પહેલો જ રહેતો. જાતે ૧૪૫ રતલ વજનમાં હોવા છતાં કમાન વાળીને એ છાતી ઉપર ૨૦૦ રતલ વજનના આદમી-ને ઊભો રાખી શકતો.

હાર્વાર્ડ યુનિવર્સિટીમાં એ રૂઝવેલ્ટનો બી.ડીગ્રા.. પણ યુનિવર્સિટીમાં પણ એ ન[illegible] વખત કાં તો અખાડામાં ગાળતો અથવા કોઈ કોઈ વાર પ્રખ્યાત કવિઓની કવિતાને ઝાડના પાંદડા ઉપર છપાવી વેચતો અને કમાણી પણ કરતો.

ગ્રેજ્યુએટ થઈને એ ઓહિયોના એક વર્તમાનપત્રની ઓફિસમાં રહ્યો. પણ રખડુ જીવને આમ ઓફિસમાં ગોંધાઈ રહેવું શે ફાવે ? થોડા દિવસ તો વિચાર કરવામાં ગાળ્યા પણ આખરે જીવડો હાથ ન રહ્યો ને છાપું કોરે મૂકીને આદમી હાલી નીકળ્યો. ત્રણ જ વાનાં લઈને: એક પથારી, એક બંદૂક અને એક માછલી પકડવાનું સાધન.

પશ્ચિમ અમેરીકાની દુનિયાનો અવાજ એને બોલાવી રહ્યો હતો અને એણે પશ્ચિમ દિશામાં ચાલ્યે રાખ્યું. બસ ચાલ્યે જ રાખ્યું. રસ્તામાં ખાડા ને ટેકરાઓ આવ્યા. એકવાર તો એ અંધારામાં એક ખાડામાં પટકાઈ પણ પડ્યો ને હાથ ભાંગ્યો. પણ બીજે દિવસે હાથ બેસાડીને એ ચાલી નીકળ્યો. રસ્તામાં રણ પણ આવ્યું ને તરસે પ્રાણ કંઠે આવ્યો તોય એણે ચાલ્યે જ રાખ્યું. જંગલમાં એકવાર તો સવારમાં આંખ ઊઘડતાં જ પાસેથી જંગલી બિલાડી પસાર થતી જોઈ. સંભવ હતો, કે એ હિંસક બિલાડી એની સાથે જ આખી રાત સૂઈ રહી હોય. એકવાર એક ગામને ઝાંપે એ રાતે આવી ચડ્યો. ત્યાં કોઈક એના ઉપર કૂદ્યું. પાછળથી ખબર પડી કે એ તો એક ભાગી છૂટેલો કેદી હતો. ચાર્લ્સના હાથમાં બંદૂક જોઈ એને પોલીસ સમજી એ બીનો હતો. આવા આવા તો કંઈક અનુભવો લેતો એ ૧૪૩ દિવસ સુધી ચાલ્યા કર્યો ને એ ૧૪૩ દિવસોમાં એણે અમેરિકાની ૩૫૦૦ માઈલ જમીન એના પગ તળેથી કાઢી નાખી. પેસિફીકને કિનારે 'લોસ એન્જેલ્સ'-માં આવીને એ અટક્યો.

અહીં પાછું એને નસીબે છાપું આવીને 'અટકાયું'. પણ આ વખતે છાપાનું કામ ભમ-વાનું હતું એટલે એને વાંધો નહોતો. એ ભમણ-માં એનો એક ભ્રમ ભાંગી ગયો અને તે, કહે-વાતા સુધરેલા લોકો બીજા તરફ સારી રીતે વર્તે છે એનો. એણે જોયું કે પોતાને સુસં-સ્કૃત કહેવરાવતા આ શહેરના લોકો ગામડિયા જેવા ઇન્ડિયનોને હાલતાંચાલતાં ઉતરતા હતા, એટલું જ નહિ એમની સાથેના વ્યવહારમ

માનવતા પણ ભૂલી જતા હતા. ચાર્લ્સે પોતાનો અવાજ 'સંસ્કૃતિના આ દ્રોહ' સામે ઉઠાવ્યો. ઇન્ડિયનોના હક માટે તેણે કલમ ચલાવી.

ચાર્લ્સની કલમમાં જોમ હતું અને એ લોસ એન્જેલ્સના 'ટાઇમ્સ'નો સિટી એડીટર થયો. ત્રણ વરસ સુધી એણે આ કામ કર્યું. ત્રણ વરસમાં એણે છાપાને સદ્ધર કરી દીધું એટલું જ નહિ 'ટાઇમ્સ' લોકહિત વિરોધી કદી પણ ન લખે એવી છાપ બેસાડી દીધી.

પણ કોઈ કામમાં અર્ધે દિલે પડવાનું તો ચાર્લ્સના સ્વભાવમાં જ નહોતું. 'ટાઇમ્સ'ની સેવામાં એણે શરીરને નિચોવી નાખવા માંડ્યું. એના શરીરયંત્રે 'રેડ સિગ્નલ' (ચેતવણી) પણ ઘણી વાર આપ્યું. પણ ડાબા હાથના અંગૂઠામાં કોઈ કોઈ વાર ઊપડતી ઝણઝણાટીને ચાર્લ્સે 'સ્નાયુને જરા ઊંઘ આવી ગઈ' એમ કહીને અવગણના જ કરી. પણ એક દિવસ ડાબો હાથ એકદમ ખોટો થઈ ગયો ને ડાબા પગની પણ એ જ દશા થઈ. મગજમાં થયેલા કોઈ ઘાની અસર આહીં વરતાણી હતી એમ ડાક્ટરોએ અભિપ્રાય આપ્યો અને અતિપરિશ્રમની જિંદગીમાંથી થોડો વખત 'સંપૂર્ણ આરામ'ની સલાહ પણ આપી.

પણ ડાક્ટરો એનું આ નિદાન કરતા હતા અને અભિપ્રાય તથા સલાહ આપતા હતા ત્યારે ચાર્લ્સ તો પોતાની અંદર રહેલા, અને પોતે જેને ઇચ્છુભાઈ (ઇચ્છાશક્તિ) કહેતો હતો એને સાંભળતો હતો. ઇચ્છુભાઈ એને કહેતા હતા, 'એક હાથ અટક્યો તો શું? તારા બીજા અવયવો ક્યાં નથી! એ બધાને શું કામ વિના કારણ કામ કરતાં રોકે છે? એને ય કાટ ચડાવવો છે કે શું!'

ડાક્ટરો આરામની સલાહ આપીને ગયા અને ચાર્લ્સે પોતાના 'ન્યુમેક્સીકો'ના એક મિત્રને પત્ર લખ્યોઃ 'હું થોડા વખત માટે તમારે ત્યાં રહેવા આવવા માગું છું. ચારેક દિવસમાં અહીંથી નીકળી ત્યાં આવી પહોંચીશ.'

ન્યુમેક્સીકો એટલે અમેરિકાનું ગોકુળ. ઠેર ઠેર ત્યાં ભેંસો, ગાયો વગેરે પ્રાણીઓ ઉપર રહેતા લોકોના નેસ મળી આવે. એ નેસમાં ઘોડા અને વછેરા પણ હોય. એવા નેસને 'રાન્ચ' પણ કહે છે. એવા એક નેસમાં અડવાડિયા પછી ચાર્લ્સ પહોંચી ગયો.

આરામ માટે આવેલ આ મહેમાનને પૂરતો આરામ મળે એવી સગવડો યજમાને કરેલી પણ ચાર્લ્સનો પેલો ઇચ્છુભાઈ એને કાંઈ આરામ લેવા માટે અહીં નહોતો લાવ્યો.

ડાબો હાથ ને ડાબો પગ કામ ન કરતા છતાં રોજ સવારમાં જમણા પગે ઢસરડાતો ઢસરડાતો એ ઝાંપા પાસે આવતો. અને તે ય એમ ને એમ નહિ. જમણા હાથમાં બંદૂક સાથે. થોડા દિવસમાં આ ભાઈ એક હાથે બંદૂક ફોડતા થઈ ગયા. વાલા નામેરીએ ય એને જોયો હોય તો પોતાની આ અમેરિકન આવૃત્તિ જોઈને વિચારમાં પડી જાય.

વસંત ઋતુ આવી અને ઘેટાંબકરાં લઈ બહાર જવાનું ઠર્યું. યજમાનોએ ચાર્લ્સને ત્યાં ને ત્યાં રહેવા કહ્યું પણ ચાર્લ્સનો પેલો ઇચ્છુ ક્યાં માને તેમ હતો. તેણે કહ્યું, 'અલ્યા આ બધા જાય ને તું નહિ!' ચાર્લ્સ પણ સાથે ગયો. ને મુકામ કરે ત્યાં ઘેટાંબકરાંની સંભાળ રાખવામાં ઉપયોગી થયો. એની બંદૂક વતી હરણાં વગેરે મારી કોઈ વાર ભોજન પૂરું પાડવામાં પણ એ ઉપયોગી થતો. અને રોજ સવારે ઊઠીને ઠંડા પાણીએ નાહવાનું તો એનું ચાલું જ હતું.

એકવાર એક સ્થળે મુકામ કરેલો અને ભાથું ખૂટ્યું પણ લેવા માટે કોઈ નવરું પડી શકે એમ નહોતું. તરત જ ઇચ્છુએ ચાર્લ્સને કહ્યું, 'અલ્યા, તું શું કામનો છે!' ને ચાર્લ્સ ગયો. ગાડામાં લગામ નાંખીને ગાડી હાંકતો એ ૫૦ માઇલ દૂરના નેસમાં જઈને જોઈતો માલ લઈ આવ્યો.

અહીં રહ્યો એટલો બધો વખત એણે ડાબા

હાથની ગેરહાજરીનો ભાર જમણા હાથ ઉપર નાખી દેવાનું કામ કર્યું. એક હાથે નિશાન તાકવામાં એ એક્કો થઈ ગયો હતો એ તો આપણે જોયું પણ ન્યુમેક્સીકોની ખાસ ખાસિયત, અને તે તોફાની ઘોડાઓને ગાળિયો નાખી પકડવાની, એ ગાળિયો નાખવામાં પણ તેણે જમણા હાથને પાવરધો કરી દીધો.

વળી ખાલી શરીરને કામમાં રાખે અને મનને નવરું બેસવા દે એવો એ ક્યાં હતો ? એણે અમેરીકાના આ ભરવાડો ( કાવ બોય )-ની ભાષા શીખવા માંડી ને રહેણીકરણીનો અભ્યાસ કરવા માંડ્યો. રફતે રફતે એ એમનામાં એટલો બધો ભળી ગયો કે એના એક હાથ અને એક પગની ખોડની પરવા કર્યા વગર એને પરણનાર એક ગોપકન્યા પણ એને મળી ગઈ.

કુદરતે નાખેલા સંકટમાંથી પણ આણે તો જીવનની નવી મજા ઊભી કરી લીધી.

' પ્રારબ્ધ એ કેમ સાંખે ? અને વળી ઘા કર્યો. આ વખતે તો ચાર્લ્સ એવો પડ્યો કે જમણો પગ પણ લગભગ નકામો થઈ ગયો. કૂતરાના ત્રણ પગ ભાંગી નાખીએ અને એક પગે ઢસરડાતું ચાલે એના જેવી ચાર્લ્સની દશા થઈ. આ વખતે ઇન્છુ ખરેખરો તેની મદદે આવ્યો : ' જોજે ભૂંડા—હિંમત હારી જતો; ' તેણે કહ્યું, ' એકવાર હાર કબૂલી એટલે તો પછી તારું આવી બન્યું જ સમજજે. '

અને એણે ઇન્છુનું કહ્યું માન્યું. હાર ન કબૂલી. તેને દવાખાને લઈ ગયા. ડાક્ટરો પણ આ માણસના જિજીવિષાથી અચંબો પામી ગયા. પણ એ કેવળ પાંગળી જિજીવિષા નહોતી જે બીજાની દયા ઉપર જીવવા ચાહે જીવનને મજબૂત રીતે પકડી રાખવાનો એ સબળ પ્રયાસ હતો. બે પગ, એક હાથ અને ગળું ( અવાજ ) બધું દુશ્મનની હોડમાં જઈ પડ્યું હતું. પણ એક જમણો હાથ રહ્યો હતો.

અને એ હાથ કામે લાગી ગયો, એના જૂના કામ્પેન્ડ-લેખનના. ન્યુ મેક્સીકોનું જીવન એ લેખિનીમાંથી અમૃતધારા બનીને લોકો સુધી પહોંચી ગયું. આ સાદા જીવનની અમીરાત એણે લોકો પાસે પહેલવહેલી રજૂ કરી. એની વાર્તાઓ, એના લેખો એકદમ ઊપડવા લાગ્યા. અમેરીકાને એના લોકકનો મેધાવી મળી ગયો.

પણ આ કામ કરતાં છતાં ખુરશીમાં બેસી રહેવું એને ગમતું નહોતું. એકવાર એ બેઠો હતો ત્યાંથી એક ઘોડેસવાર નીકળ્યો. ચાર્લ્સે તેને રોકી કાગળ ઉપર લખ્યું, ' મારે ઘોડે બેસવું છે. ' ઘોડેસવાર પહેલાં તો ચકિત થયો. પણ ચાર્લ્સે ફરીથી એ જ લખ્યું. આખરે ઘોડેસવાર પલળ્યો. અને એને ઘોડા ઉપર બેસાર્યો. ચોક સુધી જઈને ચાર્લ્સ પાછો વળ્યો અને પછી તો એ એનું નિયમિત કામ થઈ ગયું. ન ચાલી શકનાર આ માણસ હવે ઘોડેસવાર થઈને નીકળતો ઘણી વાર દેખાવા લાગ્યો. તેણે લોકોને માછલી પકડતાં જોયા અને ઘોડેસવાર થઈને એ પણ માછલાં પકડવા ગયો—ને પકડ્યાં પણ ખરાં.

ધીમે ધીમે એણે, રાજીનામું આપી બેઠેલાં પોતાનાં અંગોને જાતમેળે ઘોડે ચડી શકાય, કલાક ઊભા રહી શકાય, એટલું કામ કરતાં તો કર્યાં જ.

ફરી એકવાર કુદરત હારતી હતી. ખરી હાર તો ત્યારે થઈ જ્યારે એકવાર ફરવા જતાં ચાર્લ્સે કોઈકને ધીરે મધુર સૂરે કોઈક લોકગીત ગાતું સાંભળ્યું. થોડી વાર પછી જ એને ભાન આવ્યું કે એ ગાનાર તે પોતે જ હતો. એનો અવાજ એને એમ અકસ્માત જ પાછો મળ્યો.

એના મગજનો ઘા રુઝાતો જતો હોવાનો ડાક્ટરોએ અભિપ્રાય આપ્યો. ને સ્થિતિ ઘણી સુધરતી હોવાનું જણાયું.

એકવાર ચાર્લ્સ, એની પત્ની અને બીજા મિત્રો વરંડામાં બેઠાં હતાં. અચાનક ચાર્લ્સની પત્નીએ ચાર્લ્સના મોઢા પર વિચિત્ર ફેરફાર જોયો અને તે ગભરાઈ ગઈ. કુદરતનો કોઈ નવો ફટકો હતો કે શું ? ના, ના. એ કુદરતની હારતી કબૂલાત જોઇને ચાર્લ્સ ખળખળી

પામ્યો હતો. એનો ડાબો હાથ જે વર્ષોથી સ્થિર થઈ ગયો હતો, તેને આજે પાછી ગતિ મળી હતી. એનાં અંગોનું રાજીનામું નામંજૂર થયું ને એ બધાં પાછાં કામે ચડી ગયાં—સાડા ત્રણ વર્ષ બાદ.

એ લોસ એન્જલ્સ પાછો પહોંચી ગયો અને પોતાનું જૂનું કામ—ઇન્ડિયનોની તરફદારી કરવાનું, એમને ન્યાય મેળવી આપવાનું, દાદ આપવાનું, હાથ ધર્યું. બે માણસના જેટલી શક્તિ વાપરીને કામ કરવા માંડ્યું.

એણે 'સેન્ડમાર્ક ક્લબ'ની સ્થાપના કરી અને જમીનદોસ્ત થઈ જતાં સ્થાપત્યોના રક્ષણનું કામ એ ક્લબ મારફત હાથ ધર્યું. લોસ એન્જેલ્સની 'લાયબ્રેરી (પુસ્તકાલય)'નો એને સેક્રેટરી બનાવ્યો અને એણે પુસ્તકાલયને પશ્ચિમ અમેરિકાનો પરિચય આપતાં પુસ્તકોથી ભરી દીધું. પશ્ચિમ અને દક્ષિણ અમેરિકાની પ્રદર્શનીય અને ઐતિહાસિક અગત્યની વસ્તુઓ માટે એણે મ્યુઝીઅમ (સંગ્રહસ્થાન) ઊભું કરાવ્યું.

એક બાજુ આ સંગ્રહસ્થાનના મકાનનું કામ હાથ પર હતું, બીજી બાજુ ચાર્લ્સ દક્ષિણ અમેરિકાનાં જંગલોના પ્રવાસમાંથી હમણાં જ પાછો ફર્યો હતો. એ જંગલોમાંથી એ એક રોગ પણ લાવ્યો હતો—અને તે ટૂંક સમયનો બાપો. પણ સંગ્રહસ્થાનના મકાન માટેનો એનો ઉત્સાહ ઓછો નહોતો. મકાનના પ્લાન એની પાસે રજૂ થતા પણ લીટીઓ દોરેલા નહિ; લીટીને સ્થળે સળ પાડેલા. એના ઉપર આંગળી ફેરવીને એ પ્લાન વાંચી જતો અને સૂચનો આપતો.

૬૮ વર્ષની ઉંમરે એ મૃત્યુ પામ્યો. પણ મરતાં પહેલાં એકાદ વરસે એણે ત્રણ કામ પૂરાં કરવાનું માથે લીધું. પહેલું તો એનું પુસ્તક 'સ્પેનિશ પાયોનિયર'ને ફરીથી સુધારીને લખવાનું અને કવિતાઓનો સંગ્રહ કરવાનું અને છેલ્લું સ્પેનના ઇતિહાસનાં કેટલાંક રેખાચિત્રો લખવાનું. છેલ્લું કામ એ તો જુવાનીમાં પણ કોઈ માણસને હંફાવી દે એવું ભારે કામ હતું.

પણ નબળા પડતા જતા શરીરને એના પેલા પુરાણા દોસ્ત કંચનભાઈની મદદથી ટકાવી રાખીને એણે એક પછી એક કામ પૂરાં કર્યાં. છેલ્લા 'ઐતિહાસિક પ્રસંગો' તો એણે મહામહેનતે પૂરા કર્યા. પૂરા કરીને પ્રેસમાં મોકલ્યા ને પછી તેર દિવસે પ્રકાશકના તરફથી સ્વીકારનો તાર મળતાં તેણે પ્રાણ છોડ્યા. જેમ જાણે એ તેર દિવસ સુધી ભિષ્મ પિતામહની માફક તેણે મૃત્યુને થોભી જવા કહ્યું હોય અને એની મંજૂરી મળ્યા પછી જ મૃત્યુએ પણ પાસે આવવાની હિંમત કરી હોય!

પંડિતજી તથા માઉન્ટબેટન સાથે, પાકિસ્તાન અંગેની કલાક મંત્રણા કરીને, ગવર્નમેન્ટ હોલમાંથી બહાર આવતા સરદાર પટેલને કોઈક અખબારના ખબરપત્રીએ પૂછ્યું, 'પાકિસ્તાન માટે હવે હિન્દી સંઘ કેવી નીતિ અખત્યાર કરશે?'

'તમે કોઈપણ વાત ગુપ્ત રાખી શકો છો?' સરદારે સામો પ્રશ્ન કર્યો.

'હું, જ્હા...હાજી...' પેલાએ જરા થોથવાતાં જવાબ આપ્યો.

'હું પણ રાખી શકું છું.' કહી હસતા હસતા સરદાર ચાલતા થયા. —મા. વ્યા.

# પૂર્વગ્રહ વિનાની છોકરી

'મનોગમ'

મેકિસમ કુઝમિચ સાલિયુટોવ એ પડછંદ, બેવડ કાઠીનો અને છાપ પાડે તેવો યુવાન હતો. ખાતરીબંધ કહી શકાય કે એનો બાંધો ખડતલ કુસ્તીબાજનો હતો. એનું બળ ઘણું હતું. એક સામટા વીશ લોખંડના સળિયા તે વાળી દેતો, નાનું ઝાડ મૂળિયાં સોતું ઉખેડી લેતો, દાંતથી વજન ઉપાડી બતાવતો અને અભિમાન ધરાવતો કે દુનિયામાં કુસ્તીમાં તેની સાથે ઊભો રહી શકે તેવો કોઈ એની માએ જણ્યો નથી. એ શૂરો અને હિંમતવાન હતો. આમેય તે દરેક જણને તેનો ડર લાગતો અને એને ગુસ્સે જોઈને સહુ કોઈ બીકને અંગે ફીકું પડી જતું. સ્ત્રીપુરુષ જે કોઈ તેની સાથે હસ્તધૂનન કરે તે પોતાનો હાથ વધારે દબાઈ જવાના કારણે રાડ પાડી ઊઠતા; એવા તો હાથ દુખવા આવી જતા. મરદને છાજે એવો ગંભીર એનો અવાજ હતો; પણ એવો કે સાંભળનાર ડઘાઈ જાય. એવો એ બળવાન અને બિહામણો માણસ.

આવી અસાધારણ તાકાતવાળો નરશાર્દૂલ જાણે કે કાંઈ જ નથી એવો—એક ચકરાએલા ઉંદર જેવો જ—લાગ્યો જ્યારે એણે એલિના ગાવરિલોવ્ના પાસે પોતાનો પ્રેમ પ્રકટ કર્યો. 'હું તને ચાહું છું' એ શબ્દો બોલતાં તો મેક્સિમ ફીકો પડી ગયો, શરમિંદો થઈ ગયો અને એવો તો ધ્રૂજવા લાગ્યો કે એક ખુરશી પણ ખેંચવાની તાકાત જાણે રહી નહીં; એની તાકાત જ ઓસરી ગઈ. અને એની ભરાવદાર કાયા જાણે ખાલી ખોખા જેવી લાગી.

બરફના લપસવાના મેદાનમાં તેઓ ફરવા ગયેલાં ત્યાં તેણે પોતાનો પ્રેમ પ્રકટ કર્યો. પીંછા જેવી હળવા વજનની ગતિથી તે બરફ પર ઉતાવળે સરકતી ગઈ અને પાછળ પડતાં એ ધ્રૂજવા લાગ્યો. કંઈ બોલતાં જીભ થોથવાવા લાગી અને સાવ બેભાન બની જવા જેવો થઈ ગયો. વેદના એના મુખ પર અંકાએલી હતી...એના ચપળ તરવરાટવાળા પગ એકાદ બરફના નાના કટકાને કાપતાં પણ વાંકા વળી જઈને બેડોળ પડતા'તા. કદાચ એ યુવતી ના પાડશે તેવો તેને ડર હતો! ના. એલિના ગાવરિલોવ્ના એને ચાહતી હતી અને ક્યારે એ હાથ માટેની માગણી કરવા પ્રેમ સમર્પણ કરે તેની રાહ ઘણા વખતથી જોતી હતી. આ કાળા લાંબા વાળવાળી અને ઘઉં-વર્ણી નાની છોકરી ગમે ત્યારે એના પ્રેમાગ્નિમાં પતંગિયા પેઠે જલી જવા અધીરી થઈ હતી... ત્રીશ વર્ષનો એ જુવાન હતો. એનો દરજ્જો બહુ ઊંચો ન હતો અને પાસે પૈસા પણ ન હતા છતાં એ દેખાવડો અને રમૂજી સ્વભાવનો હતો. બંદૂકનું નિશાન એ ઘણું સારું લઈ જાણતો અને એના જેટલી ઘોડેસ્વારી કોઈ જાણતું નહીં. એક વખત એલિના સાથે ફરવા નીકળેલો ત્યારે રસ્તામાં એક ખાડો આવ્યો. રેઈસ માટેનો અંગ્રેજી ઘોડો પણ ન કૂદી શકે તેવા એ ખાડાને એ સહેલાઈથી કૂદી ગયો.

આવા યુવાનના પ્રેમમાં ન પડવું એ તદ્દન અસંભવિત હતું. એ જાણતો હતો કે એલિના તેને ચાહે છે; એની એને ખાતરી હતી. માત્ર એક વિચાર એને મૂંઝવણમાં નાખી દેતો હતો. એ વિચારથી એના મગજનું દહીં થઈ જતું હતું. એ ગાંડા જેવો બની જતો હતો અને એ વિચારની અસર તળે ખાવાપીવાનું કે સૂવાનું તેનાથી થઈ શકતું ન હતું......એના જીવનને એ ઝેર સમાન થઈ ગયું. પોતે તેને ચાહે છે એ બાબત તેણે કસમ ખાઈને જણાવી એ જ વખતે એના માથામાં ખૂબ વિક્ષોભ થવા લાગ્યો અને લમણાંમાં નસોના ધબકારા થવા લાગ્યા.

'તું મને પરણશે!' એલિના ગાવરિ-

સોન્નાને તેણે પૂછ્યું. 'હું તને ચાહું છું! તારી પાછળ ગાંડો છું. તને આવેશથી ચાહું છું.'

અને એ જ વખતે વિચાર આવ્યો:

'એનો ધણી થવાનો શું મારે કોઈ હક છે! ના. મારે એવો હક નથી. એ જો ફક્ત મારું કુળ જાણતી હોય અથવા મારો ભૂતકાળ કોઈ એને જઈને કહી આવે તો મારા સમણાં પર ભુક્કી જ મારે. કેટલું હીણપદ લગાડનારું અને કમનસીબ મારું વીતેલું જીવન છે! અને તે! કેવી જાજરમાન ગર્ભશ્રીમંત, સારું ભણેલી છે! એ જાણે કે હું કઈ જાતનું પંખી છું. તો તો એ મને તિરસ્કારથી ઉતારી જ પાડે!'

જ્યારે એલિના ગાવરિલોન્નાએ એના ગળામાં હાથ પરોવીને એકરાર કર્યો કે તે હૃદયથી ચાહે છે ત્યારે તે સુખની મઝા અનુભવી શક્યો નહીં.

એના વિચારના ઝેરને અંગે કોઈ વાતમાં એને મન બેસતું ન હતું....બરફમાં લપસવાના મેદાનેથી એ જ્યારે ઘેર પાછો ફર્યો ત્યારે એ પોતાના હોઠ કરડીને વિચારતો હતો:

'હું બીકણ છું...જો હું પ્રમાણિક હોત તો મારે એને દરેકેદરેક વાત કહી દેવી જોઈતી હતી. પ્રેમ જાહેર કરતાં અગાઉ મારે મારી અંગત ખાનગી હકીકત કહી દેવી જોઈતી'તી. એ નથી કર્યું. એટલે હું હલકો છું ને હરામખોર છું.'

એલિના ગાવરિલોન્નાના માબાપે મેક્સિમ કુઝમિચ સાથે તેને પરણવાની સંમતિ આપી. આ કુસ્તીબાજ છોકરો તેમને ગમતો હતો. એ સ્વમાની માણસ હતો અને સરકારી કચેરીમાં સારા હોદ્દા પર હતો. એલિના ગાવરિલોન્ના સાતમા આસમાનમાં હતી. એ ખૂબ ખુશમિજાજમાં હતી. અને એ બધું જોઈને બિચારા કુસ્તીબાજ જુવાનને સુખ તો ક્યાંય દેખાતું ન હતું. પોતે પ્રેમ વ્યક્ત કર્યો ત્યારથી માંડીને એ જ વિચાર પરણવાના દિવસ સુધી એને રિબાવતો હતો.

તેનો એક ભાઈબંધ, જે તેનો ભૂતકાળ જાણતો હતો અને તેને નખશીખ ઓળખતો હતો એણે પણ તેને મુશ્કેલીમાં મૂક્યો. પોતાની આવકની અરધી રકમ આ ભાઈબંધને એણે લાચારીથી આપવી પડી.

'મને પેલી 'હર્મિટેજ' હોટેલમાં ખાણામાં લઈ જા,' તેના મિત્રે કહ્યું, 'નહિ તો તારી વાત હું દરેક જણને કહી દઈશ...અને મને ૨૫ રૂબલ ઉછીના આપ.'

એનાં ગાત્રો ઢીલાં થઈ ગયાં. એની હથેળી સુધી લોહી જાણે ઠરીને આસમાની રંગનું બની ગયું. એના વિચારથી એ મંદિ થઈ ગયો. જો એ વહાલી છોકરીની એને પડી ન હોત તો આપઘાત કરવા સુધી વિચારી બેઠો.

'હું હરામખોર છું, હલકો છું.' આવા વિચારો તેને આવ્યા જ કર્યા. 'પરણવા પહેલાં તો દરેક વાત મારે તેને કહી જ દેવી જોઈએ. એ ભલે મને ધુત્કારી કાઢે.'

પણ લગ્ન પહેલાં એ ચોખવટ કરી શક્યો નહીં, હિંમત જ ન હતી.

અને પછી, તો ચોખવટ કરવાથી પોતાને છોકરીથી વિખૂટું પડવું પડશે એ વિચાર બધા ય કરતાં તેને વધુ દુઃખ દેવા લાગ્યો.

લગ્નનો દિવસ આવ્યો. અને જોડું પરણી ગયું. અને અભિનંદનો મળ્યાં અને આવું સુખી દંપતી જોઈ ખુશાલી પણ બતાવવા લાગ્યાં. બિચારો મેક્સિમ કુઝમિચ! તેણે અભિનંદન સ્વીકાર્યાં, ખાધુપીધું, નાચમાં ભાગ લીધો, ખૂબ હસ્યો પણ અંદરથી વેદનાભરી રીતે દુઃખી થતો હતો.

'હું તો જાનવર છું. દરેક હકીકત કહી દેવા માટે હું મારી જાતને ફરજ પાડીશ. હું આજે પરણ્યો છું પણ હજી કંઈ બહુ મોડું નથી થઈ ગયું. હજી યે છૂટા પડી શકાય છે.'

અને એણે હકીકતની ચોખવટ કરી દીધી.

જ્યારે મનમાન્યો સમય આવ્યો અને દંપતી પહેલી રાતે સોહાગના પોતાના ખંડમાં આવ્યાં ત્યારે એના સ્વભાવની પ્રમાણિકતાએ

વિજય મેળવ્યો...ફિક્કો, ધ્રૂજતો, માંદા જેવો થઈ જતો અને પોતાના નવા સંબંધને પણ ભૂલી જઈને મેક્સિમ કુટુંબમિત્ર જીરુ હવે એલિના પાસે ગયો અને તેનો હાથ હાથમાં લઈને બોલ્યો, 'આપણે બે એકબીજાના... બની ગયા પછી...મારે ચોક્કસ...થોડોક ખુલાસો...કરી જ લેવો જોઈએ...ચોખવટ.'

'એવું તે શું મેકસ!' તમે સાવ પીળા પડી ગયા છો! આટલા દિવસો હું જોઉં છું કે તમે ઝાંખા પડતા જાવ છો. અને કંઈક કહી બોલતા નથી! શું તમે કંઈ બીમાર તો નથી!'

'મારે...મારે તને બધી હકીકત કહી દેવી જોઈએ. એલિના, આપણે બેસીને વાત કરીએ ...તને બહુ નવાઈ લાગશે.. તારા બધાં સુખમાં હું ઝેર ભેળવી દઈશ...પણ મારે શું કરવું જોઈએ! ફરજ...ફરજ બધા કરતાં મોખરે આવે છે. મારા ભૂતકાળ વિષે હું બધું તને કહી દઈશ...'

એલિનાની આંખો મોટી થઈ અને એ હસી પડી.

'ઠીક ત્યારે કહો મને...પણ જરા ઉતાવળે કહેશો મહેરબાની કરીને! અરે પણ આમ ધ્રૂજો છો શા માટે!'

'હું જનમ્યો હતો...ટામ. ...ટામ. બોવ-માં ...કેવું ખરાબ સ્થળ! અને મારાં માબાપ ...કોઈ એને ઓળખતું નહીં બહુ જ ગરીબ હતાં...હું તને કહીશ કે હું કેવી જાતનું પંખી છું. તું સાંભળીને ડરી જશે. જો. સાંભળ... હું...હું ભિખારી હતો...નાનો છોકરો હતો ત્યારે મેં સફરજન, ઓબર...વેચ્યાં છે...'

'વેચ્યાં! ખરેખર!'

'તું ડરી ગઈ કે! પણ મારી વહાલી ઓ! એ એટલું બધું ભયકારક નથી. ઓહ! હું કેટલો બધો કમભાગી છું! મને તું જાણીશ તો તું મારા પર શાપ વરસાવીશ

'વીશ વરસ સુધી... હું હતો. મને માફ કર. મને તારી પાસેથી કાઢી ન મૂકીશ...હું એક સરકસમાં ફારસિયો હતો.'

'તમે! સરકસના ફારસિયા!'

લમણામાં કાં તો મુક્કી વાગશે એમ ધારીને મેક્સિમે પોતાનું પીળું મોઢું બે હાથ વચ્ચે ઢાંકી દીધું. લગભગ બેભાન જેવી એની સ્થિતિ થઈ ગઈ..

'તમે...! એક ફારસિયો!'

એલિના એક કોચ પર કૂદકાઈ પડી—ત્યાંથી કૂદી અને દોડવા લાગી.

શું થયું'તું તેને! તેણે પોતાનું પેટ પકડ્યું અને શયનખંડમાં દોડવા લાગી. અને હિસ્ટેરિયા લાગે એવા મોટા હસવાના અવાજથી ખંડને ભરી દેવા લાગી.

'હા...હા...હા...તમે એક ફારસિયા હતા...તમે!...મેક્સિમકા! તમારું એવું કામ કંઈક કરી બતાવો. ખાત્રી આપો કે તમે તેવા હતા! હા...હા...હા. મેક્સિમકા!' એ તેની સામે દોડી. ને તેના ગળામાં બે હાથ પરોવી લટકી પડી.

'અભાગી છોકરી! તું હસે છે! તું મને ધુત્કારે છે!'

'કંઈક કરી બતાવો. તમે શું દોરડા પર પણ ચાલતા! કરી બતાવો, ચાલો.'

પોતાના ધણીનું મોઢું એણે ચુંબનથી ઢાંકી દીધું. તેની સાથે ભરાઈને તે પડખામાં ઊભી રહી. હસીને તેને બનાવવા લાગી. એ ગુસ્સે થઈ હતી તેમ દેખાતું ન હતું. તે કશું યે સમજ્યા વગર દુઃખી થઈને એની આજ્ઞા પ્રમાણે વર્તવા લાગ્યો.

પથારી પર જઈને તેણે એક...બે...ત્રણ એમ ગણ્યા અને પછી પાંગત પર માથું મૂકી ઊંધે માથે થઈ ગયો.

'શાબાશ...મેકસ. શાબાશ...હા...હા... ફરી વાર.'

મેકસ થોડોક ધ્રૂજી ગયો. ઊંધે માથે પથારીમાં એ ઊભો હતો ત્યાંથી એ જ સ્થિતિમાં એ કૂદ્યો અને પોતાના હાથ પર ઊંધે માથે ઓરડામાં ફરવા લાગ્યો.

[ અનુસંધાન પાન ૨૬ મે

# દાક્તરની ચિકિત્સા

ઉમર કુરૈશી

દાક્તરે એને જોતાં જ કહ્યું, 'તું મરી જઈશ. તારા મરણ વિષે મને લેશ પણ શંકા નથી. અત્યારે પણ મને એમ જ લાગે છે કે મારી સામે તું નહિ પણ 'તારું મડું જ ઊભું' છે.'

: આટલા મોટા દાક્તરના મુખેથી આ શબ્દો સાંભળતાં સલીમ ભયભીત થઈ કંપવા લાગ્યો. દાક્તર બદરીદાસ ઝેરશાસ્ત્રના મહાન નિષ્ણાત તરીકે જગતભરમાં વિખ્યાતિ પામ્યા હતા. ધરતીના પટ પર, એમનાં જ્ઞાન અને કાબેલિયતને ઈન્કારી શકે એવો એક પણ દેશ નહોતો.

સલીમ એમના મહૂંમ મિત્રનો એકનો એક પુત્ર હતો. દાક્તર બદરીદાસને એના પર વહાલ હતું અને એ પણ એમની પાસે ત્રીજે-ચોથે દિવસે અચૂક આવતો.

દાક્તર બદરીદાસે સલીમની આંખોની બે વાર ઝીણવટભરી તપાસ કરીને કહ્યું, 'ઝેરની સંપૂર્ણ અસર છે; કમનસીબ છોકરા! સાચું બોલ તેં શું કર્યું છે?'

મૃત્યુને સામે નિહાળી સલીમના ઓષ્ટ સુકાઈ રહ્યા હતા. ભયથી ધ્રૂજતાં તેણે જવાબ આપ્યો, 'મેં કાંઈ પણ નથી કર્યું', કાકા!'

'જરા તારી યાદશક્તિ સતેજ કર. તેં કોઈ વસ્તુ ખાધી છે? કાંઈ પીધું છે? કોઈ વસ્તુ સૂંઘી લીધી છે?' દાક્તરે અસાધારણ ઝડપે પૂછ્યું.

'મારા એક દોસ્ત માળવાનાં જંગલોમાં પ્રવાસ કરી રહ્યા છે. એમણે મને એક લાલ ફૂલ પરબીડિયામાં મોકલ્યું છે, મેં એ ફૂલ સૂંઘ્યું હતું ખરું.' સલીમે કહ્યું.

દાક્તર બદરીદાસ ઝેરના અર્કની એક ભરેલી શીશી પોતાના રૂમાલ પર ઊંધી વાળતાં બોલ્યા, 'ક્યાં છે એ ફૂલ? ક્યાં છે? મને જોવા તો દે.'

સલીમે ખીસામાંથી પરબીડિયું કાઢી, તેમાંથી ફૂલ લઈ દાક્તર સાહેબના મેજ પર મૂકી દીધું.

ફૂલને જોતાં જ દાક્તર સાહેબ જોરથી બોલી ઊઠ્યા, 'મારી ચિકિત્સા બિલકુલ સાચી છે. આ લાલ ફૂલનું નામ છે 'પાયરામિનેસિસ ઇન્ડિકા' (*Pyramensis Indica*). એ અતિશય ઝેરીલું હોય છે. તેં આ ફૂલ ક્યારે સૂંઘ્યું હતું, બોલી નાખ જોઈએ.'

'આજે સવારે નવ વાગે.'

'આનું ઝેર ચોવીશ કલાકે અસર કરે છે. કાલે સવારે બરાબર નવ વાગે તું આ ફાની દુનિયા છોડી જવાનો.'

સલીમના ચહેરા પર ફિક્કાશ ધસી આવી. તે બોલ્યો, 'પણ કાકા! મને તો નખમાંય રોગ નથી.'

દાક્તર બદરીદાસે કહ્યું, 'તું ઝેરની ખાસિયત નથી જાણતો. કાલે જ્યારે નવ વાગવામાં પાંચ મિનિટ બાકી રહેશે ત્યારે તારા હૃદયમાં એકાએક દરદ થવા માંડશે અને તું પાંચ મિનિટમાં જ તરફડી તરફડીને મરી જઈશ.'

'કાકા! કોઈ ઉપાય? કોઈ ઇલાજ?' સલીમે રહમસ ચહેરે પૂછ્યું.

'અંહં...કોઈ જ ઉપચાર નથી આનો.'

યૂરોપ અને અમેરિકાના તબીબો પણ જેની સમક્ષ વિદ્યાર્થીઓ બની જાય છે એવા ઝેરશાસ્ત્રના નિષ્ણાત દાક્તર બદરીદાસની ચિકિત્સા કઈ રીતે અસત્ય હોઈ શકે?

ત્રેવીસ-ચોવીસ વર્ષનો નવજવાન સલીમ દીવાના પેઠે દાક્તર સાહેબના દવાખાનામાંથી બહાર નીકળ્યો. એના પગ લથડી રહ્યા હતા—દૃષ્ટિ સમક્ષ મૃત્યુની તસ્વીર હતી. 'કાલે બરાબર નવ વાગે હું મરી જઈશ'—એ એક જ વિચાર એના મગજમાં ધોળાયા કરતો હતો.

*

સલીમ પડતો-આખડતો રાત્રિના આઠ વાગે પોતાના નિવાસસ્થાને પહોંચ્યો.

વૃદ્ધ ચાકરડીએ એને કહ્યું, 'ખાણું તૈયાર છે. પીરસું ને?'

'પરંતુ આજ કાંઈ ભાવે જ શાનું? અને હવે જમવાની જરૂર પણ શી? બાર કલાક પછી તો જીવનપ્રદીપ બુઝાઈ જવાનો છે.' સલીમ સ્વગત બોલ્યો.

માથું દુખવાનું બહાનું બતાવી એણે પથારી પર લંબાવ્યું પણ ઊંઘ આવે કેમ? એ વિચારવા લાગ્યો: 'મારે માસિક ત્રણસો રૂપિયાની ઊપજવાળી જાયદાદ છે. એનું વસિયતનામું તો મારે કરી નાખવું જ જોઈએ. પરંતુ વારસદાર તરીકે કોને મુકર્રર કરવો? નથી કોઈ મિત્ર, નથી કોઈ સગુંવહાલું!'

હા, એના મહૂમ ચાચાની એક જવાન દીકરી નસીમા હતી. યતીમ નસીમા ઘણાં વર્ષોથી એના મામા સાથે દુઃખભરી જિંદગી ગુજારતી હતી. સલીમને નસીમા માટે છૂપો પ્રેમ હતો, પરંતુ એની સાથે શાદી કરવાની પોતાની ઈચ્છા એ કેવી રીતે વ્યક્ત કરી શકે? એણે સાંભળ્યું હતું કે નસીમાના મામા પૈસાના બહુ પૂજારી છે.

આખરે એણે વસિયતનામું ઘડી નાંખ્યું: એમાં એણે નસીમાને પોતાની તમામ માલમિલકતની વારસદાર ઠરાવી દીધી.

એ વિચારવા લાગ્યો: નસીમા કેવી ખૂબસૂરત અને ઉમદા છોકરી છે, પરંતુ બિચારીની મુસીબતોનો કાંઈ પાર નથી. ચારપાંચ દિવસ પહેલાં જ્યારે હું એને મળ્યો ત્યારે એ કેટલી ગમગીન હતી! એમ લાગે છે કે એના મામાએ પેલા આધેડ ઉંમરના અજાણ લશ્કરી અફસર સાથે એનું વેવિશાળ કરી નાંખ્યું છે. રૂઢિચુસ્ત અભણ જમીનદાર! હંમેશા રૂપિયા, આના, પાઈના વર્તુળમાં જ ભમ્યા કરનારો એ બિચારો છલકાતાં યુવાન હૈયાની લાગણીઓ શું જાણે! ભોળીભાલી બિચારી કમનસીબ નસીમા મને રડતાં રડતાં કહેતી હતી કે હું ઝેર ખાઈ મરી જઈશ પણ એ મિજાજી બુઢ્ઢા લશ્કરી અફસર સાથે હરગિઝ શાદી નહિ કરું. એની વાતચીત પરથી લાગતું હતું કે એ પણ કોઈના પ્રેમમાં પડી છે. આહ! એ મને ચાહતી હોત તો! નસીમા મારે માટે સર્વોત્તમ જીવનસાથી નીવડત એમાં જરા ય શંકા નથી, પણ હવે એ વાતો ઉચ્ચારવાથી શો લાભ! રાતના બે વાગી ગયા છે! સાત કલાક પછી મારી જીવનયાત્રા સમેટાઈ જશે. પરંતુ જો મારે મરવાનું જ છે તો મારી વહાલી નસીમાને મુસીબતોમાંથી મુક્ત કરવા માટે છેલ્લો પ્રયત્ન શા માટે ન કરું? એના મામા સાથે લડીઝઘડી, રૂપિયાની લાલચમાં ફસાઈ એ અજાણ લશ્કરી અફસર સાથે નસીમાની શાદી કરતાં એને શા માટે ન અટકાવું? પણ એ માનશે? બહુ જ જિદ્દી

પાન ૨૪ નું સાંધણ ]

સવારમાં એલિનાનાં માબાપ ચિંતાથી નવાઈ પામ્યાં. 'મેડી ઉપર આ રીતે કોણ ખખડાટ કરતું હોય!' તેઓ સામસામાં પ્રશ્ન પૂછતાં હતાં. વરકન્યા હજી ઊંઘમાં જ છે. કાં તો નોકરો લગ્નની ખુશાલીમાં કૂદતા હતા. પણ આમ ફૂદકા મરાતા હશે! આવો ખખડાટ શા?'

વૃદ્ધ બાપા પગથિયાં દાદરો ચઢી ઉપર ગયા. પણ કોઈ નોકર એની નજરે પડ્યો નહીં.

પણ એને આશ્ચર્ય થયું કે અવાજ નવદંપતીના સૂવાના ઓરડામાંથી આવતો હતો... એ થોડી વાર બારણા પાસે ઊભા રહ્યા. શંકાથી એણે ખભા હલાવ્યા, અને ચાવી મારવાની બારણાની કળમાંથી એણે નીચા નમીને જોયું તો તાજુબીથી તે અકળાઈ ગયા-તે લગભગ બેભાન જેવા બની ગયા. ઓરડાની વચોવચ એફ્રિમ કુઝમિચ હવામાં ઊંચે ઊંચે માથે ફૂદકા મારતો હતો. અને એલિના પાસે ઊભી તાળીઓ પાડતી'તી. બન્નેનાં, ખુશમિજાજમાં મોઢાં મલકતાં'તાં.

[ રશિયાઈ વાર્તાકાર એનટોન ચિખોવની વાર્તા પરથી

માણસ છું; તો હું ક્યાં ઓછો જિદ્દી છું. હું નસીમા માટે મારું જીવન ખતમ કરીશ. મરણિયાનો સામનો કોઈ નથી કરી શકતું. જો મારે મરવું જ છે તો એક સારા કાર્ય પાછળ જ જાન કેમ ન આપું?'

વિચારની વણઝાર થંભાવી સલીમ ઊભો થયો. ઘડિયાળમાં જોયું તો ત્રણ વાગી ગયા હતા. એણે કપડાં પહેર્યાં અને એ નસીમાના મામાના ઘર તરફ ચાલી નીકળ્યો.

ત્યાં જઈ પહેલાં સલીમે હળવેથી ઘરનું બારણું ખખડાવ્યું, પછી બેચાર બૂમો પાડી પણ કોઈએ જવાબ ન આપ્યો એટલે એણે એક મોટો પત્થર ઉપાડી એનાથી ફાવે એમ દરવાજો ભભડાવવાનું શરૂ કર્યું.

નસીમાના મામાની આંખ ઊઘડી ગઈ. ગભરાટમાં બરાડી ઊઠ્યા, 'કોણ છે એ?'

સલીમે જવાબ આપ્યો, 'એ તો હું સલીમ. જરા નીચે પધારો.'

'સલીમ! આમ અત્યારે કેમ આવ્યો?'

'કામ પડ્યું છે એટલેસ્તો; નહિ તો રાત કોણ માથે લેત'તું!'

રાત્રિપોશાકમાં સજ્જ થયેલા નસીમાના મામાએ નીચે આવી પૂછ્યું, 'કહે જોઈએ શું કામ છે?'

સલીમે કહ્યું, 'હું આપને એ વિનંતિ કરવા માગું છું કે જેની પહેલી બીના ચાર દીકરા હયાત છે એવા પેલા બુઢ્ઢા રિસાલદાર અબ્દુલ્લાહખાન સાથે નસીમાની શાદી કરવાનો વિચાર મૂકી દેશો.'

'અરે, તું આ શું કહી રહ્યો છે!'

'હું જે કાંઈ કહી રહ્યો છું તે ઠીક કહી રહ્યો છું, સમજી-વિચારીને કહી રહ્યો છું. મારા શબ્દોમાં કોઈ આંટીઘૂંટી નથી; સ્પષ્ટ શબ્દો છે અને એનો ભાવાર્થ પણ સ્પષ્ટ છે. છતાંય આપ ન સમજ્યા!'

'પણ હવે એમ થઈ શકે જ નહિ.'

'એમ થશે જ.'

'મેં જીભ આપી દીધી છે, હવે નસીમાની શાદી રિસાલદાર અબ્દુલ્લાહખાન સાથે જરૂર થવાની.'

'કદાપિ નહિ થાય.'

'કોણ નહિ થવા દે?'

'હું.'

'જોઈ લઈશ. મેં તારી વાતનો જવાબ આપી દીધો; જા તારાથી થાય તે કરી લેજે.' કહી નસીમાના મામાએ ધડ કરતો ને દરવાજો બંધ કરી દીધો.

'અરે પણ આટલી રાતે ઠંડીમાં જાઉં ક્યાં! હું તો આપની પાસે જ રહેવાનો.'

નસીમાના મામા દરવાજો ખોલતાં બરાડી ઊઠ્યા, 'રહેવું હોય તો રહે પણ હું તો એમ જ સમજીશ કે તું ચાલ્યો ગયો છે. હું તારી સાથે વાતચીત પણ નહિ કરું.'

સલીમે સસ્મિત જવાબ આપ્યો, 'ભલે આપ વાત ન કરશો પણ આપના ઘરમાં મને આટલી રાત તો પસાર કરી લેવા દો.' એટલું કહી એણે નસીમાના મામા સાથે મકાનમાં પ્રવેશ કર્યો.

નસીમાના મામા પથારી પર પડ્યા પડ્યા બબડતા હતા, 'શી ચાલુકારી છે, શો વિનય છે! ઠંડીની મોસમમાં બારણાં ભભડાવી કોઈ માણસને રાતના ત્રણ વાગે ઊંઘમાંથી જગાડવો, એની ઊંઘ બગાડવી અને તે પણ એક બેહૂદી વાત માટે!'

સલીમે એમને કશો જવાબ ન આપ્યો. એક ખૂણામાં નસીમાના મામાએ જૂનો સિતાર રાખેલો હતો. એને એ પોતાના પ્રાણ કરતાં પણ અધિક પ્રિય ગણતા હતા. ભૂલેચૂકે પણ કોઈએ એને હાથ લગાડ્યો તો એમનો જીવ ઊડી જતો. સલીમે સિતાર ઉપાડી સંગીત શરૂ કરી દીધું-તાન તાન, ધુન ધુન.

નસીમાના મામા ભડકીને બેઠા થઈ ગયા અને કહેવા લાગ્યા, 'સલીમ! ખુદાને ખાતર મારા સિતારને હાથ ન અડાડ.'

'આપે તો પહેલાંથી જ એ માની લીધું છે કે હું ચાલ્યો ગયો છું. હું એમ સમજી

લઈશ કે આ ઓરડામાં આપની હાજરી નથી, મારી મરજીમાં આવે તે કરીશ.' કહી સલીમે તાર છેડ્યા–ત્રુન ત્રુન, તાન તાન.

'જો સલીમ! ભલો થઈને તું આ બધી ધમાલ મૂકી દે. મને આ જાતની નકામી વાતો ગમતી નથી.'

'આપ આ ઓરડામાં બિરાજમાન જ ક્યાં છો?' ત્રુન ત્રુન, તનુમ તાન તનુમ તાન તાન.

'ખુદાને ખાતર મારા સિતાર પર દયા કર. એ મારી પાસે વીસ વરસથી છે અને હમણાં જ ત્રણ રૂપિયા ખરચી મેં એના તાર બદલાવ્યા છે. આ જમાનાના છોકરાઓને પૈસા તો કોઈ લેખામાં જ નથી. જાણે ત્રણ રૂપિયાનો કોઈ અર્થ જ નથી!'

'વારુ, ત્યારે આપ મારી વાત માન્ય રાખો છો?'

'કઈ વાત?'

'દોલતના પ્રલોભનમાં નસીમાની શાદી જાનજાક લશ્કરી અફસર સાથે ન કરવાની?'

'એ નહિ બની શકે.'

'ઠીક ત્યારે સાંભળો.' તના, તનુમ, તાન, ત્રુન ત્રુન ત્રુન ત્રુન, તનુમ તનુમ તાન.

'હાય, મારો સિતાર તૂટી ગયો.'

'હાય, મારી નસીમાનું જીવન બરબાદ થયું.' ત્રુન ત્રુન, તાન તાન.

'હાય, મારા વીતી ગયેલા યૌવનની નિશાની સિતાર!'

'હાય, મારા મહૂંમ કાકાની નિશાની નસીમા!' તાન તાન, ત્રુન ત્રુન, તાન તાન, તનુમ તનુમ, તન તન.

વૃદ્ધ જમીનદારે–નસીમના મામાએ–કંટાળી જઈને પૂછ્યું, 'આખરે તારી ઇચ્છા શું છે?'

સલીમે જવાબ આપ્યો, 'બસ આ જ કે પેલા જંગલી લશ્કરી અફસર સાથે નસીમાની શાદી ન થાય.' તનુમ તનુમ, તન તન.

'રિસાલદાર બહુ જ ખરાબ સ્વભાવનો છે, એ તું જાણે છે?'

'એટલે તો કહું છું કે ભોળી નસીમાની શાદી એની સાથે કરો મા.' તાન તા તાન, તન.

'સલીમ! ખુદાને ખાતર સિતાર મૂકી દઈ ઇન્સાનની પેઠે વાત કર.'

'ખુદાને ખાતર મને સિતાર વગાડવા દો. તન તન તન, તનુમ તનુમ, તાન તાન તાન તાન તનુમ.

હવે સલીમ સિતારને પૂરો જ કરી નાખશે એમ લાગતું હતું.

જમીનદારે કહ્યું, 'જો હું વેવિશાળ તોડી નાખું તો રિસાલદાર મને જાનથી જ મારી નાખે ને.'

'બસ એ જ બીક છે ને! એને તમે મારા પર છોડી દો. જો રિસાલદાર પોતે શાદીનો વિચાર છોડી દે તો નસીમાને પોતાની મરજી મુજબની શાદી કરવાની છૂટ આપવામાં આવશે ને? આપો જવાબ.' તન તન તન, તાન તાન.

'હા, ભાઈ! હા.' ખુદાને ખાતર હવે તો મારો સિતાર મૂકી દે.'

તન તન તન, તાન તાન, તન, તનુમ તનુમ, તન તન. સિતાર ઉતાવળે બોલવા માંડ્યો.

વૃદ્ધ જમીનદાર ચીડાતા બોલ્યો, 'બદમાશ, કહું છું તે સાંભળતો નથી!'

સલીમે અટ્ટહાસ્ય કરી જવાબ આપ્યો, 'આ તો આનંદનું ગીત છે આનંદનું. પણ એ સમાર રિસાલદાર રહે છે ક્યાં–એ તો કહો!'

જમીનદારે એને મકાનનું ઠેકાણું આપતાં કહ્યું, 'ત્યાં જરા સમજી વિચારીને પગ મૂકજે, બહુજ ચીડિયા સ્વભાવનો લશ્કરી અફસર છે. ક્યાં તો તને જોતાં જ બંદૂકી છોડશે. જો કાંઈ આડું અવળું ભરાઈ ગયું તો તને જીવતો નહિ મૂકે, યાદ રાખજે.'

'જોઈ લઈશ.' સલીમે દૃઢતાથી જવાબ આપ્યો અને રિસાલદારના નિવાસસ્થાન તરફ પગ ઉપાડ્યા.

લગભગ પાંચ વાગે એ ત્યાં પહોંચ્યો. એણે બારણું ખખડાવ્યું પણ કાંઈ જવાબ ન મળતાં

એણે બૂમો પાડવા માંડી, 'રિસાલદાર સાહેબ, અરે રિસાલદાર સાહેબ!'

અંદરથી ભયાનક અવાજ આવ્યો, 'કોણ છે એ જંગલી! આટલો બધો દેકારો શો!'

સલીમે સવિનય જવાબ આપ્યો, 'સરકાર! જરા નીચે પધારશો. હું જમીનદાર સાહેબનો એક અગત્યનો સંદેશો લઈ આવ્યો છું.'

ભારે કદમોનો સંચાર સંભળાયો. મકાનનું દ્વાર ઊઘડ્યું. રિસાલદાર બહાર નીકળ્યોઃ આશરે પચાસ વર્ષની ઉંમર, પડછંદ કાયા, મોટી મોટી મૂછો, ભરાવદાર ચહેરો અને આંખોમાં ખુન્નસ. એણે કરડાકથી પૂછ્યું, 'બોલો શું કામ છે?'

સલીમે જવાબ આપ્યો, 'હું અંદર બેસું પછી જ નિરાંતે જવાબ આપી શકીશ.'

રિસાલદાર એને પોતાના કમરામાં લઈ ગયો. દીવાલો પર સર્વત્ર તરેહ તરેહનાં હથિયારો શોભી રહ્યાં હતાં. પથારીના ઓશીકે કિરચ હતી, બાજુમાં રાઈફલ અને મેજ પર બે રિવોલ્વરો પડી હતી.

પ્રથમ તો હથિયારો જોઈ સલીમ જરા ગભરાયો, પણ પાછો એને વિચાર આવ્યો કે જ્યારે હું દુનિયામાં ચાર કે સાડાચાર કલાકનો જ મહેમાન છું તો પછી મોતનો ભય શા માટે?

રિસાલદારે એને કહ્યું, 'ફરમાવો, શું કામ છે આપને?'

સલીમે કહ્યું, 'આપ જમીનદાર સાહેબની ભાણેજ નસીમા સાથે શાદી કરવા તૈયાર થયા છો, ખરું?'

'હા.'

'આપ એની સાથે શાદી નથી કરી શકતા.'

'મને કોણ અટકાવી શકે છે? લોહીની નદીઓ વહી જશે, નદીઓ. ઓળખો છો મને?'

'હું અટકાવું છું.'

'તમે કોણ છો?'

'એનો પિત્રાઈ.'

રિસાલદાર અબ્દુલાહખાને પોતાની મોટી મોટી મૂછો પર તાવ દઈ સલીમના ચહેરા પર નજર વહેતી મૂકીઃ ભરાવદાર શરીરવાળો સુંદર નવજવાન, અને ચહેરા પર ગજબની મક્કમતા.

એણે કહ્યું, 'જા છોકરા, જા. મને તારી નવજવાની પર રહેમ આવે છે.'

સલીમે જવાબ આપ્યો, 'રહેમની મારે જરૂર નથી.'

'શું તું તારી જિંદગીથી કંટાળી ગયો છે કે મારી સાથે લડવા આવ્યો છે?'

'અને તું શું તારી જિંદગીથી હાથ ધોઈ બેઠો છે કે મારી પિત્રાઈ બહેન સાથે શાદી કરવા તૈયાર થયો છે?'

'જો, મેં સેંકડો માણસોનો તલવારથી ઘાટ ઘડી નાખ્યો છે. હાલ મારાથી મોટો શમશેરબાજ દુન્યાની સપાટી પર મોજૂદ નથી.'

'હું પણ કોઈ આવા સંગ્રામવીરની શોધમાં હતો કે જે મારો સમોવડિયો થઈ શકે.'

રિસાલદારે સિંહ જેવી ગર્જના કરી, 'શું ખરેખર તું મારી સાથે લડવા જ આવ્યો છે?'

સલીમે જોરથી મેજ પર મુક્કી મારી જવાબ આપ્યો, 'અને તુ શું મશ્કરી સમજે છે?'

'જો, પછી તારી મા માથે હાથ મૂકીને રોશે હો.'

'મારી માને તો હું પહેલાં જ રોઈ ચૂક્યો. કહે કઈ વસ્તુથી લડીશ? તલવારથી, બંદૂકથી કે રિવોલ્વરથી?' મેજ પર જે બે રિવોલ્વરો પડી હતી તે તરફ હાથ લંબાવતાં સલીમે કહ્યું, 'આવ રિવોલ્વરોથી જ લડીએ. એક તું લે, એક હું લઉં.'

રિસાલદારે રિવોલ્વરોને ખસેડતાં કહ્યું, 'મિયાં સાહેબજાદા! અગ્નિ-શસ્ત્રોને હાથ ન લગાડો. એનાથી રમવું એ બચ્ચાના ખેલ નથી. જાનનું જોખમ છે.'

સલીમે જવાબ આપ્યો, 'પણ તું મરવાથી ગભરાય છે કેમ? ડરપોક! કાયર!'

'હું ડરપોક! આટલો મશહૂર લશ્કરી અફસર કાયર!'

'વાહ ! શું કહેવું રિસાલદાર બહાદુરનું ! મોતથી તો ભય પામી થરથર કાંપી રહ્યા છો.'

'હું ભયથી નથી ધ્રૂજતો બલ્કે અત્યારે ઠંડી વિશેષ છે.'

'જો ભયથી નથી ધ્રૂજતા તો મારી સાથે લડો.'

રિસાલદારે નમ્રતાથી કહ્યું, 'મિયાં ! લડવા-ઝગડવાથી શો ફાયદો ? સજ્જન પેઠે બેસીને વાતચીત કરો; આખરે તમારી ઈચ્છા શી છે ?'

સલીમે પોતાનો સૂટ બરાબર કરતાં કહ્યું, 'બસ, એ જ કે તમે નસીમાની સાથે શાદી કરવાનો ઈરાદો છોડી દો.'

રિસાલદારે કહ્યું, 'સાચી વાત તો એ છે કે જમીનદાર સાહેબની ભાણેજ સાથે શાદી કરવા હું પોતે જ નારાજ હતો. એ સોળસત્તર વરસની નવજવાન છોકરી અને મારી ઉંમર પચાસ વર્ષની. એનાથી મોટા તો મારે દીકરા છે. પણ જમીનદારે મારી માલમિલ્કતની લાલચે મને બરાબર ફસાવ્યો. હું તમારી વાત માનવા તૈયાર છું પણ મુશ્કેલી એ છે કે તમે મને ધમકીઓ આપી છે, અને આજ સુધી કોઈની ય ધમકીને હું વશ વર્ત્યો નથી.'

સલીમે જવાબ આપ્યો, 'અરે મુરબ્બી ! આપ તો મારા પિતા સમાન છો અને વળી આટલા મોટા વિખ્યાત અફસર છો. આપને હું શું ધમકીઓ આપવાનો હતો ! હું મારી તમામ ધમકીઓ પાછી ખેંચી લઉં છું. કહો તો હાથ જોડી આપની માફી માગી લઉં.'

રિસાલદારે એની પીઠ પર હળવેથી ધબ્બો મારી કહ્યું, 'જો આમ છે તો મને તમારી દરખાસ્ત મંજૂર છે. હું તમારી પિત્રાઈ બહેન સાથે શાદી કરવાનો ઈરાદો મૂકી દઉં છું.'

સલીમે કહ્યું, 'તો મહેરબાની કરી મને એ જરા લખી દેશો ?'

રિસાલદાર સસ્મિત બોલ્યા, 'મિયાં સાહેબ-જાદા ! તમે છો જિદ્દી. સહેલાઈથી છોડો એમ નથી.' એટલું કહી એણે શાદીનો અસ્વીકાર કરતો પત્ર નસીમાના મામા પર લખી આપ્યો.

સલીમ સાડા છ વાગે રિસાલદાર પાસેથી વિદાય લઈ લગભગ સાત વાગે નસીમાના મામાને ઘરે આવ્યો.

જમીનદાર સાહેબ દીવાનખાનામાં બેઠા બેઠા હુક્કો ગડગડાવી રહ્યા હતા. સલીમને જોતાં જ બોલી ઊઠયા, 'વળી પાછો હેરાન કરવા આવ્યો ને !'

સલીમે જવાબ આપ્યો, 'હું તમને હેરાન કરવા નહિ પણ ખુશ ખબર આપવા આવ્યો છું. રિસાલદાર સાહેબે શાદીની ઈન્કારી કરતો પત્ર લખી આપ્યો.'

જમીનદારે ચોંકી ઊઠી પૂછ્યું, 'શું ! સાચે જ તું એ બુઢ્ઢમિજાજી રિસાલદાર પાસે ગયો'તો ?'

'જી હા.'

'તદ્દન અસંભવિત. જો ત્યાં ગયો હોત તો જીવતો પાછો જ ન આવી શકત.'

'અરે જુઓને આ રહ્યો રિસાલદારનો પત્ર.'

જમીનદારે પત્ર લઈ એને વિસ્મયથી નીરખી નીરખીને જોતાં કહ્યું, 'તેં એના પર શું જાદુ કર્યું ! એ તો બહુ જ જિદ્દી માણસ છે.'

'અને હું શું ઓછો જિદ્દી છું ! લાવો આ ખુશીમાં હું તમને સિતારનું એકાદ ગીત તો સંભળાવું.'

એટલું કહી એ મકાનમાં નાઠો. જમીનદાર સાહેબ એની પાછળ બૂમો પાડતા ઊઠયા, 'ખબરદાર, જો મારા સિતારને હાથ લગાડ્યો છે તો; નહિ તો મારા જેવો કોઈ ખરાબ નથી.'

સલીમે અંદર જઈ નસીમાની તપાસ કરી. એ સ્નાનગૃહમાં હતી. સલીમે જોરથી બૂમ પાડી, 'નસીમા, નસીમા ! જલદી બહાર આવ.'

સલીમનો અવાજ સાંભળી નસીમા બનતી ત્વરાએ બહાર આવી. એના વાળમાંથી ટપકતાં જલબિંદુઓ એના સૌંદર્યમાં વૃદ્ધિ કરતાં હતાં. એણે સલીમને કહ્યું, 'આજ સવારના પહોરમાં આ રસ્તે કેમ ભૂલા પડ્યા ? મામુજાન કહેતા હતા કે રાતે ત્રણ વાગે પણ તમે આવ્યા હતા. છો તો મજામાં ને ?'

જમીનદારે કહ્યું, 'તારા પિત્રાઈ ભાઈનું

મગજ એકાએક ચસકી ગયું છે. આખી રાત પોતે ય હેરાન થયો અને બીજાઓની ઊંઘ પણ બગાડી.'

નસીમાએ પૂછ્યું, 'પણ એવું તે એમને શું કામ હતું!'

જમીનદારે કહ્યું, 'એ એને જ પૂછી લેને.'

સલીમ બોલ્યો, 'હવે પેલા અજબક રિસાલદાર સાથે તારી શાદી નહિ થાય. મેં એની પાસે એ લખાવી લીધું. મામા સાહેબે મારી સાથે કરાર કર્યો છે કે હવે શાદીની બાબતમાં તું આઝાદ છે. જ્યાં તારી ઇચ્છા હશે ત્યાં જ તારી શાદી થશે.'

નસીમાએ માથું નીચું નમાવી વક્રદૃષ્ટિએ સલીમ સામે જોયું. વૃદ્ધ જમીનદારની અનુભવી આંખે નસીમાની ચોરેલી નિગાહોમાં સર્વસ્વ જોઈ લીધું. એ બધું સમજી ગયા. એણે કહ્યું, 'સલીમ! હું નસીમાની શાદી તારી સાથે માન્ય રાખું છું.'

ને સલીમનું હૃદય જોરથી ધબકવા લાગ્યું. એને કપાળે પરસેવો વળી ગયો. એણે કહ્યું, 'મારી શાદી નસીમા સાથે?! નહિ, હું એની જિંદગી રદ કરવા નથી માગતો. હું આપની પાસે માત્ર એટલા માટે આવ્યો હતો કે મારા મર્હૂમ કાકાનું એક માત્ર સ્મરણ, એવી નસીમાને બુઢ્ઢા રિસાલદારના ત્રાસમાંથી છોડાવી એને મારું વસિયતનામું સોંપી દઉં.'

'વસિયતનામું! શેનું વસિયતનામું!' જમીનદારે પૂછ્યું.

'મારું વસિયતનામું. મેં મારી માલમિલકત નસીમાને નામે ચઢાવી દીધી છે.'

'શા માટે!'

'જુઓ, આઠ વાગવાના છે. હવે હું આ દુન્યામાં કલાક સવા કલાકનો મહેમાન છું. હવે હું ઘરે જાઉં છું-દુનિયામાંથી વિદાય લેવા.'

નસીમા માથું નમાવી ચુપચાપ ઊભી હતી. એણે ગભરાઈ જઈ સલીમ તરફ જોયું. 'આજ તમને થઈ ગયું છે શું! કેવી વાતો કરો છો, પોતાની મોતની કોઈને ખબર પડી છે!'

સલીમ ઠંડો નિશ્વાસ નાખી બોલ્યો, 'હા, નસીમા! મને મારા મૃત્યુની ખબર છે. મેં ગઈકાલે એક ઝેરીલું ફૂલ સૂંઘ્યું હતું; એના પરિણામે હું આજે નવ વાગે આ દુન્યા ત્યાગી ચાલ્યો જઈશ.'

નસીમાએ પૂછ્યું, 'તમને આ કોણે કહ્યું?'

'ઝેરશાસ્ત્રના એક જબરા નિષ્ણાતે.'

''પણ એનું નામ તો આપો.'

'દાક્તર...' સલીમે જવાબ આપ્યો.

'દાક્તર કોણ?' નસીમાની ધીરજ ખૂટતી હતી.

'ડાક્તર બદરીદાસ, આપણા દેશના, ઝેરશાસ્ત્રના સહુથી વડા નિષ્ણાત. એમની ચિકિત્સા કદાપિ ય ખોટી ઠરી નથી.'

દાક્તર બદરીદાસનું નામ સાંભળી નસીમા અને તેના મામા બંને ખડખડાટ હસી પડ્યાં. સલીમે આશ્ચર્ય પામી હસવાનું કારણ પૂછ્યું. નસીમા દોડીને કમરામાંથી તાજા દૈનિકનું પાનું લઈ આવી અને સલીમને એક સમાચાર બતાવતાં બોલી, 'તમારા બદરીદાસકાકાની સ્થિતિ વિષે તમે જાતે જ વાંચી લો.'

સલીમે વાંચવાનું શરૂ કર્યું. અખબારમાં લખ્યું હતું:—

'જણાવતાં અસંત અફસોસ થાય છે કે અપણા શહેરના જાણીતા વૈદક-નિષ્ણાત દાક્તર બદરીદાસના મગજની સ્થિતિ એકાએક ખરાબ થઈ ગઈ છે. વાચકોને ખબર હશે કે તેઓ ઝેરશાસ્ત્રના મહાન અને અજોડ નિષ્ણાત હતા અને હંમેશા ઝેરીલી વસ્તુઓના પૃથક્કરણમાં જ મશગૂલ રહેતા હતા. ઝેરશાસ્ત્ર પરના એમના સતત મનન અને ચિંતનને પરિણામે એમને એવો વિચાર ઠસી ગયો કે જે કોઈ વ્યક્તિ એમને મળવા આવે છે એ ઝેરની અસર તળે છે; એટલે રાતના નવ વાગે પોતાનું દવાખાનું બંધ કરતી વેળા એમના મગજની સ્થિતિ તદ્દન બગડી ગઈ અને એમણે 'આ દવાઓ ઝેરીલી છે, આ ખુરશી પણ ઝેરીલી છે, આ મેજ પણ ઝેરીલું છે' એમ બોલતાં

દવાખાનાની તમામ શીશીઓ, દવાઓ અને સરસામાન બહાર સડક પર ફેંકવા માંડ્યો. એમની આ ફેંકબાજીએ કેટલાક રાહદારીઓને સારી એવી ઈજા પણ પહોંચાડી. પોલીસે આવી એમને મહામુસીબતે કાબૂમાં લીધા અને તે જ રાતની ગાડીમાં એમને અમદાવાદના પાગલખાના તરફ રવાના કરી દેવામાં આવ્યા.'

સલીમે હાથમાંથી અખબાર મૂકી દીધું અને નસીમા તરફ જોઈ બોલ્યો, 'નસીમા!'

નસીમાએ ધીમેથી કહ્યું, 'સલીમ!'

બંનેની આંખોમાં બબ્બે અશ્રુબિંદુ ઝળકી રહ્યાં હતાં.

[ફ્રેન્ચ વાર્તાકાર સેન્ટ જ્યુસ્ક-
ની વાર્તાના ઉર્દૂ રૂપાંતર પરથી

## ગુલિસ્તાનનાં ગુલ

મને મારા બચપણનો એક પ્રસંગ યાદ આવે છે.

રાતભર હું કુરાને શરીફ પઢતો બેઠો હતો અને મારી પાસે જ કેટલાક જણ નસકોરાં બોલાવતાં ઘોરતા હતા. મેં મારા પિતાને કહ્યુંઃ 'આ બધા ઊંઘણશી તો જુઓ; નમાઝ પઢવી તો રહી પણ અલ્લાહના બંદા કોઈ માથું પણ ઊંચું કરતા નથી.'

મારા પિતાએ જવાબ આપ્યોઃ 'મને લાગે છે કે તું પણ ઊંઘી ગયો હોત તો સારું હતું—પારકાની નિંદા કરવાના પાપથી તો બચત.'

× × ×

કોઈ એક રાજાએ એક ઈશ્વર-ભક્તને પૂછ્યું કે તમે હંમેશા ઈશ્વરને તો યાદ કરો જ છો, પરંતુ હું પણ તમને કોઈ વાર યાદ આવું છું કે નહિ?

જવાબમાં ઈશ્વર-ભક્તે કહ્યુંઃ 'જી મહારાજ, જ્યારે ઈશ્વરને ભૂલી જાઉં છું ત્યારે આપ યાદ આવો છો ખરા.'

× × ×

બુદ્ધિમાન માણસો એકવાર ખાધેલું પાચન થઈ ગયા પછી જ ફરી જમે છે; યોગીઓ જીવન ટકાવવા જેટલું જ જમે છે; યુવાનો પેટ ભરીને જમે છે; વૃદ્ધો પરસેવો ન છૂટે ત્યાં સુધી જમ્યે જાય છે; પણ કલન્દર (માગણ) એવું તો ઠાંસી ઠાંસીને જમે છે કે શ્વાસ લેવાની પણ જગ્યા રહેતી નથી.

× × ×

'એક ધનિક પર એક મોટી આફત આવી પડી, અને એણે મનોમન નિશ્ચય કર્યો કે જો આ આફતમાંથી ઊગરી જઈશ તો સાધુસંતોને દશહજાર રૂપિયાનું દાન કરીશ.

ઈશ્વરકૃપાએ એની આફત ટળી ગઈ, એટલે વગતી સવારે ધનિકે તુરત દશહજાર રૂપિયાની એક થેલી પોતાના નોકરને આપી અને તેને તે રૂપિયા સાધુસંતોને વહેંચી દેવાનો હુકમ આપી રવાના કર્યો.

સાંજે નોકર પાછો ફર્યો. ધનિકે જોયું તો એના હાથમાં પેલી રૂપિયાની થેલી હજી અકબંધ જ હતી. પોતાનો શેઠ પોતાને ખુલાસો પૂછે તે પહેલાં જ નોકરે કહ્યુંઃ 'અત્યાર સુધી હું આથડ્યો પણ આ રૂપિયાનો લેનાર કોઈ મને મળ્યો જ નહિ.'

ધનિકે આશ્ચર્ય પામતાં કહ્યુંઃ શી વાત કરે છે તું! ગામમાં સાધુસંતોનો તો પાર નથી.

નોકરે જવાબ વાળ્યોઃ 'હા, પણ ખરા સાધુસંતો તો દ્રવ્યને અડવાની પણ ના પાડે છે, અને આપે મને સાધુસંતોને જ પૈસા વહેંચી આપવા મોકલેલો.' —શેખ સાદી

# ૧૫ મી ઑગસ્ટ [નાટિકા] યંગફ્લાવ

પાત્રો

લેખા, નીલા, શીલા, રમા, ઇલા, શકુન્તલા, મંજરી,
કોકિલા, ફૌજાદેવી, કેપ્ટન લક્ષ્મી, આઝાદી વગેરે.

સ્થળ—લેખાના ઘરનો ઓરડો

સમય—રાત્રીના આઠ...નવમી ઑગસ્ટ ૧૯૪૭

[એક ટેબલ, તેના ફરતી બેત્રણ ખુરશી, જમણી બાજુ એક કોચ. ખુરશી અને કોચ પર છ કે સાત કોલેજમાં ભણતી હોય તેવા દેખાવવાળી છોકરીઓ બેઠી છે. સામાન્ય કપડાં પહેર્યાં છે. પાછળની દીવાલ પર મહાત્માજી અને પંડિતજીનાં 'ફોટોઝ' છે અને પોતે બહુ 'સ્પોર્ટીન્ગ' છે એવું બતાવવા જનાબ ઝીન્નાનો પણ ફોટો છે જેના પર અંગ્રેજી અક્ષરે 'લાઇફ' લખ્યું છે, મહાત્માજીની છબી પાછળ રાષ્ટ્રધ્વજનો ક્રોસ છે...પંડિતજીની છબી પાસે એક અંગ્રેજી કેલેન્ડર નવમી ઑગસ્ટ બનાવતું લટકે છે. વચ્ચેના ટેબલ પર પેન અને પેડ પડેલાં દેખાય છે.]

લેખા : તો પછી તમે બધાંએ આ બે દિવસમાં કર્યું શું ? આપણે જો નાટક ન કરી શકીએ તેમ હોય તો રંજનાત્મક કાર્યક્રમ ગોઠવવાવાળી સમિતિને ના પાડી દેવી.

નીલા : (ટેબલ પર હાથ પછાડતાં) નાટક શું કામ ન થાય ? ૧૫મી ઑગસ્ટે નાટક તો કરવું જ પણ સવાલ એક જ રહે છે: કયું કરવું ?

લેખા : માટે જ મેં તમને લોકોને કહ્યું હતું કે પ્રોફેસર સાહેબોને મળો. મળ્યાં છો કોઈ તમે ?

ઇલા : હા, હું પ્રો. કોટવાલને મળી હતી. તેમને આપણા 'ફંકશન' માટે નાટકની વાત કરી હતી, પ્રો. બારપે પણ ત્યાં હાજર હતા.

લેખા : કોટવાલ સાહેબે કયું નાટક 'સજેસ્ટ' કર્યું ?

ઇલા : તેમણે કહ્યું કે 'એકચ પ્યાલા'નું ભાષાન્તર ભજવો.

નીલા : પણ 'એકચ પ્યાલા' અને ૧૫મી ઑગસ્ટને શું લાગેવળગે !

લેખા : અને પ્રો. બારપે કંઈ કહ્યું !

ઇલા : તેમણે કહ્યું કે 'હ્યા પેક્ષાત્ માનાપમાન ફારચ ચાંગલા આહે' એટલે હું તો એ બને-ને ચર્ચા કરતા છોડીને ચાલી આવી.

લેખા : ચાલો સારું કર્યું. બીજા કોઈ !

શીલ : હું પ્રો. સૂર્યશંકરને મળી હતી.

નીલા : તેમણે તો નાટકને બદલે થીઓસોફીકલ લોજમાં તેમનું ભાષણ ગોઠવવા કહ્યું ને !

શીલા : (સ્મિત કરતાં) ના ના, નાટકનું કહ્યું. તેમણે કહ્યું કે વિવેકાનંદ અગર અરવિન્દ ઘોષની 'લાઇફ' ભજવો.

ઇલા : પણ આપણામાંથી વિવેકાનંદ થશે કોણ ?

નીલા : અને ઔરોબીન્દોને તો દાઢી છે.

લેખા : આપણે કોઈની લાઇફ ભજવી શકીએ તેમ નથી કદાચ વરસ બે વરસ પછી ગોઠવી શકીશું.

નીલા : હું પ્રો. ઠાકરને મળી હતી. તેમણે કહ્યું કે નાટક કરવાને બદલે વડવાળામાં હરિજનો

હડતાળ પર ઊતર્યાં છે તો ત્યાં સફાઇનો સમાહ ગોઠવો ને... અને છતાં પણ જો તમે નાટક કરો તો ફી લઇને કરજો કારણ, જીવનમાં મુખ્ય પ્રશ્ન જ, 'ઇકોનોમીક્સ'નો છે.

શીલા : પછી તેં શું જવાબ આપ્યો ?

નીલા : જવાબ આપવામાં મેં 'ઇકોનોમી ' કરી.

રમા : ગઇકાલે સાંજે ફરવા ગએલી ત્યારે મોદી સાહેબ મળેલા.

નીલા : નાટક વિષે તેં વાતચીત કરેલી ?

રમા : તેમણે સૂચવ્યું કે વ્યાયામ અગર તો શરીરસ્વાસ્થ્ય સચવાય એવું એકાદું ડ્રામા ભજવો.

ઇલા : તારે કહેવું હતું ને કે અમારે નાટક કરવું છે, સરકસ નહીં.

લેખા : પણ વ્યાયામનું નાટક થાય કેવી રીતે ?

રમા : એ તો મેં એમને પૂછ્યું તેના જવાબમાં તેમણે કહ્યું કે એ માટે બહાઉદ્દીનભાઈ અને સંતોષરામ સાહેબને પૂછી લેજો.

નીલા : (ટેબલ પર પડેલ પેડમાં લખતાં) ચાલો ત્યારે એ પૂછવા પર બાકી. પછી કોઇ ?

શશી : આજે બપોરના પ્રો. ત્રિવેદીને મેં આપણા પ્રોગ્રામ વિષે વાત કરી હતી.

નીલા : પછી ?

શશી : એમણે કહ્યું કે નાટક નાટક શું કરો છો ? તેને બદલે તમે બધાં એમ કે કોલેજમાં ભેગાં મળીને રાંધો અને અમને લોકોને જમવાનું કહો.

નીલા : શું રાંધે ?

શશી : કતારગામથી તેઓ પાપડી મંગાવી દેશે અને પછી ઊંધિયું રાંધવાનું.

રમા : બસ બસ. મહાત્માજી તો ૧૫મીએ અપવાસ કરવાનું કહે છે ત્યારે આપણે આમ ફીસ્ટ ખાવી ! એ ન બને...હું નહીં આવું.

શીલા : હું પણ નહીં આવું...મને રાંધતાં ક્યાં આવડે છે.

લેખા : અરે તમે લોકો આમ ચિડાઇ શું જાવ છો ! આ તો ' સજેશન ' છે.

શોભા : હું પ્રો. પીરોજા (પીરોજબા)ને મળી હતી.

નીલા : એમને નાટકોનો શોખ છે ખરો.

રમા : એમણે શું ' સજેસ્ટ ' કર્યું' !

શોભા : એ તો કહે કોઇ લવ-ટ્રાયેન્ગલ—પ્રેમત્રિકોણ—આવે એવું નાટક કરો.

નીલા : અરે એમને પ્રેમ તો શું ત્રિકોણની યે ખબર નથી.

શીલા : આપણે બધાં અને પીરોજા સાહેબ...જાણે કે દોન ધ્રુવ.

લેખા : તો ફરી પાછો એનો એ સવાલ રહે છે કે શું કરવું ?

નીલા : આપણે એમ કરીએ, હરિભાઈ ભટ્ટને કહીને ' રાણકદેવી ' ભજવીએ.

લેખા : પણ રાણકદેવી અને ૧૫મી ઓગસ્ટને શું ! કાંઇક ક્રાંતિવાળું નાટક હોવું જોઇએ.

નીલા : 'રાણકદેવી'ને જો ઊંધેથી ભજવશું તો ક્રાંતિકારી નાટક જ લાગશે.

લેખા : આપણે તો ઠીક પણ ઊંધેથી ભજવાતું નાટક શાહાણી સાહેબ નહીં સમજી શકે ને !

નીલા : તો શું કરશું !

રમા : કોઈ પંડિત સાહેબને મળ્યા કે નહીં !

લેખા : હું જ મળી હતી અને તેમણે કહ્યું કે શાકુન્તલ ભજવો.

શોભા : સંસ્કૃતમાં કે ગુજરાતીમાં !

રમા : કે હિન્દીમાં !

નીલા: અમને ખબર છે તું કોવિદ થઈ છો એ.

લેખા: હિન્દી ભજવવું હશે તો ડીરેક્ટ કોણ કરશે? અને સંસ્કૃત ભજવવામાં આપણે ઓડીયન્સનો પણ ખ્યાલ રાખવો જોઈશે ને!

ઇલા: ફરી પાછો એનો એ સવાલ રહે છે કે કયું નાટક કરવું!

લેખા: (બગાસું ખાતાં) તો પછી આપણે એમ કરીએ; આવતી કાલે ફરીથી મળીએ અને આજે રાત્રે સહુએ વિચાર કરી જોવો.

નીલા: એ ઠીક છે. આપણે આપણી મેળે જ નાટક લખીને ભજવશું.

[બધાં ઊભાં થાય છે. નીલા હાથમાંનું પેડ ટેબલ પર મૂકે છે.]

લેખા: (સૌને વળાવતાં) અચ્છા...ત્યારે...જય-હિન્દ...

[બધાં જાય છે. લેખા બગાસું ખાઈ આળસ મરડે છે અને પછી ટેબલ-લેમ્પ બંધ કરી આરામખુરશી અગર તો કોચમાં સૂવે છે...આ દરમિયાન ક્યાંકથી સંગીતના સૂરો સંભળાય છે...આસ્તે આસ્તે વિલીન થતા સૂર સાથે લેખા માથું એક બાજુ પર રાખીને, હાથ છાતી પર રાખીને ઊંઘી જાય છે...અને શકુન્તલા આવે છે. ડીરેક્ટરે કહ્યો હોય તેવો પોષાક તેણે પહેર્યો છે. તેના હાથમાં લાંબી દાંખળી-વાળું એક ફૂલ છે. જ્યારે ને ત્યારે તે વાતચીત કરતાં પણ ફૂલ સૂંઘ્યા કરે છે.]

શકુન્તલા: (લેખા પાસે જઈને) પ્રિયંવદા! (લેખા જવાબ આપતી નથી) ઓ પ્રિયંવદા, જાગ તો ખરી. (લેખા સળવળે છે.) જો તો ખરી હું આવી છું પ્રિયંવદા!

લેખા: (જાગી ઊઠતાં) માફ કરજો પણ મારું નામ પ્રિયંવદા નથી. મારું નામ તો છે લેખા.

શકુન્તલા: (ફૂલ સૂંઘતાં) બધી સ્ત્રીઓનાં નામ ન જાણતી હોવાથી દરેકને હું એ નામે જ બોલાવું છું. કોઈ કોઈ વાર અનસુયા પણ કહું છું.

લેખા: માફ કરજો હાં...પણ...આપનું અહીં કેમ પધારવું થયું?

શકુન્તલા: થોડા વખત પહેલાં જ તમે મને યાદ કરી હતી ને?

લેખા: મેં યાદ કર્યાં હતાં! આપને! આપનું નામ?

શકુન્તલા: મારું નામ શકુન્તલા.

લેખા: શાન્તારામની કે કાલીદાસની?

શકુન્તલા: કાલીદાસની. કણ્વની પુત્રી, દુષ્યન્તની સ્ત્રી, ભરતની મા, કેમ ઓળખીને હવે?

લેખા: હા જી. બરોબર ઓળખ્યાં.

શકુન્તલા: તો કહો મને કેમ યાદ કરી હતી?

લેખા: એ તો એમ વાત હતી કે અમારે નાટક કરવું છે અને...

શકુન્તલા: તે તમે લોકો હજી નાટકો કરો છો?

લેખા: હા, હા. અને અમારા પંડિત સાહેબે તમારું નામ સૂચવ્યું હતું.

શકુન્તલા: પંડિત સાહેબ!

લેખા: અમારા અધ્યાપક છે.

શકુન્તલા: દાદાના આશ્રમમાં તો એવા કોઈ હતા નહિ.

લેખા: હા એ ખરું...પણ કદાચ તેમના વડવાઓમાંથી કોઈ હશે.

શકુન્તલા: જે હોય તે. પણ...હવે મારું તમારે શું કામ છે?

લેખા: આપ જરા બેસો તો એક વાત પૂછવી છે.

શકુન્તલા: (ખુરસી ઉપર બેસતાં) ખુશીથી પૂછો.

લેખા: આપ...એમ કે અમારા જમાનામાં...એટલે કે અત્યારના યુગમાં હોત તો ૧૫મી

ઓગસ્ટને દિવસે શું કરત !

શકુન્તલા : કેમ તે દિવસે કંઈ છે !

લેખા : તે દિવસે ભારત સ્વતંત્ર થશે.

શકુન્તલા : સ્વતંત્ર થશે ! સ્વતંત્ર એટલે શું !

લેખા : ( ગૂંચવાઈ જતાં ) સ્વતંત્ર થશે એટલે શું એમ ને ! જુઓ ને...એટલે...એમ કે પરતંત્ર નહિ તે.

શકુન્તલા : અમારા કાળમાં આવા શબ્દોનો ઉપયોગ નહોતો થતો એટલે મને એમાં સમજણ નથી પડતી.

લેખા : ( આશ્ચર્ય પામતાં ) સ્વતંત્રતા જેવા શબ્દોનો તમારા કાળમાં ઉપયોગ ન હતો !

[ શકુન્તલા જવાબ આપે તે પહેલાં એક સ્ત્રી દાખલ થાય છે. જેણે જૂનો રજપૂતાણીનો પોશાક પહેર્યો છે. ]

સ્ત્રી : મને ખબર છે...મને ખબર છે સ્વતંત્રતાની અને પરતંત્રાની. મેં અનુભવી છે મુક્તિની મોજ અને જોયું છે બંધનું બિહામણું સ્વરૂપ.

લેખા : ( સ્ત્રીને ) આપે બંધન અને મુક્તિ બંને અનુભવ્યાં છે ?

શકુન્તલા : આ બંધન અને મુક્તિ વળી શું છે !

સ્ત્રી : તમે જેની વાત કરતાં હતાં તે સ્વતંત્રતા અને પરતંત્રતા.

લેખા : ( શકુન્તલાને સમજાવતાં ) ઓ શકુન્તલાબહેન ! એ નામની તો એક ગુજરાતી લેખકે ચોપડી પણ લખી છે. ( નવી સ્ત્રીને ) પણ મને જરા કહેશો કે તમે કોણ છો !

સ્ત્રી : હું ! ગુજરાતના છેલ્લા રાજા કરણ વાઘેલાની પટરાણી કૌળાદેવી. કેમ ઓળખી ને !

શકુન્તલા : છેલ્લા રાજાની રાણી થવામાં સ્વતંત્રતા અને પરતંત્રતા જેવા શબ્દો ક્યાં આવ્યા !

કૌળાદેવી : સ્વતંત્રતા માણી છે મેં કરણદેવની રાણી રહીને અને પરતંત્રતા અનુભવી છે અલ્લાઉદ્દીન ખીલજીનું જનાનખાનું સેવીને.

લેખા : (કુતૂહલથી) હેં મહારાણી સાહેબા, આપ પેલા કેશવ અને માધવને ઓળખો ખરાં કે નહિ !

કૌળાદેવી : વારતહેવારે પગે લાગવા આવતા એટલે ઠીક ઓળખું.

લેખા : એમ કે ! આપ જરા બેસો તો એક સવાલ પૂછવો છે.

શકુન્તલા : ( કૌળાદેવીને ) બેસવા માટે અત્યારના યુગમાં આસનો સારાં છે. [કૌળાદેવી બેસે છે.]

લેખા : આપ અમારા જમાનામાં હોત તો ૧૫ મી ઓગસ્ટને દિવસે શું કરત !

કૌળાદેવી : કેમ તે દિવસે શું છે ! રજપૂતો ઇસ્લામો સામે ફરીથી કેસરિયાં કરવાના છે !

લેખા : ના, ના. એવું તો કંઈ નથી. એ જમાનો તો ગયો.

કૌળાદેવી : તો શું છે !

લેખા : અમારા ઉપર બસો વર્ષથી જે ગુલામી લદાઈ રહી હતી તેની જંજીરો તૂટવાની છે.

શકુન્તલા : એ વાક્યમાંના ઘણા શબ્દો મને સમજાવવા પડે તેમ છે.

લેખા : એટલે જ કહું છું કે તે દિવસે શું કરો !

કૌળાદેવી : પહેલાં તો પરદેશીઓને મારા દેશના સીમાડા નજીક ન રહેવા દઉં. અને બીજું એવા વફાદાર સેવકો રાખું કે જેઓ દેશને પરદેશીઓને ન વેચે મારા અનુભવ પરથી કહું છું.

[ એક નવી સ્ત્રી પ્રવેશ કરે છે. ]

સ્ત્રી : ( કૌ.દેવીને ) તમારો અનુભવ તમારી પાસે જ રાખો. મારો અનુભવ છે કે જેમ માણસ વધુ વફાદાર તેમ તે વધારે હેરાન.

**લેખા :** આપના અનુભવની વાત કરતાં પહેલાં જણાવશો કે આપ કોણ છો !

**સ્ત્રી :** ( અભિમાનથી ) હું કોણ છું એમ ને ? એક વખતનો લાટનો રખડતો બ્રાહ્મણ, લીલાદેવીનો માનીતો, મુંજાલનો એક વખતનો પ્રતિસ્પર્ધી, મહારાજાધિરાજ જયસિંહદેવનો જમણો હાથ અને ભૃગુકચ્છના દુર્ગપાલ કાકની અર્ધાંગના...હું મંજરી.

**શકુન્તલા :** તમારી ઓળખાણ બહુ લાંબી છે.

**મંજરી :** તેનું કારણ હું નહિ પણ પેલો ટેકરાનો મુનશી છે.

**કૌળાદેવી :** તે કેમ અહીં હાજર નથી ?

**લેખા...**ઓ મહારાણી સાહેબા, તે તો અત્યારે હૈદ્રાબાદમાં બેઠા હશે. તેને કંઈ થોડી નવરાશ છે ? કેમ ખરું ને મંજરીબહેન ?

**મંજરી :** ( કૌળાદેવીને બતાવી ) આ કોણ છે ?

**લેખા :** ગુજરાતનાં એક વખતનાં મહારાણી કૌળાદેવી.

**મંજરી :** હું મિનળદેવીને ઓળખું છું; એ પણ એક વખત મહારાણી હતાં ( શકુન્તલાને બતાવીને ) અને આ ?

**લેખા :** એ શકુન્તલા બહેન. પેલા કણ્વના આશ્રમમાં ઊછર્યાં હતાં તે.

**મંજરી :** ( શકુન્તલાની પાસે જઈને ) મહાકવિ કાલિદાસની શકુન્તલા ! મેં અને કીર્તિદેવે વિમલશાના વાડામાં આવેલી પેલી વાવમાં રહીને તમારા શ્લોકો ગાયા હતા.

**શકુન્તલા :** તમે વાવમાં શું કામ ગયાં હતાં ?

**લેખા :** અરે એ લોકોને ત્યાં કેદ કરવામાં આવ્યાં હતાં, કેમ ખરું ને મંજરીબહેન ?

**કૌળાદેવી :** પછી તમે કેદમાંથી છૂટયાં હતાં ?

**લેખા** એમના ભાટરાજ કાક એમને છોડાવી ગયા હતા.

**કૌળાદેવી :** ( નિસાસો નાખતાં ) મારો તો છૂટવાનો વારો જ ન આવ્યો.

**શકુન્તલા :** ખરેખર ! દિલગીર થવા જેવી વાત છે.

**લેખા :** ખેર. એ બધું જવા દો. પણ મંજરીબહેન તમે જો ૧૫મી ઑગસ્ટને દિવસે અહીં હો તો શું કરો ?

**મંજરી :** તે દહાડે શું છે વળી ?

**લેખા :** તે દિવસે આપણને સ્વતંત્રતા મળશે. આપણે આપણી રીતે જીવી શકશું.

**મંજરી :** મને જો મારી રીતે જીવવાની સ્વતંત્રતા મળે તો પેલા મુનશીને તો ઠેકાણે લાવી દઉં.

**શકુન્તલા :** શું તેઓ હજી ઠેકાણે નથી પડ્યા, એમણે તમારું શું બગાડ્યું છે !

**મંજરી :** અરે શું નથી બગાડ્યું ! મારે કાકની સામે કદી વાંધો હતો જ નહિ અને છતાં તેણે જ્યાં ત્યાં મને કાકને ધિક્કારતી જ દેખાડી છે. પેલા ઉદામારવાડીને નાલાયક બનાવવા માટે કોઈ ન મળ્યું તે બસ જ્યારે ને ત્યારે મને જ ઉપાડી જતો દેખાડ્યો ! શું કાશ્મીરા નહોતી તે મને આમ હેરાન કરી ! કીર્તિદેવ જેવો વિદ્વાન મિત્ર આપ્યો અને પછી તેને એવો તો ક્યાંક મોકલી દીધો કે જીવનમાં ફરી મળ્યો જ નહિ. કાકની સાથે જ્યાં માંડ નિરાંતે રહી હતી ત્યાં પોતાની વાસ્તવિક કળા દેખાડવા મને મારી નાખી. કહો તો એણે મારું શું નથી બગાડ્યું ! હાથમાં આવે તો સિદ્ધા જ કરી દઉં.

**લેખા :** પણ હવે તમે તેમને સીધા નહિ કરી શકો. કારણ કે હવે તેઓ બહુ મોટા માણસ થઈ ગયા છે.

**શકુન્તલા :** બહુ મોટા માણસોને સીધા નથી કરી શકાતા !

મંજરી : અરે મુંબઈ જોવાને કોઈ તોબા પોકરાવી હતી તો આ તે શી વિસાતમાં ! અમે એ થઈને તો ભલભલાને આંટી દઈ શકીએ તેમ છીએ. જુઓને પેલા જયદેવ મહારાજને કેવા આંટી ગયાં હતાં...! ખેંગાર અને દેવડીને પરણાવી દઈને... [ નવી સ્ત્રી આવે છે. ]

સ્ત્રી : કોણ પરણાવી આપે છે ? મારે હમણાં જ રમેશ અને કુસુમનાં લગ્ન કરવાં છે.

લેખા : લગનની વાત કરતા પહેલાં આપશો આપની ઓળખાણ !

સ્ત્રી : કેમ ન ઓળખી મને ? હું કોકિલા.

લેખા : રમણલાલ દેસાઈની કોકિલા ! ત્યારે તો તમને ભાભી કહું તો ચાલશે કેમ !

શકુન્તલા : રમણલાલ તમારા ભાઈ થાય છે ?

લેખા : નાતા એ તો વાર્તામાં બધા એમને એમ કહીને બોલાવે છે એટલે.

કોકિલા : ( શકુન્તલાને બતાવીને ) એ કોણ છે ?

લેખા : કેમ ન ઓળખ્યાં ! શકુન્તલા. કવિ કાલિદાસનું પેલું મહાન નાટક છે ને તે.

કોકિલા : હા હા. યાદ આવ્યું. તમારા ભાઈ Collegeમાં હતા ત્યારે વાત કરતા.

કૌળાદેવી : મારી વાત કરેલી કે નહિ ?

કોકિલા : હા. તમારીએ વાત કરેલી, તમે કાલિદાસનું ' મેઘદૂત ' છો ને ?

લેખા : ( આસ્તેથી ) ના ના. એ તો કૌળાદેવી છે. પેલા કરણ ઘેલાની રાણી.

કોકિલા : ઓળખ્યાં ...તમને તો બહુ સારી રીતે ઓળખું છું. નાની હતી ત્યારે તમારા વરનું પેલું ' કરણરાય, તું ક્યાં ભરે બચો ' એ ગાયન હું હારમોનિયમ ઉપર વગાડતી.

કૌળાદેવી : એમ કે ?

લેખા : અને ભાભી, આ પેલાં મંજરીબહેન ! કાક ભટ્ટનાં પત્ની !

કોકિલા : અરે મંજરીબહેન ! તમને જોઈને બહુ આનંદ થયો. તમને તો હજી અમે લોકો યાદ કર્યા જ કરીએ છીએ.

મંજરી : ( શરમાઈને ) મારામાં યાદ કરવા જેવું છે શું ?

કોકિલા : કેમ ? પેલું ' ઉષાએ શું જોયું ' ? ' એ પ્રકરણ તો આબાદ લખાયું છે. યાદ રહી જાય તેવું.

લેખા : માફ કરજો ભાભી, પણ તમે જરા Excite થઈ ગયાં છો. અત્યારે તો આપણે ૧૫ મી ઓગસ્ટે શું કરવું તે નક્કી કરવાનું છે.

કોકિલા : કેમ વળી શું કરવાનું છે ?

લેખા : તે દહાડો આઝાદીનો છે.

કોકિલા : હા, હા. યાદ આવ્યું, તમારા ભાઈ વાત કરતા હતા ખરા. હું તો જુઓ ને આખું ભરેલું શાક, પૂરી, દાળ અને ભાત બનાવવાની છું અને જો રમેશભાઈ અને કુસુમબહેન આવશે તો વેઢમી બનાવશું. તમે આવશો ?

લેખા : આ તો જમવાની વાત થઈ. પણ દેશ માટે કંઈ કરવાના ખરા કે નહિ ?

કોકિલા : કેમ નહિ ? સવારમાં ઊઠીને મહાત્માજીના ફોટાની પૂજા કરીશું. પછી વન્દેમાતરમની રેકાર્ડ વગાડશું...અને તમારા ભાઈ બજારમાંથી રાષ્ટ્રધ્વજ લેતા આવવાના છે તે માળીને કહેશું એટલે વાંસ બાંધીને અગાશી ઉપર ચડાવી દેશે. જો કે અમારે પહેલાં લાવજી શેઠ અને વિજયાબહેન સાથે સહિયારી અગાશી છે એટલે જો તે લોકો ના કહેશે તો રાષ્ટ્રધ્વજ ઉતારી લેવો પડશે.

**સ્ત્રી** : રાષ્ટ્રધ્વજ કદી એમ ઊતરે જ નહિ.
**કોકિલા** : પણ લાલજી શેઠ અને વિજયાબ્હેનને ન ગમે તોય ?
**સ્ત્રી** : એ બંનેને સમજાવવાં જોઈએ. એ લોકો પણ હિન્દી જ છે ને ?
**લેખા** : માફ કરજો પણ આપ કોણ છો ?
**સ્ત્રી** : તમે જ કહો ને હું કોણ લાગું છું ?
**શકુન્તલા** : તમે મંદોદરી છો ? [ સ્ત્રી હસીને ડોકું ધુણાવીને ના કહે છે. ]
**કૌળાદેવી** : ત્યારે ચાંદબીબી છો ? [ એ જ રીતે ડોકું હલાવીને ના કહે છે. ]
**મંજરી** : મીનળદેવી ? [ પૂર્વવત ના ]
**કોકિલા** : ઝાંસીની રાણીની લક્ષ્મી !
**સ્ત્રી** : પચાસ ટકા તમે સાચાં છો.
**લેખા** : મને લાગે છે કે તમે દુર્ગાખોટે છો.
**સ્ત્રી** : દુર્ગાખોટેનું મોં મારી જેવું છે !
**લેખા** : ના ના. કદાચ make-up કર્યો હોય.
**સ્ત્રી** : તમો લોકોએ તમારા સમજ પ્રમાણે મને ઓળખી છે. હું છું કેપ્ટન લક્ષ્મી, આઝાદ ફોજવાળી.
**મંજરી** : આઝાદી તો ૧૫ મી ઓગસ્ટ પછી મળવાની છે. તે પહેલાં આઝાદ ફોજ ક્યાંથી આવી !
**લેખા** : કેપ્ટન લક્ષ્મી તમે તો હમણાં પરણી ગયાં હતાં તેમ વાંચ્યું હતું.
**કેપ્ટન લક્ષ્મી** : પરણીને શું દેશનું કામ ન થાય !
**કોકિલા** : તો તમે એમ કહેવા માગો છો કે દેશનું કામ કરવા માટે બધાએ પરણી જવું !
**કે. લક્ષ્મી** : ના, ના. પરણ્યા સિવાય પણ દેશનાં બધાં કામ થઈ શકે તેમ છે. જેવાં કે પ્રૌઢ શિક્ષણ, સ્ત્રીઓને શિક્ષણ અને તાલીમ, અભ્યાસ કરતાં છોકરા–છોકરીઓનાં શરીર કેળવવાં, સ્ત્રીઓને લશ્કરી તાલીમ, ગામડાનું અજ્ઞાન અને અસ્વચ્છતા દૂર કરવા પ્રયત્ન કરવા. બાળકો માટે...

[ એક સ્ત્રી આવે છે, તેણે મોઢા ઉપર બુરખો કે જાળી નાખી છે. ]

**સ્ત્રી** : માત્ર આટલું કર્યે દેશ આઝાદ નહિ રહી શકે. દેશની રક્ષા કાજે તો હજારો યુવક યુવતીઓના બલિદાનની જરૂર પડશે. સ્વતંત્રતાના ઝાડને લીલું રાખવા દેશના યુવાનોના લોહીનું ખાતર જોશે.
**લેખા** : જી. હું પૂછી શકું કે આપ કોણ છો ? અને બુરખો શું કામ પહેર્યો છે ?
**કોકિલા** : અહીં કોઈ પુરુષ નથી.
**સ્ત્રી** : કારણકે મારું મોં જોઈ શકવાનો હક હજી તમે મેળવ્યો નથી. તમે માત્ર એટલી જ કક્ષાએ પહોંચ્યાં છો કે જ્યાંથી તમે માત્ર મારું ધડ જોવાને શક્તિમાન થયાં છો. મારું મોં જોવાને હજી વાર છે.
**લેખા** : એ હક અમને ક્યારે મળશે ?
**સ્ત્રી** : વાટ જોયે, અગર તો હાથપગ જોડી બેસી રહે એ હક નહિ મળે. ( બધાને બતાવીને ) લેખા બહેન ! તમારી સમક્ષ અત્યારે હિંદનો ભૂતકાળ પડ્યો છે. તમારી પાસે શકુન્તલાના સંસ્કાર અને કવિતા છે...તમારી સામે છે કૌળાદેવીની ગુલામીનો ભયંકર અનુભવ...

તમારી પાસે છે મંજરીની વિદ્વતા અને બુદ્ધિ–તમારી પાસે કોકિલાની સાદી અને સરળ ગૃહસ્થાઈ પણ છે, અને છે લક્ષ્મીદેવીની કામ કરવાની ઝિન્દાદિલી...લેખા બહેન...તમારે આ બધાના સંસ્કારો ઝીલવાના છે. અને એ સંસ્કારો પામીને બનવાનું છે સંપૂર્ણ નૂતન હિંદી નારી. દુનિયાના બીજા દેશો સાથે ઊભા રહેવું હોય તો માત્ર ઘર જોઈને આનંદ ન માનો, મોં જોવાનો હક્ક પણ મેળવો.

[ બધાં સ્તબ્ધ થઈ ગયાં હોય છે. ]

કે. લક્ષ્મી : ખરેખર તમારી વાત તદ્દન સાચી છે.

લેખા : ઘણી બધી ખરી વાત તમે કરી પણ આપ છો કોણ? આપનું નામ?

સ્ત્રી : મારું નામ સ્વતંત્રતા, આઝાદી. જે કહો તે.

લેખા : ખરેખર અમારે આંગણે આવીને આપે અમને પાવન કર્યા છે. જો તમારે બધાને વાંધો ન હોય તો હું બધાને માટે આ અમર કોશી કરી લાવું. તમે બધાં પીશો ને?

શકુન્તલા : એ અમે કેમ કહી શકીએ! આ તો તારું સ્વપ્ન છે.

લેખા : આ સ્વપ્ન છે!

[ લેખા કોચમાં ઢળી પડે છે. જેમ પડેલા સુતી હતી તેમ-બેઠક સંગીત અને પછી નીલાનો સાદ સંભળાય છે. બધાં પાત્રો દોડતાં દોડતાં બીજી બાજુ ચાલ્યા જાય છે. ]

નીલા : ( આવીને ) લેખા, એ લેખા!'

[ લેખા જાગે છે. ]

લેખા : કેમ આવી અત્યારે!

નીલા : પેલું પેડ રહી ગયું હતું ને તે લેવા આવી–છું.

લેખા : અત્યારે પેડનું શું કામ પડ્યું !

નીલા : અમે લોકોએ બહાર ફૂટપાથ પર બેસીને એક અચ્છું નાટક વિચારી રાખ્યું છે... તે હવે લખવું છે.

લેખા : મને પણ એક નાટક સૂઝ્યું છે.

નીલા : તે તું હજી સૂતી નથી! અમે તો તને, બગાસાં આવતાં હતાં તેથી ચાલ્યાં ગયેલાં.

લેખા : તમારા નાટકમાં મંજરી, કોકિલા, કેપ્ટન લક્ષ્મી એવાં એવાં પાત્રો આવે છે!

નીલા : તું હજી ઊંઘમાં જ લાગે છે...અમે તો એવું નાટક નક્કી કર્યું છે જેમાં સુભાષ-બાબુ અત્યારના લેખકો મુન્શી, રમણલાલ વગેરેને ૧૫ મી પછી કેવું અને શું લખવું તેની વાત કરે છે.

લેખા : ત્યારે તો તમારું નાટક એ પહેલો અંક અને મારું નાટક એ બીજો અંક એમ ભજવશું.

નીલા : ( પેડ લઈને જતાં ) અચ્છા ત્યારે...

લેખા : જય હિન્દ

પડદો

આ નાટક ભાવનગર શામળદાસ કોલેજે પંદરમી ઓગસ્ટની રાતે ( ૨૮ મિનિટ સુધી ) ભજવ્યું હતું જેમાં નીચેનાં બહેનોએ ભાગ લીધો હતો:

લેખાબહેન, નલિની બધેકા, વીણાબહેન, કરુણા ગાના, જ્યોતિબહેન, જયાબહેન પટેલ, નરગીસ, શારદાબહેન બક્ષી, પુષ્પાબહેન વસુબહેન, યાદ બાકી નામ યાદ નથી.

આ નાટક બરોડા રેડીઓ પરથી બ્રોડકાસ્ટ કરવામાં આવ્યું હતું.

# ભીમના ટોડા

માધવજી પટેલ

પાંડુ રાજા વૈદ્યોની સલાહ પ્રમાણે ક્ષયરોગ મટાડવા માટે હિમાલયની તળેટીમાં રહેતો હતો એ વાત આગળ આવી ગઈ છે. પ્રાણવાયુથી ભરપૂર ચોખ્ખી હવા, ઉત્તમ દવા, પૌષ્ટિક ખોરાક, મનને આનંદ આપે તેવી રમતગમ્મત, અને કથાવાર્તા જેવા અનેક ઉપાયો છતાં રાજાને વળગેલો આ મહા રોગ જરા ય હટ્યો નહિ. દિવસે દિવસે રાજાનું શરીર ઘસાવા માંડયું અને એક દિવસ એવો આવ્યો કે પાંડુ રાજાનું શરીર એવું નબળું થઈ ગયું કે ઓળખ્યું ઓળખાય નહિ. જાણે પાંડુ રાજા જ નહિ. હાડકેહાડકું અને પાંસળેપાંસળું ગણી શકાય. અશક્તિ પણ એટલી બધી આવી ગઈ કે પડખું ફરવામાં પણ કોઈની મદદ લેવી પડે. છતાં ય આ રોગ વિષે એવું કહેવાય છે કે રોગી છેવટની ઘડી સુધી ચેતનવાળો રહે છે. બોલી શકે છે. સાંભળી શકે છે. છતાં પવનના ઝપાટાથી જેમ દીવો અચાનક ઓલવાઈ જાય છે તેમ રોગી બોલતોચાલતો અચાનક મરણ પામે છે. પાંડુ રાજાનું પણ એમ જ થયું. શરીર ઘણું નબળું પડી ગયું છતાં ચેતના જરાપણ ઓછી થઈ નહતી પરંતુ કઈ ઘડીએ દીવો ઓલવાશે એ કેમ કહેવાય?

રાજા થોડા દિવસનો મહેમાન છે એમ તો સૌ કોઈ જાણતું હતું. અને તેથી છેવટની ચાકરી કરી લેવા માટે સૌ સ્નેહીઓ આતુર હતાં. પાંચેય ભાઈઓ ખડે પગે અને દિલ દઈને પિતાની સેવાચાકરી કરવા લાગ્યા અને જેમ જેમ માંદગી વધે તેમ તેમ માંદું માણસ ચીડિયું થતું જાય છે એ ખ્યાલમાં રાખીને રાજાનું મન ન દુભાય તેની કાળજી રાખવા લાગ્યાં. આમ તો બધાં જ પોતાની શક્તિ પ્રમાણે રાજાની માવજત કરતાં પરંતુ ભીમસેનની તો વાત જ ન થાય. એની તોલે કોઈ જ ન આવે. એ તો ન જુએ રાત કે ન જુએ દિવસ; એને ન લાગે થાક કે કંટાળો; ન ગણકારે ભૂખ કે તરસ ને એ તો બસ અડીખમની જેમ રાજાની પાસે ને પાસે જ્યારે જુઓ ત્યારે તૈયાર જ હોય. રાજા ઘડી બે ઘડી જંપે તેટલી વારમાં બેઠા બેઠા બે ઝોકા ખાઈ લેવાં એટલી જ એની ઊંઘ. સૌને થયું કે ચાકરી કરનારો બસ ભીમસેન એક જ. દીકરા હોય તો આવા હજો.

આમ ઘણા દિવસ પસાર થયા અને પ્રમાણમાં લાંબું ચાલ્યું એટલે સારવાર કરતાં કરતાં સૌ થાક્યાં અને કંટાળ્યાં. એક માત્ર ભીમસેન પહેલાંની જેમ જ કર્તવ્યનિષ્ઠાથી પિતાની એકધારી સેવાચાકરી કર્યે જતો હતો. ઘડીવાર પણ બાપાને અળગા મૂકતો ન હતો.

એક દિવસ રાત્રે સૌ સૂઈ ગયાં હતાં. બરાબર મધરાતની મેધલી જામી હતી. બધું સૂમસામ હતું. રાજા અને ભીમસેન બે જ જણ જાગતા હતા. થોડીવારે ભીમસેનને પણ થાક અને લાંબા વખતના ઉજાગરાને લીધે ઝોકું આવી ગયું. ખાટલાની ઈસ ઉપર માથું ટેકવાઈ ગયું. થોડીવારમાં ઊંઘે ભીમના શરીરને ભરડો લઈ લીધો. હવે તો એકલો પાંડુ રાજા જ જાગતો હતો. અશક્તિને લીધે ઊંહકારા

રૂતો રૂતો વારંવાર પડખાં ફરતો હતો. થોડે દૂર ઝાડ પર ઘુવડ બોલતો હતો ઘુ....ઘુ....ઘુ સામે ઘુવડી જાણે કે જવાબ દેતી હતી ઘુ....ઘુ....ઘુ.

પક્ષીઓને પણ તેમની પોતાની વાણી હોય છે. ન સમજનારને કલબલાટ લાગે પરંતુ સમજનારને બોલતુંચાલતું એવું દિવ્ય પક્ષીજગત લાગે. સંવાદો સંભળાય, વાર્તાઓ સંભળાય.

પાંડુરાજા વિદ્વાન હતો પક્ષીઓની વાણીનો જાણકાર હતો. અવાજ તરફ કાન માંડયા. વાત સ્પષ્ટ સંભળાણી. ધ્યાનથી સાંભળ્યું. નવું જ્ઞાન મળ્યું. પેલા ઘુવડ-ઘુવડીના ઘુ....ઘુ ...ઘુ શબ્દોનો અર્થ આ હતો.

ઘુવડ—સાંભળ્યું ? બિચારો પાંડુરાજા થોડા કલાકનો મહેમાન છે. સવારના ચાર વાગે તો મરી જશે.

ઘુવડી—માંદું માણસ અને આયુષ્ય ખૂટયું હોય એટલે મરી જ જાય ને તેમાં નવું શું કહ્યું ? અનાદિકાળથી દુનિયામાં આમ બન્યા કરે છે. એમાં દિલગીર શું કામ થવું ?

ઘુવડ: હજુ પૂરું સાંભળ તો ખરી. તું પણ સુધરેલ બૈરાની જેમ અધૂરું સાંભળીને સમજ્યા વિના ખોટી ચર્ચા કરતાં ક્યાંથી શીખી ? હું રાજાના માત્ર મરણ પામવાની વાત નથી કરતો. મને તો આ પાંડુ રાજા સિવાય કોઈ માણસ આપણી ભાષા જાણતું નથી અને તેથી રાજાના મરણ બાદ આ વિદ્યા તેની સાથે ચાલી જશે તેનો મને અફસોસ થાય છે. ઉપરાંત વળી મારે જે કહેવાનું છે તે બીજો કોઈ સમજી શકે તેમ નથી અને જે સમજી શકે તેવો છે તે કરી શકે તેમ નથી.

ઘુવડી–તમે શું કહેવા માગો છો તે સમજાતું નથી.

ઘુવડ–જો વળી પાછી ઉતાવળ ! વાત એમ છે કે જે કોઈ મારું કાળજું માણસની ચિતામાં પકવીને ખાય તે ત્રિકાળ જ્ઞાની થાય એવો મારા કાળજામાં ગુણ છે. આ વાત હું એકલો જ જાણું છું. તને પણ મેં એ વાત નથી કરી. પાંડુ રાજાને કહેવી હતી પરંતુ હજી સુધી કહેવાનો મોકો મળ્યો નહિ. આજે હવે છેવટનો દિવસ છે એટલે તને કહેવાના બહાને પાંડુ રાજાને સંભળાવું છું. જો કે આ વાત જાહેર કરવાથી મારું તો મરણ જ થશે, પરંતુ એવા મરણનું મને દુઃખ નથી. કારણકે જન્મ્યું તે જવાનું છે. અને વહેલું અગર મોડું. તો એવા શરીરથી દુનિયાના જ્ઞાનમાં વધારો થતો હોય અને કોઈનું કલ્યાણ થતું હોય તો મરણનો ભય વહોરીને પણ તેનો લાભ દુનિયાને આપવો જોઈએ. માટે જ કહું છું કે પાંડુ રાજા મારું કહેવાનું સાંભળીને તેના એકાક પુત્રને ત્રિકાળજ્ઞાની બનાવે તો કેવું સારું.

ઘુવડી–તમારી વાત બરાબર છે. પ્રભુ ઈચ્છા હશે તો એમ થશે. તમે તો તમારી ફરજ બજાવી છે.

આટલું બોલીને ઘુવડ નરમાદા શાંત થયાં.

પક્ષીઓનો સંવાદ સાંભળીને રાજાએ પોતાના એકાક પુત્રને આ વાત કહેવાનો વિચાર કર્યો પરંતુ કોને કહેવી એ પણ વિચારવા જેવું હતું. યુધિષ્ઠિર સૌથી મોટો એટલે તેને કહેવી જોઈએ. પરંતુ એ તો ધાર્મિક વૃત્તિવાળો, એટલે ઘુવડ જેવા હલકા પક્ષીનું માંસ ખાય

નહિ. અર્જુનનું પણ તેમજ કારણકે એ ક્ષત્રિવટને હાથે ખાવાનું પસંદ ન કરે. સહદેવ અને નકુળને કહેવા માટે મન ના પાડતું. છેવટ રહ્યો ભીમસેન. નામ લેતાં જ રાજાનું મન ઠર્યું. આવું કામ ભીમસેન સિવાય કોઈ નહિ કરે. તેમાંય, ભીમના પોતાના જ સ્વાર્થની વાત છે એટલે જરૂર કરશે જ. ભીમ જાગે તો કહી દઉં એવો નિર્ણય કરીને તેના જાગવાની રાહ જોવા લાગ્યો.

દરમિયાન ભીમનું ખાટલે ટેકવેલ માથું ખસી ગયું અને ભીમની નીંદર ઊડી ગઈ. હંમેશની ટેવ પ્રમાણે બોલાઈ ગયું: 'બાપા કેમ છે? કાંઈ કામ છે?'

'હા બેટા' તારું ખાસ કામ છે. અને તે કામ તારા સિવાય કોઈ પાર નહિ પાડે. જો આ કામ પાર નહિ પડે તો મારા જીવને તૃપ્તિ નહિ થાય. અને તેથી કદાચ મારી અસદ્‌ગતિ થશે. તું એ કામ કરી આપવાનું પહેલાં વચન આપ પછી કહું.'

'વાલે આપની જે ઇચ્છા હશે તે હું પૂર્ણ કરીશ. મારું વચન છે. કદાચ મારું માથું જોઈતું હશે તો તે પણ મારે હાથે ઉતારી આપીશ.

'ત્યારે સાંભળ આજે મારું મન બહુ મુંઝાય છે. મને લાગે છે કે આજ સવાર પહેલાં મારું મૃત્યુ થશે. પરંતુ તું નહિ ધારતો કે મારું મન મરણના ભયથી મુંઝાય છે. આ રોગ થયો ત્યારથી જે મૃત્યુ નક્કી થઈ ચૂક્યું છે. વહેલું અગર મોડું એ તો સામે ઉભું જ છે એટલે મોતનો મને ભય નથી. ઉપરાંત દુનિયાના સુખ ભોગની મને અબળખા રહી ગઈ હોય એવું પણ નથી કારણકે હું બધું ભોગવી ચૂકયો છું. પાછળ લીલીવાડી મૂકીને જાઉં છું. તમે સૌ બહાદુર, બુદ્ધિશાળી અને હોશિયાર છો એટલે તમારી કોઈની મને ચિંતા નથી. પરંતુ મારે કહેવાનું છે તે કામ તું કરી આપ તો મને વધારે સંતોષ થશે.'

અને પછી થોડી વાર પહેલાં સાંભળેલ ઘુવડ–ઘુવડીનો સંવાદ ભીમને કહી સંભળાવ્યો. ભીમસેન માટે આ કામ તો તદ્દન મામૂલી હતું. પરંતુ કાળજું માણસની ચિતામાં પકવવું કેવી રીતે! ઘડીભર વિચાર કરતાં ઉકેલ આવી ગયો. કાલે સવારે જો બાપા ગુજરી જાય તો તેની જ ચિતામાં પકવી લેવું. છાની રીતે પકવવું કે કોઈ ટીકા ન કરે. બસ પછી તો મારા જેવા બળવાન માણસમાં આવા દિવ્ય જ્ઞાનનો ઉમેરો થાય એટલે શી ખામી રહે! દુનિયામાં મારું નામ અમર થઈ જાય ને? ભીમભાઈ તો ખુશી ખુશી થઈ ગયા.

સવારના ચાર વાગ્યા ને પાંડુ રાજા અચાનક બોલતા બંધ થઈ ગયા. ચેતન ચાલ્યું ગયું. પાસે ભીમસેન એકલો જ હતો. તેણે સૌને જગાડ્યાં. રડારોળ થઈ પડી. આસપાસથી સ્વજનો એકઠા થવા લાગ્યાં. સૌને શાંત પાડ્યાં અને અંત્યેષ્ટિ ક્રિયા કરવાની તૈયારી થવા લાગી.

દરમિયાન ભીમસેન કોઈને ખબર ન પડે તેમ આઘોપાછો થઈ ગયો. ધનુષબાણ લીધાં અને પહોંચ્યો વડના ઝાડ નીચે. જાણે કે મૃત્યુની રાહ જોતાં હોય તેમ બંને પક્ષી બેઠાં હતાં. નેમ તાકીને તીર વહેતું કર્યું. એક જ ઘાએ ઘુવડ નીચે પડ્યો. ભીમે આડુંઅવળું જોઈને કોઈ નથી એની ખાતરી કરી લીધી. છરીથી ઘુવડનું

શરીર ચીરીને કાળજું બહાર કાઢ્યું. ને કપડામાં છુપાવીને ઘરમાં આવ્યો. દોણી ગોખી કાઢી. અંદર પાણી ભરીને કાળજું નાખ્યું. દોણીનું મોઢું બંધ કરી લઈને ચાલ્યો સ્મશાન તરફ. જઈને એકાંત સ્થળે દોણી સંતાડીને ઉતાવળો ઘરે પાછો આવ્યો અને કામકાજમાં જોડાઈ ગયો. કદાચ કોઈ કારણસર કાર્યમાં વિઘ્ન આવે તો મદદ મળી શકે તેથી એક માત્ર સહદેવને ભીમે વાત કરી રાખી. શબને અગ્નિદાહ માટે લઈ જવાની તૈયારી થતી હતી. રાણીઓ રડતી હતી. છાતી કૂટતી હતી. ભાઈઓ પણ હીબકે હીબકે રડતા હતા. માત્ર ભીમસેન કઠણ છાતી કરીને સૌને આશ્વાસન આપતો હતો. સૌ શાંત થયાં ..ંતુ કુંતા અને માદ્રી કોઈ રીતે શાંત થતાં ન હતાં. તેમને તો પતિ જતાં બધું ગયું હતું. શાંત કેમ થાય? કુંતા કહે હું તો તેમની સાથે બળી મરીશ. માદ્રી કહેઃ હું પણ કુંતા કહે હુંઃ મોટી છું માટે મને જવા દો માદ્રી કહેઃ હું નાની છું માટે મને જવા દો, પાછળ રહીને વ્યવહારનો ભાર મારાથી નહિ ઊપડે. તમે અનુભવી છો તેથી તમારી હાજરી હશે તો છોકરા સુખી થશે એમ બંનેએ એક પછી એક દલીલ પરંપરા શરૂ કરી.

ભીમસેનનું મન તો ધુવડના કાળજે વળગ્યું હતું. ઝટ કાળજું ખાઉં ને ઝટ ત્રિકાળ જ્ઞાની થાઉં એવી સ્થિતિ હોય ત્યાં માતાઓની દલીલ સાંભળવાની ધીરજ કેમ કરીને રહે? તેને તો શબને જેમ બને તેમ જલ્દી સ્મશાને પહોંચાડવું હતું અને દલીલોનો અંત આવે તેમ ન હતો. એટલે ચિડાઈને બોલ્યો, 'બંનેનો બળી મરવાનો જ નિશ્ચય હોય તો એક [illegible] માટે? બંને બળી મરો ને. થોડાં લાકડાં વધારે જોઈશે એટલું જ. અમારી ચિંતા કરવાની જરાય જરૂર નથી. અમે મા વિના ચલાવી શકીએ એવડા મોટા થઈ ગયા છીએ અને છતાં ય માની જરૂર પડશે તો હું તમારા જેટલી જ મમતાથી સૌને સાચવીશ. માટે આપ ખુશીથી તૈયાર થઈ જાઓ.'

છેવટે કુંતાએ પાછળ રહેવું—અને માદ્રીએ સતી થવું એમ સર્વાનુમતે નક્કી થયું. અને સ્મશાનયાત્રા શરૂ થઈ.

ભીમસેને સૌથી આગળ જઈને પેલી દોણી ચિતામાં ગોઠવી દીધી હતી એ કહેવાની જરૂર નથી.

વિધિ પ્રમાણે માદ્રીએ શબને ખોળામાં લીધું અને યુધિષ્ઠિરે અગ્નિ મૂક્યો. ચિતા ભડભડ બળવા લાગી. એક વખતે દૂરથી પાંડુ ભાઈરે—એ—એ—એ એવી પોક સંભળાણી. કોઈ નજીકનો સગો આવી પહોંચ્યો હોય એમ સૌનું ધ્યાન તે તરફ ગયું જુએ છે તો માથે મોટી જટા; ગોઠણ સુધી ધોતિયું અને કપાળે ત્રિપુંડ તાણેલો ઘરડો બ્રાહ્મણ માથે ઓઢીને રડતો રડતો ચાલ્યો આવતો હતો કોઈ તેને ઓળખતું ન હતું.

બ્રાહ્મણ તો નજીક આવ્યો અને આવીને પડતું મૂક્યું અને છાતી ફાટ રડવા લાગ્યો ને માથાના વાળ પીંખવા માંડ્યો. અને માથું કૂટવા માંડ્યો. સૌએ મળીને માંડ માંડ તેને શાંત પાડ્યો.

સૌ કોઈને આ માણસ પાંડુનો મિત્ર લાગ્યો. પરંતુ ભીમસેનને વહેમ પડ્યો. તેને તો આ બધો ઢોંગ લાગ્યો, તરત જ તેને દોણીમાંનું કાળજું યાદ આવ્યું. કોઈ હરીફ તો નહિ હોય ને? ભીમસેન જરા સાવધાન થયો

'હરિ! હરિ! પાંડુની માંદગીના સમાચાર સાંભળીને હું તો તેની ખબર કાઢવા આવ્યો હતો. ત્યાં તો રસ્તામાં માઠા સમાચાર સાંભળ્યા. અરેરે એનું મોઢુંય જોવા ન પામ્યો. મારે ને એને અંતર પડી ગયું. હવે એ મને કયાંથી મળે. પ્રભુ, પ્રભુ!' બ્રાહ્મણે પોતાનો રાજા સાથેનો સંબંધ બતાવ્યો.

'મહારાજ! હજુ કાંઇ મોડું નથી થયું. પાંડુ રાજા હજુ બહુ દૂર નહિ પહોંચ્યા હોય. તમે ય ચિતા ઉપર ચડી જાઓ. જરા ઉતાવળા ચાલશો તો સાથે થઈ જશો. ચાલો ઝટ કરો. બેસી જાઓ એટલે તમારે સાથે બે બચ લાકડાં નાખી દઉં. અમારા કુશળ સમાચાર પણ લેતા જજો.' ભીમે મારાજની મશ્કરી કરી.

અરેરે મારી બુઢા બ્રાહ્મણની મશ્કરી અને તે પણ આવે માઠે પ્રસંગે! તું તે પાંડુનો દીકરો છે કે દુશ્મન! કયાં પાંડુ અને કયાં આ પ્રજા! શાંતમ્ પાપમ્! શાંતમ્ પાપમ્!'

યુધિષ્ઠિરથી હવે ન રહેવાયું. તેમણે ભીમને ઠપકો આપ્યો અને મારાજને શાંત પાડયા.

હવે મહારાજે નવો તુક્કો ઉઠાવ્યો. 'ભાઈ યુધિષ્ઠિર, લે ત્યારે હું પાંડુનાં છેલ્લાં દર્શન કરી લઉં.'

'ભલે ખુશીથી કરો.' યુધિષ્ઠિરે કહ્યું.

મહારાજ ચિતા તરફ ઊપડયા. હવે ભીમને જરાય શંકા ન રહી કે આવનાર આદમી લુચ્ચો લાગે છે. તે પણ મહારાજનાં પગલાં દબાવતો તેની પાછળ ગયો. મહારાજે હાથનું નેજવું કરીને ચિતામાં નજર નાખી. પાંડુના દેહને નમસ્કાર કરતો કરતો પ્રદક્ષિણા ફરવા માંડયો. લાકડાં બળી રહેવા આવ્યા હતા એટલે દોણી સ્પષ્ટ દેખાઈ.

'અરે ભાઈ આ દોણી અહીં કેમ મૂકી છે? આ કામ શાસ્ત્ર વિરુદ્ધનું ગણાય.'

'હવે ગોર ને શાસ્ત્રવાળા—તારું શાસ્ત્ર પડયું ચૂલામાં; જે કરતો હો ઈ કર ને છાશની દોણી ભર. નકામી બીજી લપનછપ્પન શું કામ કરે છે? ખસ અહીંથી, નહિતર ટાંગો ઝાલીને નાખીશ આ ભઠ્ઠામાં કે જાઇશ મારા બાપ પાસે.' ભીમે મારાજને તતડાવ્યા.

'અરે ભાઈ યુધિષ્ઠિર અહીં આવ. તું ડાહ્યો ને સમજણો છે એટલે તને સમજાવું. આ ભાઇ તો નવા જમાનાનો લાગે છે એટલે નહિ સમજે. મારાજે યુધિષ્ઠિરને સાદ પાડ્યો.

શું છે મહારાજ! કહેતા યુધિષ્ઠિર આવ્યા.

આ દોણી અહીં શા માટે મૂકી છે. કોઈએ ટુચકો કર્યો છે? એમ કહીને પોતાના હાથમાં લાકડી હતી તે દોણી તરફ લંબાવી.

ભીમ સમજી ગયો. ઝડપ દઈને મારાજને બાથમાં લઈ લીધા. મારાજની લાકડી પડી ગઈ અને મારાજ ભીંસાવા માંડ્યા.

દરમ્યાન સહદેવ પણ ભીમની બાજુમાં આવી ગયો. અગાઉથી સંકેત કર્યા પ્રમાણે સહદેવે દોણી ઉપાડી લીધી. અને દોડવા માંડ્યો.

અહીં મહારાજે જોયું કે ભીમસેન ધાર્યા કરતાં વધારે પાકો નીકળ્યો. વાત હાથમાંથી જતી લાગી. છૂટવા માટે મરણિયો પ્રયાસ કર્યો. હતું તેટલું જોર અજમાવ્યું, પણ સામે ભીમસેન જેવો

લોખંડી આદમી હતો એની પકડમાંથી શે છૂટાય. ભીમે સાસું જોર કર્યું. મહારાજ વધારે સલવાણા.

હવે ભીમસેને સહદેવ તરફ જોયું તો તેની પાછળ મહારાજ દોડતા દેખાયા. અરે તારી ભલી થાય! આ મહારાજ સાચો કે પેલો હરામખોર? કોઈક જાદુગર લાગે છે. નક્કી મારી બાજી ધુળમાં મેળવશે. એક મારાજને પડતા મુકીને સહદેવની મદદે બીજા મારાજની પાછળ દોટ મૂકી. થોડી વારમાં પકડી પાડયા. જ્યાં પકડયાં ત્યાં ત્રીજા દેખાયા અને તે પણ સહદેવની પાછળ દોડતા હતા.

દરમિયાન સહદેવને પણ થયું કે આ માણસ કાળજું પડાવવા જ આવે છે હવે શું કરવું? ખાવાનો વખત ન હતો તરત જ યાદ આવ્યું. શાસ્ત્રમાં કહ્યું છે કે સૂંઘવું અને ખાવું બંને બરાબર છે–બસ થયું! સહદેવે દોડતાં દોડતાં દોણીમાં બફાએલ કાળજામાંથી નીકળતી વરાળનો એક શ્વાસ લીધો, બીજો લીધો અને ત્રીજો લીધો. ત્રણ શ્વાસે વર્તમાન ભૂત અને ભવિષ્યનું જ્ઞાન થઈ ગયું. પાછળ જોયું અને શ્રીકૃષ્ણને ઓળખી લીધા, પગમાં પડી આશીર્વાદ માગ્યા.

શ્રીકૃષ્ણે ખુશી થઈને આશીર્વાદ આપ્યા અને કહ્યું કે ભાઈ સહદેવ! મને વચન આપ કે ભવિષ્યની વાત તું પૂછ્યા સિવાય કોઈને પણ કહીશ નહિ.

ભલે પ્રભુ! આપ કહો છો તેમ કરીશ. આપ અમારા તરફ અમીદૃષ્ટિ રાખજો.

દરમિયાન ભીમસેન નજીક પહોંચી ગયો અને ફરી મહારાજને પકડવા માંડ્યો. સહદેવે તેને રોકયો અને ખરી હકીકત તથા પોતે આપેલ વચન કહી સંભળાવ્યું.

'ભાઈ સહદેવ! તને આ શું સૂઝયું? આવું વચન અપાય? મારી બધી મહેનત તેં પાણીમાં નાખી. સાંભળવા પ્રમાણે આ કૃષ્ણ તો મહા કપટી છે. તેની સાથેના વ્યવહારમાં 'વચન શું' અને નીતિ શું'? આપણે તો જેવા સાથે તેવા થવામાં માનીએ છીએ. માટે વચન પાળવાની જરૂર નથી. અને છતાં આપેલ વચન તારે પાળવું એવો જ તેમનો આગ્રહ હોય તો મને પણ શ્રીકૃષ્ણ સાચું એક વચન આપે. બોલો છે કબૂલ?'

'કબૂલ. કૃષ્ણે કહ્યું.'

'જુઓ ત્યારે અમે પાંચ ભાઈ અને અમારા માતુશ્રી એમ છએ જણના રક્ષણનો ભાર તમારે માથે. અમારામાંથી કોઈની આંગળી સરખી કપાય તો તમારો ચોચો કપાય. છે કબૂલ?'

'કબૂલ ભાઈ કબૂલ. સાડી સાત વાર કબૂલ પછી છે કાંઈ! કૃષ્ણે ખુશી થઈને સાચું વચન આપ્યું.

હવે સહદેવે દોણી ફેંકી દીધી અને કાળજું પાંડુની ચિતામાં હોમી દીધું.

સૌ નાહીધોઈને આશ્રમમાં ગયા.

'હમણાં હું છૂટો છું એટલે જો વાંધો ન હોય તો મારું 'એપેન્ડીક્સ'નું ઓપરેશન કરી નાખોને.' એક સાંજે મહાત્માજી સાથે ફરતાં ફરતાં મહાદેવભાઈએ સાથેના ડાક્ટરને કહ્યું.

'કેમ બહુ દુખે છે?' ડાક્ટરે પૂછ્યું.

'ના ના' મહાદેવભાઈ જવાબ આપે તે પહેલાં મહાત્માજીએ કહ્યું: 'પણ વળી પાછી સરકાર અમને પકડે તે વખતે જો મહાદેવનું એપેન્ડીક્સ દુખવા આવે તો નકામું બ્રિટિશ ગવર્નમેન્ટ માથે આળ આવે અને તે વગોવાયને.'

—બા. વ્યા.

# સમાજ અને સાહિત્યની નવાજૂની

પ્રજાબંધુ સાપ્તાહિકે સતત વિકાસશીલ રહી પચાસ વર્ષ પૂરા કર્યા હોવાથી ગુજરાત સાહિત્ય સભા તરફથી એના સંચાલકોને અભિનંદન આપવા માટેનો એક સમારંભ શનિવાર તા. ૧લી મેએ પ્રેમાભાઈ હોલમાં દિવાન બહાદુર કૃ મો. ઝવેરીના પ્રમુખપદે યોજવામાં આવ્યો હતો. પ્રમુખશ્રીએ 'પ્રજાબંધુ' સાથેના પોતાના જૂના અને ગાઢ સંપર્કનો ઉલ્લેખ કર્યો હતો. અને 'પ્રજાબંધુ'ની પહેલાં શરૂ થએલ 'સમશેર બહાદુર' અને 'હિતેચ્છુ' કરતા 'પ્રજાબંધુ'ની વિકાસગતિ તરફ ધ્યાન ખેંચ્યું હતું. 'પ્રજાબંધુ' દર વખતે કંઈક નવીન આપ્યા કરે છે એ બદલ સંતોષ વ્યક્ત કર્યો હતો અને એનો સતત વિકાસ ઇચ્છયો હતો.

ત્યાર પછી શ્રી ગણેશ વાસુદેવ માવળંકરે 'પ્રજાબંધુ'ને અંજલિ આપતા જણાવ્યું હતું કે સંપૂર્ણ આઝાદી મળ્યા પછી વૃત્તપત્રોની જવાબદારી ઘણી વધી છે. લોકમતને અંગત કે રાજકીય રાગદ્વેષ વગર દોરવણી આપવાનું કામ કરવું મુશ્કેલ છે. વૃત્તપત્રોને સાહિત્યની દૃષ્ટિએ કામ કરવાનું અને જોડણી વિષેની અવહેલના માતૃભાષામાં નહિ ચલાવી લેવાનું એમણે સૂચન કર્યું હતું. 'પ્રજાબંધુ'ને અભિનંદન આપતાં તેમણે જણાવ્યું હતું કે પત્રકારત્વ એ કેવળ ધંધો નથી પણ ધર્મ છે એ વાતને 'પ્રજાબંધુ' આ પચાસ વર્ષ દરમિયાન ભૂલ્યું નથી.

ડૉ. હરિપ્રસાદે જણાવ્યું હતું કે 'પ્રજાબંધુ' હમેશા પ્રલોભનાથી બચ્યું છે. દરેક મ્યુ. ચૂંટણી વખતે 'પ્રજાબંધુ' એ જનતાની નાડ યોગ્ય રીતે પારખી લોકોને સાચી દોરવણી આપી છે.

શ્રી. ગટુભાઈ ધ્રુવે જણાવ્યું હતું કે 'પ્રજાબંધુ' એક એવું પત્ર છે કે જેણે જનતાના વિચારના ઘડતરની સાથોસાથ પોતાના વિચારોનું પણ ઘડતર કર્યું છે. 'પ્રજાબંધુ'એ ન્યાય દૃષ્ટિ જાળવી છે અને પ્રતિસ્પર્ધીના વિચારોને પણ સ્થાન આપ્યું છે. આયુષ્યની દૃષ્ટિએ નહિ પરંતુ એની પ્રગતિ અને સિદ્ધાંતને લઈને એને અભિનંદન આપવામાં આવે છે.

શ્રી ઉમાશંકર જોષીએ 'પ્રજાબંધુ'ને અંજલિ આપતા જણાવ્યું હતું કે યુવાન લેખકોની કલમને પોતાના અંગરૂપ બનાવી 'પ્રજાબંધુ'એ પત્રકારત્વના ઓઠા હેઠળ એક શાળાનું કામ કર્યું છે.

ત્યાર પછી પ્રમુખશ્રીએ શ્રી ઇન્દ્રવદન ઠાકોર અને શ્રી ચુનીલાલ શાહને હારતોરા અર્પણ કર્યાં હતા. જવાબમાં આભાર માનતા શ્રી. ઠાકોરે જણાવ્યું હતું કે 'પ્રજાબંધુ'ના ઘડતરનો બધો યશ શ્રી. ચુનીભાઈના ફાળે જાય છે. પત્રકારોની ફરજ હવે કઠણ બની છે અને 'પ્રજાબંધુ' કોઈ પણ સ્થિતિમાં અને કોઈથી દબાયા વગર પોતાનો મત રજૂ કરશે.

બીજે દિવસે-રવિવાર તા. ૨જી મેના દિવસે શ્રી. ચુનીલાલ વ. શાહે કરેલી સાહિત્યની સેવા બદલ તેમને અભિનંદન આપવાનો એક સમારંભ ગુજરાત સાહિત્ય સભા તરફથી ડૉ. હરિપ્રસાદ દેસાઈના પ્રમુખપદે પ્રેમાભાઈ હોલમાં યોજવામાં આવ્યો હતો.

પોતાના પ્રવચનમાં શ્રી. ધૂમકેતુએ જણાવ્યું હતું કે ૧૭ વર્ષની ઉમરે શ્રી શાહે લખેલી પહેલી નવલકથા 'વિમળા'થી માંડીને એમની છેલ્લી કૃતિ 'એકલવીર' સુધીમાં એમણે સુંદર વિકાસ સાધ્યો છે. એમની ઐતિહાસિક નવલકથાઓએ એમને ખ્યાતિ અપાવી છે. એમણે શાંત ઉપવાસના વડે ઉત્તરોઉત્તર વિકાસ સાધ્યો છે. થોડી કીર્તિ પ્રાપ્ત કરી લુપ્ત થઈ જવાનું ઘણાથી બની શકે છે, પણ અહીં એક એવો લેખક છે કે જેણે આગળ આવી જવાની ઉતાવળ વિના સાધના કરી છે. પત્રકારત્વમાં એમણે

અનોખી શૈલીનું સ્વસ્થ નિરૂપણ દાખલ કર્યું છે. એમના પત્રકારત્વની શાળામાં શ્રી કે. કા શાસ્ત્રી. સાંડેસરા, યશવંત શુક્લ જેવા લેખકો તૈયાર થયા છે. બીજા પર છાપ પાડવાનો એમને મોહ નથી. જંઈ જઈ પાછળ મરતા અમદાવાદમાં પણ આવી એકનિષ્ઠાથી ઉપાસના કર્યે જવી એ ચુનીભાઈથી જ બની શકે. અંતમાં શ્રી. ધૂમકેતુએ શ્રી ચુનીભાઈ ઉત્તરાવસ્થામાં સુંદર કૃતિઓ આપે અને સો શરદ જીવે એવી શુભેચ્છા વ્યક્ત કરી હતી.

શ્રી. રવિશંકર રાવળે જણાવ્યું હતું કે 'પ્રજાબંધુ'એ કલાકારો તરફ દુર્લક્ષ રાખ્યું નથી અને સ્થાનિક કલાકારોની કદર કરી છે. સંસ્થાએ કલાકારોની કરી આપેલી સગવડનો ઉપયોગ શ્રી ચુનીભાઈ દષ્ટિપૂર્વક કરી રહ્યા છે. ગુજરાતના આ પ્રમતિશાળી વિદ્વાનને શ્રી. રાવળે દીર્ઘાયુ ઈચ્છયું હતું.

પ્રો. અનંતરાય રાવળે 'પ્રજાબંધુ'ના નીરોગી વિમતજ્વર અને વિવેકી પત્રકારિત્વનો ઉલ્લેખ કરી જણાવ્યું હતું કે 'પ્રજાબંધુ'નો વિકાસ એ શ્રી. ચુનીભાઈનો જ વિકાસ છે.

શ્રી યશવંત શુક્લે શ્રી ચુ. વ શાહ પાસેથી પોતાને મળેલા અનુભવોનો ઉલ્લેખ કર્યો હતો. તેમણે જણાવ્યું હતું કે, ચુનીભાઈ કદી પણ કોઈ વસ્તુનો આગ્રહ નથી રાખતા. બીજાના દૃષ્ટિબિંદુની તેઓ કદર કરે છે તેઓ સાહિત્યપ્રિય છે એટલા જ સત્યપ્રિય પણ છે.

સાહિત્યકારોએ આપેલી અંજલિના પ્રત્યુત્તરમાં આભાર માનતા શ્રી ચુનીભાઈએ જણાવ્યું હતું કે આમાં કેટલીય અતિશયોક્તિ છે. મેં સાધના કરી નથી. ઉદ્યમ કર્યો છે. ઉદ્યમ એ સાધના નથી. સાધના પછી સિદ્ધિ પ્રાપ્ત થઈ નથી. મેં સતત વિદ્યાર્થી અવસ્થા અનુભવી છે અને એ કારણે જ પ્રવાહપતિત થયો નથી.

ત્યારપછી પ્રમુખશ્રીએ શ્રી શાહને હારતોરા અર્પણ કર્યા હતા. શ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજીના આભારવિધિ બાદ સમારંભ પૂરો થયો હતો.

## સ્વ શ્રી. કામાક્ષી નટરાજન

હિંદના એક પીઢ પત્રકાર અને સમાજસુધારક શ્રી. કામાક્ષી નટરાજનનું તા. ૨૯મીના રોજ વાંદરા ખાતે આવેલા પોતાના નિવાસસ્થાને ૮૦ વર્ષની બુઝર્ગ વયે અવસાન થયું તેઓ મુંબઈના વિખ્યાત સાપ્તાહિક 'ઈન્ડીઅન સોશ્યલ રીફોર્મર'ના સ્થાપક હતા, અને તેના તંત્રી પદે અરધી સદી ઉપરાંત રહ્યા હતા.

શ્રી. નટરાજન ઈ. સ. ૧૮૬૮માં જન્મ્યા હતા. કુમ્ભકોનમની સરકારી કોલેજમાં અભ્યાસ કરી ૨૧ વર્ષની ઉંમરે તેઓ ગ્રેજ્યુએટ થયા હતા. સમાજસુધારા માટેની ધગશ તેમનામાં પહેલેથી જ હતી અને એ ધગશથી પ્રેરાઈ તેઓ પત્રકારત્વમાં દાખલ થયા. પત્રકાર તરીકેની કારકીર્દિ તેમણે મદ્રાસના અંગ્રેજી દૈનિક 'ધી હિંદુ'માં જોડાઈ શરૂ કરી. આ પછી તેમણે પોતાનું સ્વતંત્ર સાપ્તાહિક 'ધી ઈન્ડીઅન સોશ્યલ રીફોર્મર' શરૂ કર્યું. શરૂઆતમાં આ પત્ર મદ્રાસથી પ્રગટ થતું. ૧૮૯૮ માં તેને મુંબઈ ખાતે ખસેડવામાં આવ્યું અને આજ દિન સુધી તે મુંબઈથી જ પ્રસિદ્ધ થાય છે. એ પત્રે નમ્ર અને વિનીત ટીકા માટે જે ખ્યાતિ મેળવી તે તેમના તંત્રીપદને આભારી હતી.

રાજકારણમાં શ્રી. નટરાજન એક વિનીત નેતા હતા. તેઓ એક ઉત્તમ વક્તા હતા. છતાં તેમને નેપથ્યમાં રહી મૂંગું કામ કરવાનું વધુ પ્રિય હતું. તેમની પ્રવૃત્તિઓ પણ સામાજિક સુધારા અને અર્ધ રાજદ્વારી સુધારા પૂરતી મર્યાદિત રહી હતી. પરદેશમાં વસતા હિંદીઓને નાગરિકત્વના હક્ક મળે અને તેમને વ્યાપારની બધી સગવડ મળે એ માટે તેમણે પુષ્કળ ઝુંબેશ ઉઠાવેલી. ઈમ્પીરીઅલ ઈન્ડીઅન સીટીઝનશીપ એસોસીએશન ૧૯૧૫માં શરૂ થયું ત્યારે તેઓ તેના માનદ મંત્રી બન્યા. આ પદે તેઓ ઘણાં વર્ષ સુધી રહ્યા. ૧૯૪૩ માં વૃદ્ધાવસ્થાને લીધે તેમણે એ પદેથી રાજીનામું આપ્યું હતું.

'રીફોર્મર'ના તંત્રી હોવા ઉપરાંત આજે બંધ થયેલા 'ઇન્ડીઅન ડેઇલી મેઇલ'ના પણ તેઓ ૭ વર્ષ સુધી તંત્રીપદે રહ્યા હતા. શ્રી. નટરાજન 'ટાઇમ્સ ઓફ ઇન્ડિયા'માં પણ ઘણાં વર્ષો સુધી નિયમિત રીતે લેખો લખતા.

ઈ. સ. ૧૯૧૧માં કુનૂલ ખાતે ભરાયેલી મદ્રાસ પ્રાંતિક સામાજિક સુધારણા પરિષદના શ્રી. નટરાજન પ્રમુખ બન્યા હતા. પાછલાં વર્ષોમાં મુંબઈ પ્રાંતમાં ભરાએલી પરિષદોના પણ તેઓ પ્રમુખ બન્યા હતા. ૧૯૩૩માં શિકાગો વિશ્વવિદ્યાલયના આમંત્રણથી તેઓ અમેરિકા ગયા હતા અને ત્યાં હરકલ ભાષણો આપ્યાં હતાં. તેમણે ઘણાં પુસ્તકો લખ્યાં હતાં તેમાં મીસ મેયોના પુસ્તક 'મધર ઇન્ડિયા'ને જવાબ આપતું પુસ્તક અને 'અવર ટ્રીપ ટુ અમેરિકા' મુખ્ય છે.

'રીફોર્મર'ના તંત્રીપદેથી શ્રી. નટરાજન ૧૯૪૦માં નિવૃત્ત થયા હતા અને એ પત્રનું સંચાલન તેમના પુત્ર શ્રી. એસ. નટરાજન આજે સંભાળી રહ્યા છે. નિવૃત્ત થયા પછી પણ શ્રી. નટરાજને તેમાં લેખો લખવાનું ચાલુ રાખ્યું હતું. તેઓ નિવૃત્ત થયા ત્યારે તેમની સેવાઓની કદર માટે એક થેલી તેમને અર્પણ કરવામાં આવેલી.

શ્રી. કામાક્ષી નટરાજનના અવસાનથી હિંદના પત્રકારત્વએ એક દક્ષ પીઢ પત્રકાર ગુમાવ્યો છે. તેમના ઉત્સાહ, સ્પષ્ટતા અને નિર્ભયતા માટે તેઓ ઘણા જાણીતા થયા હતા. 'રીફોર્મર' માટે ઉઠાવેલી તેમની જહેમતથી તેઓ અને 'રિફોર્મર' અભિન્ન બની ગયા હતા. પત્રકારત્વ માટે તેમને હમેશાં માન હતું અને તેમણે હમેશાં તેનાં ઊંચાં ધોરણોને અનુસરવાનો પ્રયાસ કર્યો હતો.

### ગટરમાંથી મળેલાં પરીક્ષાના જવાબ પત્રકો

મુંબઈ યુનીવરસીટીની ઇન્ટરમીડીએટ આર્ટસની આ વર્ષે લેવાયલી પરીક્ષાનું પરિણામ બહાર પડવાને હજી ૧૮ દિવસ બાકી છે ત્યાં તો એક વિષયનાં તપાસાયેલા હજારો જવાબ પત્રો ઘાટકોપરના રેલ્વે સ્ટેશન યાર્ડની ગટરનાં ગંધાતા પાણીમાં તરતાં માલૂમ પડ્યા છે અને એ ઘટનાની યુનીવરસીટીના સત્તાવાળાઓને ખબર કરવાને ૪૮ કલાક ઉપરાંત વીતી ગયા પછી તેનો કબજો લેવાનાં કશાં પગલાં લેવાયાં નથી.

આ તાજુબીભરી ઘટનાની જે વિગતો 'સાંજ વર્તમાન'નો બાતમીદાર મેળવી શકયો છે તે એક રસભરી કહાની પૂરી પાડે છે અને સાથે સાથે મુંબઈ યુનીવરસીટીના અંધેર કારભાર પ્રત્યે આશ્ચર્ય ઉપજાવે છે.

યુનીવરસીટીના સત્તાવાળાઓને વધામણી આપવામાં આવી અને કોઇ વડા કારકુન એ બનાવના સ્થળની જાત તપાસ કરવા ગયા અને બધું જોઇને દંગ થઇ ગયા. પણ એનો કશો ભેદ તેઓ ઉકેલી શકયા નથી.

### ભાવનગરમાં અશાંતિ

નિર્વાસિતો અને એક કોમના લોકો વચ્ચે તા. ૭-૫-૪૮ના રોજ સામાન્ય ઝગડામાંથી તોફાન થવા પામ્યું હતું. કેટલીક દુકાનો લુંટાઇ હોવાનું તથા કેટલાક માણસોને ઇજા થવા પામી હોવાનું જણાય છે.

તોફાનના સમાચાર મળતાં ગોહિલવાડ વિભાગના કલેકટર શ્રી. જાદવજી મોદીએ બંદોબસ્ત અંગે પગલાં લઇને બંદર રોડથી ઘોઘા દરવાજા સુધીની બજાર અને બીજા મુખ્ય બજારોમાં કરફયુનો અમલ જાહેર કર્યો છે. લશ્કરનું પેટ્રોલીંગ શરૂ થઇ ગયું છે. પરિસ્થિતિને કાબુમાં લેવામાં શ્રી. જાદવજી મોદી સાથે પરિષદ કાર્યકર શ્રી. આત્મારામ ભટ્ટે ભારે જહેમત ઉઠાવી હતી.

મીલ્ટરી અને પોલિસનો બંદોબસ્ત પણ સારો અને શાંતિસ્થાપક હતો.

## સીનેમાપ્રેક્ષકો અને રાષ્ટ્રીય ગીત

હિંદી સરકાર તરફથી એમ જાહેર કરવામાં આવ્યું છે કે સીનેમાઘરોમાં શો પૂરો થતાં અંતે વંદેમાતરમ્‌નું ગીત થીએટરોના માલિક તરફથી રજૂ થાય છે. પરંતુ જાણવા મુજબ પ્રેક્ષકો એ રાષ્ટ્રીય ગીતનું યોગ્ય સન્માન કરતા માલૂમ નથી પડ્યા તેથી 'વંદેમાતરમ્' ગીત પૂરું થતાં સુધી થીએટર માલિકોને સીનેમાઘરના દરવાજા ન ખોલવાની સૂચના કરવામાં આવી છે.

## નવાં સામયિકો

મંગલમ્ : મેનેજિંગ એડિટર. રામકૃષ્ણ મહેતા, તંત્રી, પ્રકાશક : ગોપાલકૃષ્ણ મહેતા, આમ્રકુંજ સોસાયટી, એલિસબ્રીજ, અમદાવાદ આ નવા પ્રગટ થતા માસિકનો એપ્રીલ માસનો ત્રીજો અંક મળેલ છે. આ 'સર્વરંગી' સાહિત્ય આપતા માસિકના આ અંકમાં લેખકોને 'પત્રોમાં જવાબ' આપતો વિભાગ ગુજરાતી સામયિકોમાં નવો નહિ છતાં પ્રશસ્ય ચીલો છે.

કાઠિયાવાડ : તંત્રી પુષ્કર ઉ. ઓઝા, પ્રકાશક શ્રી કૃષ્ણકુમાર લાલજી ગણાત્રા, હિન્દ પ્રિન્ટર્સ લિમિટેડ રાજકોટ વાર્ષિક રૂા. ૬–૮–૦ છૂટક ૦–૨–૦

નૂતન સૌરાષ્ટ્રના ઉગમે વાણી અને વિચાર સ્વાતંત્ર્યને, કાઠિયાવાડના રૂંધાયેલા પ્રાણને સ્વતંત્ર વિહરવાની તક અને ક્ષેત્ર મળ્યાં છે. રાજકોટથી પ્રગટ થતા આ સાપ્તાહિકને તેની સફરમાં સફળતા ઇચ્છીએ છીએ.

---


## સર્વપ્રિય સાહિત્ય

| | | | |
|---|---|---|---|
| સર્પયજ્ઞ | લે. મંજરી | [પૌરાણિક કથા] | ૧–૦–૦ |
| દેવ અને દાનવ | ,, | ,, | ૧–૮–૦ |
| વૈશાખી પૂનમ | ,, | [શારદ બાલકથા] | ૨–૧૨–૦ |
| ભૂતાવળ | ,, | [ભૂતકથાઓ] | ૧–૦–૦ |
| મેઘકુમારી | ,, | [પરીકથાઓ] | ૦–૧૨–૦ |
| જંગલનો રાજા | ,, | ,, | ૦–૧૨–૦ |
| ફૂલમણી | ,, | ,, | છપાય છે |
| ઉર્મિલા | લે. પારાશર્ય | [નવલકથા] | ૩–૮–૦ |
| દેવકુસુમ | ,, | [દેવકથાઓ] | ૧–૦–૦ |
| નવું જીવતર | | [નવલિકાઓ] | |
| લે. નાથાલાલ દવે | | | ૧–૦–૦ |
| કુદરતમય જીવન | [આરોગ્ય વિષેનું પુસ્તક] | | |
| લે. ચમનલાલ મા. વૈષ્ણવ | | | ૨–૬–૦ |
| ખોરાક | [ખોરાક વિષેનું પુસ્તક] | | |
| લે. ચમનલાલ મા. વૈષ્ણવ | | | ૧–૧૧–૦ |
| પૂર્ણપ્રભાત (ગીતો) | જગદીશ વિદ્યાર્થી | | ૨–૦–૦ |
| આત્મગુંજન (ગઝલો) | હિંમત | | ૦–૮–૦ |

સરસ્વતી પ્રકાશન મંદિર

દાણાપીઠ : ભાવનગર


---


કામ, કામ ને કામથી કંટાળેલા જીવનને નીરસ બનતું અટકાવી તેમાં નવી તાજગી છલકાવશે—



આરામખુરશીના આરામને અધિક આહ્લાદક અને મુસાફરીની મોજને વધુ મનોરંજક બનાવશે—

# રસમંજરી અને રસવલ્લરીની

## વાર્તાઓનો રસભંડાર

લખો : કહાની કાર્યાલય : ભાવનગર

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું

વર્ષ : ૪
અંક : ૬

વાર્ષિક લ્વા
છૂટક ના

આ અંકની વાર્તાસામગ્રી – અજગરનાં પરાક્રમ . શિલ્પી : શ્રીચરણે : હાથીનો મહાવત : બીજી
પૃથ્વીરાજ ચૌહાણ (નાટિકા) : હું કદી ભૂલીશ નહીં : રૂપ–તૃપા : ભીમના ટોડા : નવા



## બળ-બુદ્ધિ-તેજ

વધારનાર

# ઝંડુ

# ચ્યવનપ્રાશ

આયુર્વેદનું

અનુપમ ઔષધ

વૃદ્ધ-યુવાન

બાળક

સૌ કોઈ

આજથી જ અજમાવો

જીવનમાં:—

અતિ આવશ્યક

સ્વાદિષ્ટ

પૌષ્ટિક—ખોરાક

એ જ

# જીવન

લીલાં આંબળાં સાથે બીજાં
પાચક અને લોહી વધારનાર
ઔષધો મેળવી બનાવેલ

||

સાધારણ નબળાઈમાં અને મગજની
નબળાઈમાં સંગીન કામ આપનાર
સાત્વિક ઉપાય

: મળવાનું ઠેકાણું :

## ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ લિમિટેડ

ભાટીયા મહાજનવાડી, કાલબાદેવી મુંબઈ — ૨

# અતિ અગત્યનો કુટુંબી ઈલાજ !

આજના જંજાળભર્યા ધાંધલ્યા અને સંપૂર્ણ પૌષ્ટિક ખોરાકની તંગીના જમાનામાં મદદરૂપ થઈ પડતું ઉચ્ચ પ્રકારનું સ્ત્રીઓ અને પુરુષો માટેનું ટોનીક—

## ★ ડેબીટોન ★

**DEBITONE**

- શરીરના વીકાસ માટે જરૂરી સઘળી વસ્તુઓ જેવી કે કેલ્શીયમ, આયર્ન, વીટામીન અને વધારાનો ખોરાક પુરો પાડે છે
- જ્ઞાનતંતુઓ માટેનું અતિ ઉચ્ચ પ્રકારનું ટોનીક છે. જે જ્ઞાનતંતુઓને મજબૂત બનાવે છે અને શાંત નિંદ્રાથી તમારી માનસીક બેચેની દૂર કરે છે
- ઉમદા લાલ લોહીનો જથ્થો વધારવામાં મદદરૂપ થાય છે જે તમારૂં શરીર તદુરસ્ત રાખે છે
- ભારે પરિશ્રમનું માનસીક યા શારીરિક કામ બજાવનારા સખ્સો માટે અતિ કીંમતી છે

'ડેબીટોન' : ઉપર જણાવેલ રીતોએ એક અને અનેક રીતે પ્રત્યેક સ્ત્રી અને પુરુષને સરખું કામ આપે છે અને આધુનિક જમાનાની જંજાળો સામે ટકાવી રાખે છે.

**ધી ડેક્કન ઈન્ડસ્ટ્રીઅલ એન્ડ રીસર્ચ લેબોરેટરીઝ**

૧૫૬, તુલસીપાઈપ રોડ, મુંબઈ-૧૬ ( માટુંગા : જી. આઈ. પી. )

MP



સુવાસના બગીચા સમી

ઉર્વશી-સુવાસિની
જ્યોતિ-ચિત્રા
સમિરા-દુનિયા
અગરબત્તીઓ
આજ ઘરઘરનો વપરાશ
થઇ પડી છે

તમારી કોમળાંગીના કોમળ
હસ્તો માટે ખાસ બનાવેલો
મધુકર
બારસોપ
તથા ચીપ્સ હવે જોઇતા
પ્રમાણમાં ખરીદી શકશો
વ્યાપારીઓ તમારી જરૂરિયાત
માટે તુરત માંગણી કરો

મધુકર-મેડીકેટેડ
બ્રાહ્મી તેલ
શમીત મગજને શાંતિદાયક ઉમદા તેલ

અગરબત્તીના ઉદ્યોગનું
આગેવાન કારખાનું—



એજન્સી તથા વ્યાપારી શરતો માટે આજેજ લખોઃ—
મધુકર પરફ્યુમરી વર્ક્સ લીમીટેડ
૩૫, દાદાભાઈ રોડ, વીલેપારલે : મુંબઈ—૨૪ JHPS



'કહાની'ના લવાજમ તથા જાહેરખબર માટે
જયહિન્દ પબ્લીસિટી સરવીસ
૪૦૩, કાલબાદેવી રોડ : મુંબઈ—૨



કામ, કામ ને કામથી કંટાળેલા જીવનને નીરસ
બનતું અટકાવી તેમાં નવી તાજગી છલકાવશે—



આરામખુરશીના આરામને અધિક આહ્લાદક અને
મુસાફરીની મોજને વધુ મનોરંજક બનાવશે—

રસમંજરી અને રસવલ્લરીની
આ અંકમાં તમે વાંચી તેવી બસો વાર્તાઓનો રસભંડાર

લખો : કહાની કાર્યાલય : દાણાપીઠ : ભાવનગર

વર્ષ – ૪
અંક – ૬

# કહાની

જૂન
૧૯૪૮



## વાર્તા મોકલનારને

'કહાની'માં છપાતી મૂળ કે અનુવાદિત વાર્તા બદલ પુરસ્કાર દેવામાં આવે છે અને તેને ગ્રંથસ્થ કરવાના હક્ક લેખકના પોતાના રહે છે. મૂળ કે અનુવાદિત વાર્તાની તમામ પ્રકારની જવાબદારી લેખક કે અનુવાદકની પોતાની જ રહે છે. અસ્વીકૃત વાર્તા પરત કરવામાં આવતી નથી. તેને રદ્દ કરવામાં આવે છે. સ્વીકૃત વાર્તાના ખબર લેખકને પખવાડિયામાં અપાશે. —સંપાદક

## કહાની કાર્યાલય

જય હિંદ પબ્લીસિટી સર્વીસ
૪૦૩ કાલબાદેવી રસ્તો
મુંબઈ-૨

સંપાદન અને વ્યવસ્થા અંગે
કહાની કાર્યાલય
કાણુપીઠ : ભાવનગર

વાર્ષિક દેશમાં ૬-૧૨-૦
" પરદેશમાં ૯-૦-૦

# કહાની

છૂટક દેશમાં ૦-૧૦-૦
" પરદેશમાં ૧-૦-૦

—ની—

## છૂટક નકલો નીચેનાં લોકપ્રિય અખબારગૃહો પરથી મળી શકશે

મેસર્સ એ. એચ. વ્હીલર
રેલ્વે બુકસ્ટોલ

એમ. એચ. શુકલ
ન્યૂસપેપર એજન્ટ : સિદ્ધપુર

એચ. એમ. મારફતીઆ
સેન્ડહર્સ્ટ રોડ, કમલ ટોકીઝ સામે
લહેરી મેન્શન, બીજે માળે, મુંબઈ-૪

ગુજરાત બુકસ્ટોલ
લક્ષ્મી ટોકીઝ સામે : સુરત

## —આફ્રિકામાં—

જાફર ન્યુસ સર્વિસ
પો. બો. ૬૨૦, : મોમ્બાસા

મેસર્સ વોરા બ્રધર્સ
પો. બો. ૨૯૭, મોમ્બાસા

## —લવાજમ ભરવાનાં સ્થળો—

ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમરાજ બિલ્ડીંગ, કાલબાદેવી રોડ : મુંબઈ–૨
ફરનાન્ડિઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ
મોટી પોળ સામે, રાવપુરા : : વડોદરા

એલ. કે. મેવાણી
૧૪, અમરતલ્લા સ્ટ્રીટ : કલકત્તા

કહાની કાર્યાલય
મુંબઈ અને ભાવનગર

ઉલ્લાસ અને ઉદ્બોધન આપતી વાર્તાઓનું અનોખું માસિક



જૂન ૧૯૪૮

વર્ષ ૪ : અંક ૬

काव्येषु रम्या कथा

# અજગરનાં પરાક્રમ

વિજયગુપ્ત મૌર્ય

શિયાળાનો સમય હતો. આ ઋતુમાં આબુ ઉપર બહુ ઓછા સહેલાણીઓ આવે છે એટલે મારા જેવા એકાંતપ્રેમી માણસને તો બહુ ફાવે. મારે આબુમાં સરિસૃપ-વંશનાં પ્રાણીઓ, એટલે કે જુદી જુદી જાતના સાપ, ઘો, કાચંડા, ખિસકોલી, સાપની માસી, સાંઢા વગેરેનો અભ્યાસ કરવા લગભગ બાર મહિના રહેવાનું હતું. નખી તળાવની સામે એક વિશાળ બંગલામાં મને ઉતારો આપવામાં આવ્યો હતો. આ બધાં પ્રાણીઓની જુદી જુદી જાતોના એટલા બધા નમૂના મેં એકઠા કર્યા હતા કે તેમનું વર્ગીકરણ કરીને સાચવવામાં અને મારા સંશોધનકાર્ય તથા પ્રયોગો માટે આખું મકાન કામમાં આવી ગયું હતું, એટલે મારે બાજુના એક નાના મકાનમાં રહેવું પડતું.

આબુ ઉપર બાર માસ રહેવાનું મારા જેવા પ્રકૃતિપ્રેમી સિવાય ઓછા માણસો પસંદ કરે. સહેલાણીઓ શિયાળા કે ચોમાસાનો વખત આબુ ઉપર રહેવાનું પસંદ નથી કરતા. શિયાળાની ઠંડીમાં સરિસૃપ વર્ગનાં ઘણાંખરાં પ્રાણીઓ સુષુપ્ત જેવાં બની જાય છે અને નજરે પણ ઓછાં પડે છે. પરંતુ જ્યારે ફાગણ મહિનામાં હવામાં હૂંફ આવે છે ત્યારે એમને શોધવા જવું નથી પડતું. અત્યારે શિયાળાના કારણે મારે કામ પણ ઓછું રહેતું હતું, એટલે સાંજે ફરવા નીકળી પડ્યો હતો. પક્ષી-નિરીક્ષણ માટે શિયાળામાં આબુ મહત્ત્વનું સ્થળ છે. અને મને પક્ષીઓમાં પણ સારો એવો રસ હતો એટલે સાંજે ફરતાં ફરતાં મેં પક્ષીઓમાં ધ્યાન પરોવ્યું. ઝાડી નીચેથી કસ્તુરાનું મંદ મંદ સંગીત આવતું હતું. ફૂલો ઉપર સક્કરખોરા મધુર કંઠે કિલકિલાટ કરતા ઊડતા હતા. ઝાડની ડાળી ઉપર બેઠેલા પતરંગા હવામાંથી જીવડાં પકડવા વારંવાર ઝંપલાવતા હતા. શિયાળામાં આબુની ગુફામાંથી ઠંડીની મજા માણવા આવતા દેવદ એમના ગાવાની ઋતુ ન હોવા છતાં આનંદ ન સમાવાથી સિસોટી વગાડી લેતા હતા. માથે મુગટ અને પાછળ રજવાડી ઝભ્ભાની લાંબી કોર જેવી વિચિત્ર પૂંછડી ધારણ કરી જાણે પોતે આ વનશ્રીનો રાજા હોય તેમ વનમાં લહેકાથી બોલતો ભીમરાજ 'રી-રંગ, ગી-રંગ' કરતો હતો. લાલ ચોખિયાવાળા બુલબુલ તો આબુનો શણગાર છે. એમના ટહુકા વિના આબુ સૂનું લાગત. પૂંછડીને પંખાની જેમ ફેલાવી ડાળે ડાળે નાચતો અને ગાતો ચાદદીલ તો આનંદનો પ્રતીક છે.

ઘોડેસવારીનો મને બહુ શોખ છે અને અહીં તો હું લાંબા અંતર સુધી ફરવા જતો એટલે મેં પહાડી ટટ્ટુ રાખ્યું હતું. આજે હું ટટ્ટુ ઉપર સવાર થઈને જ નીકળ્યો હતો. ઘોડો

ગયા પછી મને ફાધર બુલોકનો ભેટો થઈ ગયો. તેઓ અહીં ખ્રિસ્તી મીશનના વડા પાદરી હતા અને હિંદુસ્તાનમાં પહેલી જ વાર તાજેતરમાં જ આવ્યા હતા. તેમનો બંગલો પાસે જ હતો એટલે તેઓ આગ્રહ કરીને મને પોતાને બંગલે લઈ ગયા. તેઓનું મીશન અહીં બીજાઓને 'સુધારવાનું' અને તેમને ખ્રિસ્તી બનાવવાનું કામ કરતું હતું. પાદરી સાહેબનું હિંદુસ્તાન વિષેનું જ્ઞાન એટલામાં જ સમાઈ જતું. સ્વભાવે તેઓ બહુ વાતોડિયા હતા. આજે તેમની વાતો સવારે શું ખાધું ત્યાંથી શરૂ થઈ, ત્યાંથી બાવળની ડાળીની જેમ આડી ફાટીને આજના હવામાન ઉપર આવી અને ત્યાંથી હનુમાન જેમ છલાંગ મારીને હિંદુસ્તાનના રાજકીય પ્રશ્નો ઉપર આવી. ઊવટે નદી જેમ દરિયામાં જાય તેમ તેમની વાત પણ પોતાના ધ્યેય પાસે આવીને ઊભી રહી.

'હું ખરું કહું છું, ડૉક્ટર,' પાદરી સાહેબે મારા પર મશીનગનનો મારો ચલાવ્યો, 'તમારા ધર્મે તમને ડરપોક અને સંકુચિત મનોદશાના બનાવ્યા છે. એક પ્રજા તરીકે હિંદુઓમાં એકતા, સહિષ્ણુતા અને નીડરતા જોઈએ, જે ખ્રિસ્તી વર્ગમાં જ છે. અમારા બાળકોને તો એ ગુણો ગળથૂથીમાં...'

'ફાધર, ફાધર,' એક છોકરો બેબાકળો બનીને દોડતો આવ્યો. 'સસલાના પાંજરામાં એક મોટો અજગર...' છોકરો હાંફવાથી પૂરું બોલી ન શક્યો.

મોટો અજગર જાણે ફાધરની ખુરશી નીચે હોય તેમ ફાધર બેબાકળા બનીને ઠેકડો મારી ઊભા થઈ ગયા. દેવતા ઉપર માખણ પીગળી જાય તેમ નીડરતા અને મર્દાનગીની વાતો અદૃશ્ય થઈ ગઈ. પાદરી સાહેબે વિલાયતમાં એવા જ ખ્યાલ મેળવ્યા હતા કે હિંદુસ્તાનમાં તો ડગલે ને પગલે વાઘ, અજગર અને નાગ સામા મળે છે અને માણસોને ખાઈ જાય છે. એટલે તેઓ જ્યારે હિંદુસ્તાન આવવા રવાના થયા ત્યારે પોતે બહાદુરી કરતા હોય એવો ગર્વ લેતા હતા. પરંતુ હજી તો પહેલી જ વાર અજગરે તેમના સસલાખાનાની મુલાકાત લીધી ત્યાં તો તેઓ વિહ્વળ થઈ ગયા.

મેં છોકરાને કહ્યું, 'ચાલ બતાવ, ક્યાં છે અજગર!'

હું છોકરાને લઈને દોડતો ગયો. મારી પાછળ, દેવીનો ભૂવો ધૂણે તેમ પાદરી સાહેબ ધ્રૂજતા આવ્યા. ફળિયામાં સસલાનું એક પાંજરું હતું. તેના સળિયા વચ્ચે થઈને એક અજગર અંદર ઘૂસ્યો હતો અને એક સસલાને ગળી ગયો હતો. એટલામાં માણસો ભેગા થઈ ગયા અને પોતાને મળેલી આવી અણનોતરી પ્રસિદ્ધિથી ભડકીને અજગર નાસી જવા માટે બહાર નીકળવા ફાંફાં મારવા લાગ્યો. પરંતુ અજગરમાં નહોતી ઇજનેરી બુદ્ધિ કે નહોતું ગણિતનું જ્ઞાન, કારણ કે જ્યારે તે સળિયા વચ્ચેથી અંદર પેઠો ત્યારે સીધો સોટા જેવો હતો, પરંતુ પુખ્ત વયના સસલાને પેટમાં પધરાવ્યા પછી તે વચ્ચેથી ફૂલી ગયો હતો. એટલે હવે સળિયા વચ્ચેથી બહાર નીકળવું અશક્ય હતું. થોડાંક તરફડિયાં માર્યાં પછી તેને ગૌતમ બુદ્ધની જેમ જ્ઞાન થયું કે મોક્ષ-માર્ગની આડે આવતા સસલારૂપી માયાના અંતરાયનો તે જ્યાં સુધી ત્યાગ નહિ કરે ત્યાં સુધી તેને આ કેદખાનારૂપી સંસારમાં દુઃખી રહેવું પડશે. જેવું એ જ્ઞાન થયું કે તરત જ સસલાને ઓકી કાઢી તે માયારૂપી બંધનથી મુક્ત થવા લાગ્યો. મને થયું કે આવી ભર યુવાનીમાં પ્રાપ્ત થયેલા વૈરાગ્યના પરિણામે તે મારી પ્રયોગશાળારૂપી સંસારના વાયરાથી વંચિત રહીને અહીંથી જ મોક્ષ પામી જશે તો એ ઠીક નહિ થાય એટલે મેં તેને પકડવાની તૈયારી કરી.

મારે તમને અહીં એક ચેતવણી આપી દેવી જોઈએ. આપણે સુસ્ત અને એદી માણસ-ને અજગરની ઉપમા આપીએ છીએ, પણ તે આપણું અજ્ઞાન બતાવે છે. નાગ કે કાળો-તરા જેવો જ અજગર ચપળ અને ઝડપી છે.

અલબત્ત, તેના મોંમાં ઝેરની કોથળી કે ઝેરી દાંત નથી, પણ તેની શિકાર કરવાની રીત જ જુદી છે. તે પ્રાણીઓની અવરજવરના માર્ગ પાસે સુસ્ત થઈને પડ્યો રહે છે. તેનો રંગ જમીન સાથે ઓતપ્રોત થઈ જાય છે. પરંતુ તેની આંખો તો શિકારની પ્રતીક્ષા કરતી હોય છે. જેવું કોઈ પ્રાણી તેની હડફેટમાં આવે એટલે તરત જ અજગર તેના શરીરમાં દાંત ભરાવી આંખના એક પલકારામાં તો શિકારના શરીર આસપાસ ત્રણ વીંટાડા લઈને તેને એવું ભીંસી નાખે છે કે એ કમનસીબ પ્રાણી આકાર વિનાનો માંસનો લોચો બની જાય. પછી અજગર ભરડો છોડી દઈ તેને ગળી જાય. અજગર અને સાપ શિકારને ગળી જઈને પછી કોઈ ઝાડ, ડાળી કે લાકડી પર વીંટાઈને ભરડો લઈ પેટમાંના શિકારને છૂંદી નાખે છે એ માન્યતા સાવ ખોટી છે. અજગરને પકડવામાં જોખમ છે. તે માણસને એ રીતે ભરડો લે તો માણસ પણ ભીંસાઈને મરી જાય. અલબત્ત, માણસની પહોળાઈ તેના ખભા અને કેડ પાસેથી એટલી બધી છે કે સામાન્ય અજગર માણસને ગળી ન શકે, પરંતુ હીપડાને ગળી ગયાના દાખલા તો બનેલ છે! અજગરનો આટલો પરિચયે તેના ભયંકર બળનો ખ્યાલ આવશે.

પરંતુ અજગરની રીતભાતથી હું સારી રીતે વાકેફ થઈ ગયો છું, એટલે તેને કેમ હંફાવવો અને કેમ પકડવો તે વિષે મને કંઈ મૂંઝવણ ન હતી. મેં એક કોથળો લીધો અને જેવો અજગર ગળેલા સસલાને ઓકી કાઢી બહાર નીકળવા ગયો કે તરત જ મેં તેના મોં ઉપર કોથળો ધર્યો. અજગરે ગુસ્સે થઈને તેને બટકું ભર્યું કે તરત જ તેના વાંકા દાંત તેમાં ભરાઈ ગયા. મેં એક બીજાને સૂચના આપી રાખી હતી એટલે જેવું અજગરનું મોં કોથળામાં ભરાઈ ગયું કે તરત જ મેં તેનું મોં કોથળા વડે દબાવી દીધું અને બીજે તેનું પૂછડું દબાવ્યું. એક ત્રીજો માણસ તેની પીઠ ઉપર સવાર થઈ ગયો. અજગરે ખૂબ પછાડા માર્યા. આખરે ફરીથી તેને જ્ઞાન થયું કે અમારા બળ અને બુદ્ધિ આગળ હવે તેની તાકાત નકામી છે. આ જ્ઞાન સાથે તેને વૈરાગ્ય આવ્યું અને તે સામનો છોડી દીલોદફ થઈ ગયો. અમે તેને કોથળામાં સેરવી દીધો અને કોથળાનું મોં બાંધી, એક બીજાને માથે મુકાવી મેં પાદરી સાહેબની રજા લીધી. પાદરી સાહેબને હિંદુસ્તાન અને હિંદુસ્તાનના લોકો વિષે જુદા દષ્ટિકોણથી વિચાર કરવાની તક આપીને હું રવાના થયો.

અજગરનો કોથળો મેં મારા ઘોડા ઉપર લાદ્યો અને હું ઘોડાને દોરીને પગપાળો ચાલતો થયો. ઘોડાને શું ખબર કે તેણે આજે કેવા પ્રકારનો બોજો ઉપાડ્યો છે! અજગરે પણ ઘોડાને જાહેર નહોતું કર્યું કે તે આજે ઘોડેસ્વારીની મજા માણે છે. હમણાં જ ખાધેલી દારથી હતબુદ્ધિ બની કોથળારૂપી બલાકામાં અંધકારરૂપી માયામાં અટવાઈ ગયેલો અજગર 'સ્થિતપ્રજ્ઞ' કાચબાની જેમ સંકોચ પામીને પડી રહ્યો.

પાદરી સાહેબના બંગલાથી મારો બંગલો કંઈ દૂર ન હતો, પરંતુ માર્ગ ઊંચોનીચો ચડાણ-ઉતરાણવાળો હતો. હું એક હાથે ઘોડાની લગામ પકડી બીજો હાથ કોથળા ઉપર રાખી ઘોડાને દોરતો જતો હતો. પરંતુ માણસની જિંદગીનો માર્ગ જેમ ચડે-ઊતરે છે તેમ મારો આ માર્ગ પણ ચડ-ઉતર થતો હતો. એક સીધા ઉતરાણ ઉપરથી ઊતરવા જતાં ઘોડો નીચે નમ્યો. હું મને પોતાને સંભાળવા ગયો ત્યાં ઘોડા ઉપર લાદેલો સજીવ બોજો નીચે સરકી પડવા લાગ્યો. હું ગભરાઈને કોથળો સરખો કરવા ગયો ત્યાં કોણ જાણે કેમ એ દુષ્ટ અજગરને તોફાન કરવું સૂઝ્યું કે તે કોથળામાંથી છૂટવા માટે તરફડવા લાગ્યો. અત્યાર સુધી ઘોડાને ખ્યાલ ન હતો કે તેણે સજીવ બોજો ઉપાડ્યો છે. હવે તેને ખ્યાલ આવ્યો કે તેના વાંસા ઉપર કોઈ જીવતું પ્રાણી છે. તેણે ચમકીને કૂદકો માર્યો તેવો જ કોથળો

જમીન ઉપર પટકાઈ પડ્યો. ઘોડાને કોઈ આવા સવારનો અનુભવ ન હતો એટલે આદમ અને ઈવે માત્ર કુતૂહલવૃત્તિને વશ થઈને જે આફત વહોરી લીધી હતી તે આ ઘોડાએ પણ વહોરી લીધી, કારણકે કોઈ પાદરીએ આ ઘોડાને આદમ તથા ઈવની કથા સંભળાવી ન હતી. તેણે ફરીને કોથળો સૂંઘી જોયો. થઈ ચૂક્યું. આ પહાડી ટટ્ટુ અજગરની ગંધ પારખી ગયો. તે ચમક્યો, ભડક્યો અને ભાગ્યો. મને બીક લાગી કે રખે ઘોડો જંગલમાં ભાગી જશે તો ગમે વાઘ કે દીપડો તેને મારી નાખશે. અજગર કરતાં ઘોડો વધારે કિંમતી હતો, એટલે હું અજગરનો કોથળો પડતો મૂકીને ઘોડા પાસે દોડ્યો. માણસ અને ઘોડા વચ્ચે દોડવાની શરત શરૂ થઈ અને એ શરતમાં ઘોડાને હરાવી દેવાની મને બહુ આશા ન હતી, પરંતુ ઘોડાએ જ મને પરાજયની નામોશીમાંથી બચાવી લીધો, કારણકે જ્યારે તેને ખબર પડી કે તેની પાછળ જે દોડી આવે છે તે અજગર નથી પણ માણસ છે ત્યારે તે ઊભો રહી ગયો. મેં તેને બુચકારી, પંપાળીને ટાઢો પાડ્યો. ભરજુવાનીમાં આ ઘોડો અજગર પ્રત્યે અને મારા પ્રત્યે પણ વિરક્ત બનીને ભગવાન બુદ્ધની જેમ મહાભિનિષ્ક્રમણ કરવા તૈયાર થયો હતો તે હવે મારા માયાળુ હાથના સ્પર્શ અને મારા હાવભાવથી હારી ગયો અને હઠ છોડીને મારી સાથે પાછો ફર્યો. અજગરને પણ હવે જ્ઞાન થયું હતું કે છૂટવા માટે ફાંફાં મારવાથી ગુરુત્વાકર્ષણનું બળ વધી જાય છે અને એ બળના પરિણામે આવી બંધનાવસ્થામાં પૃથ્વી ઉપર પટકાઈ પડવામાં મજા નથી. એટલે તે પણ આટલો પદાર્થપાઠ શીખીને ડાહ્યો થઈ ગયો અને મેં તેનો કોથળો ઉપાડીને પાછો ઘોડા ઉપર નાખ્યો. ઘોડાએ પણ પહેલાં તો અનિચ્છા બતાવી પરંતુ છેવટે વિરક્ત ભાવે એ બંધન સ્વીકારી લીધું. આમ અમારી સવારી આગળ ચાલી અને હવે રસ્તામાં અમારા સરઘસને કંઈ હોનારત ન નડે તે માટે મેં ખૂબ સાવચેતી રાખી.

જ્યારે અમારું સરઘસ બંગલે પહોંચ્યું ત્યારે અંધારું થઈ ગયું હતું. હું પણ આજના પરિશ્રમ અને દોડધામથી થાકી ગયો હતો એટલે અજગરનો કોથળો મેં બંગલાની ચાલીમાં જ મૂકી દીધો અને વાળુ કરીને સૂઈ ગયો.

મેં ખૂબ સારી ઊંઘ ખેંચી અને સ્વપ્નસૃષ્ટિમાં પણ ખૂબ ભમ્યો. અજગરોથી ખદબદતી એક ગુફામાં જઈને મેં કોથળા ભરી ભરીને અજગર પકડ્યા. સ્વપ્નમાં મેં અજગરને કોઈ સ્ત્રી ઉપર હુમલો કરતો જોયો. પેલી સ્ત્રીએ ચીસ પાડી. એ ચીસથી હું ચમકી ગયો મને લાગ્યું કે મેં ખરેખર ચીસ સાંભળી છે. પથારીમાંથી ઝફાળો બેઠો થઈ ગયો અને મારે કાને કોલાહલ થતો સંભળાયો.

દુનિયામાં થતા અનર્થોનાં કારણોનું પૃથક્કરણ કરવામાં આવે તો માણસની કુતૂહલવૃત્તિ સૌથી વધારે દોષિત ઠરે. વહેલી સવારે મારો ભીલ નોકર આવ્યો તેણે સાફસૂફી કરતાં ચાલીમાં કોથળો જોયો. કુતૂહલવૃત્તિના શિકાર બની દુનિયા માટે આફતનો વારસો મૂકી જનાર આદમ અને ઈવના આ વંશજે એવી જ દુષ્ટ કુતૂહલવૃત્તિને તાબે થઈ કોથળામાં શું છે તે જોવા જિજ્ઞાસા કરી. તેણે કોથળો છોડી નાખ્યો અને બદલામાં બાઈબલની પેલી કથાના સાપને પણ ભુલાવી દે તેવો અજગર ફૂંફાડો મારીને બહાર નીકળી આવ્યો! પેલો ભીલ ચીસો નાખતો ભાગ્યો અને તેની ચીસોએ મને સ્વપ્નસૃષ્ટિના અજગરોની ગુફામાંથી અને અજગરોના ભરેલા કોથળાઓ વચ્ચેથી બહાર કાઢી વાસ્તવતાની સૃષ્ટિમાં અજગર વિનાના ખાલી કોથળા પાસે લાવી મૂક્યો! શું બન્યું છે તે સમજતાં મને વાર ન લાગી. ભીલ દૂર ઊભો ઊભો ધ્રૂજતો હતો. અજગર નાસી ગયો હતો, મારી બધી મહેનત પાણીમાં ગઈ હતી. મારે તો હવે તત્ત્વજ્ઞાનની જ દૃષ્ટિ કેળવવાની હતી. જગત મિથ્યા છે, માયા છે, ભ્રમણા છે. તેમાં વાસ્તવતા જ ક્યાં છે! મેં

મારા મનને આમ દિલાસો દીધો અને અજગરને ભૂલી જવા પ્રયાસ કર્યો. પરંતુ મારા નસીબમાં અજગરને અને અજગરના નસીબમાં મને ભૂલવાનું ન હતું.

*

કાચા કુંવારા માણસો સ્ત્રીઓથી શા માટે ક્ષોભ પામે છે તેનું કારણ હું નથી સમજતો. હું પોતે કાચો કુંવારો છું, પરંતુ સ્ત્રીઓથી જેટલો ડરું છું તેટલો અજગર, નાગ અને કાળોતરાથી નથી ડરતો. હું કાચા કુંવારાની વાત કરું છું. કુંવારા તો ઘણા હોય છે, પરંતુ બધા કુંવારા કાચા નથી હોતા! મને તો મારા અભ્યાસના વિષયો ઉપર જ પ્રેમ છે, કોઈ સ્ત્રી ઉપર મને છાનો, છૂપો કે જાહેર પ્રેમ થયો નથી; તેમાં પણ મારી પડોશણ ઉપર તો મેં કદી પ્રેમ નથી કર્યો તેની હું ખાતરી આપું છું. બાઈબલમાં ભગવાન ઈસુ ખ્રિસ્તે આદેશ આપેલ છે કે તારા પડોશી ઉપર પ્રેમ રાખ. એવા ઘણા માણસો હોય છે કે જેઓ ખ્રિસ્તી ન હોવા છતાં ભગવાન ખ્રિસ્તના આદેશને વફાદારીપૂર્વક માન આપી પોતાની પડોશણ ઉપર પ્રેમ રાખે છે. હું મારી પડોશણ સાથે બહુ ઓછો સંપર્ક રાખતો. તે નિર્દોષ, હસમુખી, આનંદી અને જુવાન ખ્રિસ્તી બાઈ હતી. કોઈ કોઈ વાર તે કંઈ પરચુરણ ચીજની આપલે કરવા મારે ઘેર આવતી અને કોઈ વાર સાપ ઉપર થતા અખતરા જોવા માટે જિજ્ઞાસાથી ઊભી રહી જતી અને મારી સાથે વાતે વળગતી. મારા અને તેના બગીચાની વચ્ચે માત્ર કાંટાળા તારની વાડ જ હતી. કોઈ વાર બગીચામાં ફરતાં ફરતાં તેનો ભેટો થઈ જતો અને એ વાતોડિયા સ્વભાવની નિર્દોષ છોકરીની વાતોમાં પૂર્ણવિરામ શોધ્યો ન જડતો. મારી પ્રકૃતિ પ્રમાણે તો હું તેની વાત ટૂંકેથી પતાવીને તેનાથી દૂર ભાગી જવા ઇચ્છતો. મને કદી અજગર કે રાજનાગ કે ફુર્સા જેવા ભયંકર સાપથી ક્ષોભ નથી થયો, પરંતુ સ્ત્રીઓથી તો હું પીછે મૂકું છું.

પેલો અજગર ભાગી ગયા પછી બીજે દિવસે સવારે હું દાતણ કરતાં કરતાં બગીચામાં ટહેલતો હતો. સવારની ગુલાબી ઠંડી ઉત્સાહને પ્રેરતી હતી. હજી સૂર્યોદય નહોતો થયો, પરંતુ પ્રકાશ ફેલાઈ ગયો હતો. બગીચાનાં ફૂલો ઉપર વિવિધરંગી પતંગિયાં અને ભમરા ભમતા હતા. છોડવાઓમાં દરજીડો ટુ- વી, ટુ-વી, ટુ-વી કરતો ઠેકડા મારતો હતો, એ નાનકડા પક્ષીમાં મેં કદી વિષાદ કે આળસ જોયેલ નથી: સદૈવ પ્રસન્ન અને ચંચળ. તેની સાથે હરીફાઈ કરે તેવો બગુના ઘટામાં ચીઈ-ચીઈ-ચીઈ અને સીર-સીર કરતો ફુદકફૂદ કરતો હતો. એક ઝાડની ડાળીએ સફેદ દૂધ જેવો દૂધરાજ મહારાજાના ઝભ્ભાની કોર જેવા લાંબા પીછાવાળા પૂછડીને હવામાં તરાવતો ઊડી ઊડીને હવામાંથી જીવડાં પકડતો હતો. અંગારા કરતાં એ વધારે લાલ બાગના રતૂમડા રાજાલાલનું એક ટોળું ઝાડનાં ઝુંડોમાં દોડાદોડી કરતું હતું, જાણે ઝાડમાં અંગારા લાગ્યા હોય ને! એક ઊંચા ઝાડ ઉપર સફેદ છાતીવાળો કલકલિયો કી-રી-રી-રી-રીના કર્કશ અવાજથી પોતાના ભભકાદાર રંગોને લજાવતો હતો. હું પ્રકૃતિનું આ સૌંદર્ય નિહાળવામાં મશગૂલ હતો ત્યાં મેં બાજુના બગીચામાંથી મારી પેલી હસમુખી પડોશણની ભયંકર ચીસો સાંભળી. હું ચમક્યો. મનુષ્યને સ્વાભાવિક એવું પ્રેમશૌર્ય મારા દિલમાં ઊછળી આવ્યું. અને મેં એકદમ દોટ મૂકી. પરંતુ વચ્ચે કાંટાળા તારની વાડ આવી અને તેમાંથી નીકળવું કોઈ સહેલું ન હતું. મારી અધીરાઈનો પાર ન હતો. કાંટાળા તારની શોધ કરનારને મેં હજાર શાપ આપ્યા અને માંડ માંડ કરીને ફાટેલ લૂગડાં અને ઠેકઠેકાણે ઉઝરડાયેલી હાલતે એ કાંટાળા તારને ચૂકવીને હું તેમાંથી પસાર થઈ ગયો. ચીસો જ્યાંથી આવતી હતી તે દિશામાં મેં દોટ મૂકી ત્યારે એક ખૂણા પાસે ભીંતને અઢેલીને ભયથી બેબાકળી બનીને ઊભેલી પડોશણ મને જોઈને દોડીને મને વળગી પડી! હવે

મને લાગ્યું કે મારી પડોશણ ભયમાં નથી પણ હું ભયમાં છું! મને એમ થયું કે અજગરે તો શું પણ ગજનારે મને કંપીને ભરડો લીધો છે. હવે મારે તેને આશ્વાસન આપવું, તેના ભયનું કારણ પૂછવું કે તેના ભરડામાંથી છૂટીને મારે ભાગી છૂટવું–તેની મૂંઝવણમાં હતો ત્યાં મારી નજર સામેના કૂંડા પાસે પડી. પેલો અજગર ઈડનના બગીચાના પૌરાણિક સાપને ભુલાવે તેવો અમારી સામે–આદમ અને ઈવ સામે જોતો કાંઈ વેતરણમાં હતો! બાઈબલના દૃશ્યનું નાટક ભજવાઈ જવામાં હવે શી ઊણપ હતી!

હું પડોશણને હિંમત આપીને તેના બીકમાંથી છૂટ્યો અને એટલી જ વારમાં બીજા માણસો પણ ત્યાં આવી પહોંચ્યા. પોલીસની ભાષામાં કહું તો ફરારી અજગરને મેં પાછો બટકામાં લઈ લીધો. અને તેને પાછો કોથળામાં પૂરી દીધો. મારી બહાદુરી અને હિંમત ઉપર મુગ્ધ થયેલી મારી પડોશણ એ સંમોહાવસ્થામાંથી જાગૃત થાય તે પહેલાં હું એ અજગરના કોથળા સાથે ઈડનના બગીચામાં ઈવને એકલી મૂકી નાસી છૂટયો! મારે શરીરે જે દાહ થતો હતો તે પેલા ઉઝરડાનો હતો કે પેલી નારીરૂપી નાગણે મારા શરીરને વીંટાઈ ભરડો લીધો હતો તેનો હતો તે સમજી ન શકયો; સમજવાનો પ્રયોગ કરવા મારી ઇચ્છા પણ ન હતી.'

આ મહાન અજગરને રાખવા માટે હજી મારે સગવડ કરાવવાની હતી એટલે તે દિવસે તો જ્યારે મેં સાંજે પ્રયોગશાળા બંધ કરી ત્યારે તેના મધ્યસ્થ ખંડમાં કોથળો મૂકી દીધો. અને બારીબારણાં બરાબર બંધ કરીને બંગલાને તાળું દઈ હું મારે ઘેર ચાલ્યો ગયો. આજે હું મારા અભ્યાસખંડમાં ખૂબ કામમાં રહ્યો હતો પરિણામે સવારના બનાવને ભૂલી જતાં વાર ન લાગી. સાંજે પણ ફરી આવીને ઘેર ગયા પછી મને અજગરનો વિચાર જ ન આવ્યો.

બીજે દિવસે સવારે હું પ્રયોગશાળાએ ગયો ત્યારે નોકરોનો ભય, વિસ્મય અને મૂંઝવણથી ફાટયાં રહી ગયેલાં ડાચાં જોઈને હું કંઈ સમજવાનો વિચાર કરું ત્યાં પ્રયોગશાળામાંથી આવતી સ્પીરીટની ઉગ્રવાસ મારા મગજ સુધી પહોંચી ગઈ. બંધ બારણાં સામે જોયું તો અંદરથી ઢોળાયેલ આલ્કોહોલનો રેલો બહાર નીકળ્યો હતો! મને થયું કે કોઈ બરણી ફૂટી ગઈ હશે, કારણકે આ ખંડમાં ઘણી બરણીઓ હતી. પરંતુ સ્પીરીટ તો ઢોળાયા ભેગું ઊડી જવા લાગે, ત્યારે અહીં તો આટલા બધા સ્પીરીટનો રેલો નીકળ્યો હતો! આ હિસાબે અંદર કેટલું સ્પીરીટ ઢોળાયું હશે! અંદર અનેક બરણીઓમાં જુદી જુદી જાતના સાપ, કાચંડા, વગેરે પ્રાણીઓના નમૂના સ્પીરીટમાં સંઘરેલા હતા. મેં તરત બારણું ઉઘાડવાનું કર્યું, પરંતુ બારણા આડે કાચનો ઢગલો હોય એમ લાગ્યું. છેવટે બારણાને ખભો ભરાવી જોર કરીને બારણું ઉઘાડી નાખ્યું. મેં અંદર જોયું અને જોઈને હું બેશુદ્ધ થઈને પડી કેમ ન ગયો એ જ એક નવાઈ છે. મેં શું જોયું! પ્રયોગશાળાના એ મધ્યસ્થ ખંડમાં પ્રાણીસંગ્રહની કાચની બરણીઓના ભંગારનો ઢગલો આખા ખંડમાં પથરાઈને પડ્યો હતો. પ્રાણીઓના નમૂના વેરવિખેર થઈ ગયા હતા અને બધું સ્પીરીટ ઢોળાઈ ગયું હતું. મને લાગ્યું કે રાતમાં ચોક્કસ ધરતીકંપનો આંચકો લાગ્યો હશે અને તેમાં આ બધી બરણીઓ નીચે આવી પડી હશે. આટલા મોટા જથ્થામાં ઢોળાયેલું સ્પીરીટ હવામાં એટલું બધું ઊડી ગયું હતું કે ખંડમાં હવાને ઠેકાણે વાયુરૂપે સ્પીરીટ જ હતું. તેની ઉગ્રતાથી હું એવો ગૂંગળાઈ ગયો કે થોડી વાર તો અંદર જઈ શકયો નહિ, પણ પછી દોડીને એક બારી ઉઘાડી નાખી અને બારીમાંથી બહારની હવા આવી ત્યારે પ્રાણાયમ છોડયું. મેં અંદર જઈને દીવાલો પર નજર કરી ત્યારે મારે રડવું કે ફિલસૂફ બનીને દિલાસો લેવા માટે પરાણે હસવું તેની મૂંઝવણ થઈ પડી, દીવાલો ઉપર એક ઉપર બીજી

એમ ત્રણ અભરાઈઓની હાર હતી અને તે બધી અભરાઈઓ ઉપર વરસોના શ્રમ, સંશોધન અને અભ્યાસ પછી એકઠા કરેલા પાણીઓના નમૂનાઓથી ભરેલી કાચની બરણીઓ, દરેક ઉપર નામ તથા પાણી મેળવ્યાનું સ્થળ અને તારીખ સાથેની ચિઠ્ઠીઓ ચોડીને ખીચોખીચ ગોઠવવામાં આવી હતી. આ બધી બરણીઓ હેઠે આવી પડી હતી અને તેમના કુરચેકુરચા ઊડી ગયા હતા. હા, હાજેલાને ડામ દેવા માટે રહી ગઈ હોય તેમ એક બરણી અભરાઈ ઉપર રહી ગઈ હતી! આ 'પ્રલય'નું દૃશ્ય મારા માટે અસહ્ય હતું.

અરે, પેલા બીચારા અજગરનું શું થયું હશે? એ પણ આ કાચના ભંગાર નીચે દટાઈને મરી ગયો? મારા નોકરોએ ભારે શ્રમ વેઠીને ભંગાર ખસેડ્યો ત્યારે કોથળાનાં દર્શન થયાં. હું તો એમ જ ધારતો હતો કે કોથળો ઉપાડતાં તેમાંથી લોહીતરબોળ અજગરનું લોહી ટપકવા લાગશે. પણ આ શું! કોથળો તો ખાલી છે! ત્યારે અજગર! કોથળાનું મોં તપાસ્યું તો એ તો બાંધેલું હતું. તપાસ કરતાં જણાયું કે કોઈ નાનું કાણું હશે તેમાં મોં ભરાવી મોટું ગાબડું પાડીને એ દુષ્ટ તેમાંથી નીકળી ગયો હતો. પરંતુ આ ઓરડો તો બંધ હતો; બારીબારણાં પણ બંધ હતાં; બાળમોરી પણ ન હતી કે જ્યાંથી અજગર નીકળી જાય. અને આ તો અજગર હતો. તે કંઈ નાનીસૂની જગ્યામાંથી નીકળી ન શકે; તેમ બહાર નીકળવાનો રસ્તો તો છે જ નહિ. તો પછી જરૂર તે અહીં જ ક્યાંય હોવો જોઈએ.

અંધારી રાતે વીજળી ઝબકે તેમ મારા મૂંઝાયેલા મગજમાં એક વિચાર ચમક્યો. પરંતુ આ વિચારની વીજળી ઝબકીને મારા ઉપર જ પડી અને મને ભારે ઝાટકો લાગ્યો. હા, હવે સમજાયું કે આ સર્વનાશ ધરતીકંપનું પરિણામ ન હતું. આવો જબરો ધરતીકંપ થાય અને અમને ખબર પણ ન પડે એમ કેમ બને! આ બધો ઉત્પાત પેલા દુષ્ટ અજગરનો હતો. કોથળામાંથી નીકળીને તેણે ખૂણેખાંચરે બધે તપાસ કરી હશે, પરંતુ ક્યાંયથી તેને બહાર નીકળવાનો રસ્તો ન મળતાં ત્યાંથી તે છેવટે અભરાઈ ઉપર ચડ્યો હશે અને અભરાઈ ઉપર તેની સત્તર ફૂટ લાંબી અને કેળના થાંભલા જેવી જાડી કાયા જેમ જેમ આગળ વધતી ગઈ તેમ તેમ એક પછી એક બરણી નીચે પટકાતી ગઈ. વાહ! કેવો હશે તે વખતનો દેખાવ! અજગરનો પ્રચંડ દેહ એક પછી એક અભરાઈ ઉપર ચડતો જાય, ફરતો જાય અને અભરાઈને સાફ કરતો જાય! આમ ત્રણે અભરાઈ તેણે ખાલી કરી નાખી હતી. એ દૃશ્ય નજર સામે તરી આવતાં મને આંખે અંધારાં આવ્યાં. કેટલાં વરસની મારી મહેનત એળે ગઈ હતી!

દુઃખમાંથી નિરાશા અને નિરાશામાંથી ક્રોધ જન્મે છે, અને મારા ક્રોધનું પાત્ર બનનાર અજગરને હું શોધવા લાગ્યો. 'એ રહ્યો પેલા બાંકડા નીચે! બસ, એ જ ગુનેગાર.' મેં ગુસ્સામાં આવીને લાકડીનો વળેલો હાથો ભરાવીને તેને બહાર ખેંચ્યો, પણ...આ શું! એ તો 'પીધેલો' હતો! એટલું જ નહિ પણ તે દારૂમાં નહાયો હતો. તેને બહાર ખેંચતાં તો તે દારૂથી નીતરવા લાગ્યો. તેણે જરા ય ચપળતા ન બતાવી; માત્ર ફૂંફાડા જ માર્યા કર્યા. તે દારૂના ઘેનમાં હતો. તેના અંગેઅંગમાં દારૂની અસર બેસી ગઈ હતી.

તમે કદાચ પૂછશો કે અજગર દારૂ પીએ છે ખરા? કે પછી હું પણ આ લખતી વખતે એની અસર નીચે છું! વાત સાચી છે કે અજગર દારૂ તો નથી પીતા પણ ચા કે દૂધ પણ નથી પીતા. અને હું તો દારૂનિષેધનો પ્રખર હિમાયતી છું. પરંતુ હકીકત એમ બની હતી કે જ્યારે ઓરડામાં હવાને ઠેકાણે આલ્કોહોલ (દારૂ)એ વાયુરૂપે સ્થાન લીધું હતું ત્યારે આખી રાત અજગરે શ્વાસમાં તે વાયુરૂપે ફેફસામાં લીધો. એનું અંગ અંદર અને બહારથી એ રીતે દારૂથી વ્યાપ્ત બની

ગયું અને તેના કેફમાં તે ચકચૂર બની ગયો. તેને ખરેખર દારૂ ચડી નીકળ્યો હતો એમ જ કહી શકાય, એવો ચડી નીકળ્યો હતો કે મને લાગ્યું કે તે હમણાં ઊભો થઈને દારૂડિયાની જેમ ગાવા, નાચવા અને લવારો કરવા લાગશે! મેં તેને ગુસ્સામાં એક લાત મારી, તેના જવાબમાં તેણે જરા ફૂંફાડો મારીને તત્ત્વજ્ઞાનીની જેમ સ્વીકાર કર્યો અને સ્થિર પડ્યો રહ્યો.

આ અજગરે મચાવેલા ઉલ્કાપાતની વાતને હું ખાનગી રાખવા માગતો હતો, કારણ કે તેમાં મારી પણ ફજેતી તો ખરી ને! મેં મારા નોકરોને આ વાતનો ઊહાપોહ નહિ કરવા સૂચના આપી, પરંતુ એક નોકરે તે વાત ખાનગીમાં મારા પાદરી મિત્રના કાળા બટલરને કરી. પાદરી સાહેબે તે વાત બટલર પાસેથી જાણી અને પોતાના માનીતા હજામને વાત કરી. હજામે આબુ ઉપર આવનારા સાહેબલોકોની દાઢી મૂંડતાં મૂંડતાં તેમને વાત કરી હતી. આમ આ અજગર-કથા આબુ પર્વત ઊતરી હિંદુસ્તાનનાં મેદાનોમાં ગઈ. કહેવાની જરૂર નથી કે જેમ જમીન ઉપર પડેલું વરસાદનું ચોકખું પાણી ધરતી ઉપરથી જેમ જેમ દરિયા તરફ આગળ વધે તેમ તેમ વધુ ને વધુ માટી અને કચરો લેતું જાય તેમ આ વાતમાં પણ મસાલો ભળતો ગયો. છેવટે આ સમાચાર કોઈ સમાચાર-સંસ્થાના નવરા ખબરપત્રીને સાંપડ્યા અને પછી તો મારા ટેબલ ઉપર જેમ જેમ છાપાં આવવા લાગ્યાં તેમ તેમ હું તો તેમાં મોટા અક્ષરે છાપેલા સમાચાર વાંચીને આભો જ બનતો ગયો. લાહોરના એક અખબારે લખ્યું હતું, ‘આબુદેલવાડાના મંદિરમાં દેખાયેલો દેવનાઈ સાપ!’ અમદાવાદના એક છાપાએ લખ્યું હતું કે આ દેવતાઈ સાપની ફેણ ઉપર ઝગારા મારતો મણિ હતો. દિલ્હીના એક પત્રે તેના ખાસ ખબરપત્રી તરફથી અહેવાલ છાપ્યો હતો કે દેલવાડાના મંદિરમાં સાત ફેણવાળો શેષનાગ દેખાયો હતો અને એક પાદરી તેને જોવા જતાં તે પાંખો પસારીને ઊડી ગયો હતો!

આ સમાચારો વાંચીને મારે હસવું કે અજગરે કરેલા નુકસાનને યાદ કરીને રડવું તેની વિમાસણમાં હું બેઠો હતો ત્યાં એક અંગ્રેજ બાઈ ખભે કેમેરા, દૂરબીન અને થેલી ભરાવીને આવી અને મારા ટેબલ સામે ઊભી રહી. ‘ડૉક્ટર × × × × તમારું નામ કે?’

‘જી, હા.’ તેને પ્રવાસી તરીકે ઓળખીને બેસવા ખુરશી આપી.

‘મારે તમારા અજગર જોવા છે. મારી સાથે આવીને બતાવશો?’

શિષ્ટાચારની ખાતર હું ના ન પાડી શક્યો, પરંતુ મારો મિજાજ ઠેકાણે ન હતો. હું તેને અજગરવિભાગમાં લઈ ગયો. તેણે મને વકીલની છટાથી સવાલો પૂછવાનું શરૂ કર્યું અને અને મને લાગ્યું કે તેના સવાલોનો છેડો આવનાર જ નથી. છેવટે મારી ધીરજ ખૂટી. છતાં મારા મોં ઉપરનો અણગમો પારખ્યા વિના કે પછી પારખ્યા છતાં તેની અવગણના કરીને તેણે તો પ્રશ્નનો મારો ચાલુ જ રાખ્યો.

‘આવા ભયંકર પ્રાણીની રખેવાળી કોણ કરે છે?’

‘ભીલ નોકરો.’ મેં ટૂંકામાં પતાવ્યું.

તેણે ભીલ નોકર સામે જોઈ વળી કહ્યું, ‘ભીલ લોકો તો દલિત કોમના ગણાય છે એ જ ને! અમારા પાદરીઓ તેને સુધારે છે.’

મને ગુસ્સો ચડ્યો. છતાં શિષ્ટાચારની ખાતર મેં ‘હા’ કહીને ટૂંકે પતાવ્યું. ત્યાં વળી સવાલ પુછાયો: ‘અજગરને શું ખવરાવો છો?’

‘ભીલનાં છોકરાં.’ મેં તેને હવે તરછોડવાના ઇરાદાથી ઉડાઉ જવાબ દીધો. પરંતુ ધર્મગુરુ કહે તે બધું સાચું માની લેવાની હિંદુ-મુસલમાનોની અંધશ્રદ્ધાને ભુલાવે એવી શ્રદ્ધાથી તેણે આ વાત સાચી માની લીધી! તેણે આંખો ફાડીને મારી સામે જોયા કર્યું, પછી ભીલ સામે જોયું, પછી અજગર સામે જોયું અને પછી ભીલ તથા અજગરના ફોટોગ્રાફ લીધા.

આ બનાવને બે માસ થઈ ગયા. મારા

અહીંનું કામ હવે પૂરું થયું હતું અને અહીંથી જતાં પહેલાં મારે વિવેકને ખાતર પાદરી સાહેબને મળવું હતું. સાંજે હું તેમને બંગલે ગયો ત્યારે તેઓ 'બ્રિટીશ ટાઇમ્સ'ની એંગ્લો ઇન્ડીઅન આવૃત્તિ વાંચી રહ્યા હતા. મને જોઈને તેઓ ઉમંગમાં આવી ગયા.

'જુવો, જુવો ડોક્ટર સાહેબ, આ અખબાર શું લખે છે તે વાંચો.' તેમણે મલકાતાં મલકાતાં કહ્યું. મેં જોયું તો તેમાં અજગર અને મારા ભીલના ચિત્ર હતાં. હું જિજ્ઞાસાથી વાંચવા લાગ્યો. ચિત્રોનો પરિચય આપીને અખબારે નીચે મુજબ નોંધ લખી હતી:

'હિંદુસ્તાનમાં અંત્યજો, મુસ્લિમો, આદિવાસીઓ, વગેરે લઘુમતી કોમોને કચડી નાખી સવર્ણ હિંદુઓ વર્ચસ્વ સ્થાપવા માગે છે અને જો બ્રિટીશરાજ તેમનું રક્ષણ કરતું ન હોત તો એવી દલિત કોમોનું શું થાત તે આ ચિત્રો બતાવી આપે છે. જંગલમાં વસતી અસ્પૃશ્ય ભીલ કોમનાં બાળકોને સવર્ણ હિંદુઓ અજગરને ભોગ આપી ખવરાવી દે છે, કારણકે હિંદુઓ સાપને દેવ તરીકે માને છે અને તેમને નરબલિ આપીને સંતુષ્ટ કરે છે. એવા એક અજગર અને ભીલના ચિત્ર ઉપર આપેલ છે અને લેખિકાએ જાતે હિંદુસ્તાનમાં જઈને આ ફોટોગ્રાફ લીધા છે.'

આ વાંચીને હું એટલો બધો હસ્યો કે પાદરી સાહેબને શંકા થઈ કે મારું ભેજું ચસકી તો નથી ગયું! શું બન્યું હતું તેની મેં જ્યારે પાદરી સાહેબને વાત કરી ત્યારે તેઓ પણ ખડખડાટ હસી પડ્યા.

પાદરી સાહેબની રજા લઈને હું મારે બંગલે પહોંચ્યો ત્યારે અંધારું થવા આવ્યું હતું. આવતી કાલે મારે આબુ છોડી જવાનું હતું, પરંતુ આબુના અજગર ઉંબર સુધી મને છોડવા તૈયાર ન હતા. હું જ્યારે બંગલાના દરવાજા પાસે પહોંચ્યો ત્યારે માણસો ભયભીત થઈને દરવાજા પાસે ઊભા હતા અને નખી તળાવ તરફ જતો મુખ્ય રસ્તો બંધ થઈ ગયો હતો. મને નવાઈ લાગી કે લોકો આગળ જતાં કેમ ડરે છે! લોકોનું ટોળું ત્યાં જમા થયું હતું. સૌથી મોખરે મારો રસોઈયો હતો. મેં તેને પૂછ્યું: 'શું છે!' તેણે ગભરાતાં ગભરાતાં જવાબ આપ્યો કે આ રસ્તાના વળાંક આગળ સડકની બાજુમાં એક રાક્ષસ છે!

મને નવાઈ લાગી. ભૂતપ્રેતની દુનિયાને ન માનનારને રાક્ષસ જેવા વિચિત્ર પ્રાણીની હયાતી તો ક્યાંથી માનવામાં આવે! પ્રાણીશાસ્ત્રીને તો દુનિયાનાં તમામ પ્રાણીઓની જાતો તેમના વર્ગીકરણ પ્રમાણે નજર સામે જ હોય. તેમાં ભૂત કે રાક્ષસનો કોઈ વર્ગ નથી. મેં હસીને પૂછ્યું: 'કેવો છે એ રાક્ષસ?'

રસોઈયાએ કબૂલ કર્યું કે તેણે જાતે રાક્ષસ નથી જોયો. એક માણસોએ કહ્યું કે, તે શેષનાગ જેવો છે, પરંતુ મોં આગળ બહુ જાડો છે અને તેને બે શીંગડાં અને એક દાઢી તથા બે કાન છે!

વાત સાંભળીને હું ખડખડાટ હસી પડ્યો. મેં તેમને કહ્યું, 'તમને સ્વપ્ન આવ્યું હશે. સૌ ઘર ભેગા થઈ જાવ.'

પરંતુ લોકો ત્યાંથી ખસવા તૈયાર ન હતા. એક સહેલાણીએ આગળ આવીને મને કહ્યું, 'મેં નજરે એ રાક્ષસને જોયો છે અને હજી ત્યાં જ છે.'

મેં તેને ઉધડો લીધો, 'ચાલો; મને નજરે બતાવશો!'

પરંતુ મારી સાથે આવવા કોઈ તૈયાર ન હતું, છતાં સંખ્યાબંધ માણસો આગ્રહપૂર્વક કહેતા હતા કે ત્યાં રાક્ષસ જરૂર છે. છેવટે એક સહેલાણી તૈયાર થયો. મેં તેને વચન આપ્યું કે તેના રક્ષણની જવાબદારી મારા ઉપર રહેશે. તેને હિમ્મત આપવા માટે મેં રાઈફલ મંગાવી લીધી.

સંધ્યાનો પ્રકાશ અદૃશ્ય થઈ ગયો હતો. સહેજ જ ઓછું અજવાળું હવે રહ્યું હતું. અમે

વળાંક વળ્યા ત્યાં મેં ખરેખર એક વિચિત્ર પ્રાણી બરાબર રસ્તાની બાજુમાં જોયું. તેને ખરેખર બે શીંગડાં હતાં, બે કાન હતા, બકરા જેવું મોઢું હતું અને બકરા જેવી દાઢી હતી; બાકીનો ભાગ અજગર જેવો હતો. મારી સાથે જે સહેલાણી આવ્યા હતા તે તો એને જોઈને મૂઠી વાળીને ભાગ્યા. તેની પાછળ છેટે છેટે બીજા પણ આવ્યા હતા તેઓ પણ ભાગ્યા ભાગવા માટે પડાપડી થઈ પડી. પરંતુ આ ભયંકર પ્રાણી મને છેતરી શકે તેમ ન હતું. ઝાંખા ઝાંખા પ્રકાશમાં પણ મેં એ ભાઈસાહેબને ઓળખી કાઢ્યા.

વાત એમ બની હતી કે સમી સાંજે એક બહુ મોટા અજગરે એક બકરાને પકડીને ભીંસી નાખ્યો હતો અને તેને પાછલા પગથી પકડીને ગળી ગયો હતો. પરંતુ આખું શરીર ગળાઈ ગયા પછી ઉપરે તેનું માથું અટક્યું, કારણ કે ~~ મોટાં શીંગડાં હતાં. આખું બકરું અજગરના ગળા નીચે ઊતરી ગયું હતું, પરંતુ બોકડાનું માથું, કાન, અને શીંગડાં બાકી રહ્યાં હતાં. અજગર પણ જબરજસ્ત હતો. પરંતુ અજગર ગમે એવો મોટો હોવા છતાં તેનું મોઢું જોનારને મોટું નથી જણાતું. એટલે અજગરને બોકડાનું માથું, કાન અને શીંગડાં હોય એવો આબેહૂબ દેખાવ લાગતો હતો. અને જામતા જતા અંધારામાં તેનો દેખાવ પણ ભયંકર લાગતો હતો.

મેં વિના વિલંબે રાઇફલથી અજગરને મારી નાખ્યો અને તરત જ પ્રેક્ષકો આ અદ્ભુત દૃશ્ય જોવા માટે ટોળે વળ્યા.

આમ મારી આજુની યાત્રા પૂરી થઈ. ત્યાંના રોમાંચક પ્રસંગો મારા સ્મૃતિપટ ઉપર એવા કોતરાઈ ગયા છે કે જાણે એ બનાવો આજે જ બન્યા હોય તેમ લાગે છે.

[ Pythons & their ways-
ની એક સત્ય ઘટના ઉપરથી

એંશી વર્ષના એક અમેરિકન ગામડિયાને ન્યુયૉર્ક આવવાનું થયું. પચ્ચાસ વર્ષ એકવાર તે અહીં આવેલો પણ ત્યારના અને અત્યારના ન્યુયૉર્કમાં ઘણો જ ફેર હતો. ફરતાં ફરતાં જે નાનકડી દુકાને તે હોકલીની તમાકુ લેવા જતો ત્યાં જોયું તો એક મોટું આલીશાન મકાન ઊભું હતું. અને તેના ઉપર 'મોડર્ન સ્ટોર્સ' એમ સોનેરી અક્ષરોવાળું પાટિયું લટકતું હતું તેણે અંદર જઈને જૂના દુકાનમાલિકની શોધ કરી પણ માણસોની પુષ્કળ ભીડને અંગે તે કંઈ જાણ્યો નહીં તેણે જોયું તો એક જગાએ ઘણાં બધાં બટન ભીંત પર રાખેલાં હતાં બધાં માણસો બાજુના કાણામાં પૈસા નાખી તેમાંથી એકાદ બટન દબાવતા અને જોઈતી વસ્તુ મળી હતી. એક સોદાગરે એ પ્રમાણે એક બટન દબાવ્યું અને સીગરેટનું પાકીટ તરત જ તેને મળ્યું. બીજા એક જણે બીજું બટન દબાવ્યું અને દારૂનો શીશો હાજર થયો. ડોસો તો આ હેરત પમાડે તેવા બટનો જોતો હતો તેવામાં બે છોકરીઓ ત્યાં આવી-પૈસા કાણામાં નાખ્યા અને એક બટન દાબ્યું કે તરત જ બાળક બાબાગાડી સહિત આવ્યું.

આ જોઈ ડોસાએ પાસે ઊભેલ એક જુવાનને કહ્યું 'તમે લોકો બહુ કમનસીબ છો!'

'કેમ?' પેલાએ હસતાં હસતાં પૂછ્યું.

'તમને શું ખબર પડે?' ડોસાએ લાકડી જમીન પર પછાડતાં કહ્યું 'કે બાળક મેળવવાની જૂની રીતમાં શી મજા છે!'

—બા. લ્યા.

# શિલ્પી

મૂળશંકર મો. ભટ્ટ

એક એવા દેશની અને એવા કાળની આ વાત છે કે જ્યારે અને જ્યાં પત્થર અને લાકડામાંથી કોતરેલી મૂર્તિઓમાં જ ઈશ્વરનો સાક્ષાત્કાર લોકો અનુભવતા.

એ દેશનો એક રાજા હતો. દુનિયાનાં જે પાર્થિવ સુખોની સાથે લોકોમાં પરમાર્થવૃદ્ધિ પણ રહે, એનું એ ખૂબ ધ્યાન રાખતો હતો. એની પ્રજા પણ રાજાની આ ઇચ્છાને પાર પાડવામાં પૂરતો સાથ આપી પોતાની જાતને ધન્ય માનતી.

રાજ્યના પુરોહિતોના તેને આશીર્વાદ હતા, અને મંત્રીઓ રાજાની ઇચ્છાઓને વ્યવહારમાં ઉતારવામાં કુશળ હતા. પ્રજા ખૂબ સુખી હતી.

એકવાર રાજા પોતાના પરિવાર તથા મંત્રીમંડળ સાથે રાજ્યના પર્યટને નીકળ્યા. પ્રજાને સુખી અને સંતોષી જોઈને તેનું હૃદય પણ ખૂબ પુલકિત થયું. પણ તેને એક વાતનું ખૂબ આશ્ચર્ય થયું. રાજ્યના દરેકેદરેક મંદિરમાં લોકો પુરુષ-મૂર્તિઓની જ પૂજા કરતા દેખાયા. આ પુરુષપ્રતિમાઓ એક એકથી ચડિયાતી હતી. પણ રાજા તો કળાનો પારખુ અને ઉપાસક હતો. તેની નજરમાં એક પણ કળાપૂર્ણ સ્ત્રી-મૂર્તિ ન દેખાઈ. આનું શું કારણ!

રાજાએ મંત્રીઓને પૂછ્યું. તેઓ પણ આનો જવાબ ન આપી શક્યા. પણ ગમેતેમ પ્રશ્નનો નિકાલ લાવવાનું કામ તો મંત્રીઓનું જ હોય ને! તે કામ તેમને સોંપાયું.

પૂછપરછ કરતાં કરતાં મંત્રીઓને ખબર પડી કે રાજ્યમાં પુરુષ-મૂર્તિઓ બનાવનાર એક જ કળાકાર છે. રાજ્યમાં જેટલી સુંદર મૂર્તિઓ છે, તે તેની જ ઘડેલી છે.

એ મૂર્તિકારને તો પોતાની મહત્તાનું જરા ય ભાન નથી. તે તો એક ઝૂંપડામાં રહે છે. અર્ધમીંચી આંખોએ તે પોતાના હૃદયમાં અંકાયેલ મૂર્તિને પત્થરના થાંભલા પર ઉતારવાના કામમાં તલ્લીન બનેલો છે. એની તલ્લીનતામાં યોગીની સમાધી અને ભક્તનો આવેશ ભરેલો છે.

પૂજા અને ધ્યાન કરવા માટે યોગ્ય એવી મૂર્તિઓ ઘડવી એ જ એના જીવનનું માત્ર લક્ષ્ય છે. નાનપણથી જ તે એની સિદ્ધિ પાછળ મંડેલો છે. પિતાનો આખરી ઉપદેશ એ જ છે; ગુરુની પણ એ જ આજ્ઞા છે.

એના હાથની બનાવેલી હનુમાનની મૂર્તિ લોકોને વીર્યવાન બનવા પ્રેરે છે. એના જ હાથથી ઘડાયેલી રામચંદ્રજીની મૂર્તિ પ્રજાની પૂજાના બદલામાં વાંચ્છનાને ફળવતી બનાવે છે. એના જ પરિશ્રમના ફળરૂપ શ્રીકૃષ્ણની મૂર્તિ લોકોને મુક્તિનો સંદેશ આપે છે.

એ દેવતાઓએ તેના મહેનતાને પણ સંતોષ રૂપી ધન છૂટે હાથે આપીને ન્યાલ કરી દીધો છે. પ્રજા જ આ શિલ્પકારના કુટુંબના ભરણ-પોષણનો ભાર ઉપાડી રહી હતી. તેને આ બાબી ઉપાધી બિલકુલ નથી.

આ શિલ્પીને રાજાએ દરબારમાં આવવા આજ્ઞા મોકલી.

*

'આ રાજ્યમાં તું જ શિલ્પી છે!'

'મહારાજ! હું પણ એક છું.'

'પેલા શિવાલયમાંની શિવલિંગની પ્રતિમા તારી ઘડેલી છે!'

'હા મહારાજ.'

'પેલા રામમંદિરમાંની રામચંદ્રજીની મૂર્તિ!'

'મારી બનાવેલી છે.'

'શ્રીપરમ નગરની હનુમાનની પ્રતિમા!'

'મહારાજ! મેં જ...'

'કલંબાકુની શ્રીકૃષ્ણની મૂર્તિ!'

'મહારાજના આ સેવકે...'

'અને દીપપુરની સૂર્યપ્રતિમા!'

'આ સેવકે...'

'તેં સ્ત્રીદેવતાની જે જે મૂર્તિઓ બનાવી હોય, એના નામ તો આપ.'

'હું...મહારાજ...'

'કંઈ કંઈ! બોલ.'

'મેં...સ્ત્રીમૂર્તિ...મહારાજ...'

'હા, હા, કહે.'

'હું સ્ત્રીમૂર્તિ કંઈ રીતે...'

'નથી બનાવી?'

'ના મહારાજ.'

'એક પણ નહિ?'

'એક...'

'એક બનાવી છે? કોની છે?'

'મહારાજ! કહું?'

'હા, હા બોલ.'

'મારી માતાની.'

'તારી માતાની? તે દેવતાની મૂર્તિ કહેવાય?'

'લોકો માટે નહિ! ફક્ત મારા માટે...'

'ક્યાં છે તે મૂર્તિ?'

'મહારાજ! તે મારાથી બની શકે?'

'જગજ્જનની પાર્વતી, સરસ્વતી, લક્ષ્મી, આ બધી માતાઓની પૂજા કરવાનો લોકોને લહાવો નહિ આપે?'

'એ મારાથી નહિ બને મહારાજ.'

'કેમ?'

'એટલી શક્તિ નથી મારી.'

'પુરુષમૂર્તિઓમાં સૌંદર્યની પરાકાષ્ઠા બતાવવાની શક્તિ ધરાવનાર તું આમ કહે છે! એ તો ઈશ્વર પ્રત્યેનો તારો અપરાધ કહેવાય.'

'જી.'

'પોતાની માતાની મૂર્તિ ઘડનાર હાથોમાં જગન્માતાની મૂર્તિ ઘડવાનું સામર્થ્ય પણ રહેલું જ છે.'

'જી મહારાજ.'

'લોકોમાં માતૃભક્તિ વધારવા માટે ત્રણેય માતાઓની મૂર્તિ તૈયાર કર.'

'મહારાજ! એક વિનંતી.'

'અનંત કાળ સુધી તારી મૂર્તિઓ મુક્તિની પ્રેરણા આપ્યા કરશે.'

'મહારાજ એક...'

થયો. તે તો એકાંત-પરાયણ બની ગયો છે. મનને એકાગ્ર કરવામાં લાગી ગયો છે.

તેના કુટુંબના ભરણપોષણની ચિંતા તો રાજાને તથા પ્રજાને છે.

બીજી બાજુ રાજાએ તો દેશદેશાવરથી કીંમતમાં ઊંચી જાતના પત્થરો શિલ્પકારને ત્યાં મોકલ્યા છે. કારીગરો પાસે ઉત્તમ પ્રકારનાં ટાંકણાં વગેરે ઓજારો કરાવ્યાં છે. શિલ્પી આ બધું જોઇને મનમાં હસે છે. વરસની મુદત પૂરી થઇ. દરબારમાં હાજર થવા માટેની આજ્ઞા થઇ. શિલ્પી દરબારમાં ગયો.

'શિલ્પી!'

'જી, મહારાજ!'

'મૂર્તિઓ તૈયાર થઇ?'

'મહારાજ! એક અરજ.'

'તારી શક્તિનું તને જ ભાન નહોતું. આવી સુંદર પુરુષમૂર્તિઓ ઘડનાર સ્ત્રીપ્રતિમા ઘડવામાં નિષ્ફળ જાય ખરો! મૂર્તિઓ સુંદર બની છે ને?'

'મહારાજ! આ સેવકને ક્ષમા કરો.'

'ક્ષમા શા માટે? તને મોટો પુરસ્કાર આપવા માટેની બધી તૈયારીઓ થઇ ગઇ છે.'

'મહારાજ! મેં આપનો મોટો અપરાધ કર્યો છે. અને તેની શિક્ષા માટે આ માથું આપના ચરણમાં ધરું છું.'

'શિક્ષા! શા માટે?'

'મહારાજ! એક વિનંતી.'

'શું છે?'

'મુદત પૂરી થઇ-મેં આપની આજ્ઞાનું પાલન કર્યું નથી.'

'એટલે મૂર્તિઓ તૈયાર નથી થઇ?'

'હું એ કામ શરૂ જ નથી કરી શક્યો, મહારાજ!'

'એનો અર્થ એ કે તેં રાજાની આજ્ઞાનો ભંગ કર્યો.'

'તે હું સ્વીકારું છું, મહારાજ.'

'શિલ્પકળામાં પ્રવીણ હોવા છતાં તેં હજુ મૂર્તિઓ ઘડવાનું શરૂ પણ નથી કર્યું? તેનું શું કારણ?'

'એ જ આપને સંભળાવું છું.'

'ભલે.'

'ત્રણેય માતાઓની મૂર્તિ ઘડવાની આપની આજ્ઞા હતી.'

'હા.'

'તે સ્ત્રીઓ છે!'

'હં.'

'હું એક સામાન્ય માણસ છું.'

'હશે.'

'ઇંદ્રિઓ બળવાન હોય છે.'

'હા.'

'તો પછી મારા જેવો સામાન્ય માણસ કલ્પનાથી અતીત એવી ઓદેવતાની મૂર્તિઓ ઘડવાની હિમ્મત કેમ કરી શકે?'

'તારી કારીગરીમાં કંઇ ખામી નથી.'

'હાજી, ઇશ્વરકૃપાથી નથી.'

'અને સર્જન કરવા માટેની ઇચ્છા અને કલ્પના પણ છે.'

'હા જી.'

'તો પછી...'

'મહારાજ, કહું. જ્યાં સુધી એ દેવીઓ પ્રત્યે પવિત્ર માતૃભાવ ઉત્પન્ન ન થાય ત્યાં સુધી તેના અંગપ્રત્યંગ કેવી રીતે ઘડી શકું? મૂર્તિ કેવી રીતે તૈયાર કરી શકું? મૂર્તિ ઘડતી વખતે મારું મન વિકાર અનુભવે તો પછી નરકમાં ય મને સ્થાન ન મળે મહારાજ. જ્યાં સુધી એ પ્રતિમાઓમાં મારી માતાનું દર્શન કરી શકું, તેવી દૃષ્ટિ અને શક્તિ મારામાં ન આવે, ત્યાં સુધી એ શિલાઓને હું કેમ હાથ લગાડી શકું! તેનાં અંગો ઘડતી વખતે મારો હાથ તેના બાળકના હાથ જેવો ન બની જાય, ત્યાં સુધી એ હું ટાંકણું કેમ ઉપાડી શકું! જ્યાં સુધી એ દેવીઓ મારાં માતા ન બની જાય અને હું તેમનો બાળક ન બની જાઉં ત્યાં સુધી તેમના સ્પર્શનો મને અધિકાર નથી. કદાચ હું સ્પર્શ કરું, અને તેનું સૌંદર્ય જોઇ મારું મન

ચંચળ બની જાય તે સૌંદર્ય જ મને ભરખી લે, પછી તે મૂર્તિઓ પ્રજાની પૂજા માટે યોગ્ય રહે ખરી?'

'શિલ્પી, તને એક વરસની વધારે મહેતલ આપું છું.'

'જેવી આજ્ઞા, મહારાજ.'

'તારી કારીગરીમાં ભક્તિ ઉમેર.'

'જી.'

'પ્રજાની જેમ મારું હૃદય પણ માતૃપૂજા માટે આતુર બનેલું છે.'

'જી.'

*

મહારાજા તો રાજ્યકારભારની બીજી મોટી જંજાળોમાં ગૂંચાઈ ગયા. પણ શિલ્પી તો બીજું બધું છોડીને આ ત્રણેય માતાઓમાં ચિત્ત પરોવીને તેમની દયાની રાહ જોઈ રહ્યો છે. મહિનાઓ વીતી ગયા. રાજાએ આપેલી મુદત વીતી ગઈ. મહારાજા તરફથી તેને કોઈ બોલાવવા ન આવ્યું. શિલ્પી પોતે પણ ન ગયો. વરસ ઉપર વરસ વીતવા લાગ્યાં. શિલ્પીની જુવાનીના દિવસો ઢળવા લાગ્યા. વૃદ્ધાવસ્થા આવવા લાગી. પણ હવે તે માતાની કૃપાને પાત્ર થવા લાગ્યો હતો.

શરીરમાં કરચલીઓ પડવા માંડી પણ આંખોનું નૂર અખંડ હતું. હાથમાં ધ્રુજારી બિલકુલ નથી. હા, બહારની દુનિયા તરફની નજર ચાલી ગઈ હતી.

એકાંતમાં બેસીને તે વૃદ્ધ કારીગર ઓજાર લઈને પથ્થરોને ઘડવા લાગ્યો. તે માતાઓના રૂપને હૃદયમાં સર્જીને તેને આ પથ્થરની શિલાઓમાં ઉતારવા લાગ્યો હતો. રોજબરોજ તેનું શરીર જર્જરિત થવા લાગ્યું. પેલી મૂર્તિઓમાંથી સૌંદર્ય વિકસવા લાગ્યું. તેમાં પ્રાણ પ્રગટવા લાગ્યો. પ્રજા આ મૂર્તિઓની પૂજા માટે ઉત્સુક થવા લાગી હતી.

તે બુઢ્ઢા શિલ્પીમાં બાળપણના અંકુરો ફૂટવા લાગ્યા હતા. હોઠ ઉપર મંદમંદ હાસ્ય ફરકવા લાગ્યું હતું. હૃદયમાં નિર્મળતા આવી. હૃદયમંદિરમાં સ્થાપેલ તે માતાઓનું રૂપ પાષાણ-મૂર્તિઓમાં ઊતર્યું અને પ્રગટ થયું.

મહારાજને ખબર મળ્યા કે ત્રણેય મૂર્તિઓ તૈયાર થઈ ગઈ છે. તેને ખૂબ આનંદ થયો. તે મૂર્તિઓની પ્રતિષ્ઠા માટેનો મોટો સમારંભ યોજવામાં આવ્યો તે વખતે આ શિલ્પીને પણ પુરસ્કાર આપવાનો હતો.

પણ શિલ્પી ક્યાં?

તેણે પોતાનું શરીર–પોતાનો આત્મા એ માતાઓને અર્પણ કરી દીધો. તે તો એ મૂર્તિઓમાં જ સમાઈ ગયો. દુનિયાની નજર હવે તેને જોઈ શકે તેમ નહોતી. મોટા સમારંભ સાથે એ મૂર્તિઓની મંદિરમાં પ્રતિષ્ઠા થઈ.

પંડિતોએ આવીને એ મૂર્તિઓ જોઈ તેમની પૂજા કરી. તેમણે કહ્યું કે એ ત્રણેય જગજ્જનનીઓએ આ મૂર્તિઓમાં પોતાનો શાશ્વત નિવાસ કર્યો છે. એટલે તે પ્રતિમાઓ નથી; તે માતાઓ જ છે. મહારાજની ઇચ્છા પ્રમાણે પંડિતોએ તેને આધારે શાસ્ત્રો બનાવ્યાં.

શિલ્પકળાની ઉત્પત્તિ આ વખતે થઈ.

[ અનુવાદિત

પહેલો કારકુન—આ તે કંઈ રીત છે? શું છ કલાક કામ ઓછું હતું તે આ સાત કલાક કર્યો?

બીજો કારકુન—આ ગરમીના દિવસોમાં સવારની ઓફિસને બદલે સાત કલાક કામ! મારા બાપ, મરી તો સાન પણ ઠેકાણે નથી...આજે કયો વાર થયો?

પહેલો કારકુન—બુધવાર.

# શ્રીચરણે

અશોક

કોઈ એક મઠ હતો. કોઈ એક એટલા માટે કે જે મઠની અમે વાત કહેવા માગીએ છીએ તેનું નામ જાહેરમાં મૂકીને અમે એ ધાર્મિક સંસ્થાની પ્રતિષ્ઠા હલકી પાડવા માગતા નથી. એક નાનું સરખું ગામ ન વસ્યું હોય એટલા મઠનાં મકાનો હતાં. ગૌશાળા હતી અને ભોજનશાળા હતી; સેવકો માટે રહેવાની ઓરડીઓ હતી અને યાત્રાળુઓ માટેનાં વિશ્રામસ્થાનો હતાં. એ બધાંની વચ્ચે મોરલીધરજીનું ભવ્ય મંદિર કળા અને કલ્પનાના સુમેળ સરખું સોહી રહ્યું હતું. આ બધો વિભાગ પૂરો થતો એટલે એક લાંબી દીવાલ આવતી. એ દીવાલની બીજી બાજુ મઠાધીશ આચાર્યનો મહેલ હતો એને અમે મહેલ કહીએ છીએ કારણકે રાજારજવાડાના રાજમહેલોમાં જે જાતની સામગ્રી ભરી હોય છે તે બધી જ અહીં નજરે પડતી હતી. મઠને ફરતી કિલ્લેબંધી હતી. એક તરફની કિલ્લેબંધીને ઘસીને એક નાનકડી નદી કલગાન કરતી વહી જતી. ફરતી આંબાની વનરાઈમાં મોરલા ટહુકતા અને કોયલ શોર મચાવતી.

જે સમયની આ વાત છે તે વખતે મઠના કોઈ એક આચાર્ય હતા. કોઈ એક આચાર્ય હતા એમ કહેવાનું પણ એ જ કારણ છે કે એમનું નામ પ્રસિદ્ધ કરીને દુનિયાના ભાવિકોની દૃષ્ટિએ એ નામ અમે હલકુ પાડવા માગતા નથી. મઠના નિયમો મુજબ આચાર્ય બ્રહ્મચારી હતા. સ્ત્રીનું મોઢું જોવાનો પણ તેમને નિષેધ હતો. આચાર્યના મહેલમાં નારીજાતિથી પ્રવેશ થઈ શકતો નહિ. આચાર્ય મોરલીધરજીની પૂજા કરવા પધારે કે કોઈ ભક્તજનને આંગણે તેમની પધરામણી થાય, ત્યારે સ્ત્રીજગત આડી કનાતો ઊભી કરવામાં આવતી.

આચાર્યશ્રીના બ્રહ્મચર્યની, તેમના તપની અને તેમના ચમત્કારોની ઘણી રસિક વાતો મઠના અંતેવાસીઓ કરતા. તે સામે એક એવો પણ વર્ગ હતો કે જે આચાર્યશ્રીના દુરાચારોની જ વાતો કરતો. આચાર્યશ્રી પ્રેમભક્તિનાં પદો રચતા, સુંદર રાગે તે ગાતા; કૃષ્ણચંદ્રની બંસી બજાવતા. એમની મોહક બાની, રસિક મૂર્તિ, છેલછબીલો પહેરવેશ અને મહેલમાં વસાવેલી રાગભોગની સામગ્રી, આ બધું જોઈને અજ્ઞાનીઓ કદાચ એમનામાં દુરાચારનું આરોપણ કરે, પરંતુ ભક્તજનો તો એવી વાતોને અશ્રદ્ધાળુના વાણીવ્યભિચાર તરીકે વર્ણવતા. શ્રી કૃષ્ણચંદ્ર સોળસહસ્ર ગોપિકાઓ સંગે રંગે રમતા છતાં ય બાળબ્રહ્મચારી કહેવાતા. તો આચાર્યશ્રી તો મુખેથી કેવળ શ્રી લીલાના ગુણગાન ગાતા. એમનામાં દુરાચારનો આરોપ ક્યાંથી મૂકી શકાય?

તો ય વાતો કરનારા વાતો કર્યે જતા. રોજ રોજ એમની વાતોમાં નવીનતા અને રસિકતા આવતી. તેઓ કહેતા કે નદીના જળમાં આચાર્યશ્રી ગોપિકાઓ સાથે જ જળક્રીડા કરે છે. આંબાની વનરાઈમાં મધરાતે રાસલીલા રચાય છે. મહેલના ઝરૂખે લીલાંપીળાં તોરણો લટકતાં હોય છે. એના પડછાયા અને પડછંદા નદીના જળમાં અને વનવનની વનરાઈમાં પડે છે. આમ અશ્રદ્ધાળુની દૃષ્ટિએ પડછાયા દેખાતા અને પડઘા પણ ઊઠતા. પરંતુ ભાવિકજનો એ બધું ભગવાનને નામે નોંધી નાખતા અને આચાર્યશ્રી સદાયના નિર્લેપ રહેતા.

આમ બધું પ્રભુને નામે નોંધાઈ જતું. છતાં થોડુંપણું યે જો માનવીને નામે ચડે તો એમાંથી પોતાનું કામ થઈ જાય, એમ મધુપુરનો મોહન વાણિયો માનતો. મોહન તેલપળીનો ધંધો કરતો. અવારનવાર આચાર્યશ્રીના દર્શને જતો. અને એણે આચાર્યશ્રીની આંખમાં

કાંઈક જોયું હતું. એ કાંઈકે મોહનના કાનમાં કાંઈક કહ્યું હતું અને મોહનને થયું કે લોકોની સાચીખોટી વાતનો તાગ લેવો જોઈએ.

પરંતુ એવો તાગ લેવો હોય તો એ માટે પોતે સાવ નિરુપયોગી હતો. એ માટે તો કોઈ ગોરી ગોરી ગોપિકા જોઈએ. કોઈ રૂપ યૌવન ભરી રાધિકા સિવાય એ કામ સિદ્ધ થાય નહિ. પડછાયો પાડી શકે અને પડછાયામાં આખા જગતને ભલે ન આવરી શકે, પણ આચાર્યશ્રી અને તેના મઠને આવરી લે એવી એકાદ આરસી મળી જાય તો બેડો પાર થઈ જાય. મોહન એવી એકાદ આરસીની શોધમાં પડ્યો.

મોહનની આગે આપેની એક કાકી હતી અને કાકીને એક જુવાન જોધ દીકરી હતી. ઊટકીને સાફ કરવામાં આવે તો એ આરસી જરૂર મનગમતા પ્રતિબિંબ ઝીલી શકે. કાકી ખૂબ દુઃખી હતી અને માંડ માંડ નિર્વાહ ચલાવતી. મોહને આજ સુધી કોઈ દિવસ એની સામુ જોયેલું નહિ. આજે અચાનક કાકી યાદ આવ્યાં અને કાકીની દીકરી નજરે ચડી.

તે સીધો કાકીને ઘેર ગયો. 'કાકી, રોટલે બહુ દુઃખી થાઉં છું.'

'ઘરમાં વહુવારુ નહિ એટલે દુઃખી તો થા જ ને. ક્યાંકથી આણુપાતળું ગોતી લે, દીકરા' કાકીએ ભોળે ભાવે કહ્યું.

'કરમમાં જો બાયડી લખી હોત તો અંબે કાયળો શેનો હોત! પણ એ તો જેવી કરમની લેણાદેણી. હું તો એમ કહું છું કાકી, કે તમેય અહીં દુઃખી થાઓ છો, એના કરતાં આપણે સાથે રહીએ તો કેમ? મઠનું મોદીખાનું મળ્યું છે. બે પૈસાની પ્રાપ્તિ થશે, તમે માદીકરી મને ભારે નહિ પડો.'

મોહને લટુકાપટુકા કરીને કાકીને તો સમજાવી લીધી. પણ લખમી પાસે વાતનો ભ્રમ કેમ ભાંગવો એ મહાન કોયડો હતો. એનું તો પાછળથી થઈ રહેશે, પહેલાં આચાર્યશ્રીનો તાગ તો લઉં. એમ વિચારીને મોહન એક દિવસ આચાર્યશ્રી પાસે એકાંતમાં પહોંચી ગયો.

'મારા ગરીબનો ઉદ્ધાર કરો પ્રભુ.'

'મોરલીધરની સેવા કરો ભાઈ, ઉદ્ધારવાવાળો એ એક જ છે.'

'મોરલીધરજીની સેવા કરી અને પ્રભુએ બંસરી બજાવી છે. બંસીનાદનો પ્રેર્યો હું શ્રીચરણે આવ્યો છું.'

'બંસીનો બજવૈયો મંદિરમાં બિરાજે. એને મૂકીને અહીં ક્યાં આવ્યા ભાઈ!'

'મંદિરમાં મોરલીધરજીની મૂર્તિ બિરાજે. અહીં એના પ્રાણ વસી રહ્યા છે. મંદિરનો મોરલીધર મુખ પર મોરલી ધરે. એની સુરાવલિ તો અહીંથી પ્રગટે છે પ્રભુ.'

'ભાઈ, અહીં સૂર નથી, સુરાવલિ નથી. મોરલીધર નથી, મોરલી નથી. ઊંચી ઊંચી પથ્થરોની દીવાલ છે. ફરતી મોરલીધરની આણ છે. એની વચ્ચે બેઠો બેઠો પથ્થરના હૈયાવાળો અબધૂત કાયા કષ્ટી રહ્યો.' આચાર્યશ્રીએ કહ્યું.

'એ અબધૂત તો અલૌકિક છે, પ્રભુ એ પથ્થરોમાં પ્રાણ પૂરે છે. નદીના જળમાં ગાન રેડે છે. વનરાઈના હૈયામાં ટહુકાર જગાવે છે. એ અબધૂતે એક દિવસ મેડીને ઝરૂખે બેસીને પ્રેમબંસીનો નાદ જગાવ્યો જમનાજળ ઝીલતી એક ગોપિકાએ એ નાદ સુણ્યો. ત્યારથી ગોપિકા ભાનસાન ભૂલી પ્રીતમ પ્રીતમ ઝંખતી ગોકુળની ગલીઓમાં બહાવરી થી ઘૂમી રહી છે, પણ કનૈયો ગોકુળ છોડી મથુરા જઈ વસ્યો છે અને વિરહિણી ગોપિકાથી વિરહની વેદના સહી જતી નથી. એનો પોકાર સંભળાવવા હું અહીં આવ્યો છું. એને શ્રીચરણોમાં સ્થાન આપો પ્રભુ!' પ્રેમભક્તિના મધુર પદોની ભાષા વાણિયો બોલી રહ્યો હતો.

'બસ કરો, ભાઈ, હવે બસ કરો. મે જાણ્યું જે પ્રભુના ધામમાં વસીને તમે પ્રભુનાં કિર્તન કરતા હશો, પણ તમે તો માયાની મમતા અહીં લઈ આવ્યા. અમારા ધામમાં આવી વાતો કરવી એ પણ પાપ છે. ગોપિકાને

તો અમે શ્રી મોરલીધરને ચરણે ધરી દીધી. અમને તો નારીજગતના દર્શન કરવામાં પણ આભડછેટ લાગે.' આચાર્યશ્રીએ કહ્યું.

'દર્શન કરશો મા, દેવ! એને દર્શનની ઝંખના નથી. એ તો શ્રીચરણે સમાઈ જવા માગે છે. એનું સમર્પણ નહિ સ્વીકારો?' મોહન આચાર્યશ્રી સામું જોઈ રહ્યો.

વાતો તો ઘણી થઈ, પણ બધી લખીને શું કામ છે! કોણ કોને તાગતું હતું એની જ અરસપરસ શંકા હતી. પણ આખરે આચાર્યશ્રીએ 'રાધેશ્યામ! રાધેશ્યામ!' કરી આંખો બંધ કરી દીધી.

એ 'રાધેશ્યામ' નામોચ્ચારનો પણ ખાસ સંકેત હતો. અને મોહન એ બધું જાણીકરીને જ અહીં આવ્યો હતો. મોહનને થયું જે બેડો પાર છે. પ્રકાશ મળી ગયો છે. હવે પડછાયો પડવામાં વાર નહિ લાગે.

હવે એણે લખમી સાથે વાતચીત શરૂ કરી. એક તો ગરીબ, અને ધર્મભીરુ સ્વભાવ, આ બે વસ્તુએ મોહનની યોજનાને યારી આપી. આજ સુધી જેણે શ્રીનું મુખ જોયું નથી એવા આચાર્યશ્રીના શ્રી ચરણોમાં પોતાને સ્થાન મળશે એ વાત જ એને માટે મહાન હતી. એટલે પ્રભુજીની સેવા કરવાનું સ્વીકાર્યું અને મોહન આચાર્યશ્રી પાસે પહોંચી ગયો. 'પ્રભુ! દીપક જલી રહ્યો છે. ફરતા પતંગિયા પ્રકાશ ઝીલવા કૂદી રહ્યાં રહ્યા છે.'

'અગ્નિપરીક્ષા એ જ ખરી પ્રેમની કસોટી છે, ભાઈ. અરીસો પ્રતિબિંબ ઝીલે છે અને પ્રતિબિંબ પાડે છે. સવારે મુખદ્વાર પાસે ઊભા રહી શ્રીમુખની પૂજા કરજો. પ્રતિબિંબ પડે તો જાણજો કે શ્રીચરણે સ્થાન મળ્યું છે.' આચાર્યશ્રીએ આંખો મીંચી 'રાધેશ્યામ' મંત્રનો જપ શરૂ કર્યો.

સવારે ગોપિકાના વદનકમળ ઉપર તેજનું વર્તુળ ફરી વળ્યું. પતંગિયાની અગ્નિપરીક્ષા પૂરી થઈ. ગોપિકાને શ્રીચરણમાં સ્થાન મળી ગયું હતું.

અને તે મધ્યરાત્રિએ મોહને લખમીને શ્રીચરણે સમર્પીને જીવનની અમુલખ સિદ્ધિ મેળવી. પ્રસાદીમાં જે સુવર્ણમુદ્રાઓ મળેલી તે આ સિદ્ધિ પામે તો સાવ જ નિર્જીવ હતી.

બીજી સવારે દીકરીને દીઠી નહિ અને ડોશીએ ધમાલ મચાવી મૂકી. દીકરીને શોધવા ડોશીએ આકાશ-પાતાળ એક કરી નાખ્યાં. મોહન હાંફળોફાંફળો ચારે તરફ ઘૂમી વળ્યો. પણ લખમીનો ક્યાંયથી પત્તો લાગ્યો નહિ. તીર્થસ્થાન હતું. રોજ કેટલા યે યાત્રાળુઓ આવતા અને જતા. કોઈ સારા હોય, કોઈ નરસા હોય. કોઈ પુણ્ય કમાવા આવે, કોઈ પાપનું મોચન કરવા આવે; તો વળી કોઈ પાપના ગાંસડા બાંધવા યે આવતા હશે. રૂડી રૂપાળી ડોશીની દીકરી હતી. યૌવનને આરે ઊભી હતી. કોણ જાણે કોની યે નજર લાગી ગઈ હશે. એની અસંખ્ય યાત્રાળુઓમાં ક્યાંથી ભાળ લાગે?

અને એમ ડોશીએ દીકરી તો ગુમાવી પણ ઉપર જાતાં લોકોની સારી-નરસી વાત પણ સાંભળવી પડી.

કોઈકે કહ્યું: 'કોને ખબર છે ડોશી જ દીકરી વટાવવા નહિ આવી હોય! મોટી લાખા જેવી કરી હતી તે અમસ્થી કરી હશે!'

કોઈકે કહ્યું: 'બિચારી ક્યાં સુધી બેસી રહે.'

અને આ વાત સાંભળીને આચાર્યશ્રીએ કહ્યું: 'ગઈ વસ્તુનો શોક કરવો નકામો છે. આ જગતમાં કોણ કોનું છે એ જ, જ્યાં નક્કી નથી, ત્યાં આપણા-પરાયાનો ભેદ નકામો છે.'

મોહને પણ આચાર્યશ્રીના વેદવાક્યનો પડઘો પાડી કહ્યું: 'જ્યાં જેનો ઋણાનુબંધ હોય છે ત્યાં માનવી જઈ મળે છે. આપણો સંબંધ તૂટ્યો, બીજું શું!'

અને એમ મા-દીકરીનો જે સંબંધ ભગવાને એક દિવસ નક્કી કર્યો હતો તે સંબંધ ભગવાનને ચરણે પાછો ધરીને મોહન ડોશીને ઘેર દોરી ગયો.

આ પછી મોહન પંચેપંદરે પ્રભુના ધામની યાત્રા કરવા જતો, આચાર્યશ્રીના વરદ હસ્તે પ્રસાદી પામી સુખરૂપ સ્વસ્થાને પહોંચી જતો. તેના મંદિર–માળિયા ઊંચા થઇ રહ્યા હતા તેની ઘરવકરીમાં વિચાક્ષણુ વધી હતી. લોકો મૂક વદને મોહન સામું જોઇ એનો ખુલાસો માગતા. એ બધાને જવાબ આપતો હોય તેમ મોહન મોટેથી બોલતો, 'પ્રભુકૃપા હિ કેવલં ! પ્રભુકૃપા હિ કેવલં. રાધેશ્યામ ! રાધેશ્યામ !'

આ 'રાધેશ્યામ'નો ગહન મંત્ર આચાર્યશ્રીએ મોહનના કાનમાં ફૂંક્યો હતો. એ મંત્રની સિદ્ધિ સ્થૂળરૂપે આચાર્યશ્રીને પ્રાપ્ત થઇ હતી, જ્યારે નગદરૂપે મોહનને વરી હતી.

આમ આ ગહન મંત્રની આરાધના વરસ ૭ મહિના ચાલી હતી. દરેક વસ્તુને અવધ હોય છે તેમ આ આરાધનાની અવધ પણ ભગાઇ ગઇ હતી. પ્રભુના દરબારમાંથી એની અવધ પૂરી થયાનો પેગામ નીકળી ચૂક્યો હતો અને એ પેગામ પહોંચાડનારો હતો એક મુફલિસ.

આ મુફલિસે એક દિવસ પ્રભુના ધામમાં ધમાલ મચાવી મૂકી.

મોરલીધરજીનો પાટોત્સવ હતો. માણસોની મેદનીનો આરોવારો ન હતો. બધા મંદિરના ચોગાનમાં ભેગા થયા હતા. તે વખતે એ બધાની વચ્ચે આ મુફલિસે ધડાકો કર્યો: 'આ મઠ પાપક્ષેત્ર બની રહ્યું છે, કારણ કે મઠનો આચાર્ય વ્યભિચારી છે.'

જાણે કે વીજળી પડી. ચારે તરફ સનસનાટી મચી ગઈ. ઉત્સવનાં પૂર ઓસરી ગયાં. ભાવિક ભક્તોએ આવું અપવિત્ર સ્પર્શ ન કરી જાય એ કારણે કાનમાં આંગળા ભરાવ્યા. પરિચારકો 'રાધેશ્યામ ! રાધેશ્યામ !' જપવા લાગી ગયા. બાકીનાએ ન સમજાય એવો શોરબકોર મચાવી મૂક્યો.

કોઈકે કહ્યું: 'ગુંડો છે.'

કોઈકે કહ્યું: 'નાસ્તિક છે.'

કોઈકે કહ્યું: 'ધર્મ ઉપર ઘાક લાવે છે.'

લોકોએ અનેક રીતે અનેક વાતો કર્યા કરી અને મુફલિસે પોતાની રીતે પોતાની વાત આગળ ચલાવ્યે રાખી: 'અત્યાર સુધીમાં કંઇક અબળાઓનાં શિયળ એણે લૂંટ્યાં છે એનો મહેલ વ્યભિચારનો અખાડો છે. ભગવાનને નામે અહીં વ્યભિચારની પૂજા કરવામાં આવે છે.'

શોરબકોર વધી રહ્યો હતો. વહેતો વહેતો અને વધતો વધતો અવાજ આચાર્યશ્રીના કાન ઉપર અથડાયો. જાણે કે બ્રહ્માંડ ન તૂટી પડ્યું હોય એવો કડાકો થયો. ઘડીભર તો આચાર્યને અંગે કંપારી વછૂટી પરંતુ એ મહાધીઠ હતો. કંઇક સારાબૂરાના પરિચયમાં અત્યાર સુધીમાં આવ્યો હતો. એ આટલા શોરબકોરથી ગભરાઇ જાય તેમ ન હતો. સમયને પહોંચી વળવા જેટલી શક્તિ તેનામાં હતી.

થોડી જ વારમાં આચાર્યનો અંગત પરિચારક શ્રીમુખનો સંદેશો લઇ માનવમેદની વચ્ચે આવ્યો: 'શ્રીમુખની આજ્ઞા છે કે ધર્મના સ્થાનમાં આવી ધમાલ ન શોભે, એથી ભાવિક જનોની ભક્તિ–આરાધનામાં ક્ષતિ ઊભી થાય.'

મુફલિસે કહ્યું: 'રંગભોગના લોલુપોને કશી વાતે ક્ષતિ પહોંચતી જ નથી. શરાબીઓના શોર વચ્ચે અને વેશ્યાના રંગનાચ વચ્ચે ભોગીઓ ભોગ માણી શકે છે. સત્યને સત્ય તરીકે પ્રભુના ધામમાં નહિ સ્વીકારવામાં આવે તો પછી સત્ય માટે ક્યાં યે સ્થાન નહિ રહે.'

'તો આ સત્ય છે?' એકે પૂછ્યું.

'સૂરજ અને ચંદ્રને જો સાચા માનતા હો તો આ વાત પણ એટલી જ સાચી છે. ધર્મઘેલી કેટલીય સ્ત્રીઓ એમનાં શરીર આ પાખંડીને અર્પણ કરી ચૂકી છે. કોઇના ઘરની આબરૂ કોઇ ઉઘાડી નહિ પાડે, પણ અત્યારે યે આ સમૂહમાં એવી સુંદરીઓ હશે જેઓ આચાર્યને કનૈયાનો અવતાર માની એમનાં તનમનધન શ્રીચરણે સમર્પણ કરી દેવા મનગમતી હશે.' મુફલિસે કહ્યું.

આ વળી વીજળીના કડાકાભડાકા જેવી વાત હતી. એ વાત સાંભળી ત્યાં હાજર રહેલો દરેકેદરેક પુરુષ પોતાની સાથે આવેલી પોતાની પત્ની, બહેન કે દીકરી તરફ શંકાની નજરે જોવા તે વખતે પ્રેરાયો હશે. અને સ્ત્રીઓની દશા જોયા જેવી હતી. કેટલીક થરથર ધ્રૂજવા લાગી હતી અને ઘણીખરીની આંખમાં આંસુ આવી ગયાં હતાં. આ આંસુ પ્રેમભક્તિનાં હતા, શરમનાં હતાં કે પછી અંતરની વરાળનાં હતાં, એ તો જેઓ સ્ત્રીઓનાં હૈયાં વાંચી શકે તેઓ જ કહી શકે.

ધમાલ વધી રહી હતી. જેમણે બોલનારને ગાંડો કહીને શરૂઆતમાં હસી કાઢયો હતો એમને પણ એની વાતમાં રસ પડવા માંડયો હતો. એમાં ય જેઓ ફક્કડ હતા તેઓ તો આગ્રહ કરી કરીને એની પાસેથી વાત કઢાવી રહ્યા હતા. કફોડી સ્થિતિ હતી બિચારા બૈરાંછોકરાંવાળાની. એમને વાત સાંભળવાનો તો પૂરેપૂરો ચસ્કો હતો, પરંતુ રખે ને આ બલા પોતાને જ ગળે વળગે, એ દહેશતે તેઓ મૌન ધારીને ઊભા હતા. એમની આંખો વારે વારે એમના પરિવાર ઉપર જતી હતી. સૌ કોઈ કાણું છે એ નિહાળવાસ્તો. અને એ પરિવાર તો સામસામો એકબીજાનાં હૈયાં ઢંઢોળી રહ્યો હતો. જાણે કહી રહ્યો હતો કે, 'હું નહિ તું, હું નહિ તું.'

પણ વાત આગળ વધે તે પહેલાં એક જણે વાત વાળી લેવાના ઇરાદાથી વચ્ચે ઝંપલાવ્યું: 'તમે ય ભાઈ! હવે ખૂબ પાણા રોડ્યા, હવે બસ કરી જાઓ. આચાર્યના મહેલમાં સ્ત્રીઓને જવાની તો મના છે. પછી આ બધી...'

'અને દરવાજો ઉઘાડો હોય તો જ અંદર પેસી શકાય નહિતર નહિ! અરે સાંઈ પ્રેમીઓને તો પાંખો આવે છે પાંખો.' મુફલિસ ખડખડ હસી પડ્યો.

તે વખતે આચાર્યના ખાસ અનુચરે ફરીથી ત્યાં આવી શ્રીમુખની આજ્ઞા સંભળાવી: 'શ્રીમુખની આજ્ઞા છે કે આ ગડબડ હવે બંધ કરો. અહીં સ્ત્રીઓનો સમુદાય છે. એમની મર્યાદા જાળવવી એ બધાની ફરજ છે...'

'એ મર્યાદા લોપવાનો એક માત્ર અધિકાર આચાર્યને જ છે.' મુફલિસે કહ્યું.

પરંતુ એની વાત ધ્યાનમાં લીધા સિવાય અનુચરે પોતાની વાત આગળ ચલાવી: 'શ્રીમુખ ફરમાવે છે કે અહીં સ્ત્રીઓ છે અને સ્ત્રીદર્શનથી પોતાને મોટું પ્રાયશ્ચિત કરવું પડશે. કદાચ અગ્નિસ્નાન પણ કરવું પડશે. પરંતુ આ ગડબડ હવે બંધ નહિ થાય તો પોતે અહીં પધારશે.'

'એમને અહીં આવવાની કશી જ જરૂર નથી. અમે જ મહેલમાં આવવાના છીએ. જોઈએ તો ખરા મહેલમાં કેટલીક સુંદરીઓ સંઘરી છે!' મુફલિસે વાત આગળ વહેતી કરી.

આ વાતે વળી લોકોમાં નવી ગભરામણ પેદા કરી. મૂળ વાત અને વાતની રસિકતા બાજુ પર રહી ગયાં અને સહુ સહુના કુટુંબકબીલાની હાજરી લેવાની પળોજણમાં પડી ગયા. પ્રસંગ જ એવો હતો કે નફકરા નજરે જોનારને લોકોના આ ગભરાટમાં પણ રસિકતાનો ભાસ થાય.

મંદિરના ચોગાનમાં આ રીતે ધમાલ ચાલી રહી હતી, તે વખતે આચાર્યના મહેલમાં વળી નવી જ ઘટના ઘટી રહી હતી. એક તરફથી માનવમેદની ઉપરના શ્રીમુખનાં ફરમાનો વછૂટી રહ્યાં હતાં, પરિચારકો એ ફરમાનો પહોંચાડવાનું અને બહારની હવા અંદર લઈ આવવાનું કામ ઝડપભેર કરી રહ્યા હતા; બીજી તરફ આચાર્યશ્રીએ પરિસ્થિતિને પહોંચી વળવા માટેની તૈયારીઓ પણ તડામાર કરવા માંડી હતી.

એક તરફ મોહન વાણિયો બેઠો હતો. બીજી તરફ લક્ષ્મી બેઠી હતી અને વચ્ચે સુખાસન ઉપર આચાર્યશ્રી બિરાજ્યા હતા. અહાર માનવીનો મહેરામણ છલી રહ્યો હતો. એમાં તોફાની તરંગો વધી રહ્યા હતા. એ સમુદ્ર ક્યારે માઝા મૂકશે એ કહેવું મુશ્કેલ હતું. પ્રલયકાળ આવી પહોંચે તે પહેલાં કાંઈક માર્ગ કાઢવાની જરૂર હતી.

આચાર્યે લક્ષ્મીને કહ્યું: ' લક્ષ્મી ! મોરલીધર આજે રિસાયો છે. '

લક્ષ્મી આચાર્યની આવી ગહન વાતોમાં કાંઈ સમજતી નહિ. શ્રીચરણે એને સ્થાન મળ્યું હતું. લાગવાને એની ભાવ ઝાલી હતી. એક જ ગુરુમંત્ર એ શીખી હતી અને મંત્રની મોહિનીમાં એણે તનમન સર્વ શ્રીચરણે સમર્પણ કરી દીધું હતું તે આચાર્યના કહેવાનો મર્મ સમજી શકી નહિ. અર્થભરી આંખે તેમના સામું જોઈ રહી.

પરંતુ મોહન પરિસ્થિતિ પામી ગયો હતો. તેણે શ્રીમુખના વાક્યનું પુનરુચ્ચારણ કર્યું: ' મોરલીધર રિસાયો છે. '

' મોરલીધરની એવી ઇચ્છા છે કે લક્ષ્મીએ હમણાં અહીંથી ચાલ્યા જવું. '

' ચાલ્યા જવું ? ક્યાં ચાલ્યા જવું ? ' લક્ષ્મી ગભરાટમાં બોલી ઊઠી.

' મોરલીધરજી માર્ગ બતાવશે. એ માર્ગે હમણાં તું ચાલી જા, લક્ષ્મી. મોરલીધર મનાશે એટલે તને પાછું શ્રીચરણોમાં સ્થાન મળશે. ' આચાર્યે કહ્યું.

' અને ત્યાં સુધી...'

' મોહન તને બધી સમજ પાડશે. '

' હું શું સમજ પાડીશ પ્રભુ ! સમુદ્ર માઝા મૂકી રહ્યો છે. હમણાં બધાને બોળી મારશે. એ પહેલાં બહાર નીકળી જવું એ તો બધા સમજે છે. '

' પણ પ્રભુ...' લક્ષ્મી કહેવા જતી હતી.

' આજ સુધી શ્રદ્ધા રાખતી આવી છે, એમ શ્રદ્ધા રાખ. શ્રદ્ધા તો અવિચળ છે, લક્ષ્મી. મોરલીધર સહુ સારાં વાનાં કરશે. '

' ના, હું નહિ જાઉં. ' લક્ષ્મીએ હઠ પકડી.

' આ તો મોરલીધરની આજ્ઞા છે, લક્ષ્મી. '

' મોરલીધરે મને શ્રીચરણે સ્થાન દીધું છે, હવે એ મને ધક્કો મારે જ નહિ હું નહિ જ જાઉં. '

' શ્રીચરણે સ્થાન મળ્યું છે એટલે લક્ષ્મી તારે પોતાનું-પરાયું કોઈ રહેતું નથી. તારી ફરજ મોરલીધરજીની આજ્ઞા અનુસરવાની. ' શ્રીમુખે કહ્યું.

બહાર કોલાહલ વધી રહ્યો હતો. અને અહીં લક્ષ્મી હઠે ભરાણી હતી, મોહન ઉતાવળો થયો: ' પ્રભુ ! આપ બહારની મેદનીને સમજાવો, હું લક્ષ્મીને સમજાવીશ. '

અને તેણે આચાર્યને મહેલમાંથી બહાર મોકલ્યા. લક્ષ્મીને સમજાવવાની જરૂર જ ન હતી. મોઢે ડૂચો મારી, હાથપગ બાંધી એણે લક્ષ્મીને ઊંચકી. પાછલી બારીએ રેશમની નીસરણી તૈયાર જ હતી. મોહન સાસડાટ એ માર્ગેથી સરકી ગયો. માનવસમુદાય મહેલમાં દાખલ થયો ત્યારે મહેલમાં આભડછેટનો અંશમાત્ર ન હતો.

ભક્તજનોનો વિજય થયો; પાખંડીઓની પાપલીલા પડી ભાંગી અને મઠની અને મઠાધીશની પવિત્રતા જેવી ને તેવી રહી.

પેલો મુફલિસ એ મેદનીમાંથી ક્યાં અને ક્યારે સરકી ગયો તેની કોઈને ખબર ન પડી.

બધું શાંત પડી ગયું.

*

બેએક માસ પછી એક ભાવિક જન ભક્તિના અંબાર પાડતો મઠમાં આવી ચડ્યો. આચાર્યશ્રીને એણે બે હાથ જોડી વિનંતી કરી: ' પ્રભુ ! મારે આંગણે આપની ચરણરજ પાડો. '

ભક્તજનની ચરણરજની માગણી નકારી શકાય જ નહિ એવો મઠનો નિયમ હતો. આચાર્યશ્રીએ તૈયારી કરી અને બેય સીગરામમાં શ્રીજીની સવારી પેલા ભક્તને ગામ જવા નીકળી.

ગામ પહોંચતાં પહોંચતાં તો અંધારું થઈ ગયું. ધામધૂમથી આચાર્યશ્રીનું સામૈયું થયું. ભક્તિ અને ભજનોની ધૂન જામી. મોડી રાત સુધી આ કાર્યક્રમ ચાલ્યો. મોડી રાતે બધા વીખરાયા. આચાર્યશ્રી માટે એક જુદા મકાનમાં શયન વગેરેની સગવડતા કરવામાં આવી હતી. ભક્તજન એમને ત્યાં દોરી ગયો.

ખૂબ જ સજાવેલો ઓરડો હતો. ઓરડામાં ઝાકઝમાળ રેલાતી હતી. અગરુચંદનની વાસ મઘમઘી રહી હતી. ફરસ ઉપર ફૂલડાં વેરેલાં હતાં.

અંદર પેસતાં આચાર્યશ્રીની નજરે એક સ્ત્રીની આકૃતિ પડી. તેમણે પગલાં પાછાં ભર્યાં. 'અહીં તો સ્ત્રી છે.'

'ગભરાઓ નહિ, મહારાજ! એ તો આપની પરિસેવિકા છે.' પાછળ ઊભો ઊભો ભક્તજન ખડખડાટ હસી રહ્યો હતો.

આચાર્યશ્રીને કંઈ સમજ ન પડી. તે ભક્તજનના વદન સામું તાકી રહ્યા. આંખમાં ભય હતો, અંગમાં કંપારી હતી.

'લક્ષ્મી!' ભક્તે પેલી સ્ત્રીને સાદ કર્યો.

અને લક્ષ્મીએ પાછું વળી જોયું. એ જ મોહનની બહેન લક્ષ્મી. એક વખતની હસહસતી, કુસુમપાંદડી સમ પ્રફુલ્લતી લક્ષ્મી આજે લક્ષ્મી નહિ, લક્ષ્મીના ભૂત જેવી જ લાગતી હતી.

'મહારાજશ્રી! આપની આ લક્ષ્મી. આપે એક વખત એને કહ્યું હતું કે લક્ષ્મી, બધા તરછોડશે, મોરલીધર તને નહિ તરછોડે. અને સાચોસાચ મોરલીધરે એની બાંય ગ્રહી છે.' ભક્તજને કહ્યું.

'આ બધું શું છે?' આખરે આચાર્યની જીભ સળવળી.

'એની સમજણ તે દિવસે પડી જાત. પરંતુ તમે તમારી રમત રમી ગયા અને તે દિવસે તો પાખંડનો જયજયકાર થયો. તે દિવસની મંદિરની ધમાલ તો આપને યાદ હશે. એ ધમાલનો ફરનારો પેલો મુફલિસ બીજો કોઈ નહિ, હું.'

'રાધેશ્યામ! રાધેશ્યામ!' શ્રીમુખથી જપ-માળા શરૂ થઈ.

પણ એની દરકાર નહિ કરતાં મુફલિસે આગળ ચલાવ્યું: 'તે રાતે લક્ષ્મીને તમે પાછલી બારીએથી બહાર ફગાવી દીધી. માન્યું હશે કે મોહનના હાથમાં લક્ષ્મી સુરક્ષિત રહેશે અને આપનાં પાપકર્મોની જાણ જગતને નહિ થાય. પરંતુ આપે વાણિયાને ઓળખ્યો જ નહિ. એ તો નમદ લક્ષ્મીનો સગો હતો. આવી પળોજણ વેંઢારે એવો એ મૂરખ ન હતો. ભાનસાન વિહોણી લક્ષ્મીને એણે નિર્જન રસ્તામાં મધરાતે રખડતી મૂકી...'

'ભાઈ, તમે પાપના ભાગી થઈ રહ્યા છો. ભગવાનને કલંકિત કરીને કયે ભવે છૂટશો?' આચાર્ય મહામહેનતે એટલું બોલી શક્યા.

'પાપ અને પુણ્યની વાતો આપ જરૂર કહી શકો. એના લેખાં લેનારો કોઈ હોય કે ન હોય એની મને પરવા નથી. અને એનો લેખાં લેનારો કોઈ હોય તો તે લેખાં લે ત્યાં સુધી રાહ જોવાની મને ફુરસદ નથી. નિર્જન રસ્તામાં બેભાન પડેલી લક્ષ્મી મારે હાથ પડી. તે દિવસથી લક્ષ્મી અહીં રહે છે. હું એના ઉપર ગુજરેલા અત્યાચારનો બદલો લેવા તલપી રહ્યો છું. આજે એ સુયોગ મળી ગયો.'

'રાધેશ્યામ! રાધેશ્યામ! પ્રભુના ભક્તો ઉપર પણ ભીડ પડે છે ને!'

'પ્રભુના નામ નીચે તમે પાખંડ ચલાવ્યું. અને એનું નામ દઈ દઈને તમે ભોળા લોકોને ભરમાવ્યા. પ્રભુને તો તમે જડ બનાવી દીધો હતો. એ બિચાડામાં તમારાં પાપકર્મો જોવા જાણવાની અને એની સજા કરવાની તેવડ ક્યાં હતી? એના નામનો અંચળો ઓઢીને તમે ધર્મ અને દેવતાને દૂષિત કર્યાં. તમારા પાખંડ અને વ્યભિચાર પોષવા માટે તમે એ ઠીક પ્રતીકો ઊભાં કર્યાં!'

'બસ કરો, ભાઈ, બસ કરો. શ્રીમુખની વ્યંજના કહીને મને ય ભેળો પાપનો ભાગી ન બનાવો. મારે આનું પ્રાયશ્ચિત કરવું પડશે. કપરી અગ્નિપરીક્ષામાંથી પસાર થવું પડશે. રાધેશ્યામ! રાધેશ્યામ!'

'આપને કશી જ તકલીફ લેવાની જરૂર

[અનુસંધાન પાન ૨૪મે

આચાર્યે લક્ષ્મીને કહ્યું: ' લક્ષ્મી ! મોરલીધર આજે રિસાયો છે. '

લક્ષ્મી આચાર્યની આવી ગહન વાતોમાં કાંઈ સમજતી નહિ. શ્રીચરણે એને સ્થાન મળ્યું હતું. ભગવાને એની બાંહ્ય ઝાલી હતી. એક જ ગુરુમંત્ર એ શીખી હતી અને મંત્રની મોહિનીમાં એણે તનમન સર્વ શ્રીચરણે સમર્પણ કરી દીધું હતું. તે 'આચાર્યના કહેવાનો મર્મ સમજી શકી નહિ. અર્ધભરી આંખે તેમના સામું જોઈ રહી.

પરંતુ મોહન પરિસ્થિતિ પામી ગયો હતો. તેણે શ્રીમુખના વાક્યનું પુનરુચ્ચારણ કર્યું: ' મોરલીધર રિસાયો છે. '

' મોરલીધરની એવી ઇચ્છા છે કે લક્ષ્મીએ હમણાં અહીંથી ચાલ્યા જવું. '

' ચાલ્યા જવું ! ક્યાં ચાલ્યા જવું ! ' લક્ષ્મી ગભરાટમાં બોલી ઊઠી.

' મોરલીધરજી માર્ગ બતાવશે. એ માર્ગે હમણાં તું ચાલી જા, લક્ષ્મી. મોરલીધર મનાશે એટલે તને પાછું શ્રીચરણોમાં સ્થાન મળશે. ' આચાર્યે કહ્યું.

' અને ત્યાં સુધી...'

' મોહન તને બધી સમજ પાડશે. '

' હું શું સમજ પાડીશ પ્રભુ ! સમુદ્ર માઝા મૂકી રહ્યો છે. હમણાં બધાને બોળી મારશે. એ પહેલાં બહાર નીકળી જવું એ તો બધા સમજે છે. '

' પણ પ્રભુ...' લક્ષ્મી કહેવા જતી હતી.

' આજ સુધી શ્રદ્ધા રાખતી આવી છે, એમ શ્રદ્ધા રાખ. શ્રદ્ધા તો અવિચળ છે, લક્ષ્મી. મોરલીધર સહુ સારાં વાનાં કરશે. '

' ના, હું નહિ જાઉં.' લક્ષ્મીએ હઠ પકડી.

' આ તો મોરલીધરની આજ્ઞા છે, લક્ષ્મી. '

' મોરલીધરે મને શ્રીચરણે સ્થાન દીધું છે, હવે એ મને ધક્કો મારે જ નહિ. હું નહિ જ જાઉં. '

' શ્રીચરણે સ્થાન મળ્યું છે એટલે લક્ષ્મી તારે પોતાનું–પરાયું કાંઈ રહેતું નથી. તારી ફરજ મોરલીધરજીની આજ્ઞા અનુસરવાની. ' શ્રીમુખે કહ્યું.

બહાર કોલાહલ વધી રહ્યો હતો. અને અહીં લક્ષ્મી હઠે ભરાણી હતી, મોહન ઉતાવળો થયો: ' પ્રભુ ! આપ બહારની મેદનીને સમજાવો, હું લક્ષ્મીને સમજાવીશ. '

અને તેણે આચાર્યને મહેલમાંથી બહાર મોકલ્યા. લક્ષ્મીને સમજાવવાની જરૂર જ ન હતી. મોટે ડૂચો મારી, હાથપગ બાંધી એણે લક્ષ્મીને ઊંચકી. પાછલી બારીએ રેશમની નીસરણી તૈયાર જ હતી. મોહન સડસડાટ એ માર્ગેથી સરકી ગયો. માનવસમુદાય મહેલમાં દાખલ થયો ત્યારે મહેલમાં આભડછેટનો અંશમાત્ર ન હતો.

ભક્તજનોનો વિજય થયો; પાખંડીઓની પાપલીલા પડી ભાંગી અને મઠની અને મઠાધીશની પવિત્રતા જેવી ને તેવી રહી.

પેલો મુસ્લિમ એ મેદનીમાંથી ક્યાં અને ક્યારે સરકી ગયો તેની કોઈને ખબર ન પડી.

બધું શાંત પડી ગયું.

*

બેએક માસ પછી એક ભાવિક જન ભક્તિના અંબાર પાકતો મઠમાં આવી ચડ્યો. આચાર્યશ્રીને એણે બે હાથ જોડી વિનંતી કરી : ' પ્રભુ ! મારે આંગણે આપની ચરણરજ પાડો. '

ભક્તજનની ચરણરજની માગણી નકારી શકાય જ નહિ એવો મઠનો નિયમ હતો. આચાર્યશ્રીએ તૈયારી કરી અને બધે સીમરામમાં શ્રીજીની સવારી પેલા ભક્તને ગામ જવા નીકળી.

ગામ પહોંચતાં પહોંચતાં તો અંધારું થઈ ગયું. ધામધૂમથી આચાર્યશ્રીનું સામૈયું થયું. ભક્તિ અને ભજનોની ધૂન જામી. મોડી રાત સુધી આ કાર્યક્રમ ચાલ્યો. મોડી રાતે બધા વીખરાયા. આચાર્યશ્રી માટે એક જુદા મકાનમાં શયન વગેરેની સગવડતા કરવામાં આવી હતી. ભક્તજન એમને ત્યાં દોરી ગયો.

ખૂબ જ સજાવેલો ઓરડો હતો. ઓરડામાં ઝાકઝમાળ રોશની હતી. અગરુચંદનની વાસ મધમધી રહી હતી. ફરસ ઉપર ફૂલડાં વેરેલાં હતાં.

અંદર પેસતાં આચાર્યશ્રીની નજરે એક સ્ત્રીની આકૃતિ પડી. તેમણે પગલાં પાછાં કર્યાં. 'અહીં તો સ્ત્રી છે.'

'ગભરાઓ નહિ, મહારાજ! એ તો આપની પરિસેવિકા છે.' પાછળ ઊભો ઊભો ભક્તજન ખડખડાટ હસી રહ્યો હતો.

આચાર્યશ્રીને કાંઈ સમજ ન પડી. તે ભક્તજનના વદન સામું તાકી રહ્યા. આંખમાં ભય હતો, અંગમાં કંપારી હતી.

'લક્ષ્મી!' ભક્તે પેલી સ્ત્રીને સાદ કર્યો.

અને લક્ષ્મીએ પાછું વળી જોયું. એ જ મોહનની બહેન લક્ષ્મી. એક વખતની હસહસતી, કુસુમપાંદડી સમ પ્રફુલ્લતી લક્ષ્મી આજે લક્ષ્મી નહિ, લક્ષ્મીના ભૂત જેવી જ લાગતી હતી.

'મહારાજશ્રી! આપની આ લક્ષ્મી: આપે એક વખત એને કહ્યું હતું કે લક્ષ્મી, બધા તરછોડશે, મોરલીધર તને નહિ તરછોડે. અને સાચોસાચ મોરલીધરે એની બાંય ગ્રહી છે.' ભક્તજને કહ્યું.

'આ બધું શું છે?' આખરે આચાર્યની જીભ સળવળી.

'એની સમજણ તે દિવસે પડી જાત. પરંતુ તમે તમારી રમત રમી ગયા અને તે દિવસે તો પાખંડનો જયજયકાર થયો. તે દિવસની મંદિરની ધમાલ તો આપને યાદ હશે. એ ધમાલનો કરનારો પેલો મુફલિસ બીજો કોઈ નહિ, હું.'

'રાધેશ્યામ! રાધેશ્યામ!' શ્રીમુખથી જપમાળા શરૂ થઈ.

પણ એની દરકાર નહિ કરતાં મુફલિસે આગળ ચલાવ્યું: 'તે રાતે લક્ષ્મીને તમે પાછલી બારીએથી બહાર ફગાવી દીધી. માન્યું હશે કે મોહનના હાથમાં લક્ષ્મી સુરક્ષિત રહેશે અને આપનાં પાપકર્મોની જાણ જગતને નહિ થાય. પરંતુ આપે વાણિયાને ઓળખ્યો જ નહિ. એ તો નમર્દ લક્ષ્મીનો સગો હતો. આવી પળોજણ વેંઢારે એવો એ મૂરખ ન હતો. ભાનસાન વિહોણી લક્ષ્મીને એણે નિર્જન રસ્તામાં મધરાતે રખડતી મૂકી...'

'ભાઈ, તમે પાપના ભાગી થઈ રહ્યા છો. ભગવાનને કલંકિત કરીને કયે ભવે છૂટશો?' આચાર્ય મહામહેનતે એટલું બોલી શક્યા.

'પાપ અને પુણ્યની વાતો આપ જરૂર કહી શકો. એના લેખાં લેનારો કોઈ હોય કે ન હોય એની મને પરવા નથી. અને એનો લેખાં લેનારો કોઈ હોય તો તે લેખાં લે ત્યાં સુધી રાહ જોવાની મને ફુરસદ નથી. નિર્જન રસ્તામાં બેભાન પડેલી લક્ષ્મી મારે હાથ પડી. તે દિવસથી લક્ષ્મી અહીં રહે છે. હું એના ઉપર ગુજરેલા અત્યારનો બદલો લેવા તલપી રહ્યો છું. આજે એ સુયોગ મળી ગયો.'

'રાધેશ્યામ! રાધેશ્યામ! પ્રભુના ભક્તો ઉપર પણ ભીડ પડે છે ને!'

'પ્રભુના નામ નીચે તમે પાખંડ ચલાવ્યું. અને એનું નામ દઈ દઈને તમે ભોળા લોકોને ભરમાવ્યા. પ્રભુને તો તમે જડ બનાવી દીધો હતો. એ બિચારામાં તમારાં પાપકર્મો જોવા જાણવાની અને એની સજા કરવાની તેવડ ક્યાં હતી! એના નામનો અંચળો ઓઢીને તમે ધર્મ અને દેવતાને દૂષિત કર્યાં. તમારા પાખંડ અને વ્યભિચાર પોષવા માટે તમે એ ઠીક પ્રતીકો ઊભાં કર્યાં!'

'બસ, કરો, ભાઈ, બસ કરો. શ્રીમુખની વંચના કહીને મને પણ ભેળો પાપનો ભાગી ન બનાવો. મારે આનું પ્રાયશ્ચિત કરવું પડશે. કપરી અગ્નિપરીક્ષામાંથી પસાર થવું પડશે. રાધેશ્યામ! રાધેશ્યામ!'

'આપને કશી જ તકલીફ લેવાની જરૂર

[ અનુસંધાન પાન ૨૪ મે

# હાથીનો મહાવત

મુનિકુમાર મ. ભટ્ટ

કાળાનાગ હાથી સુડતાલીસ વરસ સુધી લશ્કરમાં હતો અને તે આશરે વીસ વરસનો હશે ત્યારથી ઉપયોગમાં લેવામાં આવેલો તેથી આજ તેની ઉંમર લગભગ સિત્તેરની ગણાય. કાળાનાગની મા રાધાપ્યારી પણ કાળાનાગ સાથે જ પકડાઈ હતી. તેણે નાનપણથી કાળાનાગને સમજાવ્યું કે જે હાથી ડરે છે તે જ હંમેશાં માર ખાઈ બેસે અને તે સલાહ તેને મગજે ઊતરી ગઈ હતી. એકવાર ગોળા ફાટવાથી તે બીને નાસવા ગયો ત્યારે તેના પગમાં ભાલાં ખૂંચી ગયાં હતાં ત્યારથી તેણે બીવું છોડી દીધું અને પરિણામે આખા લશ્કરમાં તે સૌથી ઉપયોગી હાથી બની ગયો હતો.

જ્યારે લશ્કરમાં હાથીનો ઉપયોગ બંધ થયો ત્યારે કાળાનાગનો ઉપયોગ બીજા હાથી પકડવામાં અને લાકડાં ઉપાડવામાં કરવામાં આવ્યો.

તેના મહાવતનું નામ હતું વડો તૂમાઈ; તે કાળા તૂમાઈનો દીકરો થાય; કાળો તૂમાઈ પ્રખ્યાત મહાવત હાથિયા તૂમાઈનો પુત્ર હતો. અને હાથિયો તૂમાઈ કાળાનાગને પકડવામાં સામેલ હતો. આમ ત્રણે પેઢીથી તેઓમાં મહાવતપણું ચાલુ હતું. તે કહેતો, 'કાળાનાગ કોઈથી ડરતો નથી ફક્ત મારાથી ડરે છે. આજ ત્રણ પેઢીથી અમે તેને ખવડાવીએ પીવડાવીએ છીએ તેથી અમને તે જાણે છે અને ભગવાનની મરજી હશે તો તે અમારી ચોથી પેઢી જોશે.'

આ છેલ્લો ઉલ્લેખ છોટા તૂમાઈ માટે હતો. છોટો બોલી ઊઠ્યો, 'બાપા, તે મારાથી પણ ડરે છે.' છોટાની ઉમ્મર દસેક વરસની હશે. તેના શરીર ઉપર પોતડી સિવાય બીજું વસ્ત્ર નહોતું. વડા તૂમાઈના પુત્ર તરીકે તે કાળાનાગનો મહાવત બનનાર હતો. અને તે વખતે તેના પિતા, પિતામહ અને પ્રપિતામહે ધારેલું વજનદાર અંકુશ તે વાપરી શકે. તેનું છોટાને ભાન હતું. તે કાળાનાગ પાસે જ ઉછરીને મોટો થયો હતો. તે તેની સૂંઢની સાથે રમીને ચાલતાં શીખ્યો હતો. જ્યારે છોટાને જન્મ થયો ત્યારે વડા તૂમાઈએ કાળાનાગને તેની પાસે નમાવ્યો હતો. અને કાળો નાગ પણ છોટાના હુકમનો અનાદર કરતો નહીં.

છોટા તૂમાઈને હાથીને પકડવા સારુ ખેપ થતા તે ઘણા ગમતા. માત્ર હાથી જ ચાલી શકે તેવા રસ્તા ઉપરથી જવું. કાળાનાગના પગ પાસેથી ડુક્કર અને મોરને નાસતા જોવા, આંધળા થઈ જવાય તેવી વરસાદની ઝડીઓમાં ફરવું, ધુમ્મસથી આચ્છાદિત ટેકરીએ ચડવી, સવારના ઝાકળભર્યાં સવારો જોઈ રાત ક્યાં કેવી જશે તેની કલ્પના કરવી, જંગલ પકડેલા હાથીઓની કૂચ પાછળ ચાલવું, પર્વત ઉપરથી ગબડતા મોટા ખડકોની જેમ હાથીઓને ચાલતા અને પુરાતા જોવા, અને પુરાયેલા હાથીઓની ચીસો સાંભળવી તેમાં જ તેને વધારે રસ આવતો. એ એવું કામ હતું કે જેમાં નાનો બાળક પણ ઉપયોગી થઈ શકે. અને તેમાં પણ છોટા તૂમાઈ તો ત્રણ છોકરા જેટલું કામ આપતો. તે હાથમાં મશાલ પકડીને હલાવતો અને હાથીને હુકમ પણ આપતો. જ્યારે હાથીઓને બહાર કાઢવાનો વખત આવ્યો ત્યારે જ ખરી મઝા શરૂ થઈ. જાણે પૃથ્વીનો પ્રલયકાળ આવ્યો હોય તેવો ખેદ્દાનો દેખાવ થઈ રહ્યો અને એટલો અવાજ થતો હતો કે માણસનું બોલ્યું સંભળાય નહીં તેથી તેમને ઇશારાથી વાતો કરવી પડતી. તે વખતે છોટા તૂમાઈ એક વાંસડા ઉપર ચડી ગયો, તેના સૂર્યના તાપથી ભૂખરા થયેલા વાળ પવનમાં ઊડવા લાગ્યા, અને મશાલના ઝાંખા ઉજાસમાં તેનું મોં કોઈ યક્ષ જેવું બની ગયું.

જ્યારે થોડી શાંતિ થાય ત્યારે છોટા તુમાઈના અવાજો સંભળાતાઃ મેલ, મેલ કાળાનાગ દાંત દે, સંભાલો, મારો, માર, અરે અરે, હાય હાય, ક્યા હૈ. અને એ હુકમો પ્રમાણે કાળાનાગ અને જંગલી હાથી વચ્ચેનું યુદ્ધ ચાલતું. જૂના અને અનુભવી વૃદ્ધ મહાવતો વાંસડા ઉપર ઊભા રહીને આનંદથી પ્રફુલ્લ થયેલા છોટા તુમાઈને જોતા ત્યારે કપાળ પર આવેલાં પરસેવાનાં ટીપાંને લેતા લેતા જરા હસી લેતા.

પણ તુમાઈ આટલું કરી અટકતો નહીં, એક રાતે એક હાથીના બચ્ચાને પકડવા એક મહાવત યત્ન કરી રહ્યો હતો, અને મોટા હાથી કરતાં પણ નાનાં બચ્ચાં વધારે તકલીફ આપતાં, તે વખતે તેના પગને બાંધેલું એક દોરડું હાથમાંથી પડી ગયું, અને મહાવત તે લઈ ના શક્યો. છોટા તુમાઈ તરત વાંસડા ઉપરથી નીચે આવ્યો અને બે હાથીની વચ્ચે સરકી ગયો, દોરડું પકડ્યું અને મહાવત તરફ ફેંક્યું. કાળાનાગે છોટાને જોયો એટલે તેણે તેને સૂંઢથી ઉપાડી બડા તુમાઈને સોંપી દીધો અને બડા તુમાઈએ તેને બેચાર તમાચા મારી પાછો તેની જગ્યા ઉપર બેસારી દીધો. બીજે દિવસે સવારે તેણે છોટાને ઠપકો આપ્યો. 'આ હાથીને પાળવા, અને તંબૂ ઉપાડવા અને ખોડવાનું કામ શું ઓછું છે કે તારે હાથી પકડવાનું હલકું કામ કરવું પડે? ખબરદાર હવેથી જો હાથી પકડવા ગયો છે તો. ખબર છે આ હાથી–મારા, જેમનો પગાર મારા કરતાં ઓછો છે તેમણે બડા સાહેબને વાત કરી છે.' છોટો તુમાઈ ગભરાઈ ગયો. તેને સાહેબ લોકનો ખાસ પરિચય તો નહોતો પણ તેને મન બડા સાહેબ દુનિયાનો મોટામાં મોટો માણસ હતો.

છોટાએ બીતાં બીતાં પૂછ્યું, 'હવે શું થશે?'

'શું થશે શું. બહુ ભૂંડું થશે. બડા સાહેબ તો ગાંડા છે. નહીં તો કોઈ આવું હાથી પકડવાનું કામ કરે ખરું? અને તેને ખબર પડી તો તને મહાવત મટાડીને હાથી–મારો બનાવી દેશે. અને પછી તો આ તાવવાળાં જંગલમાં તારે ગમે ત્યાં સૂઈ રહેવું પડશે. અને કોઈક ખેદામાં હાથીના પગ તળે ચંપાઈને તું મરી જઈશ. સારું છે કે આ વખતે તો આ કામ પૂરું થયું છે અને આપણે સહુ આપણે ઘેર ચાલ્યા જશું, અને આ ડુંગરાઓ વટીને મેદાન ઉપર આવશું એટલે બધું ભુલાઈ જશે. પણ દીકરા, મારા આ આસામના જંગલી લોકોને લાયકનું હાથીને પકડવાનું કામ તું કરે તેથી હું નારાજ છું. કાળોનાગ તો મારા વિના કોઈનું માનતો નથી અને તેથી મારે ખેદામાં જવું પડે છે. પણ કાળાનાગ લશ્કરી હાથી છે. તે હાથી પકડવામાં જોતરાતો નથી. આપણે તો મહાવત છીએ, કાંઈ હલકા હાથી–મારા નથી એટલે હું તો મહાવતની જેમ કાળાનાગને સાચવી બેસી રહું છું, અને મારી ઉંમર થશે એટલે પેન્શન લઈને બેસી જઈશ. પણ યાદ રાખ કે આપણે હાથિયા તુમાઈના વંશના છીએ. શું હાથિયા તુમાઈનું નામ આ જંગલી સાથે ભેળા ધૂળમાં મેળવવું છે! બેશરમ કુત્તા, જા અહીંથી. કાળાનાગને નવડાવ. કાન બરાબર પીંજે અને પગમાં કાંટા ન રહી જાય તેનું ધ્યાન રાખજે નહીં તો બડા સાહેબ તને પકડીને હાથીમારો બનાવી દેશે તે યાદ રાખજે.'

છોટો તુમાઈ એક શબ્દ પણ બોલ્યા વિના ચાલ્યો ગયો. પણ તે પોતાની ફરિયાદ કાળાનાગ પાસે રજૂ કર્યા વિના રહી શક્યો નહીં. તેના કાન સાફ કરતાં કરતાં તે બોલ્યો, 'કાંઈ ફિકર નહીં; એ બધાએ બડા સાહેબને મારી વાત તો કરી છે ને, અને વખત છે ને બડા સાહેબ...વખત છે ને પણ કોણ જાણે કાલ કોણે દીઠી છે, અને જો તો ખરો, તારા પગમાંથી કેવડો મોટો કાંટો નીકળ્યો!'

ખેદાનું કામ પૂરું થયું હતું, અને હવે બધાને પગાર ચૂકવવાના હતા. તે માટે બડા સાહેબ આવ્યા હતા. બડો તુમાઈ પણ આવ્યો અને તેની પાછળ છોટો તુમાઈ હતો. તેને

જોઈ હાથીને પકડનાર મુકાદમ મહુઆ અપ્પા બોલ્યો, 'આ છોકરામાં હાથી પકડવાની હીકમત ખરી છે, એવા સરસ છોકરાને મેદાનમાં સબડવા દેવો એ પણ મોટું કમનસીબ છે.'

આ શબ્દો ધીમે અવાજે બોલાયા હતા, પણ હાથી પકડનારને તો ધીમામાં ધીમા અવાજ સાંભળવાની ટેવ હોય છે એટલે એ બડા સાહેબે પોતાની પદ્મિની નામની હાથણી ઉપર બેઠાં બેઠાં સાંભળ્યું. અને તેણે મોઢું ફેરવ્યું, અને પૂછ્યું, 'તમે કયા માણસની વાત કરો છો ? આ મેદાનના રહેનારાઓમાં તે મૂવેલા હાથીને દોરડું બાંધવા જેટલી તાકાત પણ મેં કોઈમાં જોઈ નથી તો આ માણસ ક્યાંથી આવ્યો ?'

'એ માણસ નથી પણ છોકરો છે. છેલ્લા ખેદ્દા વખતે તે હાજર હતો અને પેલો બર- છે ને, તે પેલા પીઠ ઉપર ડાઘવાળા ..ના બચ્ચાને તેની માથી છૂટો પાડવા જતો હતો ત્યારે તેના હાથમાં દોરડું ફેંક્યું હતું.' એમ કહી મહુઆ અપ્પાએ છોટા તૂમાઈ તરફ આંગળી કરી. બડા સાહેબે તે તરફ નજર કરી અને છોટા તૂમાઈએ સાહેબને લળી લળીને સલામ કરી.

'આવડે છોકરે દોરડું ફેંક્યું ! આ તો હજી ભાગીને ઊભો થાય છે. મારા હીંચણ જેવડો તો છે નહીં. બોલ જોઈ છોકરા, તારું નામ શું ?' બડા સાહેબ બોલ્યા, પણ છોટો તૂમાઈ એટલો તો ગભરાઈ ગયો હતો કે કાંઈ બોલી ન શક્યો, પણ કાળાનાગ તેની પાછળ જ હતો અને છોટા તૂમાઈએ ઈશારો કર્યો એટલે તેને પોતાની સૂંઢથી ઊંચો કરી પદ્મિની ઉપર જ્યાં બડા સાહેબ બેઠા હતા ત્યાં તેને બડા સાહેબ સામે ધર્યો. પણ છોટો તૂમાઈ હાથીની બાબતમાં ગમે તેટલો પાવરધો હોય છતાં બીજી રીતે બાળક જ હતો અને બાળક જેટલું જ શરમાતો તેમ અત્યારે પણ તેણે મોઢા આડા હાથ ઢાંકી દીધા.

'ઓહોહો ! તેં તારા હાથીને આવું શીખવ્યું છે એમ કે ? શા માટે ? છાપરા પર સૂકવેલા દાણા ચોરવા માટે તો નહીં ને ?'

'ના ગરીબપરવર. દાણા માટે તે કોણ આવું શીખવે; આ તો મજાના તડબૂચ લેવા માટે શીખવ્યું હતું.' છોટો તૂમાઈ બોલ્યો અને આસપાસ બેઠેલા બધા હસી પડ્યા. ઘણાખરાએ પોતાના બચપણમાં આવું કરેલું. છોટો તૂમાઈ અત્યારે જમીનથી આઠ ફૂટ ઊંચે હતો પણ તેને એટલી શરમ લાગતી હતી કે જાણે આઠ ફૂટ જમીન નીચે સમાઈ જાય.

અંતે બડો તૂમાઈ બોલ્યો, 'એ છોટો તૂમાઈ છે, સાહેબ, મારો છોકરો. પણ સાહેબ તે ઘણો ખરાબ છે ને વખતે જેલમાં પડશે.'

'જેલમાં જાય તેવું મને લાગતું નથી.' બડા સાહેબ બોલ્યા, 'જે છોકરો આટલી ઉંમરમાં ખેદ્દામાં જાય તે જેલમાં તો ન જ જાય. લે છોકરા, લે આ પૈસા અને મીઠાઈ ખાજે, કેમકે તારા માથામાં ભૂંસાને બદલે અક્કલ ભરી છે. અને વખત આવ્યે તું હાથીનો શિકારી થઈશ.' આ સાંભળી બડો તૂમાઈ દિલમાં જરા ભોંઠવાયો ત્યાં સાહેબ બહાદુર બોલ્યા, 'અને યાદ રાખજે છોકરા, કે ખેદ્દા છે તે બચ્ચાને રમવાના ખેલ નથી.'

'તો સાહેબ ! મારાથી કોઈ દિવસ હવે ખેદ્દામાં નહીં જવાય ?' છોટાએ પૂછ્યું.

'નહીં કેમ !' સાહેબ બોલ્યા, 'જવાશે

પાન ૨૧નું ચાલુ]

નહિ રહે. મેં આપને માટે સમાધીસ્થાન નક્કી કરી રાખ્યું છે. એમાં આપને જીવતા સમાધ આપવામાં આવશે. આપનો પણ મોક્ષ થઈ જશે.' મુફલિસ ખડખડાટ હસી પડ્યો.

લક્ષ્મી આ વાતચીત દરમિયાન ત્યાંથી સરકી ગઈ હતી. મુફલિસ પણ એ ઓરડામાંથી હવાના ઝોકાની જેમ અદૃશ્ય થઈ ગયો.

સવારે માનવમેદની આચાર્યશ્રીના દર્શને આવી ત્યારે તેમને ખબર પડી કે આચાર્યશ્રી તો રાતોરાત સ્વધામ સિધાવી ગયા હતા.

ખરું પણ હમણા નહીં, જ્યારે તું મદોન્મત્ત હાથીનો રાસ જોઈ આવે ત્યાર પછી જવાશે, જ્યારે એ નાચ તારી નજરે પડે ત્યારે મારી પાસે આવજે, અને હું તને બધા ય ખેદ્દામાં મોકલીશ.'

અને બધા ફરી વાર હસ્યા કેમકે એ પણ એક રમૂજ હતી. મોટાં ગીચ જંગલોની વચ્ચે હાથીનું ગરબાફળી હોય છે પણ તે સુદ્ધાં માણસ જવલ્લે જ જોવા પામે છે. અને જોવા પામે તોપણ કોઈ માણસ હાથીનો રાસ જોવા પામતો નથી. એટલે હાથીનો રાસ જોયા પછી એટલે કદી નહીં એમ જ અર્થ કરવામાં આવે છે. મહાવતોમાં એ સાધારણ વાત છે કે જ્યારે કોઈ મહાવત પોતાની શક્તિનાં ખૂબ બણગાં ફૂંકે ત્યારે બીજાઓ તેને પૂછે છે કે તેં વળી હાથીનો રાસ કેદી જોયો!

પછી તો કાળાનાગે છોટા તૂમાઇને નીચે મૂક્યો અને તે તેના બાપ સાથે ઘેર ગયો, અને બડા સાહેબે આપેલ રૂપાનો સિક્કો તેણે તેની માને આપ્યો. અને પછી તેઓ પોતાના મુલક તરફ રવાના થયાં. બડો તૂમાઇ જરા ગુસ્સામાં હતો, એટલે વારંવાર કાળાનાગને અંકુશ મારતો હતો પણ છોટો તૂમાઈ તો ઘણો ખુશ હતો, કેમકે તેને બડા સાહેબે જોયો હતો અને પૈસા આપ્યા હતા. જ્યારે કોઈ સૈનિકને મુખ્ય સેનાપતિ બોલાવે અને તેનાં વખાણ કરે ત્યારે તેને જે આનંદ થાય તેવો છોટા તૂમાઇને આનંદ થતો હતો.

છેવટ છોટાએ તેની માને ધીમેથી પૂછ્યું, 'મા! મા! બડા સાહેબે હાથીના રાસની વાત કરી તે શું હતી?'

બડા તૂમાઈએ એ સાંભળ્યું અને કહ્યું 'એ તો એમ કે તારે એ ડુંગરાના પાડા જેવુ કદી થવાનું નથી—સમજ્યો ને?—કોઈ દિવસ નહીં. એ ભાઇ આગળવાળા, કેમ અટકી ગયા? ચલાવો, ચલાવો.'

છેલ્લું વાક્ય એક આસામી મહાવતને ઉદ્દેશીને હતું તે હવે બોલ્યો, 'ભાઈ! જરા કાળાનાગને આ તરફ લાવો ને આ મદનિયાંને જરા સખણું કરે. દૈવ જાણે બડા સાહેબે મને તે શા સારુ તમારી જેવા ભાતખાઉ જોડે આ કામ સોંપ્યું હશે! અરે તૂમાઈ, તારો હાથી આમ લાવ. આ નવા હાથી તો બહુ વકરી ગયા છે, અથવા વખત છે ને હજી તેમને છૂટા હાથીની ગંધ આવતી હશે.' ત્યાં તો કાળોનાગ આવી પહોંચ્યો અને પોતાના દંતૂશળ નવા હાથીને લગાવ્યાં, ને હાથી તરત ડાહ્યો થઈ ગયો.

બડો તૂમાઈ બોલ્યો, 'વકરી ગયા, વકરી ગયા શું કરો છો? આ છેલ્લા હાથીઓ પકડીને આપણે વકરેલા હાથીને આ સાલ તો સાફ કરી નાખ્યા છે. આ તો તને હાંકતાં આવડતું નથી એટલે હાથીને વકરેલા કહે છે. ત્યારે મારે તે આમાં કેટલાક ઠેકાણે ધ્યાન આપવું!'

બીજો મહાવત કહે, 'સાંભળો વાત. આપણે સાફ કરી નાખ્યા છે, એમ! આપણે! તમને ભાતખાઉ લોકોને તો કાંઈ ખબર જ પડતી દેખાતી નથી. જેણે કોઈ દિવસ જંગલ દીઠું નથી એવા બેવકૂફ સિવાય બધા જાણે છે કે હાથીને ખબર છે કે આ સાલ માટે હાથી પકડવાનું કામ ખલાસ થયું છે એટલે ઘણુંખરું આજ રાતે જ બધા હાથીઓ ભેળા મળીને...પણ તને એ વાત કહેવામાં શો સાર? તું કાંઈ માનવાનો થોડો જ છે?'

છોટા તૂમાઇએ પૂછ્યું, 'આજે રાતે હાથી શું કરશે?'

'ઓ હો ટાબરિયા, તું ત્યાં છો કે? બહુ સારું ત્યારે. તને કહેવામાં મને વાંધો નથી કેમકે તારું મગજ ઠંડું છે. જો આજ રાતે હાથીઓ રાસ રમશે. અને તારો બાપ આજે તેના હાથીને બેવડી સાંકળ બાંધે તો સારું.'

વડો તૂમાઈ કહે, 'શી વાત કરો છો તમે! અમે બાપદીકરો ચાલીસ વરસથી હાથીઓમાં રહ્યા છીએ પણ અમે તો હાથીના રાસની વાત સાંભળી નથી.'

'તે ન જ સાંભળો. એમાં નવાઇ નથી.

મેદાનમાં રહેવાવાળા તો પોતાના ઘરની દીવાલથી આગળનું કાંઈ જાણતા જ નથી. તો પણ પારખું જોવું હોય તો આજની રાત તારા હાથીને સાંકળ પોચી બાંધજે અને જોજે શું થાય છે તે અને હાથીનો રાસ તો બાપ રે બાપ. લ્યો આ પાછી બીજી નદી ઊતરવાની આવી.'

છેવટ રાત પડી. છોટા તૂમાઈ કાળા-નાગની પાસે સૂઈ ગયો. પણ વચ્ચે તેની આંખ ઊઘડી ગઈ. જોયું તો કાળો નાગ ત્યાં ઊભો ઊભો ઝૂલતો હતો. ત્યાં વગડાઉ હાથીનો અવાજ આવ્યો. છોટા તૂમાઈએ તે સાંભળ્યો અને બીજા હાથીઓએ પણ સાંભળ્યો. પણ જેમ ગોળી ફૂટવાથી બધા ચમકી જાય તેમ સઘળા હાથીઓ એ અવાજે ચમકી ગયા. છોટા તૂમાઈને ઊંઘ તો આવતી હતી અને તે ઊંઘવા જતો હતો પણ ત્યાં જ તેણે દોરડું તૂટવાનો ત્રટ અવાજ સાંભળ્યો અને જાણે ખીણ મહીંથી શાંત રીતે વાદળું બહાર આવતું હોય તેમ કાળાનાગને નીરવ પગલે બહાર જતાં જોયો. છોટા તૂમાઈ ખુલ્લે પગે દોડ્યો અને રસ્તો ઊતરી ચન્દ્રના ઉજાસમાં તેની પાછળ ગયો અને ધીમે અવાજે ' કાળાનાગ ! મને લઈ જા ' એમ બોલતો રહ્યો. હાથી જરા પણ અવાજ કર્યા વિના પાછો ફર્યો, અને છોટા તરફ ત્રણ ડગલાં ભર્યાં, તેની સૂંઢ નીચી કરી તેને ઉપાડી પોતાને માથે બેસાડી દીધો. અને હજી તો છોટા તૂમાઈએ હાથીના વિશાળ સ્કંધ ઉપર સ્થિર થયો ન થયો ત્યાં તો હાથી ગીચ જંગલ-માં પેસી ગયો.

હાથીનો અવાજ રણશીંગડા જેવો હોય છે તેવો એક અવાજ સંભળાયો. પછી શાંતિએ આખું વાતાવરણ ભરી દીધું અને કાળાનાગ આગળ ચાલવા લાગ્યો. ક્યારેક ઘાસના કચ-ડાવાનો તો ક્યારેક ડાળીના ઘસાવાનો અવાજ સંભળાતો હતો. પરંતુ તે સિવાય બધું શાંત હતું. કાળાનાગ એક ટેકરી ઉપર ચઢતો હતો. અને તૂમાઈ બેઠો હતો તેની ઉપર મોટા ઝાડની ડાળીમાંથી આકાશના તારા દેખાતા હતા છતાં તેઓ કઈ દિશામાં જતા હતા તે તેને સમ-જાયું નહીં. છેવટ એ ટેકરીનું શિખર આવ્યું. ત્યાં તે થોડી વાર થંભ્યો અને છોટા તૂમાઈની નજરે લીલી વનરાજીની સાઈથોના માઈલ સુધી મલીચા જેવી ચાદર બિછાવી હોય તેવી ઊંચીનીચી જમીન નજરે પડી. વચ્ચે રૂપેરી દોરા જેવી નદી ચંદ્રના પ્રકાશમાં ચમકતી હતી. ફરી કાળાનાગ આગળ વધ્યો પણ હવે તે ટેકરી વટાવી નીચેની ખીણમાં ઊતરતો હતો. પણ આ વખતે શાંત અને ચૂપકાથી નહીં પણ ધસમસ્યો જતો હતો. મોટા થાંભલાની જેમ તેના આઠ આઠ ફૂટ છેટે પડતા પગના ધબાકા થતા હતા, તેની નીચે કચડાતાં ઘાસ કપડાં ફાટવા જેવો અવાજ કરતાં હતાં, તેનું માથું આમતેમ ઝુલાવી ગીચ ઝાડી આવે તેમાં તે રસ્તો કરતો હતો. છોટા તૂમાઈ તો તેના મોટા કાનને પકડી સૂઈ ગયો કે જેથી કોઈ ડાળી સાથે ભરાઈ તે નીચે પડી ન જાય. જ્યારે નદી આવી ત્યારે તેના પાણીમાં પડવાનો અવાજ તેણે સાંભળ્યો અને એક જ નહીં પણ અસંખ્ય હાથીઓ આવ્યા હોય તેમ તેને લાગ્યું. તેને લાગ્યું કે હાથીના રાસનો વખત આવી પહોંચ્યો છે. આજે બધા હાથીઓ બહાર આવ્યા છે.

ફરી કાળાનાગ ઢોળાવ ચઢવા લાગ્યો પણ આ વખતે તે એકલો પણ ન હોતો તેમજ ચાલવા માટે તેને રસ્તો પણ કરવો પડવો નહોતો. કેમકે છ ફૂટનો રસ્તો ત્યાં થઈ જ ગયો હતો, કેમકે એ રસ્તે તેની અગાઉ ઘણા હાથીઓ ગયા હતા. છોટા તૂમાઈએ પાછળ જોયું તો પાછળ પણ એક મોટો હાથી નદીનાં પાણી ઊતરી બહાર આવતો હતો. છેવટ કાળાનાગ બીજી ટેકરીને મથાળે એ ઝાડનાં થડની વચ્ચે આવી સ્થિર ઊભો રહ્યો. ત્યાં ત્રણ કે ચાર એકર જગ્યામાં વર્તુલાકારે ઝાડો ઊભાં હતાં પણ વચમાંની જમીન કોએ કર્યો હોય તેવી સખ્ત હતી. આસપાસ જાણે કિલ્લો હોય તેમ ચોમરદમ ઝાડો આવી રહ્યાં હતાં પણ

વચ્ચેની જગ્યામાં તો લીલા ઘાસનું તરણું પણ હતું નહીં. ચંદ્રમાના પ્રકાશમાં વાદળાં જેવા કાળા હાથીઓ ઊભા હતા. છોટા તૂમાઈએ સ્તબ્ધ બની આસપાસ જોયું તે બધે હાથીઓ જ દેખાયા કર્યા. તેણે એકથી દસ તો ગણ્યા, પણ પછી તો તે ગણતાં થાકી ગયો. વચલા ચોગાનમાં આવતા પહેલાં હાથી નીચે કચડાતાં ઝાડના અવાજ સંભળાતા હતા પણ પછી તો ચોગાનમાં આવીને બધા એકદમ શાંત ઊભા રહેતા. તેણે પદ્મિનીને પણ આવતી જોઈ અને જાણ્યું કે તે પણ સાંકળ તોડાવીને આવી હશે.

અંતે આવતા હાથીઓનો અવાજ શમી ગયો એટલે કાળાનાગ પોતાની જગ્યાએથી બહાર આવ્યો અને એ ટોળાની વચ્ચે જઈ ઊભો રહ્યો. બધા હાથીઓ અંદર અંદર વાત કરવા લાગ્યા. અને તેની ઉપર ચત્તો સૂઈને છોટા તૂમાઈ જોઈ રહ્યો તો હાથીની પીઠની હળંગ હાર સિવાય બીજું કાંઈ તેને દેખાયું નહીં—દેખાયાં માત્ર કાળાં હાથીનાં કુંભસ્થળો, તેના હાલતા કાનો અને ચળકતી આંખો.

એક વાદળું ચંદ્રમાની આડે આવી ગયું. અને અંધકાર છવાયો. છોટા તૂમાઈની મરજી હોત તો પણ કાળાનાગની આસપાસ એટલા બધા હાથીઓ હતા કે તેમાંથી રસ્તો કરી બહાર નીકળાય તેમ નહોતું એટલે તે દાંત પીસીને બેસી ગયો. ખેદામાં તો અવાજો થતા, માણસોની બૂમો સંભળાતી અને મશાલોનું અજવાળું આવતું પણ અહીં તો તે તદ્દન એકલો હતો. તેના ગોઠણને એક હાથીનો દાંત પણ અડ્યો. વળી કોઈ હાથી ખૂબ મારવા લાગ્યો. તે અવાજ થોડો વખત ચાલુ રહ્યો. અને આસપાસનાં ઝાડ ઉપરની ઝાકળ ખરીને નીચે પડવા લાગી. અને પછી ગંભીર ભમ્મ ભમ્મ અવાજ શરૂ થયો. પહેલાં તો તે ઘણો ધીમો હતો પણ પછી તે વધતો ગયો. છોટા તૂમાઈને પણ પહેલાં તો તે શું હશે તે સમજાયું નહીં. પણ અવાજ તો વધતો ને વધતો જ ગયો. કાળાનાગે પહેલાં પોતાનો એક પગ ઊંચો કર્યો અને પછાડ્યો અને પછી બીજો ઊંચો કર્યો અને પછાડ્યો. અને જેમ હથોડાના ઘા પડતા હોય તેમ ઢપ ઢપ અવાજ થવા લાગ્યા. બધા હાથીઓ હવે એક સાથે પગના તાલ દેતા હતા. અને કોઈ ગુફાના મોંમાંથી યુદ્ધનાં નગારાં ગડગડે તેનો અવાજ આવે તેવું આ લાગતું હતું. માત્ર અવાજથી જ ઝાડ ઉપર બાઝેલી ઝાકળ ખરવા લાગી અને ઝાડ ચોકખાં થઈ ગયાં. જમીન ધણધણી ઊઠી. અને આ કાન ફોડી નાખે એવા અવાજને લીધે છોટા તૂમાઈ કાનમાં આંગળી નાખી રહ્યો. હજારો હાથીઓ જમીન ઉપર પોતાના પગો પછાડી રહ્યા હતા તેનો ભયાનક અને કારમો અવાજ તેના કાનને વીંધી જતો હતો. વચ્ચે તેને એમ પણ લાગ્યું કે કાળાનાગ અને બીજા હાથીઓ થોડાં ડગલાં આગળ વધ્યા છે અને જાણે કે લીલી વનરાઈને કચડી રહ્યા છે પણ તે અવાજ સંભળાય ન સંભળાય અને પાછો પગના ઘોર પછડાટો શરૂ થતા. એકાદ વાર એક ઝાડનો ભૂકો થઈ જતો હોય તેમ તેને લાગ્યું. અને ફરી પાછું હાથીના પગ જમીન સાથે પછડાવાનું સંગીત શરૂ થયું. છોટા તૂમાઈની બાજુમાં જ એક ઝાડની છાલ ઊખડી પણ પછી કાળાનાગ આગળ ચાલ્યો અને છોટા તૂમાઈને પોતે ક્યાં છે તેની ખબર રહી નહીં. પણ હાથીઓ હવે 'બિનકુલ અવાજ' કરતા નહોતા. માત્ર બેત્રણ મદનિયાં ચીસો પાડતાં હતાં. ફરી પાછો ભમ્મ અવાજ સંભળાયો અને ડપકારા ફરી શરૂ થયા. આમ ને આમ પૂરા બે કલાક ચાલ્યું હશે. અને છોટા તૂમાઈનાં અંગેઅંગ દુખતાં હતાં, માત્ર રાત્રિના પવનની લહરી ઉપરથી જ તેને લાગ્યું કે હવે પોહ ફાટવાની તૈયારી છે.

લીલા રંગે રંગાયેલી ટેકરીઓની પછવાડે જ્યારે સોનેરી ચાદર હોય તેવો પ્રભાતનો પહોર થયો અને ભગવાન સૂર્યનું પહેલું કિરણ દેખાયું કે તરત કેમ જાણે કે તે કોઈ હુકમ

હોય તેમ ધબકારા બંધ પડી ગયા. હજી તો છોટા તૂમાઈના કાનમાંથી પડઘા શમ્યા નહોતા, હજી તો તેણે પોતાનું પાસું યે બદલ્યું નહોતું ત્યાં તો પદ્મિની, કાળાનાગ અને એક ત્રીજા હાથી સિવાય એકેય હાથી ત્યાં રહ્યો નહીં. અને તે બધા હાથી કઈ તરફ જાય છે તે ખબર પડે તેવો અવાજ પણ સંભળાતો નહીં. છોટા તૂમાઈએ ધારી ધારીને જોયું. તેને ભ્રમ થયો કે વચલા ચોગાનમાં થોડાં ઝાડ ઊગી ગયાં છે પણ ફરીથી ધારીને જોયું ત્યારે તેને સમજાયું. પહેલાં જે માત્ર થોડી ખુલ્લી જગ્યા હતી તે ઘણો વિસ્તાર પામી ગઈ હતી. હવે જ તેને શું બન્યું હતું તે સમજાયું. હાથીના પગના પ્રહાર નીચે ઘાસનાં રાડાં, છોતાં થઈ ગયાં–છોતાંનો ભૂકો થયો અને ભૂકો જમીન પર દબાઈ કઠણ ભોં બની ગઈ હતી.

'વાહ્વા!' તૂમાઈના મોંમાંથી ઉદ્‌ગાર સરી પડ્યો. તેની આંખો ઘેરાયેલી હતી. 'કાળા-નાગ, મારા બાપલા! મારા વીર! આપણે પદ્મિની પાસે જ રહો અને ચાલો બડા સાહેબ પાસે નહીં તો હું નીચે ચાલ્યો જઈશ.'

ત્રીજો હાથી પદ્મિની અને કાળાનાગને જતાં જોઈ રહ્યો. જરા ખોંખારા જેવો અવાજ કર્યો, પાછો ફર્યો અને પોતાને રસ્તે ચાલ્યો ગયો. તે કોઈ પચાસ સો માઈલ દૂરના રાજ્યના હાથીખાનામાંથી આવેલો હશે.

બે કલાક પછી જ્યારે બડા સાહેબ પોતાના તંબૂમાં ચા અને નાસ્તો લેતા હતા ત્યારે આગલી રાતે બેવડી સાંકળે બાંધેલા હાથીઓ અવાજ કરી ઊઠ્યા, અને જોયું તો પદ્મિની છેક પીઠ સુધી ગારાથી ખરડાયેલી આવી રહી હતી અને તેની પાછળ જેના પગ સૂઝી આવ્યા છે તેવો કાળાનાગ હતો. તેની ઉપર બેઠેલ છોટા તૂમાઈનો ચહેરો સૂજેલો, ધૂળવાળો હતો અને તેના લાંબા વાળમાં પાંદડાં અને ઝાંખરાં ભરાયેલાં હતાં. અને ઝાકળથી વાળ ભીંજાયેલા હતા. તેણે બડા સાહેબને સલામ કરવાનો યત્ન કર્યો, અને મંદ સ્વરે બોલ્યો, 'સાહેબ, હાથીનો રાસ! હાથીનો રાસ મેં જોયો છે. અને હવે હું મરણ પામું છું.' કાળાનાગ જેવો હેઠો બેઠો તેવો જ તૂમાઈ તેના ઉપરથી લગભગ બેશુદ્ધ દશામાં સરી પડ્યો.

પણ બીજા બે કલાકમાં તો તેનામાં તાજગી આવી. બડા સાહેબના બિછાના ઉપર સૂતાં સૂતાં તેણે પોતાની વાત થોડા શબ્દોમાં કહી સંભળાવી. તે સાંભળવા વૃદ્ધ, અનુભવી, સફેદ વાળ-વાળા કરચલી પડેલા શિકારીઓની ત્રણ હાર બેઠી હતી, અને તેઓ પણ જાણે કોઈ ભૂતા-કથા સાંભળી રહ્યા હોય તેમ મુગ્ધ બની ગયા. છેવટ તૂમાઈએ કહ્યું, 'મેં જે કહ્યું છે તે સાચું છે. જો ન માનતા હો તો માણસને મોકલો અને તેમને દેખાશે કે હાથીઓએ પોતાની રાસ–જગ્યા પહોળી કરી છે. અને તે જગ્યા તરફ જનાર કેટલાય કેડાઓ દસ અને બીજા દસ અને ઘણા દસ કેડાઓ પડી ગયા છે. તેમણે પોતાના પગથી જ આ જગ્યા કરી છે અને મેં તે જોયું છે. કાળાનાગ મને લઈ ગયો હતો તેથી મેં જોયું. કાળાનાગના પગ પણ સોજી ગયા છે.' આટલું કહી તે ઊંઘમાં પડ્યો.

દરમિયાન બડા સાહેબ અને મહુઆ અપ્પા ટેકરીઓ ઉપર પંદર માઈલ હાથીનો સગડ સાંધતા ગયા. બડા સાહેબ હાથી પકડવાનું કામ અઢાર વરસથી કરતા હતા તેમાં અગાઉ માત્ર એક જ વાર તેમને હાથીના રાસનું સ્થાન જોવા મળ્યું હતું. પણ મહુઆ અપ્પાને તો એ જગ્યા જોયા પછી ત્યાં શું બન્યું હશે તે જાણતાં વાર લાગી નહીં. તેણે કહ્યું, 'છોકરો તદ્દન સાચું બોલે છે. આ બધું કાલે જ બન્યું છે, અને નદીના ઉતરાણથી આ તરફના સિત્તેર કેડા તો મેં ગણ્યા છે. જુઓ સાહેબ આપણી પદ્મિનીની સાંકળ અહીં ઘસાઈ છે.' તેઓ એક-બીજાની સામે જોઈ રહ્યા. હાથીના રસ્તાઓ પણ ક્વચિત વિધિની માફક અજ્ઞેય હોય છે.

'સાહેબ! આ ધંધામાં મને પિસ્તાળીસ વરસ થયાં છે. પણ મારી આખી જિંદગીમાં કોઈ નાના છોકરાએ હાથીનો રાસ દીઠો હોય,

તેનું સાંભળ્યું નથી, મને મા પારવતીની આણ હોય જો ખોટું કહેતો હોઉં તો! પણ આ–આ–આપણે તે શું બોલી શકાય.'' અને તેણે માથું ધુણાવ્યું.

તે રાતે બડા સાહેબના હુકમથી ખાણાની મહેફિલ ગોઠવવામાં આવી હતી. તેમાં ભાગ લેવા તેમજ પોતાના હાથી તથા પુત્રની ભાળ લેવા બડો તૂમાઈ પણ આવ્યો હતો. પણ જ્યારે તે બંને તેને મળ્યા ત્યારે જાણે તેનાથી બીતો હોય તેમ તેના તરફ જોઇ રહ્યો. વચ્ચે મોટી ધૂણી સળગાવવામાં આવી હતી અને તેની ચોપાસ હાથીને પકડનાર, તેના શિકારી, તેના સગડ કાઢનાર, તેને હાંકનાર, તેને બાંધનાર, જંગલી હાથીને પળોટનાર સર્વે એકઠા થયા હતા અને છોટો તૂમાઇ તેમાં મુખ્ય હતો. તેઓ બધા કોઇ રાતા રંગના પ્રવાહીથી તૂમાઇને કપાળે અભિષેક કરતા હતા જેથી તે પણ હવે બધાના જેવો વનવાસી બને.

ઉવટ મછુઆ અપ્પા ઊભો થયો. મછુઆ, અપ્પા બડા સાહેબનો જમણો હાથ હતો; તે બધા બેડાનો મુખ્ય મકાદમ હતો, અને એનું મછુઆ અપ્પા સિવાય બીજું નામ કોઇ જાણતું નહીં એટલો તે મોટો હતો. તેણે કહ્યું, 'સાંભળો ભાઇઓ! અને મારા સાથી હાથીઓ, તમે પણ સાંભળો કેમકે મછુઆ અપ્પા બોલે છે. આ છોકરો જુવો. તેને આપણે અત્યાર લગી છોટો તૂમાઈ કહેતા હતા, પણ હવે આપણે તેને પણ હાથિયો તૂમાઇ કહેવો જોઇએ. તેના દાદાનું નામ પણ તે જ હતું. જે દેખાવ આ છોકરાએ આખી રાતે જોયો છે તે બીજો કોઇ કાળા માથાનો માનવી જોવા પામે તેમ નથી; એટલે લાગે છે કે હાથી મહારાજાની અને ભગવાનની તેના ઉપર કૃપા ઊતરી છે–તે એક મોટો હાથીનો શિકારી થશે. તે મારા કરતાં–મછુઆ અપ્પા કરતાં પણ મોટો થશે. તે જૂના સગડ અને નવા સગડ બંને ચોકખા દેખી શકશે. તે બેડામાં પણ જ્યારે હાથીના પગ નીચે પેસશે ત્યારે તેને કાંઇ હાનિ થશે નહીં. તે સામેથી ધસતા મસ્ત હાથીની આગળ હશે તો તે હાથી પણ તેને ઓળખશે અને તેને નુકસાન કરશે નહીં. પછી હાથીઓ તરફ ફરીને બોલ્યો, 'જુવો મારા મહેરબાનો' અને તેણે તૂમાઇને ઊંચો કર્યો, 'જુવો, આ તે બાળક છે કે જેણે તમારો રાસ જોયો છે, તમારી છૂપી જગ્યા જાણી છે અને હજી સુધી બીજા કોઇ માનવીએ તે જગ્યા જોઇજાણી નથી. માટે તેને સલામ કરો. ચાલો! હાથિયા તુમાઇને સલામ. ગંગાપરસાદ સલામ કર, અને તમે પણ હીરાગુજ, બીરચીગુજ, કુરૂગુજ,–અને તું પણ પદ્મિની, તેં તો આને કાલે રાસમાં જોયો હતો. કાલાનાગ–મારા ઐરાવત–સલામ કર બાપુ–ચાલો સલામ કરો.'

અને જેવો મછુઆ અપ્પાના મોંમાંથી 'બહાઓ' એવો શબ્દ નીકળે કે તરત એ ગોળ કૂંડાળે બાંધેલા હાથીઓની આખી હરોળે પગ નમાવી, માથું નીચું કરી, સૂંઢ ઊંચી કરી રણશીંગા જેવો અવાજ કર્યો.

અને રાજાઓને પણ ભાગ્યે જ મળે તેનું માન આ એક નાના છોકરાને તે પ્રાણીઓએ આપ્યું કેમકે માણસે અમાઉ કદી ન જોયેલ તેવો હાથીનો રાસ એ છોકરાએ એકલે દીઠો હતો.

[રુડ્યાર્ડ કીપ્લિંગની અંગ્રેજી વાર્તા ઉપરથી

'કહાની'ના આફ્રિકાના ગ્રાહકોને

'કહાની'નું આફ્રિકા માટેનું લવાજમ વાર્ષિક રૂ. ૯–૦–૦ અથવા ૧૪ શિલિંગ છે. લવાજમ પેટે મોકલાતા પોસ્ટલ ઓર્ડર ક્રોસ કરવા નહિ. — વ્યવસ્થાપક

પત્રવ્યવહાર વખતે આપનો ગ્રાહક નંબર લખવો જરૂરી છે

# બીજો પ્રશ્ન

બાબુભાઈ વ્યાસ

૧૮૯૩નો ઑગસ્ટ મહિનો હતો. મીસીસીપીની કોર્ટમાં એક કેસ ચાલી રહ્યો હતો જેમાં પરવીઝ નામના એક ઓગણીસ વર્ષના જુવાન ખેડુત પર તેના પાડોશીના ખૂનનો આરોપ હતો... જ્યુરીના માનદ્ સભ્યોને પરવીઝ ગુનેગાર જણાયો, જો કે પરવીઝે કોર્ટમાં દરેક વખતે 'પોતે નિર્દોષ છે એમ જ કહ્યા કર્યું' હતું-છતાં પણ સાબિતીને અભાવે તેની જાતને તે તદ્દન નિર્દોષ પુરવાર કરી શક્યો નહોતો. પરિણામે જ્યુરીના સભ્યોની સર્વાનુમતીથી તેને ફાંસીની સજા ફરમાવવામાં આવી.

૧૮૯૪ના ફેબ્રુઆરી માસની તારીખ સાતને દિવસે સવારના તેને ફાંસીના માંચડે લઈ જવામાં આવ્યો. ગામના લોકો ભેગા થયા હતા, તેને ફાંસીએ લટકતો જોવા માટે નહીં પણ તેમને આ જુવાનની નિર્દોષતામાં વિશ્વાસ હતો પણ અત્યારે તેઓ અસહાય હતા. ગમગીન ચહેરે પરવીઝના મિત્રોએ તેની આંખે પાટા બંધાતા જોયા, ફાંસીખોરે તેના ગળામાં ગાળિયો નાખ્યો, રસી ખેંચી સહેજ મજબૂત કર્યો. સૌના શ્વાસ થંભી ગયા અને ઝટકો મારીને ફાંસીખોરે પરવીઝના પગ નીચેનું પાટિયું ખેંચી લીધું... અને માનવસમુદાયમાંથી એક મોટી ચીસ ઊઠી-કારણ પરવીઝ હજી લટકી ગયો નહોતો-તે નીચે પડ્યો હતો. કંઈ પણ ઈજા થયા વગરનો.

નગરપતિએ તેને ફરીથી લટકાવવાનું કહ્યું, પણ ગામના લોકોને તો આમાં કોઈ દૈવી સંકેત જ જણાયો...પરવીઝની નિર્દોષતામાં તેમને વધારે શ્રદ્ધા જન્મી. તેમણે ન્યાયાધીશને વિનંતી કરી કે આ કેસ વડી અદાલત ફરીથી ચલાવે ત્યાં સુધી પરવીઝને ફાંસી ન આપવી.

વડી ન્યાયકચેરીમાં ઉપરોક્ત કેસ ત્રણ વખત ચલાવવામાં આવ્યો અને છેવટે અને ૧૮૯૫ના ડીસેમ્બરની બારમી તારીખે ફરીથી પરવીઝને ફાંસીએ ચડાવવો એમ જાહેર થયું; પણ મુકરર કરેલ દિવસ આવે તે પહેલાં ગામના લોકોએ જેલ તોડીને પરવીઝને છૂટો કરી દીધો. એક વર્ષ સુધી સગાંસંબંધીઓ અને મિત્રોએ તેને આશરો આપ્યા કર્યો...ત્યાર બાદ નવી ચૂંટણીમાં ચૂંટાઈ આવેલા નગરપતિએ પોતાની ખાસ સત્તા વાપરીને તેને ફાંસીને બદલે જન્મટીપની સજા જાહેર કરી...અને એટલે પરવીઝ પોતાની મેળે હાજર થઈ જેલમાં ગયો.

૧૯૧૯માં, મીસીસીપીના હજારો માણસોની સહીથી ગએલ અરજીના જવાબમાં મીસીસીપીના નગરપતિએ પરવીઝને માફી બક્ષી અને પરવીઝ તદ્દન સ્વતંત્ર આદમી તરીકે છૂટો થયો અને રહ્યો...છતાં પણ બે પ્રશ્ન તો અણઉકલ્યા જ રહ્યા:

પહેલો તો એ કે જો પરવીઝ નિર્દોષ હતો તો ખરેખરો ખૂની કોણ હતો! જેનો જવાબ મળ્યો ૧૯૨૦માં, જ્યારે સેમર નામના એક જુગારીએ પોતાના મરણ વખતે દવાખાનામાં ઉપરોક્ત ખૂન પોતે કર્યું હતું તેનો એકરાર ડોક્ટરોની સમક્ષ કર્યો હતો. પણ બીજો પ્રશ્ન હજી સુધી અણઉકલ્યો જ રહ્યો છે.

શું તે નસીબ હતું! અકસ્માત હતો! કે માત્ર પ્રભુની ઈચ્છા જ હતી કે તે ગાળિયો સરી પડ્યો અને એક નિર્દોષ બચ્યો!

['કોરોનેટ'ના સૌજન્યથી

કાઠિયાવાડી પેસેન્જર—આટલી બધી મોડી ટ્રેઈનો દોડાવો છો તો પછી ટાઈમ ટેબલ શું કામ રાખો છો?

કાઠિયાવાડી સ્ટેશન માસ્તર—ભલા માણસ, ટાઈમ ટેબલ ન હોય તો તમને ખબર શી રીતે પડે કે ટ્રેઈન નિયમિત રીતે કે અનિયમિત રીતે દોડે છે? —બા. વ્યા.

# પૃથ્વીરાજ ચૌહાણ [ નાટિકા ]

ર. હ. વૈ.

[ નોંધ : એક બુંદેલખંડી મુસલમાને મને ચોંકાવનારા ખબર આપ્યા કે શાહબુદ્દીન ઘોરીને પૃથ્વીરાજે સાત વાર વીંધીને માર્યો એ બિના વહેમ ભરી છે. ઘણા લાંબા સમયની આ ઐતિહાસિક ઘટના મગજમાં ઠસી ગયેલ એટલે આ નવીન વાતે મન જરા ચકડોળે ચડાવ્યું અને પરિણામે નીચેનું પ્રહસન ઉદ્ભવ્યું. ઇતિહાસલેખકોની તો માફી માગવી જોઈએ પરંતુ બહુ થોડા જ લેખકો 'વિદ્યાર્થીઓ માટે સાદો ઇતિ-હાસ' સિવાય બીજું કાંઈ લખતા હોઈ માફી માગવી મુલતવી રાખી છે. —લેખક ]

દૃશ્ય પહેલું

સ્થળ : દિલ્હીપતિ પૃથ્વીરાજની કચેરી

સમય : કચેરી ભરવાનો

[ સચિત્ર ઇતિહાસમાં દેખાડેલ પોશાક પહેરી પૃથ્વીરાજ મોટા સિંહાસન પર બેઠેલ છે. ચંદ બારોટ અને બીજા શૂરા સામંતો તેવા પણ જરા સાદા પોશાકમાં બેઠા છે. શાહબુદ્દીન ઘોરી સત્તરમી વાર પકડાયેલો હોઈ સત્તર મણ વજનની સાંકળોથી બંધાયેલો ઊભો નહિ રહી શકવાથી બેઠો છે. પાસે તેની સાથે જ પકડાયેલો તેનો સામંત પણ બેઠો છે. બન્નેએ એ સમયે મુસલમાનો પહેરતા તે પોશાક પહેર્યા છે. ]

શાહબુદ્દીન : (સક્રોધ) ઓ પૃથ્વીરાજ ! એક એક વાર પકડાઉં એટલે સાંકળોમાં એક એક મણ વજન વધારવું એ તારા જેવા ન્યાયી રાજા માટે યોગ્ય છે ! સત્તર શેર વજન બસ હતું.

[ પૃથ્વીરાજ કાંઈ બોલ્યા વિના ચંદ બારોટ સામે જુએ છે. ]

ચંદ : આ કંઈ સમરાંગણ નથી. સમરભૂમિ અને શયનમંદિર સિવાય સમ્રાટોને એકવચને સંબોધવાની વૈયાકરણીઓ મના કરે છે.

શાહ : (કંઈ ન સમજવાથી પાસે બેઠેલા સામંતને) ક્યું, મુશીરા ચલ રહા હમ ?

સામંત : (ધીમેથી) ઐસા હી દીખતા હય.

ચંદ : જીવનમાં જેણે કદી પણ હૃદયંગમ કાવ્યનાં મધુર ગાન સુણ્યાં નથી તેને કાવ્યની ભાષા નહિ સમજાય. શું કરવું ? (વિચાર કરતો હોય તેમ સ્વગત) આને જો થોડાંક કાવ્યો સુણાવ્યાં હોય તો જ તે મારી વાગ્ધારા સમજશે. (ઘોરી તરફ જોઈને, પ્રગટ) જો સાંભળ, ઘોરીશાહ, પહેલાં તને એકાદ–બે સુંદર કાવ્યો સંભળાવું.

પૃથ્વી : (ચંદ કાવ્ય સંભળાવવાનું શરૂ કરે તે પહેલાં તેને હાથને ઇશારે રોકતાં) ઘોરી-રાજ, વાત તો સાચી તમારી, પણ અનેક હાર ખાધા છતાં જે નર કૂતરાની પૂંછડી માફક ફરી ફરી લડવા આવે તેને તો સત્તર મણની સાંકળ જ શોભે.

શાહ : (જરા પણ શર્મા વિના) ચૌહાણરાજ, હું તો કૂતરાની પૂછડી માફક ફરી ફરી હાર ખાવા આવું છું, પરંતુ આપ પણ કૂતરાની પૂછડી માફક મને ફરી ફરી હાર ખવરાવવા ધસ્યા આવો છો તેનું શું !

[ પોતાને કૂતરાની પૂછડીની ઉપમા મળતાં પૃથ્વીરાજનું ક્ષાત્ર લોહી ઊકળી આવે છે અને ભવિષ્યમાં ગમે તે ભોગે પણ શાહબુદ્દીનને હરાવવા કરતાં બહેતર છે કે પોતે હારી જવું તેવો માનસિક નિશ્ચય કરે છે. ]

**ચંદ :** (સક્રોધ) બસ કર, ઘોરીરાજ, બસ કર.

**શાહુ :** (ચંદની દરકાર કર્યા વિના) અને એ પણ યાદ રાખજે, પૃથ્વીરાજ, કે તું જ્યારે મારાથી હાર ખાવાનું પસંદ કરીશ ત્યારે હું તો દરેક વખતે સાત સાત મણની જ સાંકળો વધારીશ.

**પૃથ્વી :** (પહેલાં જરા અચકાય છે પણ પછી જરા રહી) ખરો રાજપૂત યવનના હાથમાં પડતાં પહેલાં મૃત્યુ જ ચાહે અને છતાં એવે પ્રસંગે પણ મારી મજબૂત ભુજાઓ સાત મણ વજન ઊંચકી શકશે.

**શાહુ :** (પોતાના સામંતને ધીમેથી) રજપૂતો પકડાવા કરતાં મૃત્યુ કેમ પસંદ કરતા હશે?

**સામંત :** (એટલે જ ધીમેથી) કારણ કે એ લોકો આપની માફક ગાય બની જાય તો આપણે તો ગૌવધ પણ કરીએ ને? એટલે.

**શાહુ :** (સામંતને ધીમેથી) ઠીક યાદ આપ્યું શૂરાસામંત, સોળ વખત ગાય બન્યા તો સત્તરમી વખત કેમ નહિ? (તાણીને) પૃથ્વીરાજ, મેં તો આપકી......

**પૃથ્વી :** (વચ્ચે જ) જો આ વખતે તું મારી ગૈયા બને તો તને ખુદાના કસમ છે.

**શાહુ :** (ધીમેથી) સામંત, ખુદાના કસમ તો પાળવા જોઈએ, છેલ્લો ઉપાય પણ બંધ થઈ ગયો.

**સામંત :** (ધીમેથી) શહેનશાહ, રાજપૂતો ગૌબ્રાહ્મણ-પ્રતિપાળ છે.

**શાહુ :** (ધીમેથી) વાહ! મારા શૂરા સામંત, ખરું કહ્યું. (તાણીને) પૃથ્વીરાજ, મેં તેરી ગૈયા નહિ પણ મેં તેરા બમ્મન હૂં......

[મુસલમાનને આ રીતે બ્રાહ્મણ બનતો જોઈ આખી સભા, તે વખતે આર્યસમાજ સ્થાપાયો ન હોઈ, ચોંકી ઊઠે છે. દૂર બેઠેલા રાજપુરોહિત આગળ આવે છે.]

**પુરોહિત :** (અગ્નિ વરસતી આંખે) ઓ ઘોરીરાજ, તને યજ્ઞોપવીત-સંસ્કાર થયો છે? તને ગાયત્રીમંત્રનો કોઈ ગુરુએ ઉપદેશ કર્યો છે?

[શાહબુદ્દીન કંઈ ન સમજવાથી પોતાના સામંત તરફ જુએ છે. સામંત પણ કશું સમજ્યો ન હોવાથી નિસાસો નાખી આકાશ તરફ જુએ છે.]

**પૃથ્વી :** પુરોહિતજી, આપના પ્રશ્નો તદ્દન વાજબી છે પરંતુ રાજપૂત પાસે કોઈ પણ વ્યક્તિ બ્રાહ્મણ બની બેસે તો રાજપૂતે પણ વિચાર કરવો ઘટે. પ્રશ્ન જરા વિકટ છે.

**ચંદ :** હાજી હા, અન્નદાતા, પ્રશ્ન ખાનગી મંત્રણા માગી લે છે. પ્રધાન મંડળ સમક્ષ રજૂ કરવા જેવો પ્રશ્ન છે.

**પૃથ્વી :** બરાબર, અત્યારે તો કચેરી બરખાસ્ત કરો.

[છડીદાર 'કચેરી બરખાસ્ત'ની ઘોષણા કરે છે. ચંદ પૃથ્વીરાજને બિરદાવવા માંડે છે પણ સંયુક્તા પાસે જવાની ઉતાવળમાં પૃથ્વીરાજ કંઈ પણ ન સાંભળતાં એકદમ ચાલ્યો જાય છે. ચંદના મુખમાંથી નિસાસો નીકળી પડે છે.]

## દૃશ્ય બીજું

### સ્થળ : પૃથ્વીરાજના મહેલનું મંત્રણાગૃહ

[ચારે પ્રધાનો, ચંદ બારોટ અને રાજપુરોહિત પૃથ્વીરાજની સામે બેઠેલા છે. પૃથ્વીરાજ એક સુંદર કાશ્મીરી ગાલીચા પર બેઠેલ છે અને પાછળ પડદો નાખી સંયુક્તા બેઠેલી આછી આછી નજરે પડે છે. મંત્રણાગૃહની બાજુ બહાર ન

જય માટે આસપાસ (ઐતિહાસિક સમ્રાટો રાખતા તેમ) બહેરા અને મૂંગા સિપાહીઓ ચોકી કરી રહ્યા છે. મંત્રણાની હકીકત પાછળથી વાંચી લઈ બહાર જાહેર ન કરી દે એ ખાતર એક અંધને મંત્રણાનો સાર લખવા બેસાડેલ છે. ]

પૃથ્વી : શાણા સચિવો, ધર્મસંકટ તો ખરેખરું આવ્યું. ગાય ન બનવાના સોગન આપ્યા ત્યારે ઘોરીશાહ બ્રાહ્મણ બની બેઠો. અલબત્ત એ બ્રાહ્મણ તો નથી જ પણ એક વખત રાજપૂત સમ્રાટ પાસે પોતાનું બ્રાહ્મણત્વ જાહેર કરે એટલે એનો ઘાત કેમ થાય!

૧લો પ્રધાન : સમ્રાટ, એક ઉપાય છે : जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते એ સ્મૃતિવાક્યને આધારે ઘોરીશાહને બ્રાહ્મણોચિત સંસ્કાર કરી છૂટો કરી દેવો.

પૃથ્વી : વાહ પ્રધાનજી! અક્કલ તો ખૂબ લડાવી; યવનને બ્રાહ્મણનો સંસ્કાર એટલે ખર પર અંબાડી.

૨જો પ્રધાન : આજ્ઞા હોય તો બીજો સુંદર ઉપાય સૂચવું.

પૃથ્વી : સુખેથી બોલો.

૨જો પ્રધાન : જૂઠું બોલવા માટે યવનના હાથપગ કાપી તેને વનમાં મૂકી દેવો એટલે આ ધર્મસંકટમાંથી મુક્તિ થાય.

પૃથ્વી : ઠીક છે, પણ શત્રુને સામી છાતીએ જ ઘા થાય. માટે તેના હાથપગ કાપવા હશે તો તેના હાથમાં પણ શસ્ત્ર આપવું પડશે. કેમ સામ્રાજ્ઞી, ખરું ને?

[છેલ્લું વાક્ય બોલતાં પૃથ્વીરાજ સંયુક્તા સામે જુએ છે. સંયુક્તા મૂર્છા પામેલી હોય છે. એટલે તેના ઉપચારમાં પૃથ્વીરાજ તથા પ્રધાનો રોકાય છે. પૃથ્વીરાજ પાણી માટે બેચાર બૂમો પાડે છે પણ ચોકીદારો બહેરા હોઈ અને મંત્રણા ચાલતી હોય ત્યારે એ તરફ ન જોવાની તેમને આજ્ઞા હોઈ કાંઈ સાંભળતા કે સમજતા નથી. મંત્રણા લખનાર અંધ અવાજ સાંભળી પાણી લેવા દોડે છે પણ વચ્ચે મંત્રણા-ગૃહનો સુવર્ણસ્થંભ આવતાં પટકાઈ પડે છે. ધીમે ધીમે સંયુક્તાની મૂર્છા વળે છે. ]

સંયુક્તા : ક્ષમા માગું છું મહારાજ! જીવતા નરને હાથપગ વગરનો કરવાના વિચારે મને કમકમાં આવ્યાં કે મૂર્છા આવી ગઈ. બીજો કંઈ જ ઉપાય નથી, મહારાજ!

પુરોહિત : સ્મૃતિકારોની આજ્ઞા પ્રમાણે રાજ્ય ન કરે તે રાજા રાજ્ય કરવા લાયક નથી.

[આ સાંભળી પૃથ્વીરાજને સંયુક્તા ખાતર રાજ્ય છોડી દેવા ઘડીભર ઇચ્છા થઈ આવે છે, પણ તેનું રૂઢિગ્રસ્ત માનસ તે સમયના આ વગર ચીલાના રસ્તે ચાલવા ના કહે છે. ]

સંયુક્તા : સ્મૃતિકારોની દરેક આજ્ઞાનું અક્ષરશઃ પાલન કરવા જાય તો મનુષ્ય મનુષ્ય ન રહે, રાજા રાજા ન રહે સ્ત્રી સ્ત્રી ન રહે. અરે આખી સૃષ્ટિની નવરચના કરવી પડે.

પુરોહિત : (ઘડીભર આ સાંભળી વોક-આઉટ આપવા વિચાર કરે છે પરંતુ એ રીતે કદાચ સ્વધર્મની પૂરી તરફેણ નહિ લેવાય તેમ વિચારી) સામ્રાજ્ઞી! ધર્મને પાળનાર અને વધારનાર જ ધર્મવિરોધી કૃત્ય કરે તે શું યોગ્ય છે?

૩જો પ્રધાન : (પૃથ્વીરાજને સંબોધી) મહારાજ, પુરોહિતનું કથન તો સાચું છે. કળી-યુગમાં ધર્મને માત્ર એક જ પગ રહ્યો છે, એવા અપંગ આત્માને આમ તિરસ્કાર કરવા કરતાં તેના તરફ તો દયા ખાવી ઘટે. એક અપંગ ધર્મનો વળી ધ્વંસવિધ્વંસ શું?

પૃથ્વી : (ઘણા જ આર્દ્ર હૃદયે) પ્રધાનજી, આપનું કથન સત્ય છે. ધર્મનો ધ્વંસ ન કરવો એ તો ખરી રાજપૂત રીતિ છે. પ્રધાનજી, ધર્મ એકપગો હોવા છતાં એકમાર્ગી નથી

રહી શકતો, એ જ જરા વિચિત્ર છે. હાલ તુરત એ પ્રશ્ન જવા દઈએ. રાજનીતિની ચર્ચામાં ધર્મને વધારે સ્થાન ન આપવું જોઈએ.

૪ થો પ્રધાન : હા જી હા, એ બધું જવા દો. હું એક રસ્તો સૂચવું: ઘોરીશાહને મારવો જ ન હોય તો તેને દિલ્હીના મહામાર્ગ પર ચલાવી તેની બેડીઓ દૂર કરવી; તેને 'નથી છોડ્યો' તેમ પણ ન કહેવું અને 'છૂટો છો' તેમ પણ ન કહેવું; એની ઇચ્છા પ્રમાણે રસ્તો લઈ લેશે...આપણી જવાબદારી નહિ ને!

પૃથ્વી : ખરું પ્રધાનજી! શાબાશ. એ જ રસ્તો ગ્રહણ કરવા જેવો છે. ભારત–યુદ્ધ વખતે મહારાજ યુધિષ્ઠિરે પણ 'નરો વા કુંજરો વા' કહી એ જ નીતિ સ્વીકારી હતી. આપણે પણ 'છોડ્યો ન છોડ્યો' જ રાખી તેનાં બંધનો દૂર કરવાં.

ચારે ય પ્રધાનો તથા પુરોહિત : (એકીસાથે) હા જી હા.

પૃથ્વી : બસ ત્યારે; કાલે સવારે તે પ્રમાણે થઈ જાય તેવો બંદોબસ્ત કરો.

[પૃથ્વીરાજ તથા પ્રધાનો ધીમે ધીમે ઊઠી જાય છે. બધાના મુખ ઉપર રાજનીતિનો એક મહાપ્રશ્ન ઉકેલ્યાનો આનંદ છે.]

દૃશ્ય ત્રીજું

સ્થળ : શાહબુદ્દીન ઘોરીની કચેરી

[પૃથ્વીરાજ છેલ્લા યુદ્ધમાં હાર પામતાં ઘોરી શાહબુદ્દીનનો કેદી છે. સુરા ખૂબ પીવાથી કચેરીમાં હાજર રહેલા બધા સામંતો ડોલે છે, અને તે જોઈ પૃથ્વીરાજ અને ચંદ આંખ બંધ કરી કેદી તરીકે ઊભા છે. શાહબુદ્દીન એક સુંદર ગાલીચા પર તકિયાને અઢેલીને બેઠેલ છે.

કચેરી સામે આરસજડિત ચોકમાં એક ઉપર એક એમ સાત તવા ગોઠવી નિશાન બનાવવામાં આવ્યું છે. થોડે દૂર નિશાન વધારે સ્પષ્ટ રીતે જોઈ શકાય તેવો લગભગ વીસેક ફૂટ ઊંચો ગોખ છે.]

શાહ : પૃથ્વીરાજ! તેં તો મને અઢાર વખત છોડ્યો પરંતુ હું તો ગૌવધ અને બ્રહ્મવધ કરનાર છું.

પૃથ્વી : (ચંદ સામે જોઈ) ચંદ, શાહને મારીને મરવાની મારી મહેચ્છા અતૃપ્ત જ રહેશે!

ચંદ : કદી નહિ, મહારાજ! માત્ર એક ઉપાય સૂઝે છે મુસલમાનો સૈયદને કદી ન મારે અને...અને...

પૃથ્વી : ચંદ, અટકવાની બિલકુલ જરૂર નથી સ્પષ્ટવક્તા સુખી ભવેત, બોલો જે કહેવું હોય તે કહો.

ચંદ :...અને સુવરને કદી હાથ પણ ન અડાડે...

પૃથ્વી : (ક્રોધથી) એટલે કાં તો મારે સુવર બનવું અથવા સૈયદ, કેમ? વાહ, સુવર. બસ ચંદ, તારી સલાહ બંધ કર.

ચંદ : (વિના ક્ષોભે) જેવી મહારાજની ઇચ્છા.

શાહ : (ખડખડાટ હસીને) એ કાંઈ બનતું જ રહેવા દો ને. જો, પૃથ્વીરાજ, સામે સાત તવા ગોઠવેલ છે. સાંભળ્યું છે કે તું ધનુર્વિદ્યામાં પારંગત છો. આમા ચોકમાં રહીને એક તીરે સાત તવા વીંધે તો હું તને મુક્તિદાન આપું.

પૃથ્વી : (ભવાં ચઢાવીને) રાજપૂત વીરને દાનમાં તો મુક્તિ પણ ન ખપે પણ મારી ધનુર્વિદ્યાની કલાનાં દર્શન તો હું તને જરૂર કરાવીશ.

**શાહ** : (પાસે બેઠેલા અમાત્યને) સાત તવા વીંધીને પણ છૂટવાની ના કહે છે.

**અમાત્ય** : જહાંપનાહ! તો તેની ઇચ્છા વિરુદ્ધ આપણે તેને કેમ છોડી શકીએ?

**શાહ** : બરાબર. (પૃથ્વીરાજને) તારી કલાનાં દર્શન તો કરાવ. ચાલો અમાત્યો, આપણે મહેલના ગોખમાંથી જોઈશું.

[ધીમે ધીમે કચેરીમાં બેઠેલ સામંતો, અમાત્યો વગેરે ઊભા થાય છે અને શાહબુદ્દીન અને કેટલાક અમાત્યો ગોખમાં પોતપોતાને આસને બેસે છે.]

**પૃથ્વી** : (ચંદને) ચંદ! તવાઓ મજબૂત લાગે છે. એક તીરે વીંધાશે કે કેમ તે શંકા છે.

**ચંદ** : (ધીમેથી) આપ તો બંને રીતે મરવા જ તૈયાર થયા છો તો પછી તવા વીંધવાની ના પાડીને જ દેહ છોડો તો!

**પૃથ્વી** : (જરા હસી) ચંદ, ઘેલો થયો છે! ટેકીલો રાજપૂત એક વખત હા કહ્યા પછી ના કહે ખરો!

**ચંદ** : મહારાજ! શાસ્ત્રાજ્ઞા છે કે ધર્મસંકટને ગમે તે કૃત્યથી દૂર કરતાં પાછું વાળી ન જોવું.

[એક યવન સિપાહી પ્રવેશી, પૃથ્વીરાજના હાથમાં ધનુષ્યબાણ મૂકી ચાલ્યો જાય છે.]

**પૃથ્વી** : (ધીમેથી) ચંદ, સાત તવા એકી સાથે વીંધાશે?

**ચંદ** : પણ આપને તો વચન અને ટેક પાળવાનાં રહ્યાં ને. બાકી રામને વાલીવધ કરતાં સાત તાડ વીંધવાં પડ્યાં તે તો આ તવા જોતાં માખણમાં હાથ હશે.

**પૃથ્વી** : ભૂતકાળની વાતો શા કામની ચંદ, નથી હું રામ કે નથી આ વાલી.

**ચંદ** : અને નથી હું લક્ષ્મણ કે નથી હું સીતા છતાં તમારી સાથે ભટકવું પડે છે ને!

**પૃથ્વી** : વચન ન પળાય તો મરવું ભલું.

**ચંદ** : તો આપ કેવી રીતે મરવા ધારો છો? જીભ કરડીને?

**પૃથ્વી** : આત્મઘાતનો વિચાર તો નામર્દનો છે. પણ આપણે એકબીજાને હાથે મરી યવનને રાજપૂતોની ટેક તો દેખાડવી પડશે.

**ચંદ** : (સ્વગત) ટેક આની અને મરવું મારે, તે પણ ઠીક. (પ્રગટ) જેવી આજ્ઞા મહારાજ, પણ પહેલાં જો હું આપને મારું તો પછી મને કોણ મારશે? અને પહેલાં આપ મને મારો તો આપ તો રહી જ ગયા સમજો ને. પછી આપણી ટેકનું શું!

**પૃથ્વી** : પ્રશ્ન અટપટો છે. મંત્રણાગૃહ કે પ્રધાનમંડળ વિના નિકાલ થઈ શકે તેવો નથી, પણ શું થાય!

[આ દરમિયાન પૃથ્વીરાજ માત્ર બોલવામાં જ શરસંધાન કરે છે.]

**શાહ** : (ગોખમાંથી નીચો નમી) કેમ પૃથ્વીરાજ, યુદ્ધમાં તો વરસાદની જેમ તીર છૂટતાં. અહીં આટલી બધી વાર!

[ઓચિંતો જ શાહનો અવાજ આવતાં પૃથ્વીરાજ ચમકે છે અને બાણમાંથી શર છૂટે છે જે સીધું શાહની છાતીમાં ચોંટાય છે.]

**પૃથ્વી** : શું થયું ચંદ, શું થયું!

**ચંદ** : (ખૂબ આનંદથી) કાંઈ નહિ મહારાજ, એ તો આપે વાતોમાં જ આઠમો તવો વીંધ્યો. હવે બાકીના સાત વીંધો કે ન વીંધો પણ હવે હાથમાં આવેલ જશ જવા દેશો નહિ. દુનિયામાં તો ફાવ્યું જ વખણાય છે.

[પડદો]

[હસ્તલિખિત 'અંજલિ'માંથી

# હું કદી ભૂલીશ નહીં



યાદ નથી કે આ વાત ક્યાં વાંચી હતી. પણ હું માનું છું ત્યાં સુધી તો એક વખત રેંકડીમાંથી સેકન્ડ હેન્ડ ચોપડીઓ, ખાસ કરીને નાટકો, મારે કલબ માટે જોઈતાં હતાં ત્યારે આ વાતવાળી ચોપડી હાથમાં આવી ગએલી અને વાંચ્યા પછી એટલી તો ગમેલી કે મેં તે 'પંચવટી' હસ્તલિખિતમાં પણ આપેલી. વાત તો આમ છેઃ

ઉતારુઓથી ભરચક બસ આગળ ધપ્યે જતી હતી. લડાઈના દિવસો હતા એટલે ઝાઝે ભાગે વૃદ્ધ સ્ત્રી–પુરુષો જ બસમાં દેખાતાં હતાં. દરેક બસ સ્ટેન્ડ પર આ દિવસોમાં બસને વધુ વખત ખોટી થવું પડતું. ઉતારુઓને ચડવા ઊતરવામાં પણ તકલીફ પડતી, કારણ વૃદ્ધત્વ અને લડાઈમાં ગએલા પોતાના સ્વજનોની ચિંતા હતી.

ઉપરોક્ત બસ, એક સ્ટેન્ડ પાસે ઊભી રહેતાં એક જુવાન ઘણી સ્ફૂર્તિથી તેમાં ચડી ગયો. બસ ઊપડી. લગભગ બધા જ ચહેરા આ જુવાન તરફ તાકી રહ્યા હતા. દરેકની આંખમાં પ્રશ્નાર્થ હતો. તું કેમ અહીંયાં છો!

થોડી વાર તો કોઈ કશું બોલ્યું નહીં પણ આખરે એક ડોશીથી ન રહેવાયું. તેણે કહ્યું, 'અમારા પુત્રો જ્યારે લડાઈના મેદાન પર હેરાન–પરેશાન થઈ રહ્યા છે ત્યારે તું અહીં આમ ગોધાની માફક શું ફરે છે! તને શરમ નથી આવતી!'

જુવાન પહેલાં તો જરા સ્થિર થઈ ગયો. તેણે જોયું તો બસનાં બધાં ઉતારુઓ તેની પાસે વગર પૂછ્યે કારણ માગી રહ્યાં હતાં. તેણે હસીને પેલી ડોશીને જવાબ આપ્યો, 'માજી, મારું કમનસીબ છે કે મને તમારા દીકરાઓ સાથે રહીને આનંદ કરવાનું નથી મળ્યું. પણ ખેર, તમારા પુત્રો જ્યારે લડાઈના મેદાન પરથી વિજય મેળવીને પાછા ફરવાના હોય ત્યારે તેમને કહેવરાવજો કે મારો જમણો હાથ ત્યાં લડાઈના મેદાન પર રહી ગયો છે, તે લેતા આવે.' અને બસનાં ઉતારુઓ તેના કોટની ખાલી ઝૂલતી જમણી બાંય જોઈ રહ્યાં.

— ચન્દ્રકાન્ત

દેશ પર આવી પડેલી આફતમાં અમારા શહેરે પણ ભાગ પડાવ્યો અને પરિણામે અમારા ભાગે પણ પાંચ હજાર નિર્વાસિત ભાઈબહેનોને રાખવાનું આવ્યું હતું.

હું એ છાવણીમાં એક કાર્યકર હતો. મૂળથી મને બાળકોમાં રસ એટલે મેં છાવણીમાંના સિંધી બાળકોને હિન્દી અને ગુજરાતી શીખવવાનું માથે લીધું હતું. મારી એ શાળામાં લગભગ સાઠેક બાળકો આવતાં. બે માસમાં તો બહુ જ આસાનીથી એ લોકોએ હિન્દી અને ગુજરાતી શીખી લીધું.

એક દિવસ મેં તેમને 'સારું ઘર' કોને કહેવાય એ વિષે નાનો એવો નિબંધ લખવાનું કહ્યું. બધાંએ જુદી જુદી જાતના ઘણા નિબંધો લખ્યા પણ મુરલી નામના એક છોકરાએ બહુ જ થોડા શબ્દોમાં જે લખ્યું હતું તે હજી મને યાદ છે અને નથી કહી શકતો કે ક્યાં સુધી યાદ રહેશે!

તેણે લખ્યું હતુંઃ જ્યાં બા વાળુ પીરસતી હોય, મા નાનાં ભાઈબહેનોને હાલરડાં ગાતી હોય, પિતાજી હુક્કો પીતા, મેં નિશાળમાં આજ 'શું કર્યું' તેનો જવાબ માગતા હોય, વાળુ બાદ દાદાની વાતો સાંભળવા મળતી હોય, ગમે તેટલા મોટા થઈએ, ગમે તેટલું ભણીએ, પરદેશ જઈએ, પણ સાંજ પડે ને જે ઘર સાંભરે તેને કહેવાય 'સારું ઘર.'

એક નિર્વાસિત બાળક આથી વધુ શું લખી શકે!

— ગનીભાઈ

આપણા દેશમાં આજે જ્યારે લોકો ધારાસભા માટે ઉમેદવારોને પોતાનો ખાસ મત આપવા, અને પોતાને લોકના સેવકો ગણાવતા ઉમેદવારો લોકોના મત લેવા માટે પડાપડી કે દોડાદોડી કરે છે ત્યારે આ વાત લખવાનું મન થઈ આવે છે.

પરદેશી અમલદારના એક પ્રતિનિધિએ આ વાત નીચે પ્રમાણે કહી હતી.

હું ગામડામાં મારા કાકાને ઘરે આઠ દિવસની રજા ગાળવા ગયો હતો. સામાન્ય રીતે *શહેરથી કંટાળી જાઉં છું ત્યારે દર વરસે હું* તેમને ત્યાં થોડો વખત રહી આવું છું. એ ગામમાં સાધારણ માણસ કરતાં તેમની સ્થિતિ કાંઈક ઠીક કહી શકાય તેવી છે. ઘરે થોડા એકર જમીન છે, પત્ની એક લોન્ડ્રી ચલાવે છે, દીકરો શહેરમાં કૉલેજમાં પ્રોફેસર છે. ગામમાં તેમની પ્રતિષ્ઠા પણ સારી છે. લોકોપયોગી કામ થઈ શકે માટે આ વરસે ચૂંટણીમાં પણ તે ઊભા રહ્યા છે.

દરરોજ રાતના તેમના પચાસ-સાઠ વર્ષની જિંદગીના અનુભવો સાંભળ્યા પછી અમારો સૂવાનો કાર્યક્રમ હતો.

એક દિવસ અગિયાર વાગ્યા પછી મારા ઓરડામાં અખબાર વાંચતો પડ્યો હતો—બહાર વરસાદ ધીરે ધીરે પડી રહ્યો હતો—ઘરનાં બાકીનાં માણસો સૂઈ ગયાં હતાં. એવે વખતે અમારા મકાનનો દરવાજો કોઈએ ખખડાવ્યો.

મેં મારા ઓરડાની બહાર નીકળી જોયું તો કાકા કોઈ અજાણ્યાને ઘરમાં લેતા હતા

મને 'જરાક પાણી આપો' આવનારે કહ્યું, અને તરત જ તેને પાણી આપવામાં આવ્યું. આવનારનાં કપડાં ભીનાં હતાં. મારા કાકાએ તેને રેઈન કોટ આપવા માંડ્યો ત્યારે તેણે કહ્યું, 'કોટની જરૂર નથી. મારી મોટર અહીંથી એકાદ માઈલ દૂર ખૂંચી ગઈ છે. તમે મને મદદ કરી શકો તેમ હો તો સાથે આવો.'

એક પણ અક્ષર બોલ્યા વિના કાકાએ કોટ *ખભે નાખ્યો અને હાથમાં ફાનસ લઈ તેની* સાથે ચાલી નીકળ્યા. હું પણ પાછળ ચાલ્યો.

અમે આશરે સો વાર જેટલે દૂર ગયા હઈશું એટલામાં તો અમારી નજર રસ્તા પર પડેલી એક મોટર પર પડી. નજીક જઈ જોયું તો તે ખૂંચી ગઈ નહોતી, પેલો અજાણ્યો તો તેમાં બેસી પણ ગયો અને મોટર સ્ટાર્ટ કરી. કાકાએ પૂછ્યું, 'તમે કહેતા હતા ને કે તમારી મોટર તો ઘણે દૂર છે અને તે ખૂંચી ગઈ છે!'

પેલાએ જવાબ આપ્યો, 'એ તો હું ખાતરી કરવા માગતો હતો કે મારે જેને મત આપવો છે તે ખરે વખતે મારી પડખે ઊભો રહેશે કે નહીં!'

એ કહેવાની જરૂર નથી કે એ વરસે કાકાને સૌથી વધુ મત મળ્યા હતા.

—બી. રોય

એક જુવાન પોતાની સહાધ્યાયી યુવતીને કૉલેજના સોશ્યલ ડ્રામા પછી પોતાની ટુ સીટરમાં ઘરે મૂકવા જતો હતો. મધરાત વીતી ગઈ હતી. મોટરની લાઈટ સિવાય બધે અંધારું હતું અને રસ્તો નિર્જન હતો. એવામાં એકાએક મોટર અટકી. વિદ્યાર્થીએ નીચે ઊતરીને મોટરની ચારે બાજુ ફરીને જોયું અને પછી વિદ્યાર્થિનીને કહ્યું, 'ઘણો જ દિલગીર છું પણ પેટ્રોલ ખલાસ થઈ ગયું છે, મારી પાસે બીજું છે પણ નહીં, હવે શું કરીશું?'

વિદ્યાર્થિનીએ નિસાસો નાખ્યો અને પછી મોટરનું બારણું ખોલતાં કહ્યું, 'તમે અંદર આવી જાવ, અગાઉ પણ મારે આવું ઘણી વખત બન્યું છે, આપણે થોડી મિનિટો વાતચીત કરશું એટલામાં તો પેટ્રોલ એની મેળે ભરાઈ જશે.'

— બા. વ્યાસ

# રૂપ-તૃષા

'જટિલ'

સંધ્યા ધીમે ધીમે વધારે ને વધારે ઘેરી બની રહી હતી. વર્ષા પછીનો ઝાંખો પીળો તડકો ધરતીની છેલ્લી વિદાય લઈ રહ્યો હતો. દિવસભરનો શ્રમ વેઠીને ક્લાંત બનેલાં પક્ષીઓ હતાં. સમગ્ર વાતાવરણમાં એક પ્રકારની સ્તબ્ધતા છવાઈ રહી હતી.

કાંતિ પોતાની હોસ્ટેલની રૂમમાં પલંગ પર પડ્યો પડ્યો કંઈક અંગ્રેજી નવલ વાંચી રહ્યો હતો. એના ઊર્મિશીલ કૂમળા મુખ ઉપર ગંભીરતા અને ચિંતનના ઓળા પથરાતા. દીવાના પ્રકાશમાં એના વદન પરની રેખાઓ સ્પષ્ટ જોઈ શકાતી હતી.

એકાએક ખાલી અટકાવેલું રૂમનું બારણું કોઈએ ધક્કો મારીને ઉઘાડી નાખ્યું. કાંતિએ ચમકીને જોયું તો તેનો મિત્ર પ્રબોધ હસતે મુખે રૂમમા પ્રવેશી રહ્યો હતો. તેણે આવતાંવેંત એક 'આર્મ-ચેર' પર પડતું મૂક્યું અને પૂછ્યું, 'કાં, શેનો અભ્યાસ ચાલે છે?'

'આ એક અંગ્રેજી નવલ વાંચી રહ્યો છું.' કાંતિએ પલંગમાં બેઠા થતાં કહ્યું.

'નવલ!' પ્રબોધે એના ટીખળી સ્વભાવ પ્રમાણે કહ્યું, 'તારું મુખ જોતાં તો એમ લાગે કે તું મરસિયા વાંચીને દુઃખમાં ડૂબી ગયો છે!'

'મરસિયા તો નથી વાંચતો, પણ આ નવલમાં એક એવો પ્રસંગ હું વાંચી રહ્યો હતો કે જેણે મને ચિંતનમાં નાખી દીધો. મને આવો પ્રસંગ વાંચતાં દુઃખ પણ થાય છે...' પણ એ તો ઠીક,' કાંતિએ વાત બદલતાં કહ્યું, 'તું અત્યારે અકસ્માત અહીં ક્યાંથી?'

પ્રબોધ ગામમાં રહેતો હતો અને આવે સમયે હોસ્ટેલ સુધી દૂર આવવાનો એનો સામાન્ય ક્રમ ન હતો.

'આપને ખલેલ પહોંચાડી હોય તો દિલગીર છું, સાહેબ!' પ્રબોધે રમૂજમાં કહ્યું.

'મજાક છોડી સાચી વાત કરવી છે હવે?'

પ્રબોધે પહેલી વખત ગંભીર બનતાં કહ્યું, 'સાચી વાત એ છે કે હું તને અત્યારે જમવા તેડી જવા આવ્યો છું. તારે જમવા પણ મારી સાથે જ આવવાનું છે.'

'પણ...પણ...આપણે કોને ઘેર જમવા જવાનું છે?'

'મહેશભાઈને ત્યાં.'

આ જવાબ સાંભળી કાંતિ કંઈક આનંદમાં આવી ગયો હોય એમ લાગ્યું, અને એ તુરત તૈયાર થવા માંડ્યો.

'મારા આગમનથી કે મારી મજાકથી તું આનંદમાં આવતો ન હતો, અને તારી ગંભીરતા પણ ઊડતી ન હતી, તે આ આમંત્રણ કોને ઘેરથી છે તે સાંભળી ઊડી ગઈ, નહિ કાંતિ?' પ્રબોધે પૂછ્યું, 'ખરે, આ મહેશભાઈ અને એમના પત્ની બારે સંસ્કારી અને સુશીલ છે; એ લોકો સાથે થોડા કલાકો ગાળવા એટલે પ્રેમ, સંસ્કાર અને કૂણી લાગણીઓમાં સ્નાન કરવું.'

'એટલે જ હું આમ આનંદમાં આવી ગયો' કહેતાં કાંતિ પ્રબોધની સાથે રૂમની બહાર નીકળ્યો અને રૂમને તાળું માર્યું.

હોસ્ટેલમાંથી નીકળી બંને મિત્રો ચાલ્યા. મહેશનું ઘર બહુ દૂર ન હતું; માત્ર પંદરેક મિનિટનો રસ્તો કાપવાનો હતો. કાંતિ જે નવલ હોસ્ટેલમાં વાંચતો હતો તેમાં તેને ગંભીર બનાવી મૂકે એવું શું હશે એ જાણવા પ્રબોધ હજુ આતુર હતો. તેણે પોતાની સહજ છટાથી વાતચીત ચાલુ રાખી.

'પેલી તારી નવલમાં એવું તે શું હતું ભલા, કે તું આટલો બધો ચિંતનમગ્ન અને ગંભીર બની ગયો?'

'વાત તો સાવ સાદી છે—કહો, ઘણાને સાવ સાદી લાગે એવી છે. પણ અકસ્માત

મારી ઉપર એણે ઊંડી અસર ઉપજાવી અને મને ચિંતનમાં નાખી દીધો. એ પ્રસંગમાં માણસના માનસની જે વિકૃતિ દર્શન દે છે તે મને ઘૃણાસ્પદ લાગે છે.'

'હં...પણ મૂળ પ્રસંગ શું છે એ હજી તેં મને કહ્યું નથી. મને મૂળથી તું એ પ્રસંગ કહે તો મને ઘણું સમજવાનું મળે...અને તારી ઉપર એ પ્રસંગની આટલી ઊંડી અસર કેમ થઈ એ પણ હું સમજી શકું...'

'તું આવ્યો ત્યારે હું પેલું અંગ્રેજી નવલ વાંચી રહ્યો હતો ને! એમાં તું આવ્યો એ જ સમયે એક માંસાહારી માણસની વાત આવતી હતી. એ માણસને એક વિચિત્ર પ્રકારની માછલી પોતાનાં સમુદ્ર-પર્યટનોમાંથી મળી આવી હતી. આ માછલી એનાં રૂપ, રંગ, આકાર, કદ વગેરેને લીધે બીજી માછલીઓથી કંઈક જુદી પડી આવે એવી હતી. તેથી તે પોતાના નોકરો પાસે રોજ એ જ જાતની માછલી સમુદ્રમાંથી પકડી લાવવા હુકમ આપતો; આવી અનેક માછલીઓને તે એક ખાસ જુદા જળ-કૂંડમાં રાખતો...'

'ત્યારે તો એને એ જાતની માછલી ખૂબ ભાવતી હશે!' પ્રબોધે પૂછ્યું.

'ના,' કાંતિએ કહ્યું, 'સ્વાદનો કે ભાવવા ન ભાવવાનો અહીં પ્રશ્ન ન હતો. વાત જુદી જ હતી...આ માછલીઓમાંથી તે રોજ સવારે એકને મોટી કાચની 'ટ્રે'માં મુકાવતો.

'પછી!' પ્રબોધની ઇંતેજારી વધતી જતી હતી.

'એ ટ્રેમાં પાણી સાવ નામનું જ રાખતો. પરિણામે એ માછલી થોડી જ ક્ષણોમાં તડફી તડફીને મરણ પામતી.' કહી કાંતિ સહેજ અટક્યો.

'એ તો એમ જ થાય ને!' પ્રબોધે કંઈક અધીરા થઈને પૂછ્યું. એણે ધાર્યું કે વાત અહીં પૂરી થતી હશે. 'પણ આ વાતમાં એવું શું છે કે તું આવા ઊંડા વિચારમાં પડી જઈ એકદમ ગંભીર બની ગયો?'

'હજી સાંભળ તો ખરો' કાંતિએ કહ્યું, 'મૂળ વાત તો હવે જ આવે છે... હવે, એ માછલીની ખાસ ખૂબી એ હતી કે આ રીતે મૃત્યુની છેલ્લી ક્ષણોનો તરફડાટ જ્યારે શરૂ થતો ત્યારે એના રંગો વિવિધ પલટા લેતા...પેલો માણસ આ રંગપલટામાં ભારે આનંદ માનતો; એ કહેતો...'ઓહ! આ તરફડાટમાં કેવા સુંદર રંગો માછલી ધારણ કરે છે. એક એક પછડાટી સાથે એક એક અવનવો રંગ બદલાતો આવે છે...અને એમાં એ ખાસ કરીને મૃત્યુની છેલ્લી ઘડીએ જે ગુલાબી ઝાંય એના શરીર ઉપર ચમકે છે એ કેટલી સુંદર છે! એ જોતાં આંખો ધરાતી જ નથી જાણે...બોલ હવે...' કાંતિએ વાત પૂરી કરી પૂછ્યું. 'આ વાતમાં માણસને વિચારમાં પાડી ગંભીર બનાવી દે એવું તને કંઈ લાગે છે કે નહિ! કોઈ પણ પ્રાણીને રોજ ને રોજ આમ આંખ સામે રિબાવીને મારવું અને એને મારતાં મારતાં એની સહુથી વધારે દુઃખદ ક્ષણોમાં મૃત્યુની છેલ્લી ઘડીના તરફડાટમાં-એના પ્રત્યે કશી સહાનુભૂતિ બતાવવાની વાત તો બાજુએ રહી પણ એના પીડાજનિત રંગોમાં આવી રીતે તટસ્થ રહી જડતાપૂર્વક રસ લેવો અને એ એના સૌન્દર્યની મજા લૂંટવી-આ શું સારી વૃત્તિ છે ભલા! આ તે કયા પ્રકારની સૌન્દર્યપિપાસા!'

પ્રબોધને હવે સમજાયું કે એનો મિત્ર આ ગંભીર વિચારમાં પડી ગયો હતો. 'કોઈ પણ પ્રાણીને રોજ આંખની સામે રાખી, તરફાવી મારવું, અને એ તરફડાટમાં સૌન્દર્ય જોવું એ દેખીતી રીતે જ એને પણ વિકૃત માનસનું જ પરિણામ જણાયું. તેણે કહ્યું, તારી વાત ખરી છે. ખાસ કરીને કોમળ લાગણીઓવાળા માણસોને આ જાતની વૃત્તિ ન જ ગમે.'

આગળ કંઈ ચર્ચા થાય ત્યાર પહેલાં તો પાસેના મકાનને બીજે માળેથી એક મીઠો સંસ્કારી અવાજ-અવાજ નહિ પણ ટહુકો-સંભળાયો. બોલનાર ભદ્રા હતી. વાતો કરતા

મિત્રો ઘર નજીક આવી પહોંચ્યા હતા, અને બંનેની રાહ જોતી ભદ્રાએ તેઓને એક નાના ઝરૂખામાંથી જોયા અને આવકાર આપ્યો. એક ક્ષણ પછી મહેશ પણ એ જ ઝરૂખામાં દેખાયો, અને હાથ ઊંચો કરી સસ્મિત વદને એણે કહ્યું, 'આવો! આવો!' આ દંપતીના 'આવો' એ શબ્દ પાછળ ભારોભાર પ્રેમ ભર્યો હતો.

કાંતિ અને પ્રમોદ બંનેના મગજમાં એક સાથે એક જ વિચાર પસાર થઈ ગયો: આ બંને એકબીજાની પાસે ઝરૂખામાં ઊભાં છે તે કેવાં દીપી ઊઠે છે! અને આ વિચાર કરતાં કરતાં જ બંને એ દાદરના પગથિયાં વટાવી બીજે માળે પહોંચ્યા.

દંપતીએ બંનેને પ્રેમથી નવરાવ્યા, જમવાનું તૈયાર જ હતું એટલે પાંચસાત મિનિટમાં જ બધાં આનંદથી જમવા માંડ્યા; કાંતિ પણ પેલી માછલીવાળી વાત ભૂલી ખીલ્યો.

જમ્યા પછી પ્રમોદને જરૂરી કામ હોવાથી માંડ માંડ રજા લઈને એ ગયો; પણ કાંતિને ભદ્રાએ ભારે આગ્રહ કરીને રોકી રાખવાનો પ્રયત્ન કર્યો; મહેશે પણ રોકાઈ જવા કહ્યું. અંતે 'એક કપ ચા અમારી સાથે પીધા વિના નહિ જવાય' એ સ્નેહાળ હુકમ આપ્યો, અને કાંતિ જમ્યા પછી એકાદ કલાક માટે રોકાઈ ગયો.

ભદ્રા ચાની તૈયારી કરવામાં ગૂંથાઈ હતી અને મેહેશે કહ્યું, 'ચા તો થોડી વાર પછી થશે, પહેલાં પાન તો લાવો.'

'પાન લેવા માણસને મોકલ્યો છે–હમણાં આવશે.'

કાંતિએ જોયું કે મૂળ તો મહેશે માણસને પાન લેવા જતાં જોયો હતો અને તેને કંઈક સૂચના પણ આપી હતી છતાં તે અજાણ્યો થઈને ભદ્રાને પાન મગાવવાનું કહેતો હતો! પણ એના નિઃશંક મનને કાંઈ શંકા પડી નહિ.

થોડી વારમાં બનાવેલાં ચારપાંચ પાનનું બીડું લઈને મહેશનો નોકર આવી પહોંચ્યો. એ આવ્યો કે તરત જ મહેશ કાંઈક ખૂબ ગમ્મતમાં આવી ગયેલો જણાયો. તેના નેત્રો જાણે કંઈક રમૂજ અને આનંદપ્રદ વસ્તુ તુરતમાં જ બનવાની હોય એમ ચમકવા લાગ્યાં. તેણે નેત્રો દ્વારા જ, પાન ભદ્રાના હાથમાં આપવા નોકરને સૂચવ્યું. આ જ ક્ષણે આકાશમાં વીજળીનો એક ઝબકારો થયો અને પછી મેઘનો ગગડાટ સંભળાયો. વાતાવરણ જાણે એકાએક ગંભીર બનતું હતું.

નોકરે ભદ્રાના હાથમાં કંઈક અચકાતાં અચકાતાં પાન મૂક્યાં. કાંતિ જોઈ રહ્યો હતો. એને કોણ જાણે કેમ પણ કંઈક ગંભીર વસ્તુ બનવાની હોય એવો ડર લાગવા માંડ્યો હતો. અને જાણે એનો ડર સાચો પડતો હોય એમ ભદ્રાએ પેલાં પાનનાં બીડાં નોકરના હાથમાંથી લઈને ઉઘાડ્યાં અને એ એકદમ રોષથી લાલચોળ બની જતી દેખાઈ. પાનમાં તમાકુ હતી. તેણે કહ્યું: 'તને કેટલી વખત કહ્યું છે કે તમાકુવાળાં પાન લાવવાં નહિ!' એના અવાજમાં તડફડાટ હતો, નિષ્ફળ રોષની ગ્લાનિ હતી. 'એમને તમાકુ ખાવાની ડાક્ટરે ના પાડી છે એ ખબર નથી!' એના કંઠમાં વહેમનો રણકાર વધી રહ્યો હતો. માત્ર મહેશ આસાનીથી હસતો હતો; નોકર ઘડીમાં ભદ્રા સામે અને ઘડીમાં મહેશ સામે ગભરાઈને જોવા લાગ્યો.

આકાશમાં વાદળાં વધારે ને વધારે ઘેરાતાં જતાં હતાં. ભદ્રા ફાટી આંખે ગુસ્સાથી નોકર સામે જોઈ રહી હતી. મૂળ તો તમાકુ નખાવવાની સૂચના મહેશે પોતે જ નોકરને આપી હતી એટલે નોકરની સ્થિતિ દુઃખદ બની ગઈ. 'ભાગ્યે જ રોષ કરનાર ભદ્રા આ બાબતમાં એકદમ ચિડાઈ ગઈ અને બોલી: 'બસ મારા ઘરમાં આવા નોકર ન જોઈએ.'

મહેશનું સ્મિત એકદમ ઊડી ગયું. કાંતિને લાગ્યું કે હવે કદાચ આ બંને નોકર ઉપર ગુસ્સે થઈ જશે પણ એમ ન બન્યું. ઊલટું મહેશ ભારે ગંભીર થઈને ભદ્રા સામે કહવા

તીવ્ર રોષથી જોઈ રહ્યો. કાંતિ તો ઊંડા દુઃખદ આશ્ચર્યથી નિઃસહાય બનીને આ બધું નીરખી રહ્યો. આ નાની બાબતમાં કંઈ મનદુઃખ થાય એવો કંકાસ નહિ થઈ પડે ને!

પણ એને ઝાઝો સમય વિચાર કરવો પડ્યો નહિ. ભદ્રા આગળ બોલ્યે જતી હતી, 'બસ, અત્યારે ને અત્યારે આ માણસને રજા આપો.' એ મહેશને કહેવા માંડી. 'હજાર વખત ના પાડયા છતાં એ શા માટે પાનમાં તમાકુ નખાવે છે?'

નોકર બીચારો બાવરો બનીને જોઈ રહ્યો.

ભદ્રાની ઇચ્છાનું પાલન થવું એ જ આ ઘરનો સામાન્ય ક્રમ હતો. પણ આ પ્રસંગે મહેશે એકદમ કડક બની કહ્યું, 'હું એને કશું કહીશ નહિ!' એના સ્વરમાં તીખાશ, અપમાન અને ઘાતક મજાક બધાનું મિશ્રણ હતું એ કાંતિએ જોયું. પરિસ્થિતિ એટલી ઝડપથી અને અણધારી રીતે વીફરી રહી હતી કે કાંતિને એનું નિવારણ કરવાનો કોઈ માર્ગ સૂઝ્યો નહિ. કડવાશ, ગ્લાનિ અને દુઃખના ત્રિવિધ તાપથી એ જાણે શૂન્યમનસ્ક બની ગયો.

'તમે નહિ કહો તો હું કહીશ' ભદ્રાનો તરડાએલો સ્વર સંભળાયો. એમાં ભારે તીવ્રતા આવી ગઈ હતી. 'આ ઘડીથી જ તારી નોકરી બંધ છે; મારા ઘરમાં તારું કામ...'

'ચૂપ કરો.' વચ્ચે જ મહેશે ભારે રોષ સાથે ત્રાડ નાખીને કહ્યું.

ભદ્રા પણ પોતાની જાત ઉપર કાબૂ રાખી શકી નહિ. 'ચૂપ નહિ થવાય.' તેણે કંપતા સ્વર સાથે કહ્યું.

'એમ, ચૂપ નહિ થવાય?' મહેશે ફરી ત્રાડ નાખી. એના પહાડી અવાજથી જાણે આખા ખંડની ભીંતો કંપી ઊઠી. કાંત અનહદ વેદના સાથે આ કલહનો સાક્ષી બની રહ્યો. એ મહેશને રોકે તે પહેલાં તો મહેશ બોલ્યો, 'ચૂપ ન થવાય તો રસ્તો પકડ તારો! મારો નોકર તો ઘર છોડતો છોડશે પણ તું આ ઘડીએ જ મારું ઘર છોડી જા!'

ભદ્રા જડ, સ્તબ્ધ અને મૂઢ જેવી બની આ શબ્દો સાંભળી રહી; અપમાન, દુઃખ અને અસાધારણ રોષથી તેનું ધવલ મુખ લાલઘૂમ બની રહ્યું; એના નીલોત્પલ જેવાં વિશાળ નમણાં નયનો વિસ્ફારિત બન્યાં; સહજ ફિક્કા હોઠો ઉપર લોહી ધસી આવતાં તે રતુંબડા બની કંપવા માંડ્યા; ક્ષણ માત્ર આ સ્થિતિ રહી ન રહી ત્યાં તો આંસુનાં બિન્દુઓથી કૂમળા ગાલો ખરડાવા માંડ્યા; અત્યંત વેદના સાથે અંગાંગમાં કંપતી તે બીજા ખંડમાં ચાલી ગઇ. છેવટ સુધી મહેશ એની સામે ને સામે તાકી રહ્યો હતો; પણ એની પોતાની આંખમાં વેદના કે દુઃખને બદલે નિર્લજ્જ સંતોષ અને સ્મિત રમતાં હતાં!

કાંતિને માટે આવો પ્રસંગ જોવાનું જીવનમાં પહેલી જ વખત બન્યું હતું. એટલે ઘડીભર તો એ આ કલહથી લગભગ હચમચાઈ જ ગયો. એમાંયે મહેશને પોતાને ભદ્રા–તેની પત્ની એટલી છોભીલી પડી જાય છતાં એનું જરા સરખું દુઃખ નથી, એનો પશ્ચાત્તાપ નથી, એ જોઇને કાંતિને વધારે આઘાત લાગ્યો; આંખો ફાડીને મહેશ સામે જોઇ રહ્યા સિવાય એ કશું કરી શક્યો નહિ; છતાં થોડી વારે પરાણે સ્વાસ્થ્ય ભેગું કરી એણે હિમ્મત કરી મહેશને કહ્યું:

'અરે! મહેશભાઈ...આ...આ...તમે શું બોલો છો!...તમારા સરખા સંસ્કારી માણસ' પણ એ પૂરું બોલી શક્યો નહિ. સામે બેઠેલો પુરુષ–મહેશ–તો જાણે કોઈ ભારે વિનોદમય પ્રસંગ બની ગયો હોય એમ એકદમ હસવા લાગ્યો; જાણે એ ગુસ્સે થયો જ ન હતો, જાણે કશી દુઃખદ વાત બની જ ન હતી!

'અરે, એને તો વાત વાતમાં રોવાની ટેવ છે!' તેણે લહેરથી હસતાં હસતાં કહ્યું.

'પણ...તમે કેટલા બધા દુઃખદ શબ્દો બોલ્યા! ભદ્રાબેને એવું તો કંઈ કર્યું નથી કે એમને તમારે દાદગે ઊતરી જવાનું કહેવું પડે; વળી એમને ત્યાં કોઈ પીયરિયાં છે કે

બનતા માણસમાં ભેદ શું છે, ભલા કહેશો જરા! એણે તિરસ્કારથી પૂછ્યું, 'ભેદ તેણે જ ને કે પેલો નિર્દય માનવી માછલીને રિબાવી તેના સૌંદર્યમાં રસ લેતો હતો ત્યારે તમે તમારા જ એક અંગભૂત માણસને—તમારી પત્નીને જ વળી!—વળી તમારી 'જનમમરણની સાથી'ને રિબાવી એના તરફડાટમાં સૌંદર્ય જુઓ છો, આ જ ભેદ કે બીજો કંઈ!' એનો શ્વાસ લાગણી ઉશ્કેરાવાને લીધે અને ઝડપથી ચાલવાને અંગે જોરથી ધમણની જેમ ચાલતો હતો.

અને એ મહેશને અપ્રત્યક્ષ રીતે અનેક પ્રશ્નો તિરસ્કારથી પૂછ્યે જતો હતો...' અરે, આ તે તમારી કેવી સૌંદર્યપિપાસા, આ તે કેવી વૃત્તિ તમારી!...તમારા અને પેલા નિર્દય મનુષ્યમાં ભેદ શું...ભેદ શું...કેવી હીન, પાશવી તમારી આ રૂપતૃષા!'

પણ એના આ પ્રશ્નો પ્રત્યુત્તર વિના જાણે મોંઢા પડતા હતા. માત્ર હવાને લીધે ખખડતાં પાંદડાંના ખડખડ અવાજમાં મહેશના બોખરા હાસ્યનો પ્રતિધ્વનિ સંભળાતો હોય એવો ભાસ થતો હતો.

[પાન ૪૯નું સંધાન]

પાંચમાંથી એક જણ છૂપો છૂપો જઈને તપાસ કરવા અંદર પેઠો. આખો મામલો ખ્યાલમાં આવી ગયો એટલે તરત જ બાકીના ચારને ખબર આપ્યા અને પાંચે ય જણાએ સ્નાનના સમાચાર આપવા રાજમહેલ તરફ દોટ દીધી.

હવે ભીમસેનથી વધારે વખત ખોટી થવાય તેમ ન હતું. બહુ મોડું થયું હતું અને બીજું તેડું આવે તે પહેલાં પલાયન ન થવાય તો નાહકનું વધારે મોડું થાય. આમ ગણતરી ગણીને ભીમભાઈ બંને પોટલાં લઈને આવ્યા હતા તેમ જ ઠાંગ કૂદીને પડાવ તરફ ઊપડી ગયા.

[ ચાલુ

માસ્તર—બોલ, હું ચાલું છું, તું ચાલે છે, તે ચાલે છે: આ કયા પ્રકારનાં સર્વનામ છે?
છોકરો—સાહેબ! આને તો પ્રેમવિશેષણ કહેવાય. —આ. વ્યા.

શર્દી અને દુખાવા માટે તાત્કાલીક ઉપાય
પેન બામ
વ્યાપારી વિગત માટે લખો:
સેંટ્રલ ફાર્મસી.
મુંબઈ, ૨.

# ભીમના ટોડા

માધવજી પટેલ

પાંડુ રાજા ગુજરી ગયા પછી પાંડવોને હિમાલયના પ્રદેશમાં રહેવાની જરૂર નહોતી. પાંડવો દિવસેદિવસે મોટા થતા જતા હતા એટલે તેમના વિદ્યાભ્યાસનો અને રાજકાજના શિક્ષણનો વિચાર કરવાનો ભાર પણ હવે કુન્તાજી ઉપર આવી પડ્યો હતો. સૌએ સાથે બેસીને આખી પરિસ્થિતિનો વિચાર કરીને એવો તોડ કાઢયો કે જેમ બને તેમ વહેલી તકે હસ્તિનાપુર જવું અને ત્યાં ભીષ્મ પિતા અને વિદુરજી વગેરે વડીલ વર્ગની સલાહ લેવી. અને છતાં પણ કુન્તાના મનમાં વહેમ તો હતો જ કે કદાચ ધૃતરાષ્ટ્ર વગેરે કૌરવો પાંડવોને મંત્રપુત્રો ગણીને રાજપુત્રો તરીકે રાજ્યના સીધા વારસ નહીં ગણે અને જો એમ થાય તો અમારું ત્યાં કોણ?

કુન્તાજીએ પોતાનો વહેમ પાંડવોને જણાવા દીધો નહિ અને જવાની તૈયારી કરવા લાગ્યાં.

સરસામાનમાંથી બહુ જ ઉપયોગી કે જેના વિના ચાલે જ નહિ તેવો સામાન સાથે લીધો અને બાકીનો આસપાસ રહેનારા ગરીબ માણસોને વહેંચી દીધો.

સહદેવ જોશીએ મૂરત જોઈ આપ્યું અને સમી સાંજને ઠંડે પહોરે સૌ ઊપડયા. આમ સવારસાંજ ટાઢે પહોરે મુસાફરી કરતાં અને બપોરના ભાગમાં છાયાં–પાણીની સગવડ હોય તેવે સ્થળે પડાવ નાખતાં, કોઈ જગ્યાએ રસોઈ કરીને ખાતાં તો કોઈ વાર ફળફળાદિથી પણ રોડવી લેતાં રાજધાની તરફ ચાલી નીકળ્યાં. આમ કરતાં કરતાં એક દિવસે પાછલી રાતને વખતે હસ્તિનાપુરના પાદરમાં આવી પહોંચ્યાં.

મોસૂઝણું થાય ત્યાં સુધી પડાવ નાખી નિત્યકર્મથી પરવારીને શહેરમાં દાખલ થવું એમ વિચારીને પડાવ નાખ્યો અને સૌ પોતપોતાને કામે લાગ્યાં.

ભીમસેનને નિત્યકર્મ જેવું કશું હતું જ નહિ. તેને તો ખાવું, પીવું અને ખેલવું એ જ સર્વશ્રેષ્ઠ નિત્યકર્મ. 'આત્મા સો પરમાત્મા' એ સૂત્રનો અર્થ ભીમે પોતાની રીતે ઘટાવ્યો હતો. આત્માને તૃપ્ત કરવાથી પરમેશ્વર તૃપ્ત થાય અને પેટ તૃપ્ત થાય એટલે આત્મા તૃપ્ત થાય. માટે ગમે તેમ કરીને ખાવું અને ખાધેલું પચાવવા માટે લહેર કરવી અને કસરત કરવી.

ઉનાળાના દિવસો અને જમના જેવી ઊંડા ધરાવાળી પાણીથી ભરપૂર નદી, પછી કોને તરવાનું અને ધુબકા મારવાનું મન ન થાય! તેમાં ય ભીમસેન જેવો અઠંગ તરવૈયો પછી વાત જ શી પૂછવી! બીજા ભાઈઓ માળાપૂજા કરે તે દરમિયાન તેણે તરવા જવાનો કાર્યક્રમ ઘડી કાઢયો. ભૂખે પેટે તરવું એ કાંઈ ઠીક ન કહેવાય એટલે સૌની ગેરહાજરીનો લાભ લઈને ભાતાનો ડબ્બો ખોલીને પેટપૂજા કરવાનો પણ મનમાં સંકલ્પ કરી રાખ્યો. ત્યાં તો માતાજીનો હુકમ છૂટ્યો, 'બેટા ભીમ! અમે નાહીધોઈને તૈયાર થઈએ તેટલી વારમાં તું રાજબાગમાંથી પૂજાપાઠ માટે થોડાં ફળફૂલ લઈ આવ.'

બસ ખલાસ, આખી બાજી ઊંધી વળી ગઇ. બાને સીધી ના પણ કેમ પડાય? છતાં ન જવા માટે થોડી દલીલ ફેંકવાનો વિચાર થઇ આવ્યો.

'માજી! આવા અજાણ્યા પ્રદેશમાં અને તેમાં ય વળી રાજબાગમાં શી રીતે જવું? મેં રસ્તો પણ જોયો નથી અને રાજાનો બાગ એટલે રખેવાળો તો હોય જ ને. એ લોકો મારા જેવા અજાણ્યાને કેમ પેસવા દે અને ધારો કે માંડ માંડ જેમ તેમ કરીને પેસું તો પણ ફળફૂલ કેમ લેવા દે?'

'આ રસ્તો સીધો બાગ તરફ જાય છે. જો પેલા ઝાડ પાસેથી બે રસ્તા જાય છે તેમાંનો એક ડાબી બાજુનો છે તે હસ્તિનાપુર જાય છે અને બીજો જમણી બાજુનો છે તે સીધો બગીચા તરફ જાય છે. આંખો મીંચીને જઇશ તો પણ સીધો બગીચે પહોંચી જઇશ. આખો બગીચો તારા પિતાએ તૈયાર કરાવ્યો છે એટલે કોઇ પણ માણસને એમનું નામ દઇશ એટલે તને જવા દેશે અને ફળ-ફૂલની પણ સગવડતા કરી આપશે.'

'એમ હોય તો તો કાંઇ મુશ્કેલી નહિ પડે. ત્યારે જરા બે ડૂબકી મારીને નાહી લઉં અને પછી દોડતો જઇને ફૂલ લઇ આવું.'

'ના ભાઇ, ના. નાહવાનું પછીથી રાખજે. હું તને સારી પેઠે ઓળખું છું. ઊંડું પાણી દેખીને તું ગાંડાતૂર બનીને વખતનું પણ ભાન ભૂલી જા છો તે હું ન જાણતી હોઉં તો ને? તારી 'બે,'ને બદલે 'બાવન' ડૂબકી થઇ જાય અને અમારે પૂજાને મોડું થાય. આપણે ઝટ શહેરમાં જવું છે માટે નાહવાનું પછી રાખજે અને સીધેસીધો ચાલવા માંડ.' હવે ભીમસેન પાસે કોઇ દલીલ ન હતી.

નાહવાનું તો રહ્યું, પરંતુ માતાનો જહાંગીરી હુકમ થયો અને વળી જેમની હાજરી હતી એટલે નાસ્તોપાણી પણ ન થઇ શક્યાં એટલે ભૂખ્યે પેટે ચાલી નીકળવા સિવાય બીજો ઉપાય ન હતો.

મુસાફરીનો થાક અને એક સામટા ઉજાગરાથી ભીમ થાકેલો હતો. શરીર આરામ માગતું હતું છતાં માતાનો હુકમ માથે ચડાવીને તે ચાલવા માંડ્યો.

ભીમસેનને શરીર તથા મન ઉપર અજબ કાબૂ હતો તેથી ધારે તેટલું ખાઇ શકે અને ધારેલે વખતે ઊંઘી શકે એવી સિદ્ધિ મેળવી હતી. અત્યારે પાછલી રાતનો ઠંડો પહોર હતો, રસ્તો સીધો હતો એટલે આંખો મીંચીને ચાલે તો પણ સીધા બાગમાં પહોંચી જવાય તેમ હતું. વળી આવે ટાણે રસ્તે અવરજવર પણ ન હતી એટલે ભીમને ઊંઘી લેવાનું મન થયું. બસ વિચાર આવ્યો કે અમલ થયો જ છે. તેણે તો માંડ્યું ઊંઘવા. પગ પગનું કામ કરે અને ઊંઘ ઊંઘનું કામ કરે અને રસ્તો કપાયે જાય.

આ કાંઇ ગપ નથી હો. મહાભારત-માં લખેલું કાંઇ ખોટું હોય! મહાભારત-નો આધાર આપીએ તોપણ નવો જમાનો એ વાત ન માને. ઠીક ભાઇ આ તો મહાભારતને ન માનો તો કાંઇ નહિ પણ નેપોલિયન ઘોડા ઉપર બેસીને ઊંઘ લેતો અને ઔરંગઝેબ તોપોના ધડાકા વચ્ચે ઊંઘી જતો એ વાત તો આંખો મીંચીને ગોખી રાખી છે ને? જો ચાલતે ઘોડે ઊંઘાય, તોપોના ભયંકર અવાજ વચ્ચે ઊંઘ આવે તો, ચાલતાંચાલતાં ઊંઘ

કેમ ન આવે? પગને ઘોડા ન કહેવાય? ઘોડો પણ ચાલે અને પગ પણ ચાલે. હવે તો વાત ગળે ઊતરી ને?

આમ ચાલતો–ઊંઘતો ભીમ રસ્તો કાપ્યે જતો હતો. થોડી વારે બાગની દીવાલ સાથે માથું અફળાયું ત્યારે ભાન આવ્યું કે હાય! માંડ માંડ પહોંચ્યા તો ખરા પણ દરવાજો કયાં શોધવો? આજુ-બાજુ નજર કરી પણ નજીકમાં કયાં ય દરવાજો ન દેખાયો. શોધવા જતાં વખત જાય. તેના કરતાં માથોડું દીવાલ ઠેકતાં કેટલી વાર! દશ કદમ પીછે અને આગે ફલાંગ જેટલી જ તો!

દરમિયાનમાં ભીમભાઈના હળવા ફૂલ જેવા શરીરની હરફરના અવાજથી નજીકમાં જ કામ કરતા માળીનું ધ્યાન ખેંચાયું. કોઈ ચોર ધારીને તેણે ત્યાં ઊભા ઊભા સરસ્વતી વાચન શરૂ કર્યું. 'સા....ને અત્યારે અંધારાનો લાભ લઈને ચોરી કરવી લાગે છે. બાપનો માલ હશે. સા...આ કાંઈ બોડી બામણીનું ખેતર નથી કે હાલી મળ્યો છે; આ તો છે તારા મોટા કાકાનો રાજબાગ. માટે ચાલતો થા નહિતર માથું સલામત નથી.' આટલું બોલીને માળી વાંકો વાંકો કયારા સરખા કરવા માંડ્યો.

ભીમસેન આ સાંભળી વિચારમાં પડ્યો. માળીની ધમકીથી ડરીને નહિ પરંતુ પોતાના બાપના ગામમાં પેસતાં જ ગાળ ખાવી એ અપશુકન કહેવાય. ગાળ સાંખી લે તો આખી જિંદગી કોઈની ગાળ જ ખાધા કરવી પડે. ગાળનો બદલો વાળે તો ધિંગાણું થઈ બેસે. હવે કરવું શું! ગાળ મૂંગા મૂંગા સાંભળી તો નહિ જ લેવાય. પણ અંદર પેઠા પછી વાત.

ધોતિયાનો કછોટો વાળીને બાગની રાંગ કૂદવા માટે થોડા પાછો હટ્યો અને એક ફલાંગે રાંગ કૂદીને ધબ કરતોક બાગની અંદર પડ્યો.

જોગાનુજોગ પેલો માળી વાંકો વળીને કયારાનું સમારકામ કરતો હતો. બરાબર તેને માથે ભીમસેનનું વજનદાર શરીર આવી પડયું. એક કડાકો ને માળીની કમરનો હાડો ભાંગી ગયો અને મોઢામાં-થી લોહીનો કોગળો નીકળી ગયો બસ ખલાસ; માળીના રામ રમી ગયા.

ભીમને થયું કે અરે રામ, રામ, કોઈ નિર્દોષ માણસ માર્યો ગયો લાગે છે. પરંતુ આસપાસ નજર કરતાં કોઈ બીજો માણસ ન દેખાયો એટલે અનુમાન કર્યું કે થોડી વાર પહેલાં મને ગાળો દીધી હતી તે જ આ માણસ લાગે છે. ચાલો ઠીક થયું, આપોઆપ વેર વળી ગયું. શહેરમાં પેસતાં જ ક્ષત્રિયને યોગ્ય એવાં શુકન થયાં.

હવે ભીમસેનને બાગમાં ફરતાં કે ફળફૂલ તોડતાં કોઈ રોકે તેમ હતું નહિ એટલે તે બાગમાં ફરવા માંડ્યો. અનેક જાતનાં ફળફૂલ જોઈને મોઢામાં પાણી આવવા માંડયું. ભૂખ પણ કકડીને લાગી હતી એટલે મોટો વળી જેવડો મજબૂત વાંસ કાપીને તેનાથી પાડીને અને ઝાડને હલાવીને પડે તેટલાં પાડીને ફળ ખાવા લાગ્યો. ઝાડનાં ડાળ–પાંદડાં તૂટવા માંડ્યાં. કડાકા ને ભડાકા થવા લાગ્યા. જાણે કોઈ મદોન્મત્ત હાથી જંગલમાં ગેલ કરવા નીકળ્યો હોય તેવો દેખાવ થઈ રહ્યો.

પેટ ભરીને ફળ ખાધા પછી પુજા માટે દોઢ–બે મણ જેટલાં ફળ અને ગાંસડા બંધાય તેટલાં ફૂલ એકઠાં કરી પાણી છાંટી બે પોટલાં બાંધીને તૈયાર રાખ્યાં.

આટલું કર્યા પછી માળી યાદ આવ્યો. તેનું મૂડદું ઘસડીને દરવાજા પાસે લાવ્યો અને દરવાજા પાસેથી પસાર થતાં માણસો પોતાનું પરાક્રમ જોઇ શકે તેવી રીતે તેને ગોઠવી દીધું.

હજુ બરાબર અજવાળું થયું ન હતું એટલે પાછા ફરવાની ખાસ ઉતાવળ ન હતી. પેટમાં વજન સારી પેઠે પડયું હતું અને ઉજાગરો હતો એટલે થોડી વાર લેટવાનું મન કરીને ફૂલફળના પોટલાનું ઓશીકું કરીને આડો પડ્યો અને પડ્યા ભેગો ઘસઘસાટ ઘોરવા માંડ્યો.

દરમિયાનમાં માળીની દીકરી શિરામણ લઇને આવી. દરવાજા પાસે પહોંચતાં જ બાપનું શબ જોયું છોકરીની રાડ ફાટી ગઈ, શરીરમાં કંપારી છૂટી, માથેથી ભાત પડી ગયું અને ગભરાટની મારી 'દોડો દોડો, મારા બાપને કોઈએ મારી નાંખ્યા. ઓ મારા બાપ રે ઓ....એ....' એમ બૂમો મારતી સીધી ઘર તરફ નાઠી.

ઘરે માળીની પત્નીએ આ સમાચાર સાંભળ્યા ત્યારે એનું હૈયું હાથ ન રહ્યું. છાતી કૂટતી અને રડારોળ કરતી તે રાજમહેલમાં ગઈ અને મહારાજાને આ માઠા સમાચાર પહોંચાડ્યા.

વાત સાંભળતાં જ ક્રોધથી મહારાજા દુર્યોધનની રોમરાઈ બેઠી થઈ ગઈ. આંખમાંથી અગ્નિ વરસવા લાગ્યો. મારા રાજ્યમાં ધોળે દહાડે માળીને મારનાર કોણ માઈનો પુત્ર જાગ્યો હશે.

'અલ્યા કોણ હાજર?'

'જી નામદાર' કરતા ચારપાંચ હજૂરિયા સલામ ભરીને ઊભા રહી ગયા.

જાઓ પચીસ અધમણિયાને* ઝટ હાજર કરો.

રાજાનો હુકમ થાય પછી શી વાર? પળવારમાં તો પચીસ–ત્રીસ અધમણિયા મહારાજનો હુકમ ઉઠાવવા હાજર થઈ ગયા. 'ફરમાઈએ હજૂર આપકી આજ્ઞા કે લિયે સેવક ખડે હૈ.'

'જાઓ. રાજબાગમાં જઈને માળીને મારનાર ખૂનીને મારીને હમણાં જ હાજર કરો.'

'અચ્છા જનાબ, આપ નામદાર કા જૈસા હુકમ.' પચીસેય અધમણિયા દંડા લઈ ઊપડયા કે વહેલો આવે રાજબાગ.

દરવાજામાં પહોંચતાં માળીનું મૂડદું જોયું. મૂડદાની દશા જોઈને દુશ્મનનો કયાસ ટુકડીના સરદારે બાંધી લીધો. સૌનાં હાજાં ગગડી ગયાં. જે માણસે શેરડીના સાંઠાની જેમ કમરનો દાંડો ભાંગી નાખ્યો છે એ દુશ્મન મૈળો નહિ જ હોય. 'દેખો ભૈયા, સમાલકે ચલના હોગા. બડી સાવધાની સે કામ નહીં લેનેસે એ મુરદે કી તરહ અપના ભી ખુર્દા હો જાયગા.' આટલું કહીને સરદારે મલ્લોને પાંચ પાંચની ટુકડીમાં વહેંચી દીધા. પાંચમી ટુકડીના મલ્લને દરવાજાની ચોકી ઉપર મૂકયા જેથી દુશ્મન નાસી ન જાય. પછી પોતે બાગની વચ્ચોવચ દુશ્મનની શોધમાં ઊપડ્યો.

એક ટુકડી શોધતી શોધતી ભીમસેન સૂતો હતો તે બાજુ આવી. દૂરથી પહાડ

* અધમણિયા એટલે કે અધમણ દૂધ પીનારા અને મણિયા એટલે કે મણ દૂધ પીનારા મલ્લ

જેવા ભીમને સૂતેલો જોયો. જોયા પછી કોની મગદૂર કે સામો ચાલે? પહેલી ટુકડીએ અવાજ દઇને બીજાઓને પાસે બોલાવ્યા. સૌ એકઠા થયા અને કોલાહલ વધ્યો તેથી ભીમની ઊંઘ ઊડી ગઈ. પરિસ્થિતિ ખ્યાલમાં લઈને સાવધ થઈ ગયો. એકનું એક હથિયાર પેલો મોટો વાંસ બાજુમાં સરકાવી હાથમાં પકડીને ખોટો ખોટો ઊંઘવાનો ડોળ કરીને પડી રહ્યો.

દરમિયાન પેલું ટોળું નજીક ને નજીક આવતું ગયું. બળવાન અને નીડર લોકો આગળ થયા અને નબળા–પોચા હતા તે સીફતથી પાછળ સરકી ગયા અને ખોટેખોટી બાંયો ચડાવવા અને મૂછોને વળ દેવા લાગ્યા. આમ પોતાની મેળે વ્યૂહ રચાઈ ગયો. સરદાર સૌથી આગળ છાતી કાઢીને અને ભીમને ધમકાવતો અને પોતાના સાથીઓને શૂરાતન ચડાવતો ચાલવા માંડયો. ભીમ ઘેરાઈ ગયો. બે જણાએ ભીમને જગાડવા હળવો લતાપ્રહાર કર્યો, અને બીજા બેત્રણ જણાએ હળવે હાથે જરા ઢંઢોળ્યો. જાણે કે કાચી ઊંઘમાંથી ઊઠવું પડયું હોય તેમ ગુસ્સે થઈને દાંત ભીંસીને સામે ઊભેલાને પેટમાં જોરથી પાટુ મારી. 'ઓય મારા બા....' એવા અવાજ સાથે ફૂટબોલની જેમ બંને ધોકડાં ઊછળીને દૂર ફેંકાયાં. સાથે બે–પાંચને આડા પાડતા ગયા. એ જ વખતે બંને બાજુ હાથ વીંઝીને પેલા ઢંઢોળનારાને ચત્તાપાટ નાખી દીધા. હવે ઊભા થવામાં હરકત જેવું ન હતું એટલે ઝડપ દઈને ઊભો થઈ ગયો અને ટોળા ઉપર વાંસ વીંઝવા માંડયો. હડફેટમાં આવ્યા તેમાંથી કોઈનાં માથાં ફૂટયાં, કોઈના પગ ભાંગ્યા તો કોઈનાં પાંસળાં ભાંગ્યાં. આમ અરધા કલાકની રમઝટ પછી વડલા ઉપરથી પાકા ટેટા ખરી પડે તેમ લગભગ બધા મલ્લ ઘાયલ થઈને ભીમની આસપાસ પડયા પડયા ઘાના દુઃખથી ઊંહકારા ને ઓયકાર કરતા ઢળી પડયા.

હજુ ટુકડીનો સરદાર બાકી હતો. ભીમસેન બરાબર થાકે પછી તેની અશક્તિનો લાભ લેવાના ઈરાદાથી સરદાર સૌની પાછળ રહ્યા હતા. એ બીચારાને ભીમની શક્તિનું માપ કયાંથી હોય.

મલ્લની રીતે હાથપગ ઉપર તાળોટા મારીને ફડાકા બોલાવતો અને પેંતરા ભરતો તે ભીમની સામે આવવા લાગ્યો. ભીમે મલ્લકુસ્તીના દાવ જોયેલા નહિ એટલે તેને તો આ કોઈ નવી રમત લાગી અથવા તો કહોને કે મલ્લપુરી નાચ લાગ્યો.

મલ્લને નજીક આવવા દીધો અને જેવો તેણે ભીમને દાવમાં લેવા હાથ લંબાવ્યો કે તરત જ બાજની ઝડપથી હાથ પકડીને આંચકો માર્યો કે ખભામાંથી હાથ ખડી ગયો અને મલ્લ ભીમની બાથમાં આવી પડ્યો. જોર કરીને એક ભીંસ દીધી કે આંખના ડોળા નીકળી પડ્યા અને મોઢામાંથી લોહીના લીસોટા સાથે આખી જીભ બહાર લબડી પડી ને મલ્લના સરદારનાં સોએ વરસ પૂરાં થઈ ગયાં.

આટલી વારમાં દરવાજાના ચોકીદારોને અંદરની રમતની ખબર પડી ગઈ હતી. છતાં સરદારના પાછા ફરવાની અને તેના હુકમની રાહ જોતા ઊભા હતા. ઘણી વારે કોઈ જ પાછું ન આવ્યું ત્યારે

[ અનુસંધાન પાન ૪૪

# સમાજ અને સાહિત્યની નવાજૂની

### રાષ્ટ્રગીતનો નિર્ણય

ગુરુદેવ શ્રી રવીન્દ્રનાથ ઠાકુરે રચેલું 'જન ગણ મન અધિનાયક જય હે' ગીતને હિંદના રાષ્ટ્રગીત તરીકે કામચલાઉ રીતે માનવામાં આવે છે. રાષ્ટ્રગીત અંગે બંધારણ સભા તરફથી છેલ્લો નિર્ણય કરવામાં આવશે. હિંદ સરકારે વચગાળાની વ્યવસ્થા તરીકે 'જન ગણ મન અધિનાયક' એ ગીતને રાષ્ટ્રગીત તરીકે ઉપયોગમાં લેવાનું શરૂ કર્યું છે. અને આ રૂઢિની તાકીદે અમલમાં મૂકવાની પ્રાંતિક સરકારોને સૂચના આપવામાં આવી છે. જ્યારે રાષ્ટ્રગીત તરીકે આ ગીતનો ઉપયોગ થશે ત્યારે તે ફક્ત એક જ મિનિટમાં પૂરું થશે. અત્યારે આ ગીતની સુરાવટ અનેક પ્રકારની છે. અને તેથી કોઈ મુશ્કેલી ઊભી ન થાય એ માટે એક મુખ્ય સુરાવટ ટૂંક સમયમાં નક્કી થશે. આ ગીતને અતિ સામાન્ય ન બનાવી દેવાય ને તેનું ગૌરવ બરાબર જળવાય તે માટે યોગ્ય તકેદારી રાખવાની પણ પ્રાંતિક સરકારોને સૂચના અપાઈ ગઈ છે.

### રાષ્ટ્રધ્વજનાં સન્માન

એમ જણાય છે કે, યુક્ત પ્રાંતની સરકારે, યોગ્ય સ્થળો અને પ્રસંગોએ રાષ્ટ્રધ્વજને અયોગ્ય રીતે ફરકાવવા સામે પ્રતિબંધ મૂકવાનો નિર્ણય કર્યો છે. આ અંગેનો હુકમ ટૂંક સમયમાં બહાર પાડવામાં આવનાર છે.

### પ્રેમ ! તારે ખાતર

ગયા માસની તા. ૧૦ મીએ અંધેરીમાં કોલેજ નજીકથી એક ૨૦ વર્ષની ઉંમરની સ્ત્રીના હાડકાં તથા ખોપરી મળી આવ્યાં હતાં તેના સંબંધમાં પોલીસે તપાસ ચલાવી મજકુર સ્ત્રીના પતિ ધનજી કુંવરજીની પોતાની પત્નીનું ખૂન કરવાના આરોપસર ધરપકડ કરી છે. પોલીસની તપાસમાં માલૂમ પડ્યું હતું કે, મરનારનો પતિ અંધેરી નજીક મરોળ ગામમાં રહેતો હતો જ્યાં તે એક મુસ્લિમ સ્ત્રી સાથે પ્રેમમાં પડ્યો હતો. આ વખતે મરનારને કચ્છથી બોલાવી હતી અને મરનાર નાયગામ ખાતે પોતાના કાકાને ત્યાં રહેતી હતી.

એક દિવસ પતિ પત્નીને પોતાના કાકાને ત્યાંથી ટેક્ષીમાં લઈ ગયો હતો. અને તે પછી તેને મારી નાખી તેની લાશને ઉપલી જગ્યાએ ફેંકી દીધેલી હોવાનું માનવામાં આવે છે. મારી નાખવાનું ચોક્કસ કારણ જણાયું નથી પરંતુ અત્યાર સુધીમાં પોલીસે કરેલી તપાસ ઉપરથી માલૂમ પડે છે કે, આરોપી જે મુસ્લિમ સ્ત્રી સાથે પ્રેમમાં હતો તેને ત્યાં ખાતોપીતો હતો. તે સામે મરનારે વાંધો લેવાથી પતિપત્ની વચ્ચેના ઝઘડાનું આ પરિણામ મનાય છે.

### કરુણાંત ફિલ્મ !

જામનગરમાં તા. ૬ની યોજના વખતે તળાવની પાળ પાસે ફીલ્મવાળાઓ ફીલ્મનાં દૃશ્યો લેતા હતા ત્યારે લગભગ સોએક જેટલા માણસો તળાવમાં હોડકાં રાખવા માટેનું જે છાપરું છે તેના ઉપર ચડેલા. આ છાપરું એકાએક તૂટી પડતાં લગભગ ૫૦ થી ૬૦ માણસો તળાવના પાણીમાં પડી ગયા હતા અને રોકકળ અને ભયની ચીસોથી વાતાવરણ ગાજી રહ્યું હતું. તાત્કાલિક બચાવ માટે પ્રયાસો શરૂ થયા પરંતુ એક સોની અને બીજો વણિક જ્ઞાતિનો એમ ૨૦–૨૨ વર્ષના બે યુવાનોનાં મૃત્યુ થયાં હતાં અને દસ પંદર જણાઓને ઈજા થતાં સારવાર માટે હોસ્પીટલે મોકલવામાં આવ્યા હતા. જામનગરમાં આ બનાવે ભારે કરૂણાજનક વાતાવરણ સર્જ્યું છે.

### ઉદ્ઘાટનવિધિ

'શ્રી ગ્રામદક્ષિણામૂર્તિ બુનિયાદી તાલીમ અધ્યાપન મંદિર'નું ઉદ્ઘાટન સૌરાષ્ટ્ર સરકારના વડાપ્રધાન માનનીય શ્રી. ઢેબરભાઈ તા. ૨૧–૬–૪૮ ના દિને સોનગઢ મુકામે (સવારે ૯ વાગે) કરનાર છે.

*

'ગુજરાત સાહિત્ય સભા' તરફથી દર વર્ષે કરાવવામાં આવતું સમીક્ષાનું કામ ચાલુ વર્ષે,

એ વિભાગમાં વહેંચી નાખી તે દરેક વિભાગવાર જુદા જુદા સમીક્ષકો નીમવામાં આવ્યા છેઃ

વિભાગ પહેલો—કવિતા, નાટક, નવલિકા, નવલકથા, નિબંધ, વિવેચન, જીવનચરિત્ર, ધર્મતત્ત્વજ્ઞાન, ઇતિહાસ, પુરાતત્ત્વ, ભાષાશાસ્ત્ર, કેળવણી, બાળ-સાહિત્ય, પ્રવાસ વગેરેના સમીક્ષક શ્રી રામપ્રસાદ શુક્લ, નં ૯, નૂતન સોસાયટી, એલીસબ્રીજ, અમદાવાદ-૬

વિભાગ બીજો:—વિજ્ઞાન, ભૌતિકવિજ્ઞાન, જંતુવિજ્ઞાન, પ્રાણીવિજ્ઞાન, શરીરવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર, ઔષધ-સાહિત્ય વગેરેના સમીક્ષક પ્રો. નરસીંહભાઈ મુ. શાહ ૧૯ પ્રીતમનગર, એલીસબ્રીજ, અમદાવાદ-૬

લેખકો-પ્રકાશકોને પોતાનાં પ્રકાશનો સત્વર મોકલી આપી સમીક્ષાના કાર્યમાં સહાયભૂત થવા વિનતિ કરવામાં આવી છે.

શ્રી રાજકુમાર કોલેજ કવિશ્રી ન્હાનાલાલ સ્મારક સમિતિ રાજકોટ તરફથી સ્વર્ગસ્થ કવિશ્રી ન્હાનાલાલ સ્મારક અંગે ન્હાનાલાલ-પારિતોષિક આદિ જે યોજનાઓ વિચારવામાં આવી છે તેમાં કવિશ્રી ન્હાનાલાલ સ્મારક-ગ્રંથનો પણ સમાવેશ થાય છે. એનું સંપાદન-કાર્ય સમિતિએ રામનારાયણ વિ. પાઠક (પ્રમુખ), રવિશંકર મ. જોષી, ચતુરભાઈ શં. પટેલ, અનંતરાય મ. રાવળ, ડુંગરભાઈ ગો. ધામેલીયા (મંત્રી)ને સોંપેલું છે. ગુજરાતના અર્વાચીન કવિશ્રેષ્ઠ માટે એક સ્મારક-ગ્રંથ પ્રગટ કરવાની ગુજરાતી સાહિત્યના દરેક પ્રેમીને મંજૂર હોવી જોઈતી આ યોજનાને સક્રિય સહકારની જરૂર રહેશે. ગુજરાતી સાહિત્યના અને કવિશ્રીની કૃતિઓના અભ્યાસીઓ અને કવિશ્રીના અંગત સંપર્કમાં આવેલા સાહિત્યકારોને સાગ્રહ વિનંતિ કરવામાં આવી છે કે કવિશ્રીના જીવન અને કવન સંબંધી પોતાનો લેખ—સંસ્મરણો, કવિશ્રીની કોઈ કૃતિ કે કવિશ્રીની વિપુલ સાહિત્ય સેવાના કોઈ એક પ્રકાર પર અભ્યાસી લેખ અથવા અંજલિકાવ્ય-વહેલામાં વહેલી તકે મંત્રીને મોકલી આપી સ્વ. કવિશ્રી પ્રત્યેનો પોતાનો સદ્‌ભાવ વ્યક્ત કરી કવિશ્રી પ્રત્યેનું ગુજરાતનું ઋણ અદા કરવામાં પોતાનો ફાળો આપે. ગ્રંથનું પ્રકાશન શક્ય તેટલું વહેલું કરી નાખવાની સંપાદકોની મુરાદ છે. કૃતિઓ નીચેના સરનામે મોકલવાની છેઃ રાજકુમાર કોલેજ, રાજકોટ.

ગુજરાત પ્રસિદ્ધ કવિશ્રી દુલાભાઈ 'કાગ'નું નવું પુસ્તક 'સોરઠ-બાવની' તાજેતરમાં જ પ્રસિદ્ધ થવાનું છે.

## બે નવાં માસિકો

અતિથિ : તંત્રીઓ : ઇન્દુલાલ ગાંધી અને મીનુ દેસાઈ : નેશનલ મેડિકલ સ્ટોર્સ : મોરબી
વાર્ષિક ૬-૦-૦ છૂટક ૦-૧૦-૦

એની સાથે 'રાગિણી' જોડી દેવામાં આવ્યું છે તેવા આ 'સાહિત્ય, સંસ્કાર અને સ્વાધ્યાય'ના માસિકનો પાંચમો અંક મળ્યો છે. અંકમાં પીરસાયેલી અનેકવિધ સાહિત્યસામગ્રી રોચક અને રસપ્રદ હોઈ માસિકની નેમને બરાબર વફાદાર રહી છે. શ્રી ઇન્દુલાલનાં 'સ્મૃતિ-દર્શનો' એ આ માસિકનું ખાસ આકર્ષણ છે. ગુજરાતનાં શિષ્ટ સામયિકોની હરોળમાં સ્થાન પામી ચૂકેલા આ માસિક માટે વધારે શું લખવાનું હોય? 'અતિથિ'ને આવકારવાં, તેના યુવાન તંત્રીઓના મનોરથો ફળો એ જ વાંછના.

કિતાબ : તંત્રીઓ : નિસારઅહમદ અને સીરતી : કિતાબ કાર્યાલય, બેગમપરા : સુરત
વાર્ષિક ૫-૦-૦ છૂટક ૦-૮-૦

સુરતના આ 'અભિનવ દૃષ્ટિના પ્રગતિશીલ માસિક'નો ત્રીજો અંક મળ્યો છે. મહાગુજરાતની ગઝલપ્રવૃત્તિના પ્રતિનિધિ સમા આ માસિકના આ અંકે અપાયેલી બહુવિધ સામગ્રીમાં એની ઠરેલ ચર્ચાઓ અને સમૃદ્ધ ગઝલવિભાગ વધારે ધ્યાન ખેંચે તેવાં છે. 'મારી દૃષ્ટિએ'માં અપાતા 'શાયરી'ને લગતા જવાબો જિજ્ઞાસુઓ અને અભ્યાસીઓને માર્ગદર્શક થઈ પડે તેવા છે. ગુજરાતના ગઝલ-સાહિત્યની પ્રગતિમાં આ માસિક પોતાનો વિશિષ્ટ ફાળો નોંધાવશે એમ લાગે છે. તંત્રીઓની ઉમેદ બર આવો એ જ દુઆ.

સ્વાદિષ્ટ રસોઈ, પાપડ તથા અથાણાં માટે સર્વોત્તમ

# "રોહિણીચંદ્ર" છાપ હીંગ

( રજીસ્ટર્ડ )

ઈરાની ખંડા તથા રસકણી
[ રતલી તથા અર્ધરતલી ડબ્બામાં ]



Telegram 'SANSCRIT'] મળવાનું ઠેકાણું [ટેલીફોન : ૨૪૭૫૪

## વરજીવનદાસ હીરજીની કું૦

હીંગ, શ્રી વિષ્ણુ છાપ કેશર, એલચી, ગુંદર તથા કરીઆણાના વેપારી
૨૪૦, સેમ્યુઅલ સ્ટ્રીટ, વડગાદી : મુંબઈ-૩



અમારી ઉત્તમ બનાવટો માટે પ્રદર્શનોમાંથી સુવર્ણચંદ્રકો તથા ઉત્તમ સર્ટીફીકેટો મળેલ છે

# ધી જીવન કેમીકલ વર્કસની

## અનુપમ સૌંદર્ય સામગ્રીઓને તમારા જીવનની શોભા બનાવો

- જવાહીર બ્રાહ્મી
- હેમન્ત સ્નો
- પુષ્પા ફેઈસ પાવડર
- પુષ્પા ગ્લીસરીનટાઈન
- લીલા વેજીટેબલ
- ઈન્દીરા હેર ઓઈલ
- જીવન કોકોનટ
- જીવન પરફ્યુમ્ડ કેસ્ટર ઓઈલ
- જીનો બામ
- ગુલાબજળ વગેરે વગેરે

☞ દરેક શહેરોમાં ભરપુર કમીશન અને ઉદાર શરતોથી
એજન્ટો તથા સ્ટોકીસ્ટો નીમવાના છે.
( અમારું દવા વિભાગનું સુચીપત્ર મફત મંગાવો )
શરતો માટે આજેજ લખો :—

મેનેજર
ધી જીવન કેમીકલ વર્કસ
પોસ્ટ ; ઓડકી ( ડી બરોડા )
બી બી એસ. રેલ્વે.

બ્રાન્ચ ઓફીસ —
સુલત નપુરા,
અખ્યારૂની પોળ : વડોદરા

અનેક રોગની
એક જ દવા

જીવનધારા

કોલેરા, સંગ્રહણી, શરદી, હાથ, પગ, માથું તથા બદનનો દુઃખાવો, પક્ષઘાત, મંદાગ્નિ, અશક્તિ, સોજો, અજીર્ણ, અપચો, ખરસી, શ્વાસ, દમ, દાંત-દાઢમાં કળતર, ઝેરી ડંખ, પ્રદર, પ્રમેહ, મોઢાની દુર્ગંધ, પેટની ચૂંક, શૂળ, પેટ-પેડુનો દુઃખાવો, અમુંઝણ, દરેક જાતનો તાવ, ઘા પડવો, લોહી નીકળવું ઇત્યાદિ અનેક જાતનાં દરદોમાં તેમ જ રેલ્વે, સ્ટીમર યા મોટરની મુસાફરીમાં તાત્કાલિક ઉપયોગી થઇ પડનારી અમુલ્ય ઔષધિ.
કિંમત મોટી બાટલી રૂ. ૧।।, વચલી બાટલી રૂ. ૧। અને નાની બાટલી રૂ. ૦।।= પો. જુદું

દરેક ઠેકાણે વેચાય છે.
રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક 'વીનસ' નં. ૩૦૨ **જે. એન. શેઠના : નડીઆદ**

બચ્ચાંઓને થતાં ઝાડા, ઉલટી, તાવ, કૃમિનો ઉપદ્રવ, ધુડ ખાવાથી પેટનું મોટું થવું, હાથપગ સળી જવા, દસ્તની કબજીઆત, ધાવણ કે દુધનું પાચન ન થવું વિગેરે અનેક દરદો મટાડી અખૂટ શક્તિ આપનારી અમૃત તુલ્ય ઔષધ

## કાઠીયાવાડી બાલામૃત સોગઠી [રજીસ્ટર્ડ] વાપરો

દસ'થી કબાતાં હજારો બાળકો આરોગ્ય આનંદ અને નવચેતન પામ્યાં છે.

કો. ૩૦ની એકના રૂપિયો એક (વી. પી. પો. જુદું).

વૈદ્ય નવનીધરાય હરજીવનદાસ મહેતા

ઠે. કાઠીયાવાડી બાલામૃત સોગઠી ડીપો—આબાચોક—ભાવનગર

મુંબઇમાં મળવાનું ઠેકાણું—કેશકલ્યાણ મસાલા ડીપો, ૧ લી સુતારગલીના નાકે—મુંબઇ નં. ૪

## ધી બોમ્બે લાઇફ એશ્યૉરન્સ કું. લી.

[ સ્થાપના ૧૯૦૮ ]

મુંબઇ તથા પરામાં નીમવાના છે પગારથી એજન્સી ઓરગેનાઇઝરો

—: લખો અથવા મળો :—

**એમ. એ. દોશી**
એજન્સી ઇન્સપેક્ટર



ઘરનું ઠેકાણું
ઘર નં. ૨૩ ડૉ. વીલસન સ્ટ્રીટ, વીઠલભાઇ પટેલ રોડ
મુંબઇ નં. ૪

ઓફીસનું ઠેકાણું
બોમ્બે લાઇફ બીલ્ડીંગ
૪૫/૪૭ એસ્પ્લેનેડ સ્ટ્રીટ
ફોર્ટ મુંબઇ
ટે. નં. ૨૯૦૧૭-૮

